પંડિતશ્રીમાધવાચાર્યપ્રણીત

# माधवनिदान

## મૂળશ્લોકસહિત ગુજરાતી ભાષાંતર

( છઠ્ઠી આવૃત્તિ )

પ્રસિદ્ધ કરનાર
૧ પંડિત નારાયણ મૂળજી પુસ્તકાલય
માલીક
રાજગુરૂ પંડિત રવિશંકર જેષ્ઠારામ ઍન્ડ સન્સ
અને
૨ "ન્યુસ પ્રિન્ટીંગ પ્રેસ"
(ગુજરાતી પત્રનું)

સંવત્ ૧૯૮૫ ] [ સને ૧૯૨૮

મૂલ્ય રૂ. ૨ બે




પ્રસિદ્ધકર્તા તથા મળવાનાં ઠેકાણાં

૧. પંડિત નારાયણ મૂળજી પુસ્તકાલય
માલીક
રાજગુરૂ પંડિત રવિશંકર જેષ્ઠારામ ઍન્ડ સન્સ
ઝવેરબાગ, કાલકાદેવી રોડ, મુંબઈ નં. ૨.

૨. મણિલાલ ઇચ્છારામ દેશાઇ
(ગુજરાતીનું) "ન્યુસ પ્રિન્ટીંગ પ્રેસ"
૨૦-૨૪ બેક હાઉસ લેન, કાળાઘોડા, કોટ, મુંબઇ.

('ગુજરાતી' પત્રના)
ધી "ન્યુસ પ્રિન્ટીંગ પ્રેસ"માં
મણિલાલ ઇચ્છારામ દેશાઇએ
કાળાઘોડા, બેક-હાઉસ લેન, કોટ, મુંબઈમાં છાપ્યું છે.

# પ્રસ્તાવના

સંસ્કૃત કાવ્યસાહિત્યમાં જેમ પંચ મહાકાવ્યો ગણાય છે; તેમ સંસ્કૃત વૈદકસાહિત્યમાં વૃદ્ધત્રયી તથા લઘુત્રયી ગણાય છે. લઘુત્રયીમાં માધવનિદાનનું સ્થાન મોટું છે, એક રીતે તો સમગ્ર આયુર્વેદિક સાહિત્યમાં માધવનિદાનનું ખાસ સ્થાન છે. કારણ કે માત્ર નિદાનના જ વિષયનો એ જૂનામાં જૂનો ગ્રન્થ છે; આ કારણથી જ निदाने माधवः श्रेष्ठः એવી પ્રશંસા મેળવવા આ ગ્રન્થ ભાગ્યશાળી થયો છે.

આ ગ્રન્થના કર્તા માધવ ક્યારે થયા એ વિષે વિચાર કર્યા પહેલાં માધવ નામ ઉપરથી

**માધવ**

કેટલોક ગોટાળો ઉત્પન્ન થયો છે એનો વિચાર કરીએ. સંસ્કૃત સાહિત્યના ઇતિહાસમાં ગ્રન્થકાર તરીકે ન્યૂનાધિક પ્રસિદ્ધિ મેળવનાર ત્રણ ચાર માધવ થઈ ગયા જાણવામાં છે. સૌથી વધારે પ્રખ્યાત અને સમર્થ લેખક-વેદભાષ્યકાર માધવાચાર્ય છે. આ માધવાચાર્ય વિજયનગરના રાજા વીર બુક્ક પહેલા-(ઈ. સ. ૧૩૫૪થી ૧૩૭૯)ના પ્રધાન હતા, આ માધવાચાર્યે વેદોનું ભાષ્ય રચીને હિંદુપ્રજા ઉપર અપૂર્વ ઉપકાર કર્યો છે, બીજા પણ અનેક ગ્રન્થો એમણે લખ્યા છે. પણ આ નિદાન લખનાર એ માધવાચાર્ય નથી. કારણ કે આ વેદભાષ્યકાર માધવાચાર્ય ઉપર કહ્યું તેમ ઈ. સ. ના ૧૪ મા શતકમાં થઈ ગયા છે; જ્યારે માધવનિદાન એથી જૂનું છે. માધવ-નિદાનનો સમય નિશ્ચિત કરવા માટે નીચેનાં સાધનો છે. પહેલું તો માધવનિદાનની આતંક-દર્પણ નામની ટીકા લખનાર વાચસ્પતિ* તેરમા શતકના મધ્યભાગમાં થઈ ગયા છે. અને એ વાચસ્પતિએ માધવનિદાનની મધુકોશ નામની ટીકા પોતાના શિષ્ય સાથે લખનાર મહા-મહોપાધ્યાય વિજય રક્ષિતનો ઉલ્લેખ કર્યો છે. માટે વિજય રક્ષિત વાચસ્પતિથી પ્રાચીનતર છે. આ રીતે ટીકાકારો જ વેદભાષ્યકાર માધવાચાર્યથી લગભગ ૧૦૦ વર્ષ જૂના છે. ઘણા માણસો વેદભાષ્યકાર માધવ અને નિદાનકાર માધવને એ બેને એક માને છે પણ એ માન્યતા કેવી પાયા વિનાની છે એ ઉપરના વિચારથી સ્પષ્ટ દેખાશે. વળી નિદાનકાર માધવ પોતાને ઈન્દુકરના પુત્ર કહે છે જ્યારે વેદભાષ્યકાર માધવાચાર્યના પિતાનું નામ માયણ હતું.

ડલ્હણ વગેરે જૂના ટીકાકારોએ સુશ્રુતના ટિપ્પણકાર તરીકે જેનો ઉલ્લેખ કર્યો છે

**શ્રીમાધવ**

એ શ્રીમાધવ પણ આ નિદાનકારથી જુદા લાગે છે. કારણ કે કોઈ પણ ઠેકાણે ટિપ્પણકાર ને માધવકર કહ્યા નથી.

આ બેથી જૂદા ત્રીજા માધવ ઉપાધ્યાય માધવ નામથી પ્રખ્યાત છે. આ ઉપાધ્યાય

**ઉપાધ્યાય માધવ**

માધવ સૌરાષ્ટ્ર દેશમાં, સારસ્વત કુળમાં જન્મ્યા હતા અને કાશીમાં રહેતા હતા. એમણે આયુર્વેદ પ્રકાશ અને બૃહત્પાકાવલિ નામના બે

---

*વાચસ્પતિ અને વિજય રક્ષિતના સમયનો Medicine of Indiaના ઉપોદ્ઘાતમાં ડા. હર્નલે સપ્રમાણ નિર્ણય કર્યો છે.

ગ્રન્થો લખ્યા છે; આ ઉપાધ્યાય માધવે અનેક ગ્રન્થોમાંથી નામ સહિત ઉતારા કર્યા છે જેમાં શાર્ઙ્ગધર, ને ભાવમિશ્રનાં પણ નામો છે અર્થાત્ આ માધવ ૧૬ મા શતકથી અર્વાચીન છે.

**નિદાનકર માધવકર**

આપણા નિદાનના કર્તા માધવ ઉપરના ત્રણેયથી જુદા છે. એઓ પોતાને માધવકર કહે છે અને પોતાના પિતાનું નામ ઈન્દુકર લખે છે. આ છેવટના કર ઉપરથી એઓ બંગાળી હોય એમ લાગે છે. બંગાળાના કવિરાજો (વૈદ્યો)માં માધવકર બંગાળામાં થયા હતા એમ દંતકથા પ્રચલિત છે.

હવે માધવકરના સમયનો વિચાર કરીએ. એના સમય માટે કાંઈ સ્પષ્ટ પ્રમાણ નથી, પણ વૈદ્યક સાહિત્યમાં એના સ્થાન ઉપરથી એના સમય માટે વિચાર કરીએ.

માધવકરે ચરક, સુશ્રુત અને વાગ્ભટ્ટમાંથી ઉતારા કર્યા છે. દાખલા તરીકે શરુઆતમાં જ निदानं पूर्वरूपाणि વગેરે ચોથા શ્લોકથી ૧૪ મા શ્લોક સુધીના ૧૧ શ્લોકો વાગ્ભટ્ટમાંથી લીધા છે; આ સિવાય બીજા પણ ઘણા શ્લોકો વાગ્ભટ્ટમાંથી લીધેલા છે. આ જોતાં માધવ ચરક સુશ્રુતથી જ નહિં પણ વાગ્ભટ્ટથી એ અર્વાચીન છે. બીજી તરફથી ૧૧ મા શતકના ચક્રપાણિદત્તથી સિદ્ધયોગના કર્તા વૃન્દ પ્રાચીન છે, કારણ ચક્રપાણિદત્ત સિદ્ધયોગનો ઉલ્લેખ કરે છે અને ચક્રપાણિદત્ત તથા વૃન્દ બેય પોતપોતાની ચિકિત્સા માધવના નિદાનને અનુસરીને (गदविनिश्चयजक्रमेण) કહે છે. માટે માધવ બેયથી પ્રાચીનતર છે. કેટલા પ્રાચીન એ નક્કી કરવાનું કાંઈ સાધન નથી. મહામહોપાધ્યાય કવિરાજ ગણનાથસેન પ્રત્યક્ષશારીરના ઉપોદ્ઘાતમાં ચક્રપાણિના કરતાં વૃન્દ લગભગ ૨૦૦ વર્ષ જૂના અને માધવ એથી ૨૦૦ વર્ષ જૂના હોવા જોઇએ એમ કહે છે. આ પ્રમાણે માધવ ઇસ્વી સનના ૭ મા શતકમાં થયા હોવા જોઇએ. આઠમા નવમા શતકમાં બગદાદના ખલીફાએ અનેક આયુર્વેદિક ગ્રન્થોનું અરબી ભાષામાં ભાષાંતર કરાવ્યું હતું. એમાં માધવનિદાનનું પણ ભાષાંતર થયું હતું એમ કેટલાક માને છે. એ જો ખરું હોય, તો માધવ ૭ મા શતકમાં થયા હોવાનો સંભવ છે. ગમે તેમ પણ માધવકર ઇ. સ. ૧૧ મા શતકથી પ્રાચીન અને વાગ્ભટ્ટથી અર્થાત્ ૬ ઠ્ઠા શતકથી અર્વાચીન છે એ તો નક્કી. માધવે વાગ્ભટ્ટના શ્લોકો ઉતાર્યા છે તથા વાગ્ભટ્ટવૃદ્ધત્રયીમાં અને માધવ લઘુત્રયીમાં મનાય છે, એ જોતાં હર્નલ માધવને વાગ્ભટ્ટ પહેલાં માને છે એ ખોટું લાગે છે.

**માધવકરના ગ્રન્થો**

નિદાનકાર માધવકરના સમય માટે ઉપરનું અનુમાન કર્યું પણ એના જીવનચરિત્ર માટે એ બંગાળી હોવાનો સંભવ છે અને એના પિતાનું નામ ઇન્દુકર હતું એથી વિશેષ કાંઇ જાણવામાં નથી. એના મંગલાચરણ ઉપરથી એ શિવભક્ત ભાસે છે, આ માધવકરે રુગ્વિનિશ્ચય ઉપરાંત રત્નમાલા નામનો એક બીજો ગ્રન્થ લખ્યો હશે એમ ગોપીમોહન કવિરાજકૃતમુક્તાવલીના એક પદ્ય* ઉપરથી

* पूर्वं लोकहिताय माधवकराभिख्यो भिषक् केवलं कोषान्वेषणतत्परः प्रविततायुर्वेदरत्नाकरात् ॥ मालां रत्नमयीं चकार स यथालाभं न शोभाधिका साऽस्माभिः कमनीयभक्तिरचनाद्वाराऽन्यथा प्रथ्यते ॥

## માધવનિદાન

જણાય છે. પણ જે ગ્રન્થે એના નામને અમર કર્યું છે એ ગ્રન્થ તો માધવનિદાન નામથી જ પ્રખ્યાત થયેલો એનો રુગ્વિનિશ્ચય છે.

માધવના નામને અમર કરનાર માધવનિદાન ચરક, સુશ્રુત પેઠે સ્વતંત્ર ગ્રન્થ નથી. માધવ પોતે કહે છે તેમ એણે ચરક, સુશ્રુત, વિદેહ, વાગ્ભટ્ટ વગેરેના ગ્રન્થોમાંથી (નાનામુનીનાં **વચનૈર્નિદાનીમ**) એક જ વિષયનાં માત્ર નિદાનને લગતાં વચનોનો સંગ્રહ કરીને માત્ર નિદાનનો ગ્રંથ લખ્યો છે, વર્તમાન ચરક, સુશ્રુત અને વાગ્ભટ્ટમાં ઘણાં ખરાં વચનો તો મળે છે પણ જે કેટલાંક નથી મળતાં તે આજે ન મળતાં જૂનાં તંત્રોમાંથી હશે એમ ટીકાકારોના કહેવાથી પણ લાગે છે. માધવના પોતાના સ્વતંત્ર શ્લોકોની સંખ્યા ઘણી જૂજ છે.

**માધવનિદાનની લોકપ્રિયતા**

સંગ્રહાત્મક ગ્રન્થ હોવા છતાં માધવનિદાન જુના કાળથી અત્યંત લોકપ્રિય છે. આ લોકપ્રિયતાનાં કારણો એમ જણાય છે કે માધવનિદાન ચરકસુશ્રુત સાથે સરખાવતાં ન્હાનો ગ્રન્થ છે, ચરકસુશ્રુતમાં બધા રોગોનું નિદાન એક જ સ્થાનમાં નથી. જ્યારે માધવે જુદા જુદા સ્થાનમાંથી એકત્ર સંગ્રહ કર્યો છે. વળી ચરકમાં છે તે સુશ્રુતમાં નથી અને સુશ્રુતમાં છે તે ચરકમાં નથી. માધવે બેયમાંથી સંગ્રહ કર્યો છે. વાગ્ભટ્ટે પણ બેયમાંથી સંગ્રહ કર્યો છે, પણ એમાં સર્વ વિષયો છે. જ્યારે માધવે એક જ વિષયને જુદો તારવ્યો છે, વળી ગ્રન્થ ટુંકો છે, આ સર્વ કારણોથી એ લોકપ્રિય થયો છે. પણ આ રીતે ચરકસુશ્રુતનાં વચનોનો સંગ્રહ કરવામાં માધવે કયાંક મૂળ ગ્રન્થકારોને અન્યાય કર્યો છે તથા નિદાનોપયોગી વાતો છોડી પણ દીધી છે. પહેલું તો ચરકસુશ્રુતનાં ગદ્યો નિદાનમાં ઉપયોગી હોવા છતાં માધવે છોડી દીધાં છે. અલબત્ત વાગ્ભટ્ટમાં કે બીજે મૂળના ગદ્યનું પદ્યમાં રૂપાન્તર મળે તો એ માધવે સ્વીકાર્યું છે, બીજું માધવે ક્યાંક સુશ્રુતના નિદાનના બે કે ત્રણ શ્લોકમાંથી એક જ શ્લોક ઉતાર્યો છે; કવચિત્ અર્ધો એકમાંથી અને અર્ધો બીજામાંથી એમ વિચિત્ર સંકર કર્યો છે. કવચિત્ અર્ધો ચરકનો અને અર્ધો સુશ્રુતનો એમ પણ યોગ કર્યો છે, આ રીતે સંગ્રહ કરવામાં વખતે જુદા જુદા નામથી ચરકે અને સુશ્રુતે એક જ રોગ લખ્યો હોય તો માધવે જુદા જુદા બે રોગો ગણીને બેયનાં વચનોનો સંગ્રહ કર્યો છે.

આ પ્રમાણે કેટલીક ખામીઓ હોવા છતાં શરુઆતમાં કહેલાં કારણોથી એ ગ્રન્થ અતિશય લોકપ્રિય થયો છે અને એથી માધવ પછીનાં વૃન્દ, ચક્રપાણિ, બંગસેન, ભાવમિશ્ર વગેરે ગ્રન્થકારો માધવને અનુસર્યા છે. આ પાછળના ગ્રન્થકારોએ નિદાન માટે ચરકસુશ્રુત વગેરે મૂળ ગ્રન્થમાંથી પાઠ ન લેતાં માધવમાંથી ઉતારા કર્યા છે. આવા લોકપ્રિય અને વિદ્યાર્થીઓને વૈદું ભણવામાં ઉપયોગી ગ્રન્થની ટીકાઓ અને એનાં ભાષાન્તરો ઘણાં થાય એ સ્વાભાવક છે. માધવનિદાનની સૌથી પ્રખ્યાત ટીકા મધુકોશ નામની છે, એ ટીકા બંગાળાના જ પંડિત મહામહોપાધ્યાય વિજય રક્ષિત અને તેના શિષ્ય શ્રીકંઠે રચેલી છે. વિજયરાક્ષતે ૧૧ મા શતકના ચક્રદત્તનો તથા ૧૩ મા શતકના પહેલા ભાગનાં યાગરત્ન-

માલાકાર ગુણાકરના મતનો ઉલ્લેખ કર્યો છે માટે ૧૩ મા શતકના આરંભ પછી એ થયા હોવા જોઇએ, અને ૧૩ મા શતકના મધ્યમાં થયેલા આતંકદર્પણકાર વાચસ્પતિએ વિજયરક્ષિતનો નિર્દેશ કર્યો છે. આ સર્વ ઉપરથી આ બેય ગુરુ શિષ્ય ૧૩ મા શતકની બીજી પચ્ચાશીમાં થઇ ગયા એમ ડા. હર્નલે સપ્રમાણ દર્શાવ્યું છે.

મધુકોષવ્યાખ્યાનો અશ્મરીનિદાન પર્યંતનો ભાગ વિજયરક્ષિતનો અને તે પછીનો શ્રીકંઠદત્તનો છે. બીજી પ્રસિદ્ધ ટીકા ઉપરોક્ત ૧૩ મા શતકના મધ્યભાગના હમ્મીર રાજાના સમકાલીન વાચસ્પતિની કરેલી આતંકદર્પણ નામની છે. પરમ નિપુણ સંશોધક વિદ્વાન્ વૈદ્યરાજ જાદવજી ત્રિકમજી આચાર્યે સંશોધિત માધવનિદાન મધુકોષ અને આતંકદર્પણ એ બન્ને ટીકા સાથે નિર્ણયસાગરમાં છપાયાં છે.

આ ભાષાંતરમાં મૂળ ગ્રન્થનો સંસ્કૃત ભાગ નિર્ણયસાગરની ચોથી આવૃત્તિને અનુસરી સુધાર્યાં છે, કારણ કે એ આવૃત્તિ સૌથી શુદ્ધ છે. વળી માધવે ન કહેલું કેટલુંક નિદાન બીજા ગ્રન્થોમાંથી ઝીણા ટાઇપમાં તે તે રોગ સાથે લખ્યું છે અથવા પરિશિષ્ટમાં લખ્યું છે.

આ ઉપરાંત બે નવીનતાઓ ઉમેરી છે જે માધવનિદાનના અભ્યાસીઓને ખાસ ઉપયોગી થશે એમ આશા છે. (૧) ઉપર કહ્યું તેમ માધવે ચરકસુશ્રુત વગેરેનાં વચનોનો સંગ્રહ કર્યો છે, હવે માધવનો અમુક શ્લોક ચરક કે સુશ્રુતમાં કયે ઠેકાણે છે એ જાણવામાં આવે તો મૂળ સાથે સરખાવી શકાય, આ ઉદ્દેશથી દરેક પાનાંની નીચે ચરક, સુશ્રુત કે વાગ્ભટ્ટમાં અમુક શ્લોક કયે ઠેકાણે છે એ દર્શાવ્યું છે. આમ કરવામાં ચરક મૂળ માત્રની નિર્ણયસાગરમાં વિ. સં. ૧૯૬૭ માં છપાયેલી આવૃત્તિનો વેદધર્મસભાએ ભાષાંતર સાથે છપાવેલા સુશ્રુતનો, અને વાગ્ભટ્ટની નિર્ણયસાગરમાં છપાયેલી ૧૯૦૨ ની સટીક આવૃત્તિનો ઉપયોગ કર્યો છે. આ પ્રમાણે મૂળનો ઉલ્લેખ કરવામાં ક્વચિત્ નજર ચૂકથી કોઇ ઉલ્લેખ રહી ગયેલ હશે; જે બીજી આવૃત્તિમાં સુધરશે. (૨) પાનાં નીચે રોગોનાં કેટલાંક સંસ્કૃત નામોના ગુજરાતી તથા ઇંગ્રેજી પર્યાયો આપ્યા છે. આ યત્નમાં સદ્ગત ડા. ગંદેએ માધવનિદાનના મરાઠી ભાષાન્તરના અન્તમાં આપેલા ઇંગ્રેજી નિદાનનો તથા નિર્ણયસાગરવાળા માધવનિદાન(ચોથી આવૃત્તિ)ના આરંભમાં આપેલાં લીસ્ટનો મોટો લાભ લીધો છે, આ બાબતમાં સરખામણી ઉપયોગી થાય માટે ઇંગ્રેજી નિદાનમાંથી લક્ષણો પરિશિષ્ટમાં આપવાની કેટલાક મિત્રો તરફથી સૂચના થઈ હતી પણ ઇંગ્રેજી નિદાન સવિસ્તર લખવામાં ઘણા પાનાં રોકાય, ટુંકામાં લખ્યાથી સમજાય નહિ અને ડા. ત્રિભોવનદાસના શારીર અને વૈદ્યક જેવા ગ્રન્થમાં જોવાથી તરત ખુલાસો થઈ શકે એમ છે, માટે ઇંગ્રેજી નિદાન સવિસ્તર ન લખતાં છેવટ એક ઇંગ્રેજી રોગોની અનુક્રમણિકા લખી છે. એજ. માઘ. ૧૫, ૧૯૭૪.

ઝંડુ ફાર્મસી,
એલ્ફીન્સ્ટન રોડ.

દુર્ગાશંકર કેવળરામ શાસ્ત્રી.

# રોગાનુક્રમણિકા




| રોગનું નામ. | પૃષ્ઠ |
|---|---|
| **અ** | |
| અકિલન્નવર્ત્મ | ૨૩૩ |
| અક્ષિપાક | ૨૨૧ |
| અક્ષિપાકાત્યય | ૨૨૪ |
| અગ્નિવિસર્પ | ૧૮૫ |
| અગ્નિરોહિણી | ૧૯૬ |
| અચરણા (યોનિ) | ૨૪૦ |
| અજકાજાત | ૨૨૪ |
| અજગલ્લિકા | ૧૯૪ |
| અજીર્ણ | ૩૯ |
| અંજનનામિકા | ૨૩૨ |
| અણ્ડિની (યોનિ) | ૨૪૧ |
| અતિક્ષિપ્ત (ભગ્ન) | ૧૯૫ |
| અતિચરણા (યોનિ) | ૨૪૦ |
| અતિસાર | ૨૩ |
| અત્યાનન્દા (યોનિ) | ૨૪૦ |
| અત્યાર્તવ | ૨૩૮ |
| અધઃક્ષિપ્ત (ભગ્ન) | ૧૯૫ |
| અધિજીહ્વ | ૨૦૮ |
| અધિમાંસક | ૨૦૪ |
| અધ્રુષ | ૨૦૬ |
| અધ્યર્બુદ | ૧૫૧ |
| અધ્વશોષ | ૫૬ |
| અનન્તવાત | ૨૩૬ |
| અનાર્તવા (યોનિ) | ૨૪૧ |
| અનુશયી | ૧૯૬ |
| અન્તક સન્નિપાત | ૧૦ |
| અન્ત્રવૃદ્ધિ | ૧૪૬ |
| અન્ધપૂતના | ૨૪૯ |
| અન્ધાલજી | ૧૯૪ |
| અન્નજાહિક્કા | ૬૨ |
| અન્નદ્રવાખ્ય શૂળ | ૧૧૩ |
| અન્યતોવાત | ૨૨૨ |
| અન્યેદ્યુજ્વર | ૧૫ |
| અપચી | ૧૪૮ |
| અપતન્ત્રક | ૯૬ |
| અપતાનક | ૯૬ |
| અપસ્માર | ૯૦ |
| અભિન્યાસ જ્વર | ૧૩ |
| અભિષ્યંદ | ૨૨૦ |
| અમ્લપિત્ત | ૧૮૨ |
| અમ્લાધ્યુષિત | ૨૨૨ |
| અરોચક | ૬૯ |
| અરુંષિકા | ૧૯૮ |
| અર્જુન | ૨૨૯ |
| અર્દિત | ૯૮ |
| અર્ધાવભેદક | ૨૩૭ |
| અર્બુદ | ૧૫૦ |
| અર્બુદ (નેત્રરોગ) | ૨૩૩ |
| અર્મરોગ | ૨૨૯ |
| અર્શ | ૩૧ |
| અર્શોવર્ત્મ | ૨૩૨ |
| અલજી | ૨૩૧ |
| અલર્કવિષ | ૨૯૦ |
| અલસ | ૧૯૭ |
| અલસક | ૪૨ |
| અલસક કુષ્ટ | ૧૭૭ |
| અલાસ | ૨૦૬ |

| રોગનું નામ. | પૃષ્ઠ. |
|---|---|
| અવપાટિકા | ૨૦૦ |
| અવબાહુક | ૧૦૧ |
| અવ્રણશુક્ર | ૨૨૩ |
| અશ્મરી | ૧૨૭ |
| અષ્ઠીલા | ૧૨૪ |
| અંસશોષ | ૧૦૧ |
| અસુરગ્રહ | ૮૭ |
| અસૃગ્દર | ૨૩૮ |
| અહિપૂતન | ૨૦૦ |
| આક્ષેપક | ૯૬ |
| આગન્તુક જ્વર | ૧૪ |
| આખુદૂષીવિષ | ૨૫૬ |
| આધ્માન | ૧૦૨ |
| આનાહ | ૧૧૬ |
| આમવાત | ૧૦૯ |
| આસેક્ય ષંઢ | ૨૫૯ |
| **ઈ** | |
| ઇક્ષુમેહ | ૧૩૧ |
| ઇન્દ્રલુપ્ત | ૧૯૭ |
| ઇન્દ્રવિદ્ધા | ૧૯૫ |
| ઇરિવેલ્લિકા | ૧૯૫ |
| ઇર્ષ્યક ષંઢ | ૨૬૦ |
| **ઉ** | |
| ઉચ્ચિટિંગ વિષ | ૨૫૭ |
| ઉત્કોઠ | ૧૮૨ |
| ઉત્પાત | ૨૧૪ |
| ઉત્પિષ્ટ | ૧૬૫ |
| ઉત્સંગપિટિકા | ૨૩૧ |
| ઉદકમેહ | ૧૩૧ |
| ઉદર્દ | ૧૮૨ |
| ઉદરરોગ | ૧૩૭ |
| ઉદાવર્ત | ૧૧૪ |
| ઉદાવર્તા (યોનિ) | ૨૩૬ |
| ઉન્મંથક | ૨૧૪ |

| રોગનું નામ. | પૃષ્ઠ. |
|---|---|
| ઉન્માદ | ૮૪ |
| ઉન્માર્ગી ભગંદર | ૧૭૦ |
| ઉપકુશ | ૨૦૩ |
| ઉપજિહ્વા | ૨૦૬ |
| ઉપદંશ | ૧૭૧ |
| ઉપનાહ | ૨૩૦ |
| ઉરૂસ્તમ્ભ | ૧૦૭ |
| ઉર:ક્ષત | ૫૭ |
| ઊર્ધ્વશ્વાસ | ૬૪ |
| ઉષ્ટ્રશિરોધર ભગંદર | ૧૬૯ |
| ઉષ્ણવાત | ૧૨૫ |
| **ઋ** | |
| ઋષ્યજિહ્વ કુષ્ઠ | ૧૭૬ |
| **એ** | |
| એકવૃંદ | ૨૦૯ |
| **ઓ** | |
| ઓષ્ઠરોગ | ૨૦૨ |
| **ઔ** | |
| ઔદુમ્બર કુષ્ઠ | ૧૭૬ |
| **ક** | |
| કક્ષા | ૧૯૫ |
| કચ્છપ | ૨૦૭ |
| કચ્છપિકા | ૧૯૪ |
| કચ્છૂ | ૧૭૮ |
| કણભવિષ | ૨૫૭ |
| કણ્ઠકુબ્જ સન્નિપાત | ૧૧ |
| કણ્ઠગત રોગ | ૨૦૭ |
| કણ્ઠશાલૂક | ૨૦૮ |
| કણ્ઠશુણ્ડી | ૨૦૬ |
| કદર | ૧૯૭ |
| કપાલિકા | ૨૦૫ |
| કફવિદગ્ધદષ્ટિ | ૨૨૮ |
| કમ્પવાયુ | ૧૦૩ |
| કરાલ | ૨૦૪ |

| રોગનું નામ. | પૃષ્ઠ. | રોગનું નામ. | પૃષ્ઠ. |
|---|---|---|---|
| કર્ણકણ્ડૂ ... ... ... | ૨૧૨ | કૃમિ... ... ... ... | ૪૩ |
| કર્ણક સન્નિપાત ... ... | ૧૧ | કૃમિકર્ણ ... ... ... | ૨૧૨ |
| કર્ણક્ષ્વેડ ... ... ... | ૨૧૨ | કૃમિગ્રન્થિ ... ... ... | ૨૩૧ |
| કર્ણગૂથક ... ... ... | ૨૧૨ | કૃમિદન્તક ... ... ... | ૨૦૫ |
| કર્ણનાદ ... ... ... | ૨૧૧ | ક્રોષ્ટુકશીર્ષ ... ... ... | ૧૦૦ |
| કર્ણપાક ... ... ... | ૨૧૩ | ક્લિન્નવર્ત્મ ... ... ... | ૨૩૩ |
| કર્ણપાલીરોગ ... ... ... | ૨૧૪ | ક્ષતજ વિસર્પ... ... ... | ૧૮૭ |
| કર્ણપ્રતિનાહ ... ... ... | ૨૧૨ | ક્ષતવ્રણ ... ... ... | ૧૬૨ |
| કર્ણરોગ ... ... ... | ૨૧૧ | ક્ષયરોગ ... ... ... | ૫૩ |
| કર્ણવિદ્રધિ ... ... ... | ૨૧૩ | ક્ષવથુ ... ... ... | ૨૧૫ |
| કર્ણશૂળ ... ... ... | ૨૧૧ | ક્ષારમેહ ... ... ... | ૧૩૨ |
| કર્ણશોથ ... ... ... | ૨૧૩ | ક્ષુદ્રકુષ્ઠ ... ... ... | ૧૭૭ |
| કર્ણસંસ્રવ ... ... ... | ૨૧૨ | ક્ષુદ્રરોગ ... ... ... | ૧૯૪ |
| કર્ણાર્બુદ ... ... ... | ૨૧૩ | ક્ષુદ્રશ્વાસ ... ... ... | ૬૭ |
| કર્ણાર્શ ... ... ... | ૨૧૩ | ક્ષુદ્રાહિક્કા ... ... ... | ૬૧ |
| કર્ણિની (યોનિ) ... ... | ૨૪૦ | ક્ષૌદ્રમેહ ... ... ... | ૧૩૨ |
| કર્દમવિસર્પ ... . ... | ૧૮૬ | ખ | |
| કલાયખંજ ... ... ... | ૧૦૧ | ખલીવર્ધન ... ... ... | ૨૦૪ |
| કાકણકુષ્ઠ ... ... ... | ૧૭૭ | ખલ્લી ... ... ... | ૧૦૩ |
| કાચ દોષ ... ... ... | ૨૨૫ | ખાંજ્ય ... ... ... | ૧૦૦ |
| કાણ્ડભગ્ન ... ... ... | ૧૬૬ | ગ | |
| કાપાલકુષ્ઠ ... ... ... | ૧૭૬ | ગણ્ડમાલા ... ... .. | ૧૪૮ |
| કામલા ... ... ... | ૪૮ | ગન્ધમાળા ... ... ... | ૧૯૬ |
| કાલમેહ ... ... ... | ૧૩૧ | ગન્ધર્વગ્રહ ... ... ... | ૮૮ |
| કાસ ... ... ... | ૫૮ | ગમ્ભીરદૃષ્ટિ ... ... ... | ૨૨૮ |
| કિટિભ ... ... ... | ૧૭૭ | ગમ્ભીરા હિક્કા ... ... | ૬૨ |
| કિલાસ ... ... ... | ૧૮૦ | ગર્દભિકા ... ... ... | ૧૯૫ |
| કુકૂણક ... ... ... | ૨૪૭ | ગલગણ્ડ ... ... ... | ૧૪૭ |
| કુંચક ... ... ... | ૨૩૪ | ગલવિદ્રધિ ... ... ... | ૨૧૦ |
| કુનખ ... ... ... | ૧૯૬ | ગલૌઘ ... ... ... | ૨૧૦ |
| કુમ્ભકામલા ... ... ... | ૪૯ | ગિલાયુ ... ... ... | ૨૦૯ |
| કુમ્ભિક ષંઢ ... ... ... | ૨૫૯ | ગુદભ્રંશ ... ... ... | ૨૦૧ |
| કુમ્ભિકા ... ... ... | ૨૩૧ | ગુલ્મ ... ... ... | ૧૧૭ |
| કુષ્ઠરોગ ... ... ... | ૧૭૪ | ગૃધ્રસી ... ... ... | ૧૦૦ |
| કૃકલાસવિષ ... ... ... | ૨૫૭ | ગૃહગોધિકાવિષ ... ... | ૨૫૮ |

| રોગનું નામ. | પૃષ્ઠ. |
|---|---|
| ગ્રહબાધા ... ... ... | ૨૪૮ |
| ગ્રન્થિ ... ... ... | ૧૪૯ |
| ગ્રન્થિવિસર્પ ... ... ... | ૧૮૬ |
| ઘ | |
| ઘૃષ્ટ વ્રણ ... ... ... | ૧૬૨ |
| ચ | |
| ચતુર્થક જ્વર ... ... ... | ૧૫ |
| ચર્મકીલ ... ... ... | ૩૭ |
| ચર્મકુષ્ઠ ... ... ... | ૧૭૭ |
| ચર્મદલ ... ... ... | ૧૭૭ |
| ચાતુર્થિકવિપર્યય ... ... | ૧૬ |
| ચિપ્પ ... ... ... | ૧૯૬ |
| ચિત્તવિભ્રમ સન્નિપાત ... ... | ૧૧ |
| છ | |
| છર્દિ ... ... ... | ૭૦ |
| છિન્નશ્વાસ ... ... ... | ૬૫ |
| જ | |
| જતુમણિ ... ... ... | ૧૯૮ |
| જરાશોષ ... ... ... | ૫૬ |
| જલત્રાસ ... ... ... | ૨૬૩ |
| જલોદર ... ... ... | ૧૪૦ |
| જલૌકાવિષ ... ... ... | ૨૫૭ |
| જાલ ... ... ... | ૨૨૯ |
| જાલગર્દભ ... ... ... | ૧૯૫ |
| જાલમેહ ... ... ... | ૧૩૨ |
| જીર્ણજ્વર ... ... ... | ૨૧ |
| જીહ્વક ... ... ... | ૧૨ |
| જીહ્વારોગ ... ... ... | ૨૦૬ |
| જીહ્વાસ્તમ્ભ ... ... ... | ૧૦૦ |
| જ્વર ... ... ... | ૬ |
| જ્વરાતિસાર ... ... ... | ૨૭ |
| ત | |
| તન્દ્રા ... ... ... | ૭૮ |
| તન્દ્રિક સન્નિપાત ... ... | ૧૧ |

| રોગનું નામ. | પૃષ્ઠ. |
|---|---|
| તમકશ્વાસ ... ... ... | ૬૫ |
| તાલુકંટક ... ... ... | ૨૪૭ |
| તાલુગતરોગ ... ... ... | ૨૦૬ |
| તાલુપાક ... ... ... | ૨૦૭ |
| તાલુપુપ્પુટ ... ... ... | ૨૦૭ |
| તાલુશોષ ... ... ... | ૨૦૭ |
| તાલ્વર્બુદ ... ... . | ૨૦૭ |
| તિમિરરોગ ... ... ... | ૨૨૫ |
| તિર્યગ્ગતભગ્ન .. ... ... | ૧૬૫ |
| તિલકાલક ... ... .. | ૧૯૩ |
| તુંડીકેરી ... .. ... | ૨૦૬ |
| તૂની .. ... ... | ૧૦૧ |
| તૃતીયક જ્વર ... ... ... | ૧૬ |
| તૃષ્ણા ... ... ... | ૭૩ |
| દ | |
| દદ્રુમણ્ડલ ... ... ... | ૧૭૭ |
| દણ્ડાપતાનક ... ... ... | ૯૭ |
| દંતપુપ્પુટ ... ... ... | ૨૦૩ |
| દન્તમૂલગતરોગ ... ... | ૨૦૩ |
| દન્તરોગ ... ... ... | ૨૦૪ |
| દન્તવિદ્રધિ ... ... ... | ૨૦૫ |
| દન્તવેષ્ટ ... ... ... | ૨૦૩ |
| દન્તશર્કરા ... ... ... | ૨૦૫ |
| દન્તહર્ષ ... .. ... | ૨૦૫ |
| દારુણ ... ... ... | ૧૯૮ |
| દાલન ... ... ... | ૨૦૪ |
| દાહ... ... ... ... | ૮૩ |
| દીપ્ત... ... ... ... | ૨૧૬ |
| દુઃખવર્ધન ... ... ... | ૨૧૪ |
| દુષ્ટ પ્રતિશ્યાય... ... ... | ૨૧૮ |
| દૂષીવિષ ... ... ... | ૨૫૪ |
| દૃષ્ટિરોગ ... ... ... | ૨૨૭ |
| દેવગ્રહ ... ... ... | ૮૭ |
| દ્વિરર્બુદ ... ... ... | ૧૫૧ |

| રોગનું નામ. | પૃષ્ઠ. | રોગનું નામ. | પૃષ્ઠ. |
|---|---|---|---|
| **ધ** | | પરિસ્ત્રાવી ઉદર ... ... | ૧૪૦ |
| ધનુઃસ્તમ્ભ ... ... ... | ૯૬ | પરિસ્ત્રાવી ભગંદર ... ... | ૧૭૦ |
| ધૂમદર્શી ... ... ... | ૨૨૮ | પલિત ... ... ... | ૧૯૮ |
| **ન** | | પર્વણી ... ... ... | ૨૩૧ |
| નકુલાંધ્ય ... ... ... | ૨૨૮ | પાંગુલ્ય ... ... ... | ૧૦૦ |
| નષ્ટાર્તવા (યોનિ) ... ... | ૨૩૯ | પાણ્ડુ ... ... ... | ૪૬ |
| નાડીવ્રણ ... ... ... | ૧૯૭ | પાદદારી ... ... ... | ૧૯૭ |
| નારીષંઢ ... ... ... | ૨૬૦ | પાદદાહ ... ... ... | ૧૦૧ |
| નાસાપરિશોષ ... ... | ૨૧૬ | પાદહર્ષ ... ... ... | ૧૦૧ |
| નાસાપાક ... ... ... | ૨૧૫ | પાનકી ... ... ... | ૫૦ |
| નાસારોગ ... ... ... | ૨૧૫ | પામાકુષ્ઠ ... ... ... | ૧૭૮ |
| નાસાસ્ત્રાવ ... ... ... | ૨૧૬ | પારિગર્ભિક ... ... ... | ૨૪૭ |
| નિદ્રા ... ... ... | ૭૮ | પિચ્ચિત વ્રણ... ... ... | ૧૬૨ |
| નિમેષ ... ... ... | ૨૩૩ | પિતૃગ્રહ ... ... ... | ૮૮ |
| નિરુદ્ધપ્રકશ ... ... ... | ૨૦૦ | પિત્તવિદગ્ધદષ્ટિ ... ... | ૨૨૭ |
| નીલમેહ ... ... ... | ૧૩૧ | પિત્તલા (યોનિ) ... ... | ૨૪૦ |
| નીલિકા ... ... ... | ૧૯૯ | પિશાચગ્રહ .. ... ... | ૮૯ |
| નેત્રનાડી ... ... ... | ૨૩૦ | પિષ્ટક ... ... ... | ૨૨૯ |
| નેત્રરોગ ... ... ... | ૨૧૯ | પિષ્ટમેહ ... ... ... | ૧૩૧ |
| નૈગમેય ગ્રહ... ... .. | ૨૫૦ | પીનસ ... ... ... | ૨૧૫ |
| ન્યચ્છ ... ... ... | ૧૯૯ | પુણ્ડરીક કુષ્ઠ ... ... ... | ૧૭૬ |
| **પ** | | પુત્રઘ્ની (યોનિ) ... ... | ૨૪૦ |
| પક્ષવધ ... ... ... | ૯૭ | પૂતનાગ્રહ ... ... ... | ૨૪૯ |
| પક્ષ્મકોપ ... ... ... | ૨૩૪ | પૂતિકર્ણ ... ... ... | ૨૧૩ |
| પક્ષ્મશાત ... ... ... | ૨૩૪ | પૂતિનસ્ય ... ... ... | ૨૧૫ |
| પનસિકા ... ... ... | ૧૯૫ | પૂયરક્ત ... ... ... | ૨૧૫ |
| પદ્મિનીકંટક ... ... ... | ૧૯૮ | પૂયાલસ ... ... ... | ૨૩૦ |
| પરિણામશૂલ ... ... | ૧૧૩ | પોથકી ... ... ... | ૨૩૧ |
| પરિદર ... ... ... | ૨૦૩ | પ્રક્લિન્નવર્ત્મ ... ... ... | ૨૩૩ |
| પરિપોટક ... ... ... | ૨૧૪ | પ્રતમક શ્વાસ... ... ... | ૬૬ |
| પરિપ્લુતા (યોનિ) ... ... | ૨૩૯ | પ્રતિતૂની ... ... ... | ૧૦૨ |
| પરિમ્લાયી ... ... ... | ૨૨૭ | પ્રતિશ્યાય ... ... ... | ૨૧૭ |
| પરિલેહી ... ... ... | ૨૧૪ | પ્રતીનાહ ... ... ... | ૨૧૬ |
| પરિવર્તિકા ... ... ... | ૧૯૯ | પ્રત્યષ્ઠીલા ... ... ... | ૧૦૨ |

| રોગનું નામ. | પૃષ્ઠ. |
|---|---|
| પ્રત્યાધ્માન ... ... ... | ૧૦૨ |
| પ્રમેહપિટિકા ... ... ... | ૧૩૪ |
| પ્રલેપક જ્વર ... ... ... | ૧૭ |
| પ્રલાપક સન્નિપાત ... ... | ૧૨ |
| પ્રવાહિકા ... ... ... | ૨૬ |
| પ્રસ્રંસિની (યોનિ) ... ... | ૨૪૦ |
| પ્લીહોદર ... ... ... | ૧૩૯ |
| **ફ** | |
| ફિરંગ ... ... ... | ૨૬૨ |
| **બ** | |
| બદ્ધગુદોદર ... ... ... | ૧૪૦ |
| બલાસ (નેત્રરોગ) ... ... | ૨૩૦ |
| બલાસ ... ... ... | ૨૦૯ |
| બસ્તિકુંડલ ... ... ... | ૧૨૬ |
| બહલવર્ત્મ ... ... ... | ૨૩૨ |
| બાધિર્ય ... ... ... | ૨૧૨ |
| બાલરોગ ... ... ... | ૨૪૬ |
| બિસવર્ત્મ ... .. ... | ૨૩૪ |
| **ભ** | |
| ભગન્દર ... ... ... | ૧૬૯ |
| ભગ્ન ... ... ... | ૧૬૫ |
| ભંજનક ... ... ... | ૨૦૫ |
| ભુગ્નનેત્ર સન્નિપાત ... ... | ૧૨ |
| ભ્રમ ... ... ... | ૭૮ |
| ભ્રંશથુ ... ... ... | ૨૧૬ |
| **મ** | |
| મક્ષિકાવિષ ... ... ... | ૨૫૮ |
| મજ્જમેહ ... ... ... | ૧૩૨ |
| મણ્ડલકુષ્ઠ ... ... ... | ૧૭૬ |
| માણ્ડૂકવિષ ... ... ... | ૨૫૭ |
| મત્સ્યવિષ ... ... ... | ૨૫૭ |
| મદાત્યય ... ... ... | ૭૯ |
| મધુમેહ ... ... ... | ૧૩૩ |
| મન્દજઠરાગ્નિ ... ... ... | ૩૮ |

| રોગનું નામ. | પૃષ્ઠ. |
|---|---|
| મન્યાસ્તમ્ભ ... ... ... | ૯૯ |
| મશકવિષ ... ... ... | ૨૫૮ |
| મશક ... ... ... | ૧૯૯ |
| મસૂરિકા ... ... ... | ૧૮૯ |
| મહતી હિક્કા ... ... ... | ૬૨ |
| મહાકુષ્ઠ ... ... ... | ૧૭૫ |
| મહાપદ્મ વિસર્પ. ... ... | ૨૪૭ |
| મહાયોનિ ... ... ... | ૨૪૦ |
| મહાશ્વાસ ... ... ... | ૬૪ |
| મહાસૌષિર ... ... ... | ૨૦૩ |
| માંજીષ્ઠમેહ ... ... ... | ૧૩૨ |
| માંસતાન ... ... ... | ૨૧૦ |
| માંસસંઘાત ... ... . | ૨૦૭ |
| માંસાર્બુદ ... ... ... | ૧૫૧ |
| મુખદૂષિકા ... ... ... | ૧૯૮ |
| મુખમણ્ડિકા ... ... ... | ૨૪૯ |
| મુખરોગ ... ... ... | ૨૦૧ |
| મૂકાદિ વાતરોગ. ... ... | ૧૦૧ |
| મૂઢગર્ભ ... ... .. | ૨૪૨ |
| મૂત્રકૃચ્છ્ર ... ... ... | ૧૨૨ |
| મૂત્રક્ષય ... ... ... | ૧૨૫ |
| મૂત્રગ્રન્થિ ... ... ... | ૧૨૫ |
| મૂત્રજઠર ... ... ... | ૧૨૪ |
| મૂત્રજવૃદ્ધિ ... ... ... | ૧૪૫ |
| મૂત્રશુક્ર ... ... ... | ૧૨૫ |
| મૂત્રસાદ ... ... ... | ૧૨૬ |
| મૂત્રાઘાત ... ... ... | ૧૨૩ |
| મૂત્રાતીત ... ... ... | ૧૨૪ |
| મૂત્રાવરોધ ... ... ... | ૧૦૨ |
| મૂત્રોત્સંગ ... ... ... | ૧૨૫ |
| મૂર્ચ્છા ... ... ... | ૭૫ |
| મૂષિકવિષ ... ... ... | ૨૫૬ |
| મેદોરોગ ... ... ... | ૧૩૫ |
| મેહરોગ ... ... ... | ૧૩૦ |

| રોગનું નામ. | પૃષ્ઠ. | રોગનું નામ. | પૃષ્ઠ. |
|---|---|---|---|
| **ય** | | વલ્મીકપિટિકા ... ... | ૧૯૪ |
| યકૃદ્દાલ્યુદર ... ... ... | ૧૩૯ | વસામેહ ... ... ... | ૧૩૨ |
| યક્ષગ્રહ ... ... ... | ૮૮ | વાતકંટક ... ... ... | ૧૦૧ |
| યમલાહિક્કા ... ... ... | ૬૨ | વાતકુંડલિકા ... ... ... | ૧૨૪ |
| યવપ્રખ્યા ... ... ... | ૧૯૪ | વાતપર્યય ... ... ... | ૨૨૨ |
| યોનિકન્દ ... ... ... | ૨૪૧ | વાતબલાસક ... ... ... | ૧૭ |
| યોનિરોગ ... ... ... | ૨૩૯ | વાતબસ્તિ ... ... ... | ૧૨૪ |
| **ર** | | વાતરક્ત ... ... ... | ૧૦૪ |
| રક્તગુલ્મ ... ... ... | ૧૧૯ | વાતલા (યોનિ) ... ... | ૨૩૯ |
| રક્તપિત્ત ... ... ... | ૫૦ | વાતવ્યાધિ ... ... ... | ૯૨ |
| રક્તપ્રતિશ્યાય ... ... ... | ૨૧૮ | વાતહતવર્ત્મ ... ... ... | ૨૩૩ |
| રક્તમેહ ... ... ... | ૧૩૨ | વાતાષ્ઠીલા ... ... ... | ૧૦૨ |
| રક્તષ્ઠીવી ... ... ... | ૧૨ | વામિની (યોનિ) ... ... | ૨૪૦ |
| રક્તાતિસાર ... ... ... | ૨૬ | વિચર્ચિકા ... ... ... | ૧૭૮ |
| રક્તાર્બુદ ... ... ... | ૧૫૦ | વિદ્વિઘાત ... ... ... | ૧૨૬ |
| રક્તાર્શ ... ... ... | ૩૫ | વિદારિકા ... ... ... | ૧૯૬ |
| રસશેષાજીર્ણ ... ... ... | ૪૧ | વિદારી ... ... ... | ૨૧૦ |
| રાક્ષસગ્રહ ... ... ... | ૮૯ | વિદ્ધવ્રણ ... ... ... | ૧૬૨ |
| રુગ્દાહસન્નિપાત ... ... | ૧૦ | વિદ્રધિ ... ... ... | ૧૫૩ |
| રેવતીગ્રહ ... ... ... | ૨૪૯ | વિપ્લુતા (યોનિ) ... ... | ૨૩૯ |
| રોમાન્તિકા ... ... ... | ૧૯૧ | વિલમ્બિકા ... ... ... | ૪૨ |
| રોહિણી ... ... ... | ૨૦૭ | વિવર્તિતભગ્ન ... ... ... | ૧૬૫ |
| **લ** | | વિવૃતાપિટિકા ... ... ... | ૧૯૪ |
| લગણ ... ... ... | ૨૩૮ | વિશ્લિષ્ટભગ્ન ... ... ... | ૧૬૫ |
| લાલામેહ ... ... ... | ૧૩૧ | વિશ્વાચી ... ... ... | ૧૦૦ |
| લિંગનાશ ... ... ... | ૨૨૫ | વિષરોગ ... ... ... | ૨૫૦ |
| લૂતાવિષ ... ... ... | ૨૫૫ | વિષમજ્વર ... ... ... | ૧૫ |
| લોહિતક્ષયા (યોનિ) ... ... | ૨૪૦ | વિસૂચી ... ... ... | ૪૧ |
| **વ** | | વિષ્ટબ્ધાજીર્ણ ... ... ... | ૪૦ |
| વર્ત્મકર્દમ ... ... ... | ૨૩૨ | વિસર્પ ... ... ... | ૧૮૪ |
| વર્ત્મબંધ ... ... ... | ૨૩૨ | વિસ્ફોટક ... ... ... | ૧૮૮ |
| વર્ત્મરોગ ... ... ... | ૨૩૧ | વિસ્ફોટક કુષ્ઠ ... ... ... | ૧૭૮ |
| વર્ત્મશર્કરા ... ... ... | ૨૩૨ | વૃદ્ધિ ... ... ... | ૧૪૫ |
| વલય ... ... ... | ૨૦૯ | વૃન્દ ... ... ... | ૨૦૯ |

| રોગનું નામ. | પૃષ્ઠ. |
|---|---|
| વૃશ્ચિકવિષ | ૨૫૭ |
| વૃષણકચ્છૂ | ૨૦૧ |
| વૈદર્ભ | ૨૦૪ |
| વૈપાદિક | ૧૭૭ |
| વ્યંગ | ૧૯૯ |
| વ્યવાયશોષ | ૫૫ |
| વ્યાયામશોષ | ૫૬ |
| વ્રણ | ૧૫૬ |
| વ્રણશોથ | ૧૫૬ |
| વ્રણશોષ | ૫૬ |
| **શ** | |
| શકુનીગ્રહ | ૨૪૯ |
| શંખક | ૨૩૭ |
| શતઘ્ની | ૨૦૯ |
| શતપદીવિષ | ૨૫૮ |
| શતપોનક | ૧૬૯ |
| શતારુ | ૧૭૮ |
| શનૈર્મેહ | ૧૩૧ |
| શમ્બૂકાવર્તભગંદર | ૧૭૦ |
| શર્કરા | ૧૨૯ |
| શર્કરા (ક્ષુદ્રરોગ) | ૧૯૬ |
| શર્કરાર્બુદ | ૧૯૭ |
| શારીરવ્રણ | ૧૫૮ |
| શિરાગ્રહ | ૧૦૦ |
| શિરાજપિટિકા | ૨૩૦ |
| શિરાપ્રહર્ષ | ૨૨૨ |
| શિરોત્પાત | ૨૨૨ |
| શિરોરોગ | ૨૩૫ |
| શીતપિત્ત | ૧૮૨ |
| શીતપૂતના | ૨૪૯ |
| શીતમેહ | ૧૩૧ |
| શીતાંગસન્નિપાત | ૧૧ |
| શીતાદ | ૨૦૩ |
| શુક્તિરોગ | ૨૨૯ |
| શુક્રમેહ | ૧૩૧ |
| શુષ્કાક્ષિપાક | ૨૨૨ |
| શુષ્કાર્શ | ૨૩૨ |
| શૂકદોષ | ૧૭૨ |
| શૂલ | ૧૧૦ |
| શોકશોષ | ૫૬ |
| શોથ | ૧૫૬ |
| શોણિતાર્શ | ૨૩૩ |
| શ્યાવદંત | ૨૦૫ |
| શ્યાવવર્ત્મ | ૨૩૩ |
| શ્લીપદ | ૧૫૧ |
| શ્લેષ્મલા (યોનિ) | ૨૪૦ |
| શ્વાસ | ૬૧ |
| શ્વિત્ર | ૧૮૧ |
| **ષ** | |
| ષાંઢ્ય | ૨૧૯ |
| ષંઢી (યોનિ) | ૨૪૦ |
| **સ** | |
| સંગ્રહણી | ૨૭ |
| સતતજ્વર | ૧૫ |
| સદ્યોવ્રણ | ૧૬૧ |
| સન્તતજ્વર | ૧૫ |
| સન્ધિગ સન્નિપાત | ૧૦ |
| સન્ધિભગ્ન | ૧૬૫ |
| સન્નિપાતજ્વર | ૮ |
| સન્નિરુદ્ધગુદ | ૨૦૦ |
| સંન્યાસ | ૭૮ |
| સર્પગ્રહ | ૮૮ |
| સર્પવિષ | ૨૫૨ |
| સર્વસરમુખરોગ | ૨૧૦ |
| સર્વાંગરોગ | ૯૮ |
| સવ્રણશુક્ર | ૨૨૨ |
| સાન્દ્રમેહ | ૧૩૧ |
| સિકતામેહ | ૧૩૧ |

| રોગનું નામ. | પૃષ્ઠ. | રોગનું નામ. | પૃષ્ઠ. |
|---|---|---|---|
| સિધ્મકુષ્ઠ ... ... ... | ૧૭૬ | સ્નાયુક ... ... ... | ૨૬૨ |
| સુરામેહ ... ... ... | ૧૩૧ | સ્વરઘ્ન ... ... ... | ૨૧૦ |
| સૂકરદંષ્ટ્ર ... ... ... | ૨૦૧ | સ્વરભેદ ... ... ... | ૬૮ |
| સૂચીવક્ત્રાયોનિ ... ... | ૨૪૦ | હ | |
| સૂતિકારોગ ... .. ... | ૨૪૪ | હતાધિમંથ ... ... ... | ૨૨૧ |
| સૂર્યાવર્ત ... ... ... | ૨૩૬ | હનુગ્રહ ... ... ... | ૯૬ |
| સોમરોગ ... ... ... | ૨૬૩ | હલીમક ... ... ... | ૪૯ |
| સૌગન્ધિક પંઢ.. ... ... | ૨૫૯ | હસ્તિમેહ ... ... ... | ૧૩૨ |
| સૌષિર ... ... ... | ૨૦૩ | હારિદ્રજ્વર ... ... ... | ૯ |
| સ્કન્દગ્રહ ... ... ... | ૨૪૮ | હરિદ્રમેહ ... ... ... | ૧૩૨ |
| સ્કન્દાપસ્માર .. ... ... | ૨૪૯ | હિક્કા ... ... ... | ૬૧ |
| સ્તનરોગ ... ... ... | ૨૪૫ | હૃદ્રોગ ... ... ... | ૧૨૦ |
| સ્તન્યદોષ ... ... ... | ૨૪૫ | હ્રસ્વદૃષ્ટિ .. ... ... | ૨૨૮ |




# INDEX.




Abortion ... ... ... 242
Abscess ... ... ... 153
Abscess of bladder ... 125
Abscess in the ear ... 213
Acidity ... ... ... 182
Acne ... ... ... 198
After pains ... ... 244
Alcoholism ... ... 79
Anœmia ... ... ... 46
Anorexia ... ... ... 69
Aphonia ... ... ... 101
Apoplexy ... ... ... 78
Arm-Palsey ... ... 100
Ascites ... ... ... 140
Asthma ... ... ... 65
Baldness ... ... ... 197
Black Jaundice ... ... 49
Black tooth ... ... 205
Bleeding piles ... ... 35
Blepharospasm ... ... 233
Burning of the feet ... 101
Calculi ... ... ... 127
Calculi Renal ... ... 129
Carbuncle ... ... 134
Carries of tooth ... ... 205
Cataract ... ... ... 225
Chancre Soft ... ... 171
Cholera ... ... ... 41
Chyluria ... ... ... 131
Colour-blindness ... ... 227
Conjunctivitis ... ... 233
Constipation ... ... 116
Contused wound ... ... 162
Convulsions ... ... 96
Corn ... ... ... 197
Corneal ulcer ... ... 222
Coryza ... ... ... 217
Cough ... ... ... 58
Cut wound ... ... 161
Cystitis ... ... ... 126
Deafness ... ... ... 212
Diabetes Melitus ... ... 133
Diarrhœa ... ... ... 23
Difficult labour ... ... 242
Diseases of children ... 246
Dislocation ... ... 165
Double Quotidian fever ... 16
Dropsy ... ... ... 141
Dysentery ... ... 26
Dyspepsia ... ... ... 38
Dyspnœa ... ... ... 63
Dysuria ... ... ... 122
Eczema ... ... ... 177
Elephantiasis ... ... 151
Elephantiasis of Scrotum ... 145
Elongated Uvula ... ... 206
Enlargement of Prostate gland ... ... ... 124
Enuresis ... ... ... 131
Epilepsy ... ... ... 90
Erysipelas ... ... ... 184
Erysipelas Phlegmonous ... 186
Erysipelas Traumatic ... 187
Excoriation ... ... 162
Extra-tooth ... ... 204
Eye-diseases ... ... 219
Fainting ... ... ... 75
Fistula ... ... ... 169
Fistula et ano ... ... 169
Fracture ... ... ... 165
Giddiness ... ... ... 78
Goitre ... ... ... 147
Gout ... ... ... 104
Gravel ... ... ... 129
Guinea worm ... ... 262
Hæmatocele ... ... 145

| | |
|---|---|
| Hæmaturia ... ... 132 | Paraplegia ... 100,107 |
| Hæmoptysis ... ... 57 | Phosphaturia ... ... 132 |
| Hay fever... ... ... 14 | Phthisis ... ... ... 53 |
| Headache ... ... ... 235 | Phymosis ... ... ... 200 |
| Hemicrania ... ... 237 | Piles ... ... ... 31 |
| Hemiplegia ... ... 97 | Piorrhœa ... ... ... 203 |
| Hemorrhages ... ... 50 | Pityrisis ... ... ... 176 |
| Hepatic enlargement ... 139 | Premature gray hair ... 198 |
| Hernia ... ... ... 146 | Prolapsus ani ... ... 201 |
| Herpes zoster ... ... 195 | Prurigo ... ... ... 177 |
| Hiccough ... ... ... 61 | Pruritus ani ... ... 200 |
| Hoarseness of voice ... 68 | Psoriasis ... ... ... 178 |
| Hydrocele... ... ... 145 | Pterygium ... ... 229 |
| Hydrophobia ... ... 260 | Ptosis ... ... ... 233 |
| Impetigo ... ... ... 178 | Puerperal diseases ... 244 |
| Indian sprue ... ... 27 | Punctured wound... ... 162 |
| Indigeston ... ... 39 | Pustule in the nose ... 215 |
| Inflammation of wound ... 156 | Quartan fever ... ... 16 |
| Insanity ... ... ... 84 | Quotidian fever ... ... 16 |
| Intestinal Obstruction ... 140 | Ranulla ... ... ... 206 |
| Jaundice ... ... ... 48 | Remittent fever ... ... 15 |
| Lachrymal fistula ... ... 230 | Retention of urine ... 124 |
| Leprosy ... ... ... 176 | Rhajades ... ... ... 177 |
| Leucorrhœa ... ... 238 | Rheumatism ... ... 109 |
| Mastitis ... ... ... 245 | Ring worm ... ... 177 |
| Measles ... ... ... 191 | Rupia ... ... ... 178 |
| Menorrhagia ... ... 238 | Rupture ... ... ... 161 |
| Mole ... ... ... 199 | Scabies ... ... ... 178 |
| Mumps ... ... ... 195 | Sciatica ... ... ... 100 |
| Obesity ... ... ... 135 | Scrofula ... ... ... 148 |
| Ophthalmia ... ... 220 | Sexual debility ... ... 259 |
| Orchitis ... ... ... 145 | Sinus ... ... ... 167 |
| Otalgia ... ... ... 211 | Skin diseases ... ... 174 |
| Otorrhœa ... ... ... 212 | Small-pox ... ... ... 189 |
| Ozæna ... ... ... 215 | Sneezing ... ... ... 215 |
| Pannus ... ... ... 222 | Spasmodic stricture ... 124 |
| Paralysis ... ... ... 98 | Spastic Paraplegia ... 101 |
| Paralysis Agitans... ... 103 | Spermatorrhœa ... ... 131 |
| „ Facial ... ... 98 | Splenic-enlargement ... 139 |
| „ of the tounge ... 100 | Stiffness of the neck ... 99 |
| Paraphymosis ... ... 199 | Stricture ... ... ... 125 |

Stricture of the rectum ... 200
Stye ... ... ... 232
Suppression of urine ... 125
Suppuration ... ... 213
Swelling ... ... ... 141
Synovitis of the knee joints 100
Syphilis ... ... ... 262
Thirst ... ... ... 73
Tinea Tarsi ... ... 234
Traumatic fever ... ... 14
Trichiasis ... ... ... 234
Tumour ... ... ... 150
Tympanitis ... ... 102
Ulcer ... ... ... 158
Ulceration of the bowels ... 140
Uric-aciddiatheses ... 131
Urticaria ... ... ... 181
Vaginal Polypus ... ... 241
Vesico-intestinal fistula ... 126
Vomiting ... ... ... 70
Whitlaw ... ... ... 196
Worms ... ... ... 43
Wounds ... ... . 161
Wortes . ... ... 199



# श्री माधवनिदान

## परिभाषा

### મંગલાચરણ

**प्रणम्य जगदुत्पत्तिस्थितिसंहारकारणम् ॥**
**स्वर्गापवर्गयोर्द्वारं त्रैलोक्यशरणं शिवम् ॥ १ ॥**

જગતની ઉત્પત્તિ, સ્થિતિ અને સંહારના કારણ ભૂત;–સ્વર્ગ અને અપવર્ગ (મોક્ષ)ના દ્વારરૂપ અને ત્રણે લોકના આશ્રયરૂપ–એવા જે શિવ, તેને વંદન કરી. (આ ગ્રન્થ રચાય છે.)

**नानामुनीनां वचनैरिदानीं समासतः सद्भिषजां नियोगात् ॥**
**सोपद्रवारिष्टनिदानलिंगो निबध्यते रोगविनिश्चयोऽयम॥२॥**

સારા વૈદ્યોની આજ્ઞાથી, ઉપદ્રવો, મરણસૂચક ચિહ્નો, રોગ ઉત્પન્ન થવાનાં કારણો અને રોગ ઓળખવાનાં ચિહ્નો એ બધાં સાથે વ્યાધિઓનો જેમાં નિર્ણય કર્યો છે, એવો આ ગ્રન્થ અનેક ઋષિઓનાં વચનો વડે[1] ટુંકામાં રચાય છે,

**नानातंत्रविहीनानां भिषजामल्पमेधसाम् ॥**
**सुखं विज्ञातुमातंकमयमेव भविष्यति ॥ ३ ॥**

ઘણાં શાસ્ત્રોનો અભ્યાસ જેણે કર્યો નથી એવા, અલ્પબુદ્ધિવાળા વૈદ્યને સહેલાઇથી રોગોનું જ્ઞાન થવા માટે આ જ ગ્રન્થ ઉપયોગી થશે.

**રોગ પરીક્ષાના મુખ્ય પાંચ ઉપાય**

**निदानं पूर्वरूपाणि रूपाण्युपशयस्तथा ॥**
**संप्राप्तिश्चेति विज्ञानं रोगाणां पञ्चधा स्मृतम् ॥ ४ ॥**

નિદાન (મૂળ કારણ), પૂર્વરૂપ, રૂપ, ઉપશય અને સંપ્રાપ્તિ, એ રોગ ઓળખવાના પાંચ પ્રકાર છે. એ પાંચેનો અર્થ નીચે કહ્યો છે.

---

૧ 'અનેક ઋષિઓનાં વચનો વડે' એ શબ્દોથી ગ્રન્થકાર એમ કહેવા માગે છે કે આ ગ્રન્થમાં ઋષિઓએ રચેલા ગ્રન્થો ચરક સુશ્રુત વગેરેનાં વચનોનો જ ઉતારો કર્યો છે. ખરી રીતે પણ એમ જ છે આ ગ્રન્થમાં ઘણા ખરા શ્લોકો ચરક સુશ્રુતમાંથી અક્ષરશઃ ઉતાર્યા છે.

**નિદાન** **निमित्तहेत्वायतनप्रत्ययोत्थानकारणैः॥ दानमाहुः पर्यायैः ॥**

નિમિત્ત, હેતુ, આયતન, પ્રત્યય, ઉત્થાન અને કારણ, એ પાંચ નિદાનના પર્યાયો કહેવાય છે. (એટલે એ પાંચમાંનો કોઈ જ્યાં આવે ત્યાં 'નિદાન' અર્થ સમજવો. રોગનું મૂળ કારણ અથવા રોગની ઉત્પત્તિનો જે હેતુ, તે નિદાન.)

**પૂર્વરૂપ[1]** **प्राग्रूपं येन लक्ष्यते ॥ ५ ॥**
**उत्पित्सुरामयो दोषविशेषेणानधिष्ठितः ॥**

પૂર્વરૂપ એટલે જેનાથી ભવિષ્યમાં થનારો રોગ, દોષનાં વિશેષ લક્ષણો જોવામાં ન આવતા હોય છતાં સમજવામાં આવે તે. મતલબ કે રોગની વિશિષ્ટ લક્ષણો વગરની શરૂઆતની અવસ્થાને પૂર્વરૂપ કહે છે. (પૂર્વરૂપ બે પ્રકારનાં છે:–એક સામાન્ય અને બીજું વિશિષ્ટ પૂર્વરૂપ નીચે કહે છે.)

**વિશિષ્ટ પૂર્વરૂપ** **लिंगमव्यक्तमल्पत्वात् व्याधीनां तद्यथायथम् ॥ ६ ॥**

તે તે રોગનાં લક્ષણો ઓછાં હોવાથી, જ્યાંસુધી રોગનું રૂપ સ્પષ્ટ (ચોખ્ખું) ન દેખાય ત્યાંસુધી, એ સ્થિતિ (વિશિષ્ટ) પૂર્વરૂપ કહેવાય છે. અર્થાત્ અમુક રોગનું જે અવ્યક્ત સ્વરૂપ તે જ તેનું (વિશિષ્ટ) પૂર્વરૂપ.

**રૂપ[2]** **तदेव व्यक्ततां यातं रूपमित्यभिधीयते ॥**
**संस्थानं व्यञ्जनं लिङ्गं लक्षणं चिह्नमाकृतिः ॥ ७ ॥**

રોગની શરૂઆતમાં જે તેનાં અવ્યક્ત (અસ્પષ્ટ) લક્ષણો જણાય છે–જેને વિશિષ્ટ પૂર્વરૂપ કહે છે, તે જ પૂર્વરૂપ જ્યારે સ્પષ્ટ થાય એટલે દોષ વિશેષનાં ચિહ્નો સ્પષ્ટ સમજવામાં આવે, ત્યારે તેને રૂપ અથવા રોગનું લક્ષણ કહે છે. સંસ્થાન, વ્યંજન, લિંગ, લક્ષણ, ચિહ્ન, આકૃતિ, એ શબ્દો રોગનાં સ્વરૂપને કહેનારા છે. એટલે રૂપના પર્યાયો છે.

**ઉપશય** **हेतुव्याधिविपर्यस्तविपर्यस्तार्थकारिणाम् ॥**
**औषधान्नविहाराणामुपयोगं सुखावहम् ॥ ८ ॥**
**विद्यादुपशयं व्याधेः स हि सात्म्यमिति स्मृतः ॥**
**विपरीतोऽनुपशयोव्याध्यसात्म्यमिति स्मृतः ॥ ९ ॥**

નિદાનથી, રોગથી કે નિદાન અને રોગ બેયથી વિરુદ્ધ હોવાથી રોગની શાન્તિ કરનારાં, તથા નિદાનના રોગના કે નિદાન અને રોગ બેયના સમાન ધર્મવાળાં હોવા છતાં રોગની શાન્તિ કરનારાં ઔષધો, ખોરાકો, અને વિહારોના સુખકારક ઉપયોગ એનું નામ **ઉપશય;** તે જ સાત્મ્ય કહેવાય છે. એથી વિરુદ્ધ–એટલે વ્યાધિ વધારનારાં ઔષધો ખોરાકો અને વિહારોનો દુઃખકારક ઉપયોગ એ **અનુપશય;** તે જ રોગનું અસાત્મ્ય કહેવાય છે. (અહિં ઔષધ અન્ન અને વિહાર ત્રણની જ વાત કરી છે. પણ

---

१ पूर्वरूप Prodromal symptoms. २ रूप=Symptoms. ४–५,वा.नि.अ.१ श्लो.२,३. ६ वा.नि.अ.१ श्लो.४. ७ वा.नि.अ.१ श्लो.५. ८–९ वा.नि.अ.१ श्लो.६–७.

આમાં દેશકાળ પણ ગણવાનાં છે. ઘણી વાર કોઈ દેશ માફક આવવાથી રોગ બીજા ઉપાય વગર મટી જાય છે.)

(નીચેનાં ઉદાહરણોનાં કોષ્ટકથી ઉપશયનું આ લક્ષણ સ્પષ્ટ સમજાશે.)

## તેમનાં ઉદાહરણોનું કોષ્ટક

| નામ. | ઔષધ. | અન્ન. | વિહાર. |
|---|---|---|---|
| નિદાનથી વિરુદ્ધ. | શીતજ્વર ઉપર સુંઠ વગેરે ઉષ્ણ પદાર્થ. | શ્રમવાયુથી થયેલા વ્યાધિમાં માંસનો રસ અને ભાત | દિવસે સૂતાથી થયેલા કફ ઉપર રાત્રે જાગરણ. |
| રોગથી વિરુદ્ધ. | અતિસાર ઉપર સ્તંભન (ઝાડાને અટકાવવા માટે કાળીપાટ વગેરે). ઝેર ઉપર સરસડો. કુષ્ઠ ઉપર ખેર, પ્રમેહ ઉપર હળદર. | અતિસાર ઉપર મસુરની દાળ વગેરે ઝાડો રોકનાર ખોરાક. | ઉદાવર્ત (પેટમાં વાયુ ઉંચે ચઢવો તે) ઉપર નીચે જોર કરવું. |
| રોગ અને નિદાન બેવડાં વિરુદ્ધ. | વાયુના સોજા ઉપર દશમૂળનો કવાથ. | વાતકફ સંગ્રહણી ઉપર છાશ. | સ્નિગ્ધ એવી જે દિવસની નિદ્રા, તેથી થયેલા આળસ ઉપર રાતનું જાગરણ. |
| નિદાનનાં સમાનધર્મ છતાં રોગની શાન્તિ કરનાર. | પિત્તથી થયેલા વ્રણના સોજા ઉપર ગરમ પોટીસ બાંધવી. | પાકતા વ્રણના સોજા ઉપર દાહ કરવાવાળું અન્ન, જેમ કે બાજરીનો રોટલો, રાઇની ભાજી સરસવની ભાજી વગેરે | વાયુથી થયેલા ઉન્માદવાળાને ભય દેખાડવો ઇત્યાદિ. |
| રોગનાં સમાનધર્મ છતાં રોગની શાન્તિ કરનાર. | ઉલટી ઉપર ઉલટી કરાવવાવાળી મીંઢોળ જેવી દવા. | અતિસાર ઉપર રેચક એવું દૂધ. | ઉલટી ઉપર ઉલટી લાવવા માટે આંગળા નાંખી ઉલટી આણવા માટે જોર કરવું ઇત્યાદિ. |
| નિદાન અને રોગ બેયનાં સમાનધર્મ છતાં રોગની શાન્તિ કરનાર | અગ્નિથી દાઝયા ઉપર ઉષ્ણ કરેલો અગરચંદનનો લેપ વિષ ઉપર વિષ | મદિરાથી થયેલા મદાત્યય ઉપર મદિરાપાન. | કસરતથી થયેલા સંમૂઢ વાયુ ઉપર તરવાની કસરત કરવી. |

**સંપ્રાપ્તિ** **यथा दुष्टेन दोषेण यथा चानुविसर्पता ॥**
**निर्वृत्तिरामयस्यासौ संप्राप्तिर्जातिरागतिः ॥ १० ॥**

શરીરમાં ઉંચે નીચે ફરતા અને બગડેલા દોષથી જે રીતે અમુક રોગની ઉત્પત્તિ થાય છે; તેને (રોગની ઉપર કહી તે રીતની ઉત્પત્તિની) સંપ્રાપ્તિ જાતિ કે આગતિ કહે છે.

૧૦ વા.નિ.અ.૧ શ્લો.૬.

**સંપ્રાપ્તિના ભેદો** **संख्याविकल्पप्राधान्यबलकालविशेषतः ॥ सा भिद्यते**

સંખ્યા, વિકલ્પ, પ્રાધાન્ય, અપ્રાધાન્ય, બળ, (અબળ) અને વખત (સમય), એટલા સંપ્રાપ્તિના ભેદો છે.

**સંખ્યા** **यथात्रैव वक्ष्यंतेऽष्टौ ज्वरा इति ॥ ११ ॥**

જેમકે આ ગ્રંથમાં તાવ આઠ પ્રકારના વર્ણવ્યા છે.

**વિકલ્પ** **दोषाणां समवेतानां विकल्पोंऽशांशकल्पना ॥**

સાથે મળેલા દોષો (વાત પિત્ત અને કફ)માં અંશાંશની કલ્પના એનું નામ વિકલ્પ. (અર્થાત્ અમુક રોગમાં વાયુના લુખાપણું વગેરે અંશો જોઇને વાયુના પ્રકોપનું અનુમાન કરવું તે વિકલ્પ).

**પ્રાધાન્ય** **स्वातंत्र्यपारतंत्र्याभ्यां व्याधेः प्राधान्यमादिशेत् ॥ १२ ॥**

સ્વતંત્રતા અને પરતંત્રતાથી રોગનું પ્રાધાન્ય (અને અપ્રાધાન્ય)જાણવું; એટલે જે રોગ સ્વતંત્ર હોય તે પ્રધાન–મુખ્ય રોગ અને જે રોગ કે રોગો પરતંત્ર–બીજાના વધવા ઘટવાથી વધતા ઘટતા–હોય તે અપ્રધાન.

**બળ** **हेत्वादिकात्स्न्यावयवैर्बलाबलविशेषणम् ॥**

હેતુ, પૂર્વરૂપ અને રૂપ, પૂરે પૂરાં દેખાતાં હોય તો રોગ બળવાળો સમજવો અને હેતુ વગેરે પૂરા રૂપમાં ન દેખાય–અધૂરાં દેખાય તો નબળો સમજવો.

**કાળ** **नक्तंदिनर्तुभुक्तांशैर्व्याधिकालो यथामलम् ॥**

રાત્રિ, દિવસ, વસંત વગેરે ઋતુઓ, અને આહાર, એના દોષોને અનુસરતા જે વિભાગો તેનું નામ વ્યાધિનો કાળ. જેમકે રાતના પહેલા ભાગમાં કફ વધે વચલા ભાગમાં પિત્ત અને છેલ્લા ભાગમાં વાયુ વધે, તેમ જ, વસન્તમાં કફ શરદમાં પિત્ત અને વર્ષામાં વાયુ વધે. એજ પ્રમાણે આહારના આદિ મધ્ય અને અન્તનું સમજવું.

**इति प्रोक्तो निदानार्थः स व्यासेनोपदेक्ष्यते ॥ १३ ॥**

આ પ્રમાણે નિદાન એટલે શું? તે સંક્ષેપમાં જણાવ્યું. તેનો વિસ્તાર તે તે રોગમાં આગળ કહેવાશે.

**સર્વ રોગનાં સામાન્ય કારણો** **सर्वेषामेव रोगाणां निदानं कुपिता मलाः ॥**
**तत्प्रकोपस्य तु प्रोक्तं विविधाहितसेवनम् ॥ १४ ॥**

કોપ પામેલા (બગડેલા) દોષો સર્વ રોગોનું કારણ–મૂળ–છે. અને જુદી જુદી જાતનાં અહિત, (શરીરને નુકસાન કરનાર આહાર વિહાર વગેરે)ના ઉપયોગથી દોષોનો પ્રકોપ થાય છે.

**निदानार्थकरो रोगो रोगस्याप्युपजायते ॥ १५ ॥**

એક રોગ બીજા રોગના નિદાનરૂપ પણ કેટલીકવાર થાય છે.

---

૧૧,૧૨,૧૩,૧૪,वा.नि.अ.१, श्लो.९,१०,११.

**એક રોગથી ઉત્પન્ન થતા બીજા રોગોના દાખલા**

**तद्यथा ज्वरसंतापाद्रक्तपित्तमुदीर्यते ॥**
**रक्तपित्ताज्ज्वरस्ताभ्यां शोषश्चाप्युपजायते ॥**
**श्वासात्संजायते हिक्का कंठरोधावलंबनम् ॥ १६ ॥**
**प्लीहाभिवृद्ध्या जठरं जठराच्छोफ एव च ॥**
**अर्शोभ्यो जाठरं दुःखं गुल्मश्चाप्युपजायते ॥ १७ ॥**
**प्रतिश्यायादथो कासः कासात्संजायते क्षयः ॥**
**क्षयो रोगस्य हेतुत्वे शोषस्याप्युपजायते ॥ १८ ॥**

જેમકે તાવના ઉકળાટથી રક્તપિત્ત પેદા થાય છે; રક્તપિત્તમાંથી તાવ આવે છે. જ્વર અને રક્તપિત્તથી શોષ ઉત્પન્ન થાય છે. શ્વાસથી હેડકીનો રોગ પેદા થાય છે. તથા તેથી કંઠ રુંધાય છે. બરોલની વૃદ્ધિ થવાથી ઉદરરોગ થાય છે, ઉદર રોગમાંથી સોજા ચડે છે. હરશમાંથી ઉદર સંબંધી રોગ અને ગોળાનું દરદ થાય છે. સળેખમમાંથી ઉધરસ અને ઉધરસમાંથી ક્ષયનો રોગ લાગુ પડે છે તથા ક્ષયરોગમાંથી શોષ નામે વ્યાધિ પેદા થાય છે.

**ते पूर्वं केवला रोगा पश्चाद्धेत्वर्थकारिणः ॥**

પહેલાં તો આ રોગો એકલા હોય છે પણ પછવાડેથી પુષ્ટિ મળતાં બીજા રોગને પેદા કરે છે.

**બીજા રોગો ઉત્પન્ન કરનાર વ્યાધિનું વિચિત્ર રૂપ**

**कश्चिद्धि रोगो रोगस्य हेतुर्भूत्वा प्रशाम्यति ॥ १९ ॥**
**न प्रशाम्यति चाप्यन्यो हेत्वर्थं कुरुतेपि च ॥**
**एवं कृच्छ्रतमा नृणां दृश्यंते व्याधिसंकराः ॥ २० ॥**

કોઈ રોગ, બીજા રોગનું કારણ થઈને પછી મટી જાય છે; વળી કોઈ રોગ બીજા રોગને પેદા કરી ન મટતાં તેવો જ ચાલુ રહે છે. આ રીતે મનુષ્યોને અતિશય કષ્ટ આપનારાં રોગોનાં મિશ્રણ દેખાય છે.

**तस्माद्यत्नेन सद्वैद्यैरिच्छद्भिः सिद्धिमुत्तमाम् ॥**
**ज्ञातव्यो वक्ष्यते योऽयं ज्वरादीनां विनिश्चयः ॥ २१ ॥**

માટે ઉત્તમ પ્રકારની સિદ્ધિ મેળવવાની જે વૈદ્યોની ઇચ્છા હોય, તેમણે તાવ વગેરે સઘળા રોગોનો જે નિશ્ચય (રોગોનું નિદાન) હવે કહેવાય છે તે જાણવો.

इति परिभाषा समाप्ता. પરિભાષા સમાપ્ત થઈ.

---

૧૫,૧૬,૧૭,૧૮,वा.नि.अ.१ श्लो.१२,१३.१५,१६,१७. १९,२०,च.नि.अ.८ श्लो. १८,१९,२०.

## ज्वरनिदान[1] તાવનું નિદાન

दक्षापमानसंक्रुद्धरुद्रनिःश्वाससंभवः ॥
ज्वरोऽष्टधा पृथक्द्वंद्वसंघातागन्तुजः स्मृतः ॥ १ ॥

દક્ષ પ્રજાપતિએ અપમાન આપવાથી ક્રોધાયમાન થયેલા શિવના શ્વાસમાંથી ઉત્પન્ન થયેલો એવો જે તાવ, તે આઠ જાતનો છે. વાયુ, પિત્ત અને કફથી થયેલા ૩ તાવ. દ્વંદ્વજ ૩, સન્નિપાતનો ૧ અને આગંતુક બહારથી આવેલો ૧, એ પ્રમાણે સંક્ષેપમાં આઠ પ્રકારના તાવ કહ્યા છે.

**તાવની સંપ્રાપ્તિ** मिथ्याहारविहाराभ्यां दोषा ह्यामाशयाश्रयाः ॥
बहिर्निरस्य कोष्ठाग्निं ज्वरदाः स्यू रसानुगाः ॥ २ ॥

મિથ્યા આહાર અને મિથ્યા વિહારથી વિકાર પામેલા, આમાશયનો આશ્રય કરી રહેલા દોષો, જઠરાગ્નિને જઠરમાંથી બહાર કાઢી નાખી તથા પોતે રસ અને લોહીમાં મળી જઇને તાવને પેદા કરે છે. (આ ક્રિયા, શારીરિક તાવની છે પણ આગંતુક તાવની નથી.)

**તાવનું લક્ષણ** स्वेदावरोधः संतापः सर्वांगग्रहणं तथा ॥
युगपद्यत्र रोगे च स ज्वरो व्यपदिश्यते ॥ ३ ॥

જે રોગમાં પરસેવાનો અટકાવ, દેહ, ઇન્દ્રિયો અને મનમાં સંતાપ અને શરીરના બધા ભાગોમાં કળતર જેવી વેદના કિંવા દુઃખ એ બધું એકસાથે થાય છે. તેને, તાવ કહે છે.

**તાવનું પૂર્વરૂપ** श्रमोऽरतिर्विवर्णत्वं वैरस्यं नयनप्लवः ॥
इच्छाद्वेषौ मुहुश्चापि शीतवातातपादिषु ॥ ४ ॥
जृंभाऽङ्गमर्दो गुरुता रोमहर्षोऽरुचिस्तमः ॥
अप्रहर्षश्च शीतं च भवत्युत्पत्स्यति ज्वरे ॥ ५ ॥
सामान्यतो विशेषात्तु जृंभाऽत्यर्थं समीरणात् ॥
पित्तान्नयनयोर्दाहः कफान्नान्नाभिनंदनम् ॥ ६ ॥
सर्वलिंगसमावापः सर्वदोषप्रकोपजे ॥
द्वयैरन्यतराभ्यां तु संसृष्टद्वंद्वजं विदुः ॥ ७ ॥

મહેનત કર્યા વિના થાક ચઢવો; અણગમો થવો, શરીરનો કે મોઢાનો રંગ બદલાઇ જવો, મોઢું સ્વાદ વગરનું ફીકું થવું; આંખોમાં પાણી ભરાઇ આવવું; ટાઢ, તડકો અને પવન એમના પર વારાફરતી પ્રીતિ અને દ્વેષ (અણગમો) થવો; બગાસાં આવવાં; શરીરના અવયવો તૂટવા; આખું શરીર જડ થવું; રૂવાડાં ઉભાં થવાં; અન્ન પર અરુચિ થવી; અંધારામાં પડ્યા જેવું લાગવું; અસંતોષ થવો અને ઘણી ટાઢ ચડી આવવી; એટલાં ચિહ્નો, તાવ આવવાનો હોય ત્યારે સામાન્ય રીતે થાય છે. હવે જૂદા જૂદા દોષથી ઉપજેલા જૂદા જૂદા તાવનાં

---

૧ જ્વરનિદાન સંબંધી વિસ્તારથી વિવેચન ભાવપ્રકાશના મધ્યમખંડમાં કરવામાં આવેલ છે. ज्वर=તાવ=Fever. ૨ સુ.ઉ.અ.૩૯ શ્લો.૬. ૪,૫,૬,૭,સુ.ઉ.અ.૩૯ શ્લો.૧૧,૧૨,૧૩.

આસ પૂર્વ ચિહ્નો કહું છું. વાતજ્વર આવવાનો હોય તો બગાસાં ઘણાં આવે; પિત્ત-જ્વર આવવાનો હોય તો બંને આંખોમાં અગ્નિ બળે; કફજ્વર આવવાનો હોય તો અન્નનો અભાવો થાય અને જો બધા દોષ કોપવાથી જ્વર આવવાનો હોય તો સર્વ દોષોનાં લક્ષણો જોવામાં આવે; એ ત્રણ દોષમાંથી કોઇ પણ બે દોષનાં પૂર્વચિહ્નો એક જ વખતે માલુમ પડે તો તેથી જાણવું કે દ્વિદોષજ્વર થવાનો છે.

**વાતજ્વરનાં લક્ષણો.** **वेपथुर्विषमो वेगः कंठौष्ठमुखशोषणम् ॥**
**निद्रानाशः क्षवस्तंभो गात्राणां रौक्ष्यमेव च ॥ ८ ॥**
**शिरोहृद्गात्ररुग्वक्त्रवैरस्यं गाढविट्कता ॥**
**शूलाध्माने जृंभणं च भवंत्यनिलजे ज्वरे ॥ ९ ॥**

વાતજ્વરમાં, શરીરમાં ધ્રુજ છુટવી; તાવના વેગનું અનિયમિતપણું; ગળું, હોઠ અને મોઢાનું સૂકાઇ જવું; ઊંઘ ન આવવી; છીંકો ન આવવી; અવયવોમાં લુખાપણું લાગવું, મસ્તક, હૃદય અને ગાત્રોમાં વેદના થવી; મોઢું સ્વાદ વગરનું ફીકું થવું. ઝાડાનું કઠણ થઇ જવું, પેટમાં અથવા શરીરમાં શૂળ નીકળવાં; વાયુથી પેટ ચડી આવી તેમાં દુઃખાવો થવો; અને બગાસાં આવવાં; આટલાં લક્ષણો થાય છે.

**પિત્તજ્વરનાં લક્ષણો.** **वेगस्तीक्ष्णोऽतिसारश्च निद्राल्पत्वं तथा वमिः ॥**
**कंठौष्ठमुखनासानां पाकः स्वेदश्च जायते ॥ १० ॥**
**प्रलापो वक्त्रकटुता मूर्च्छा दाहो मदस्तृषा ॥**
**पीतविण्मूत्रनेत्रत्वं पैत्तिके भ्रम एव च ॥ ११ ॥**

પિત્તજ્વરમાં, તાવનું જોર વધારે હોવું, ઝાડા થવા; નિદ્રા થોડી આવવી; ઉલટી થવી; ગળું, હોઠ, મુખ તથા નાકપર ફોલ્લીઓ થઇ તે પાકવી; પરસેવો થવો; લવારો થવો; મોઢાનો સ્વાદ તીખો લાગવો; શરીરમાં બળત્રા થવી, મૂર્છા આવવી, નીશો કર્યો હોય એમ લાગવું, વારંવાર તરસ લાગવી; મળ, મૂત્ર, અને આંખનો રંગ પીળો થવો; અને ફેર ચડવા;—એટલાં લક્ષણો દૃષ્ટિએ પડે છે.

**કફજ્વરનાં લક્ષણો.** **स्तैमित्यं स्तिमितो वेग आलस्यं मधुरास्यता ॥**
**शुक्लमूत्रपुरीषत्वं स्तम्भस्तृप्तिरथापि च ॥ १२ ॥**
**गौरवं शीतमुत्क्लेशो रोमहर्षोऽतिनिद्रता ॥**
**प्रतिश्यायोऽरुचिः कासः कफजेऽक्ष्णोश्च शुक्लता ॥ १३ ॥**

કફજ્વરમાં, શરીર ભીના કપડાથી વીંટાળ્યા જેવું લાગવું; તાવનું જોર ઓછું હોવું, આળસ, મોઢામાં મીઠાશ લાગવી; મલ અને મૂત્રનો રંગ ધોળાશપર થવો; અવયવો અક્કડ લાગવા; ધરાયાની પેઠે અન્નપર રુચિ ન થવી; શરીર જડ થવું; ટાઢ ચડવી; મોળ આવવી; રુંવાડાં ઉભાં થવાં; ઘણી ઊંઘ આવવી, સલેખમ, અરુચિ, ઉધરસ તથા આંખો ધોળી થવી એટલાં લક્ષણો થાય છે.

---

८,९,सु.उ.अ.३९ श्लो.१४. १०,११,सु.उ.अ.३९ श्लो १५. १२.१३,सु.उ.अ.३९ श्लो.१६.

**વાતપિત્તજ્વરનાં લક્ષણો.**

**तृष्णा मूर्च्छा भ्रमो दाहः स्वप्ननाशः शिरोरुजा ॥**
**कंठास्यशोषो वमथू रोमहर्षोऽरुचिस्तमः ॥ १४ ॥**
**पर्वभेदश्च जृंभा च वातपित्तज्वराकृतिः ॥**

વાતપિત્તજ્વરમાં, તરશ, મૂર્ચ્છા, ભ્રમ તથા બળતરા થાય છે: ઉંઘ ઉડી જાય છે: માથામાં શૂળ નીકળે છે; ગળામાં તથા મોઢામાં શોષ પડે છે; ઉલટી, રોમાંચ તથા અન્નપર અભાવો થાય છે: એકદમ અંધારામાં પડ્યા જેવું લાગે છે; શરીરના સાંધાઓ જુદા થઇ જતા હોય એવું થાય છે અને બગાસા આવે છે.

**વાતશ્લેષ્મજ્વર**

**स्तैमित्यं पर्वणां भेदो निद्रागौरवमेव च ॥ १५ ॥**
**शिरोग्रहः प्रतिश्यायः कासः स्वेदाप्रवर्तनम् ॥**
**संतापो मध्यवेगश्च वातश्लेष्मज्वराकृतिः ॥ १६ ॥**

વાતશ્લેષ્મજ્વરમાં, શરીર ભીનાં કપડાંથી વીંટાળ્યા જેવું લાગે છે; શરીરના સાંધાઓ જુદા થઇ જતા હોય એવું લાગે છે. ઊંઘ ઘણી આવે છે; અંગ જડ તથા માથું પટકાઇ ગયું હોય એમ લાગે છે: સળેખમ તથા ઉધરસ થઇ આવે છે: પરસેવો થોડો થાય છે; કે નથી પણ થતો; શરીરમાં સંતાપ થાય છે; અને તાવનું જોર મધ્યમ (સાધારણ) રહે છે.

**શ્લેષ્મપિત્તજ્વર**

**लिप्ततिक्तास्यता तंद्रा मोहः कासोऽरुचिस्तृषा ॥**
**मुहुर्दाहो मुहुः शीतं श्लेष्मपित्तज्वराकृतिः ॥ १७ ॥**

કફપિત્તજ્વરમાં. મોઢું કડવું તથા ચીકાશું લાગે છે; ઊંઘ જેવું આંખમાં ઘેન લાગે છે: ઘડીમાં, ટાઢ લાગે છે અને ઘડીમાં ગરમી થાય છે. ઉધરસ થાય છે; અન્નપર રુચિ રહેતી નથી; અને તરશ લાગે છે;

**સન્નિપાતજ્વરના લક્ષણો.[1]**

**क्षणे दाहः क्षणे शीतमस्थिसन्धिशिरोरुजा ॥**
**सास्रावे कलुषे रक्ते निर्भुग्ने चापि लोचने ॥ १८ ॥**
**सस्वनौ सरुजौ कर्णौ कंठः शूकैरिवावृतः ॥**
**तन्द्रा मोहः प्रलापश्च कासः श्वासोऽरुचिर्भ्रमः ॥ १९ ॥**
**परिदग्धा खरस्पर्शा जिह्वा स्रस्ताङ्गता परम् ॥**
**ष्ठीवनं रक्तपित्तस्य कफेनोन्मिश्रितस्य च ॥ २० ॥**
**शिरसो लोठनं तृष्णा निद्रानाशो हृदि व्यथा ॥**
**स्वेदमूत्रपुरीषाणां चिराद्दर्शनमल्पशः ॥ २१ ॥**
**कृशत्वं नातिगात्राणां प्रततं कंठकूजनम् ॥**
**कोठानां श्यावरक्तानां मंडलानां च दर्शनम् ॥ २२ ॥**
**मूकत्वं स्रोतसां पाको गुरुत्वमुदरस्य च ॥**
**चिरात्पाकश्च दोषाणां सन्निपातज्वराकृतिः ॥ २३ ॥**

---

१ सन्निपातज्वर=Eruptive fevers e. g. Typhoid fever. १४,१५,१६,१७ सु.उ.अ.३९ श्लो.२१. १८,१९,२०,२१,२२,२३.च.चि.अ.३.श्लो.९९थी१०४.

સન્નિપાતજ્વરમાં નીચેનાં લક્ષણો થાય છે. ઘડીમાં શરીરમાં ગરમી અને ઘડીમાં ટાઢી લાગે છે. હાડકાંમાં, સાંધાઓમાં તથા મસ્તકમાં પીડા થાય છે. આંખોમાંથી પાણી નીકળે છે તથા એ મેલી અને ડરડાઈ ગયેલી લાગે છે અને લાલચોળ થઈ જાય છે, કાનમાં અવાજ થાય છે તથા તેમાં પીડા થાય છે. ગળામાં ગવારની ખુજળીની પેઠે એક જાતનો દુઃખાવો થાય છે. આંખમાં ઘેન લાગે છે. મૂર્છા આવે છે. બેશુદ્ધિમાં લવારો કરે છે, ઉધરસ તથા શ્વાસ થઈ આવે છે; અરુચિ થાય છે; ફેર આવે છે; જીભ, દાઝી ગઈ હોય તેવી કાળી તથા સુકાયલાં પાંદડાં પેઠે લુખ્ખી પડે છે. તેનાપર હાથ લગાડતાં તે, કરકરી લાગે છે; શરીરનાં અંગ અતિશય ઢીલાં પડી જાય છે; કફથી મિશ્રિત લોહીની કે પિત્તની ઉલટી થાય છે. માથું હલ્યા કરે છે. તરશ લાગે છે; ઊંઘ ઉડી જાય છે; છાતીમાં દુખાવો થાય છે; પરસેવો તથા મલ, મૂત્ર ઘણીવારે થોડાં થાય છે; ગાત્રો બહુ દૂબળાં નથી લાગતાં, ગળામાં ખરખર અવાજ થયા કરે છે; મધમાખનાં ડંખ જેવાં કાળાં કે રાતા રંગનાં ગોળ ઢીમણાં દેખાય છે; બોલાતું નથી, પેટ ભારે થાય છે તથા આતરડાં વગેરે પાકી ઉઠે છે; અને વાતાદિક દોષ ઘણા મોડા પાકે છે.

**"हारिद्रदेहनखनेत्रकरांघ्रितापनिष्ठीवनादिकसनैरुपलक्षितो यः ॥**

**હારિદ્રકજ્વર**[1]

**हारिद्रकः स कथित. किल संनिपातः**
**साध्यो न चैष भिषजां ज्वरकालरूपः ॥ २४ ॥**

હારિદ્રક સન્નિપાતમાં, દેહ, નખ, નેત્ર, હાથ અને પગ, એ હળદર લગાડ્યાની પેઠે પીળાં થઈ જાય છે; તથા તાવ થુંક અને ઉધરસ વગેરે લક્ષણો થાય છે આ રોગ, મોતરૂપ છે. તે, વૈદથી મટતો નથી. (આની ગણના, તેર સન્નિપાત ઉપરાંત છે.)

**સન્નિપાતનો અવધિ**

**सद्यस्त्रिपंचसप्ताहाद्दशाहाद्द्वादशादपि ॥**
**एकविंशद्दिनैः शुद्धः सन्निपाती सुजीवति ॥ २५ ॥**

સન્નિપાત થયા પછી તરત, કે ત્રણ, પાંચ, સાત દશ, બાર અથવા એકવીશ દીન પસાર થયા પછી શુદ્ધ થઈ સન્નિપાતનો રોગી બચી જાય છે.

---

**બીજા ગ્રંથોમાંથી લીધેલાં સન્નિપાતનાં તેર ભેદનાં નિદાન**

अम्लस्निग्धोष्णतीक्ष्णैः कटुमधुरसुरातापसेवाकषायैः
कामक्रोधातिरूक्षैर्गुरुतरपिशिताहारसौहित्यशीतैः ॥
शोकव्यायामचिंताग्रहगणवनितात्यंतसंगप्रसंगैः
प्रायः कुप्यंति पुंसां मधुसमयशरद्वर्षणे सन्निपाताः ॥ १ ॥

ખાટા; ઘી, તેલ વગેરે ચીકણા, ગરમ; તીક્ષ્ણ, તીખા, મધુર તથા દારૂ (પીવાનો,) જેવા પદાર્થો ખાવા પીવાથી, તડકો, શેક, કામ, અને ક્રોધથી, અતિ લુખાં, ઘણાં અને જડ ભોજનથી માંસાહારથી, ઠંડા પદાર્થનું સેવન કરવાથી; શોક, શ્રમ, ચિંતા, ગ્રહ વગેરેની, અસરથી, ઘણા સ્ત્રીસંગથી, અને વસંત, શરદ્ તથા વર્ષાઋતુમાં માણસોને ઘણું કરીને સન્નિપાતનો રોગ થાય છે.

1 हारिद्रक=yellow fever.

**સન્નિપાતોનાં નામો**

"संधिगश्चांतकश्चैव रुग्दाहश्चित्तविभ्रमः ॥ शीताङ्गस्तंद्रिकः प्रोक्तः कण्ठकुब्जश्च कर्णकः ॥ २ ॥
विख्यातो भुग्ननेत्रश्च रक्तष्ठीवी प्रलापकः ॥ जिह्वकश्चाप्यभिन्यासः सन्निपातास्त्रयोदश ॥ ३ ॥

સંધિગ, અંતક, રુગ્દાહ, ચિત્તવિભ્રમ, શીતાંગ, તંદ્રિક, કંઠકુબ્જ, કર્ણક, ભુગ્નનેત્ર, રક્તષ્ઠીવી, પ્રલાપક, જિહ્વક અને અભિન્યાસ, આ પ્રમાણે તેર જાતના સન્નિપાત કહ્યા છે.

**સન્નિપાતોનો અવધિ**

" संधिगे वासराः सप्त चांतके दश वासराः ॥ रुग्दाहे विंशतिर्ज्ञेया वह्न्यष्टौ[1] चित्तविभ्रमे ॥ ४ ॥
पक्षमेकं तु शीताङ्गे तंद्रिके पंचविंशतिः ॥ विज्ञेया वासराश्चैव कण्ठकुब्जे त्रयोदश ॥ ५ ॥
कर्णके च त्रयो मासा भुग्ननेत्रे दिनाष्टकम् ॥ रक्तष्ठीविनि दिग्घस्राः चतुर्दश प्रलापके ॥ ६ ॥
" जिह्वके षोडशाहानि कलाभिन्यासलक्षणे ॥ परमायुरिदं प्रोक्तं म्रियते तत्क्षणादपि ॥ ७ ॥

સંધિગની ૭ દિવસ, અંતકની ૧૦, રુગ્દાહની ૨૦, ચિત્તવિભ્રમની ૨૪, શીતાંગની ૧૫, તંદ્રિકની ૨૫, કંઠકુબ્જકની ૧૩, કર્ણકની ત્રણ મહિના ભુગ્નનેત્રની ૮ દિવસ, રક્તષ્ઠીવીની ૧૦, પ્રલાપકની ૧૪, જિહ્વકની ૧૬, અને અભિન્યાસની ૧૬ દિવસ, એ પ્રમાણે જુદા જુદા સન્નિપાતોની અવધિ મનાય છે. (એટલે એટલા દિવસની અંદર રોગી અવશ્ય મરે અથવા સાજો થાય). સન્નિપાત થયા પછી તરત પણ રોગી મરે છે.

## સાધ્યાસાધ્ય–એટલે કયા કયા સન્નિપાત મટે અને કયા કયા ન મટે તે–સબંધી વિચાર

" संधिगस्तंद्रिकश्चैव कर्णकः कंठकुब्जकः ॥ जिह्वकश्चित्तविभ्रंशः षट् साध्याः सप्त मारकाः ॥ ८ ॥

સંધિગ, તંદ્રિક, કર્ણક, કંઠકુબ્જક, જીહ્વક, ચિત્તવિભ્રંશ, એ છ સન્નિપાત સાધ્ય એટલે ઉપાયથી મટે એવા છે; અને બાકીના અસાધ્ય એટલે ઔષધથી પણ ન મટે એવા છે.

**સંધિગ**

"पूर्वरूपकृतशूलसंभवं शोषवातबहुवेदनान्वितं ॥
श्लेष्मतापबलहानिजागरं सन्निपातमिति संधिगं वदेत् ॥ ९ ॥

સંધિગ સન્નિપાત ઉત્પન્ન થતાં પહેલાં રોગીને શૂળ ઉત્પન્ન થાય છે. તે સન્નિપાત થયા પછી ઘણી તરશ લાગે; વાયુની ઘણી વેદના થાય, કફનો વિકાર ઉપજે; ચિત્તને સંતાપ થાય; શરીરમાં ઘણી નબળાઈ જણાય; અને ઉંઘ આવે નહિઃ–આવાં ચિન્હો દૃષ્ટિએ પડે, તો તેને, સંધિગ સન્નિપાત જાણવો.

**અંતક**

"दाहं करोति परितापनमातनोति मोहं करोति विदधाति शिरःप्रकंपं ॥
हिक्कां करोति कसनं च समातुनोति जानीहि तं विबुधवर्जितमंतकाख्यम् ॥

શરીરમાં દાહ કરે; સંતાપને વધારે, બેશુદ્ધિ લાવે; માથું કંપાવે; હેડકીઓ આણે અને ખાંસી ઉત્પન્ન કરે આવાં લક્ષણોવાળા અંતક જાતના સન્નિપાતને વૈદ્યોએ અસાધ્ય ગણ્યો છે.

**રુગ્દાહ**

"प्रलापपरितापनप्रबलमोहमांद्यश्रमः
परिभ्रमणवेदनाव्यथितकण्ठमन्याहनुः ॥
निरंतरतृषाकरः श्वसनकासहिक्काकुलः स कष्टतरसाधनो भवति हंति रुग्दाहकः ॥ ११ ॥

---

૧ त्रयोब्दं चित्तविभ्रमे–એટલે ચિત્તભ્રમનો પરમ અવધિ ત્રણ વરસ સુધી છે, એવો પણ પાઠ છે.

જે લવરી કરાવે છે; શરીરને અને મનને પરિતાપ કરે છે; બેભાન કરે છે; શિથિલતા લાવે છે; મહેનત વગર થાક જણાવે છે; ચકરી અથવા ફેર ચઢાવે છેઃ ગળું, ગરદન તથા હડપચીમાં વેદના ઉત્પન્ન કરે છે; વારે ઘડીએ તરશ લગાડે છે, તથા જેમાં શ્વાસ, ઉધરસ તથા હેડકીનું જોર વધારે હોય છે–તે રુગ્દાહ સન્નિપાતની ચિકિત્સા ઘણી મહેનતે થઈ શકે છે અને બહુધા તો તે, રોગીનો જીવ જ લે છે.

**ચિત્તવિભ્રમ** "यदि कथमपि पुंसां जायते कायपीडा

श्रममदपरितापो मोहवैकल्यभावः ॥

विकटनयनहासो गीतनृत्यप्रलापोऽभिदधति तमसाध्यं केपि चित्तभ्रमाख्यम् ॥ १२ ॥

ચિત્તવિભ્રમ સન્નિપાતમાં નીચેનાં લક્ષણો થાય છે, આખા શરીરમાં દુઃખ થાય છે; ભાંગ પીધા જેવી કે ધંતૂરો ખાધા જેવી ભ્રમિત અવસ્થા થાય છે; સંતાપ થાય છે; બેભાનપણું તથા ગાંડાપણું ઉત્પન્ન થાય છે; આંખો અને હસવું વિક્રાળ જણાય છે; દરદી ઘડીમાં નાચે છે, ઘડીમાં ગાય છે, અને લવારો કરે છે; આવા લક્ષણવાળા ચિત્તવિભ્રમ સન્નિપાતને કેટલાક અસાધ્ય કહે છે.

**શીતાંગ** "हिमसदृशशरीरो वेपथुश्वासहिक्काशिथिलितसकलांगो खिन्ननादोग्रतापः॥

क्रमथुदवथुकासच्छर्यतीसारयुक्तस्त्वरितमरणहेतुः शीतगात्रः स उक्तः॥१३॥

શીતાંગ સન્નિપાતમાં બરફના જેવું ટાઢું; કંપારો શ્વાસ અને હેડકીથી આખું અંગ ઢીલું થઈ જાય છે; અવાજ ખોખરો બને છે; ઘણો તાવ આવે છે, શ્રમ વગર થાક ચઢે છે; શરીરમાં દાહ થાય છે; અને ઉધરસ, ઉલટી તથા ઝાડો થાય છે.–આવાં ચિહ્નવાળા સન્નિપાતને શીતાંગ કહે છે, જે દર્દીનો પ્રાણ જલદીથી હરી લે છે.

**તંદ્રિક** "प्रभूतातंद्रार्तिज्वरकफपिपासाकुलतरो

भवेच्छयामा जिह्वा पृथुलकठिना कंटकवृता ॥

अतीसारश्वासक्रमथुपरितापश्रुतिरुजो भृशं कण्ठे जाड्यं शयनमनिशं तंद्रिकगदे ॥ १४ ॥

તંદ્રિક સન્નિપાતમાં તંદ્રાથી, શૂળથી, તાવથી, કફથી અને તરશથી રોગીને ઘણી પીડા સહેવી પડે છે. જીભપર કાંટા કાંટા લાગે છે, તથા તે કઠણ થઈ, કાળાશ ધારણ કરે છે. અને ઝાડા, શ્વાસ, ગ્લાનિ, થાક, કર્ણશૂળ, કંઠમાં જડત્વ અને રાત દિવસ ઘણી ઊંઘ, એવાં લક્ષણો થાય છે, આ સન્નિપાત અસાધ્ય છે.

**કણ્ઠકુબ્જ** "शिरोर्तिकण्ठग्रहदाहमोहकम्पज्वरा रक्तसमीरणार्तिः ॥

हनुग्रहस्तापविलापमूर्च्छाः स्यात्कण्ठकुब्जः खलु कष्टसाध्यः ॥ १५ ॥

કણ્ઠકુબ્જ સન્નિપાતમાં માથાનો દુઃખાવો; ગળાનું પકડાવું; શરીરમાં આગ ઉઠવી; શુદ્ધિ ન રહેવી; કંપ, જ્વર, લોહીના તથા વાયુના રોગો, દાઢો ભીડાઈ જવી; સંતાપ થવો; લવારો કરવો અને મૂર્ચ્છીત થઈ જવું;–આવાં લક્ષણો થાય છે, આ રોગ કષ્ટસાધ્ય છે.

**કર્ણક** "प्रलापश्रुतिह्रासकण्ठग्रहांगव्यथाश्वासकासप्रसेकप्रभावं ॥

ज्वरोत्तापकर्णान्तिकग्रन्थिशोफं बुधाः कर्णकं कष्टसाध्यं वदंति ॥ १६ ॥

કર્ણક સન્નિપાતમાં લવારો કરવો; કાને બહેરાં થઈ જવું. ગળાંનું પકડાવું; આખા શરીરમાં કળતરની પેઠે અતિશય પીડા થવી; શ્વાસ અને ઉધરસનું જોર વધારે હોવું, મોઢામાંથી લાળ

**સન્નિપાતમાં કાનના મૂળમાં સોજો**

**"सन्निपातज्वरस्यांते कर्णमूले सुदारुणः ॥**
**शोथः संजायते तेन कश्चिदेव प्रमुच्यते ॥ २६ ॥**
**ज्वरस्य पूर्वं ज्वरमध्यतो वा ज्वरांततो वा श्रुतिमूलशोथः॥**
**क्रमादसाध्यः खलु कष्टसाध्यः सुखेन साध्यो मुनिभिः प्रदिष्टः**

સન્નિપાત જ્વર મટી ગયા પછી કાનના મૂળ આગળ જે ભયંકર સોજો ચઢી આવે છે, તેમાંથી કોઇક જ રોગી સાજો થાય છે. પણ જો તે સોજો તાવની શરુઆતમાં ચઢે.

(ચૂંક) ગળવો; તાવ ચઢી આવવો; સંતાપ થવો; કાનપાસે ગાંઠ અને સોજો થવો—વગેરે લક્ષણો થાય છે, આ રોગને, પંડિતોએ, કષ્ટસાધ્ય ગણ્યા છે. (આ રોગમાં કાનના મૂળ આગળ અવશ્ય સોજો થાય છે. જુઓ ટીપમાંનો શ્લોક. ૧)

**ભુગ્નનેત્ર**

"ज्वरबलापचयः स्मृतिशून्यताश्वसनभुग्नविलोचनमोहितः ॥
प्रलपनभ्रमकंपनशोफवान् त्यजति जीवितमाशु स भुग्नदृक् ॥ १७ ॥

ભુગ્નનેત્ર સન્નિપાતમાં તાવથી અશક્ત થઈ જવું; સ્મૃતિ ન રહેવી; શ્વાસ થવો; દષ્ટિ ડરડાવી બેભાન થવું; લવવું. ભ્રમ થવો, ધ્રુજારી છુટવી; અને સોજા ચડવા—એટલાં લક્ષણો થાય છે. આ સન્નિપાતવાળો રોગી જલદીથી મરે છે.

**રક્તષ્ઠીવી**

"रक्तष्ठीवीज्वरवमितृषामोहशूलातिसारा
हिक्काध्मानभ्रमणदवथुश्वाससंज्ञाप्रणाशा. ॥
श्यामा रक्ताधिकतरतनुर्मंडलोत्थानरूपा रक्तष्ठीवी निगदित इह प्राणहंता प्रसिद्धः ॥ १८ ॥

રક્તષ્ઠીવી સન્નિપાતમાં, લોહીનો કોગળો ઓકવો; તાવ ચઢવો; ઉલટી થવી; તરસ લાગવી મૂર્છા આવવી; શૂળો ફૂટવી; ઝાડો થવો; હેડકી આવવી; પેટ ચડવું; ફેર આવવા; શરીરમાં બળતરા થવી, શ્વાસ ઉપડવો; ભાન ન રહેવું, શરીર કાળા લાલ રંગનું થવું અને તેના પર કુંડાળા દેખાવા—આવા લક્ષણો થાય છે અને પ્રાણઘાતક તરિકે પ્રસિદ્ધ છે.

**પ્રલાપક**

"कंपप्रलापपरितापनशीर्षपीडा प्रौढप्रभावपवमानपरोऽन्यचित्तः ॥
प्रज्ञाप्रणाशविकलप्रचुरप्रवादः क्षिप्रं प्रयाति पितृपालपदं प्रलापी ॥ १९॥

પ્રલાપક સન્નિપાતમાં, કંપારો, લવરી, સંતાપ, માથાનો દુઃખાવો, વાયુનું અતિશય જોર દેખાવું, તથા મન બીજામાં રહેવું, અને બુદ્ધિનાશ થવાથી ઘેલા જેવો અને ઢંગધડા વગરનો ઘણો બકબકાટ; એવાં લક્ષણો થાય છે. એ રોગવાળો જલદીથી મરણ પામે છે.

**જીહ્વક**

"श्वसनकासपरितापविह्वलः कठिनकंटकवृतातिजिह्वकः ॥
बधिरमूकबलहानिलक्षणो भवति कष्टतरसाध्यजिह्वकः ॥ २० ॥

જીહ્વક સન્નિપાતમાં, ઉધરસ થવી; દમ ચઢવો; સંતાપથી વિહ્વળ થવું; જીભ કઠણ થઈ તેના પર કાંટા કાંટા લાગવા; કાને બહેર મારવી; મુંગાપણુ આવવું અને શરીર અશકત થઈ આવાં લક્ષણો થાય છે આ કષ્ટસાધ્ય છે.

१ प्रलापकंठग्रहगात्रदुःखं सश्वासकासौ ज्वरतापकंपाः ॥
कर्णेऽश्रुतिर्ग्रथितया च पीडा स्यात्कर्णके कष्टतरा चिकित्सा ॥ (सन्निपात कलिका).

२६ च. चि. अ. ३ श्लो. २८२.

તો અસાધ્ય, દરમિયાન ચઢે તો કષ્ટસાધ્ય અને તાવ ઉતરતી વખતે ચઢે તો તે સુખસાધ્ય (એટલે થોડા પ્રયાસથી મટે એવો) જાણવો: એમ વૈદ્યકશાસ્ત્ર જાણનારા મુનિઓનું કહેવું છે.

**ત્રિદોષ જ્વરની સાધારણ મર્યાદા**

**सप्तमी द्विगुणा यावन्नवम्येकादशी तथा ॥**
**एषा त्रिदोषमर्यादा मोक्षाय च वधाय च ॥ २८ ॥**

ત્રિદોષ જ્વર શરુ થયો હોય તે દિવસથી ૭, ૧૪, ૯; ૧૮, ૧૧ કિંવા ૨૨ દિવસ સુધી ત્રિદોષજ્વરની મર્યાદા સમજવી. તે પછી તાવ ઉતરી જાય છે, કે મોત આવે છે. (૭, ૯ અને ૧૧ દિવસ એ મર્યાદા, વાતાધિક પિત્તાધિક અને કફાધિક સન્નિપાતની ક્રમાનુસાર જાણવી.)

**સન્નિપાતનાં અસાધ્ય લક્ષણ**

**दोषे विबद्धे नष्टेऽग्नौ सर्वसंपूर्णलक्षणः ॥**
**सन्निपातज्वरोऽसाध्यः कृच्छ्रसाध्यस्ततोऽन्यथा ॥ २९ ॥**

પૂરાં લક્ષણોવાળો સન્નિપાતજ્વર મળરૂપ દોષો બંધાઈ જતાં અને જઠરાગ્નિ નષ્ટ થઈ જતાં અસાધ્ય થાય છે: અને આમ ન હોય તો સન્નિપાત કષ્ટસાધ્ય ગણાય છે.

**અભિન્યાસ જ્વરનું લક્ષણ**

**त्रय प्रकुपिता दोषा उरःस्रोतोनुगामिनः**
**आमाभिवृद्ध्या ग्रथिता बुद्धींद्रियमनोगताः ॥ ३० ॥**
**जनयंति महाघोरमभिन्यासं ज्वरं दृढम् ॥**
**सास्रे नेत्रे प्रसुप्तिश्च न चेष्टां कांचिदीहते ॥ ३१ ॥**
**न च दृष्टिर्भवेत्तस्य समथा रूपदर्शने ॥**
**न घ्राणरसनास्पर्शशब्दांश्चाप्यवबुद्ध्यते ॥ ३२ ॥**
**शिरो लोठयतेऽभीक्ष्णमाहारं नाभिनंदति ॥**
**कूजति तुद्यते चैव परिवर्तनमीहते ॥ ३३ ॥**
**अल्पं प्रभाषते किंचिदभिन्यासः स उच्यते ॥**
**प्रत्याख्येयः स भूयिष्ठं कश्चिदेवात्र सिध्यति ॥ ३४ ॥**

કોપેલા અને આમ વધી જવાથી અંદર અંદર ગુંથાઈ ગયલા વાત, પિત્ત અને કફ, ત્રણે દોષો છાતીના સ્રોતમાં અને ત્યાંથી બુદ્ધિ મન તથા ઇંદ્રિયના સ્થાનમાં જઈને મહા ભયંકર અને દૃઢ એવા અભિન્યાસ નામે જ્વરને ઉત્પન્ન કરે છે.

અભિન્યાસ જ્વરવાળા રોગીની આંખમાંથી આંસુ ગળે છે; તે ઉંઘણસીની પેઠે પડ્યો રહે છે; તે કોઈ પ્રકારની હાલચાલ કરવાને ઇચ્છતો નથી; તેની દૃષ્ટિ કોઈ પ્રકારનું રૂપ જોવાને શક્તિમાન્ થતી નથી; તથા તેજ પ્રમાણે વાસ લેવાની, રસ પારખવાની, સ્પર્શ પારખવાની કે શબ્દ સાંભળવાની તેની શક્તિઓ નાશ પામી જાય છે; તે વારંવાર માથું આમ તેમ ફેરવ્યા કરે છે; તેને ખાવાનું ગમતું નથી, તે ગળામાંથી ઉંહકારા કર્યા કરે છે; તેના હાથ, પ વગેરેમાં દુઃખાવો થતો હોય એવું માલુમ પડે છે; તે પાસાં બદલવાની ઇચ્છા

---

२८ वा. नि. अ. २ श्लो. ६२. २९ च. चि. अ ३ श्लो १०५.

કરે છે, તે થોડુંજ બોલે છે. એ અભિન્યાસ જ્વર બહુધા ના પાડવા જેવો છે, કેમ કે એમાંથી કોઈક જ બચે છે.

આગંતુક જ્વર

अभिघाताभिचाराभ्यामभिषंगाभिशापतः ॥
आगन्तुर्जायते दोषैर्यथास्वं तं विभावयेत् ॥ ३५ ॥

હથીયાર, માટીનું ઢેફું, મૂઠી, કે લાકડી વગેરેમાંથી કોઈના વાગવાથી, કિંવા જ્વર-વાળા મનુષ્યોનો કે વિષ વગેરેનો સ્પર્શ થવાથી, અથવા અભિચાર (મારણના મંત્ર પ્રયોગો યન્ત્રો વગેરે)થી, કે બ્રાહ્મણ, ગુરુ, વૃદ્ધ મનુષ્ય કે સિદ્ધપુરુષના શાપથી, આગંતુકજ્વર ઉત્પન્ન થાય છે. તેમાં કયો દોષ કોપેલો છે ? તે, તેનાં લક્ષણો ઉપરથી નક્કી કરવું.

વિષજન્ય આગંતુક જ્વર

श्यावास्यता विषकृते दाहोऽतीसार एव च ॥
भक्तारुचिः पिपासा च तोदश्च सह मूर्च्छया ॥ ३६ ॥

સ્થાવર કે જંગમ ઝેરના યોગથી જે તાવ આવે છે, તેમાં મુખ કાળું થઈ જાય છે; શરીરમાં બળતરા થાય છે; ઝાડા થાય છે; અન્નનો અભાવો થાય છે; તરશ લાગે છે; સોય ખુંચ્યા જેવી તીવ્ર પીડા થાય છે અને મૂર્છા આવે છે.

ઔષધની ગંધથી આવતો તાવ[1]

औषधिगंधजे मूर्च्छा शिरोरुग्वमथुः क्षवः ॥

એટાદ કડવા, સખત ઓસડની વાસ લેવાથી, જે તાવ આવે છે, તેમાં મૂર્છા આવે છે; કપાળ દુઃખે છે; ઉલટી થાય છે અને છીંકો આવે છે.

કામજ્વર

कामजे चित्तविभ्रंशस्तंद्रालस्यमभोजनम् ॥ ३७ ॥
हृदये वेदना चास्य गात्रं च परिशुष्यति ॥

કામજ્વર એટલે ઇચ્છેલી સ્ત્રી કે પુરુષ ન મળવાથી જે તાવ આવે છે, તેમાં દરદીનું મન ભમ્યા કરે છે. તેની આંખોમાં તંદ્રા (ઘેન) લાગે છે. શરીરમાં સુસ્તી ભરાય છે; ભોજન-પર રુચિ થતી નથી; અંતઃકરણમાં પીડા થાય છે; અને રોગીનું શરીર સુકાઈ જાય છે.

ભય, શોક અને ક્રોધથી થતો જ્વર

भयात्प्रलापः शोकाच्च भवेत्कोपाच्च वेपथुः॥ ३८ ॥

ધાસ્તીથી કિંવા શોકથી ઉત્પન્ન થયેલા જ્વરમાં રોગી લવારો ઘણો કરે છે; અને ક્રોધથી જે તાવ આવે છે, તેમાં રોગીનાં શરીરમાંથી ધ્રુજારી છૂટે છે.

અભિચાર અને અભિઘાતથી આવતો જ્વર[2]

अभिचाराभिघाताभ्यां मोहस्तृष्णा च जायते ॥

અભિચાર અને અભિઘાતથી જે તાવ આવે છે, તેમાં, રોગી બેભાન થાય છે અને તેને તરશ ઘણી લાગે છે.

ભૂતાભિષંગજન્ય જ્વર

भूताभिषंगादुद्वेगो हास्यरोदनकंपनम् ॥ ३९ ॥

ભૂતના વિકારથી જો તાવ આવ્યો હોય, તો તેમાં, ઉદ્વેગ સાથે હસવાનાં, રોવાનાં અને શરીર ધ્રુજવાનાં લક્ષણો થાય છે.

---

१ औषधि गंधजज्वर=Hay fever. २ अभिघातजन्यज्वर=Traumatic fever.

३५ सु.उ.अ.३९ श्लो.२२. ३६,३७ सु.उ.अ.३९ श्लो.२३, ३४,३५.३८ (નીચલું પદ) सु.उ.अ.३९ श्लो.३६ ३९ सु. उ. अ. ३९ श्लो.३७,३८.

**આગંતુક જ્વરમાં કફ, પિત્તાદિક દોષના નિયમિત સમ્બન્ધ**

**कामशोकभयाद्वायुः क्रोधात्पित्तं, त्रयो मलाः ॥**
**भूताभिषङ्गात्कुप्यंति भूतसामान्यलक्षणाः ॥ ४० ॥**

કામ, શોક અને ભયથી વાયુ કોપ પામે છે. ક્રોધથી, પિત્ત, કોપે છે અને ભૂતાદિકની અસરથી, પિત્ત, વાયુ અને કફ, એ ત્રણે દોષો વિકાર પામે છે તથા તેમાં જે ભૂતનો ગ્રહ થયો હોય તે ભૂતનાં લક્ષણો જેવાં લક્ષણો પણ દેખાય છે.

**વિષમજ્વરની સંપ્રાપ્તિ[1]**

**दोषोऽल्पोऽहितसंभूतो ज्वरोत्सृष्टस्य वा पुनः ॥**
**धातुमन्यतमं प्राप्य करोति विषमज्वरम् ॥ ४१ ॥**

તાવમાંથી છૂટા થયેલા માણસના શરીરમાં રહેલો થોડો દોષ અહિત આહાર વિહારથી કોપ પામીને રસ, લોહી વગેરે ધાતુમાંથી કોઈપણ ધાતુ જોડેમળી, વિષમજ્વરને ઉત્પન્ન કરે છે. કોઈ વખત પહેલેથી જ વિષમજ્વર લાગુ પડે છે.

**વીષમજ્વરના ભેદ** **संततः सततोऽन्येद्युस्तृतीयकचतुर्थकौ ॥**

સંતત, સતત, અન્યેદ્યુ તૃતીયક, અને ચતુર્થક (ચાતુર્થિક), એવા પાંચ જાતના [ વિષમજ્વર છે.

**સંતત અને સતતજ્વરની સંપ્રાપ્તિ** **सन्ततं रसरक्तस्थः ॥**

રસમાં રહેલો દોષ સંતતજ્વરને અને રક્તમાં રહેલો દોષ સતત જ્વરને ઉત્પન્ન કરે છે. (આંહી મૂળમાં માત્ર સંતત શબ્દ હોવા છતાં સંતત અને સતત બેય સમજવા,એમ ટીકાકાર કહે છે.)

**અન્યેદ્યુજ્વરની સંપ્રાપ્તિ**

**सोऽन्येद्युः पिशिताश्रितः ॥ ४२ ॥**

દોષ જ્યારે માંસને લાગુ પડે છે ત્યારે અન્યેદ્યુષ્ક—હમેશાં એક વખત આવતા—જ્વરને ઉત્પન્ન કરે છે.

**તૃતીયકજ્વરની સંપ્રાપ્તિ**

**मेदोगतस्तृतीयेह्नि**

એ જ દોષ, જ્યારે મેદ નામના ધાતુમાં પ્રવેશ કરે છે ત્યારે ત્રીજે દિવસે આવનારા તૃતીયક-એકાંતરા તાવને ઉત્પન્ન કરે છે.

**ચતુર્થકજ્વરની સંપ્રાપ્તિ**

**अस्थिमज्जागतः पुनः ॥**
**कुर्याच्चतुर्थकं घोरमंतकं रोगसंकरम् ॥ ४३ ॥**

જ્યારે તે દોષ હાડકામાં અને મજ્જામાં પેસે છે ત્યારે મહા ભયાનક મૃત્યુરૂપ અને અનેક રોગોને ઉત્પન્ન કરનાર એવા ચતુર્થક ( તરીયા ) તાવને ઉત્પન્ન કરે છે.

**સંતતજ્વરનાં લક્ષણ[2]**

**सप्ताहं वा दशाहं वा द्वादशाहमथापि वा ॥**
**संतत्या यो विसर्गी स्यात्संततः स निगद्यते ॥ ४४ ॥**

---

१ विषमज्वर=Malarial Fever. २ संततज्वर–Remittent Fever. અણુઉતાર તાવ.
४० च.चि.अ.३ श्लो.१११. ४१,४२,सु.उ.अ.३९ श्लो.२८.४३, सु.उ.अ.३९ श्लो.२८. ४४ सु.उ.अ. ३९ श्लो.२९,

સાત, દસ કે બાર દિવસ સુધી જે તાવ એક સરખો આવે છે અને ઉતરતો નથી (અને ઉપર કહી તે મુદત પુરી થયા પછી જે ઉતરી જાય છે, અને ઉતરતો નથી (અને ઉપર કહી તે મુદત પુરી થયા પછી જે ઉતરી જાય છે, કે રોગીનો પ્રાણ લે છે,) તે, સંતતજ્વર કહેવાય છે.

સતતાદિક જ્વરનાં લક્ષણ[1]

**अहोरात्रे सततको द्वौ कालावनुवर्तते ॥**
**अन्येद्युष्कस्त्वहोरात्र एककालं प्रवर्तते॥ ४५ ॥**
**तृतीयकस्तृतीयेऽह्नि चतुर्थेऽह्नि चतुर्थकः ॥**
**केचिद्भूताभिषंगोत्थं वदंति विषमज्वरम् ॥ ४६ ॥**

સતતજ્વર દિવસ અને રાત મળીને આખા દિવસમાં બે વખત આવે છે. અન્યેદ્યુષ્કજ્વર એક જ વખત આવે છે. તૃતીયકજ્વર, જે દિવસે આવે છે, તેના ત્રીજા દિવસે, તે, ફરી જણાય છે અને ચતુર્થક, ચોથે દિવસે પાછો આવે છે. એટલે (વચમાં બે દિવસ પડતા મૂકીને જે તાવ આવે છે, તેને ચતુર્થક તાવ કહે છે.) કેટલાક વિદ્વાનો આ વિષમજ્વરને, ભૂતની અસરથી ઉત્પન્ન થતો જણાવે છે.

તૃતીયક તથા ચતુર્થકજ્વરની ઉત્પત્તિનું કારણ

**अधिशेते यथाभूमिं बीजं काले प्ररोहति ॥**
**अधिशेते तथा धातून् दोषः काले प्रकुप्यति ॥ ४७ ॥**
**स वृद्धिं बलकालं च प्राप्य दोषस्तृतीयकं ॥**
**चतुर्थकं च कुरुते प्रत्यनीकबलक्षयात् ॥ ४८ ॥**

જેમ પૃથ્વીમાં બીજ પડેલાં હોય છે, તે તત્કાળ ઉગી નીકળતાં નથી પણ સમય આવ્યે ઉગી નીકળે છે; તે જ પ્રમાણે દોષ ધાતુઓમાં સુઈ રહે છે અને તે સમય આવે વ્યાપે છે. તે (તાવનો) દોષ, વૃદ્ધિ, બળ અને સમયને પામીને, પોતાની વૃદ્ધિને અટકાવનાર બળનો ક્ષય થવાથી તૃતીયક અને ચાતુર્થિક નામના જ્વરોને ઉત્પન્ન કરે છે.

તૃતીયક તથા ચાતુર્થકજ્વરનાં બીજાં લક્ષણો.

**कफपित्तात्त्रिकग्राही पृष्ठाद्वातकफात्मकः ॥**
**वातपित्ताच्छिरोग्राही त्रिविधः स्यात्तृतीयकः ॥ ४९ ॥**
**चतुर्थको दर्शयति प्रभावं द्विविधं ज्वरः ॥**
**जंघाभ्यां श्लैष्मिकः पूर्वं शिरस्तोऽनिलसंभवः ॥ ५० ॥**

તૃતીયકજ્વર, કફ પિત્તના જોરથી જો આવે તો બરડાની કરોડનો નીચલો સાંધો જે ત્રિક નામે કહેવાય છે, તેમાં પીડા કરે છે. વાત કફના જોરથી જો આવે તો બરડામાં વેદના કરે છે. અને વાતપિત્તના જોરથી જો આવે, તો મસ્તકમાં પીડા કરે છે. આ પ્રમાણે તૃતીયકજ્વર, ત્રણ જાતનો થાય છે.

---

૧ सततज्वर–Double Quotidian fever હમેશ બે વખત આવતો ટાઢીયો તાવ. अन्येद्युष्क–Quotidian fever. હમેશ એક વખત આવતો તાવ तृतीयक–Tertian fever. એકઆંતરીયો તાવ. चतुर्थक–Quartan fever. તરીયો તાવ ૪૫,૪૬ सु.उ.अ.३९ श्लो.३०,२८. ४७,४८.च.चि.अ.३ श्लो.६४,६५.४९.च.चि.अ.३.श्लो ६७ च.चि.अ.३.श्लो.६८.

ચાતુર્થિકજ્વર એ જાતનો પ્રભાવ દેખાડે છે. જો તેમાં કફનો વિકાર વધારે હોય છે, તો જાંઘમાંથી શરુ થઈ, આખા શરીરમાં પ્રસરે છે અને જો વાતવિકાર તેમાં વિશેષ હોય છે, તો માથાના દુઃખાવાથી શરુ થઈ પછી આખા શરીરમાં ભરાય છે.

**વિષમજ્વરનો એક નવો ભેદ**

**विषमज्वर एवान्यश्चातुर्थिकविपर्ययः ॥**
**स मध्ये ज्वरयत्यह्नी आद्यावन्ते विमुंचति ॥ ५१ ॥**

ચાતુર્થિકજ્વરથી ઉલટો એ નામનો એક વિષમજ્વર છે. તેમાં વચલા બે દિવસોમાં તાવ આવે છે અને પહેલે દિવસે તથા ચોથે દિવસે તાવ ઉતરી જાય છે.

**વાતબલાસક જ્વર**

**नित्यं मंदज्वरो रूक्षः शूनः कृच्छ्रेण सिध्यति ॥**
**स्तब्धांगः श्लेष्मभूयिष्ठो नरो वातबलासकी ॥ ५२ ॥**

વાતબલાસક જ્વર જે માણસને આવે છે, તે માણસને, નિત્ય ઝીણો તાવ આવ્યા કરે છે. તેનું શરીર લૂખું પડી જાય છે અને તેનાં અંગ જડ થઈ જાય છે; એ રોગીના શરીરમાં કફનું જોર વધારે હોય છે. જો તેને સોજા ચઢે છે, તો એ રોગી મુશ્કેલીથી સારો થઈ શકે છે. આ જ્વર વાયુ અને કફમાંથી થાય છે, માટે તેને વાતબલાસકજ્વર એવું નામ આપ્યું છે.

**પ્રલેપક જ્વર**

**प्रलिंपन्निव गात्राणि घर्मेण गौरवेण च ॥**
**मंदज्वरविलेपी च सशीतः स्यात्प्रलेपकः ॥ ५३ ॥**

પ્રલેપક તાવમાં ગાત્રો પરસેવાથી અને જડતાથી હમેશાં ચીકણાં રહે છે; તાવ થોડો રહે છે અને ટાઢ ચઢે છે.

**વિષમજ્વરના બીજા ભેદો**

**विदग्धेऽन्नरसे देहे श्लेष्मपित्ते व्यवस्थिते ॥**
**तेनार्द्धं शीतलं देहे चार्धमुष्णं प्रजायते ॥ ५४ ॥**
**काये दुष्टं यदा पित्त श्लेष्मा चांते व्यवस्थितः ॥**
**तेनोष्णत्वं शरीरस्य शीतत्वं हस्तपादयोः ॥ ५५॥**
**काये श्लेष्मा यदा दुष्टः पित्तं चांते व्यवस्थितम् ॥**
**शीतत्वं तेन गात्राणामुष्णत्वं हस्तपादयोः ॥ ५६ ॥**
**त्वक्स्थौ श्लेष्मानिलौ शीतमादौ जनयतो ज्वरे ॥**
**तयोः प्रशांतयोः पित्तमंते दाहं करोति च ॥ ५७ ॥**
**करोत्यादौ तथा पित्तं त्वक्स्थं दाहमतीव च ॥**
**तस्मिन् प्रशांते त्वितरौ कुरुतः शीतमंततः ॥ ५८ ॥**
**द्वावेतौ दाहशीतादिज्वरौ संसर्गजौ स्मृतौ ॥**
**दाहपूर्वस्तयोर्मध्ये कृच्छ्रसाध्यतमश्च सः ॥ ५९ ॥**

જ્યારે આહારનો રસ, કફ અને પિત્ત દેહમાં બગડેલી સ્થિતિમાં રહે છે ત્યારે, અર્ધું અંગ કફથી ઠંડું બને છે અને અર્ધું પિત્તથી ઊનું થાય છે.

---

५१ च.चि.अ.३ श्लो.६९. ५२–५५ वृ.वा.अ.३. ५७–५९ सु.उ.अ.३९ श्लो.२४.

જ્યારે કોઠામાં બગડેલું પિત્ત રહ્યું હોય અને હાથ પગમાં બગડેલો કફ રહ્યો હોય ત્યારે પેટ વગેરે શરીરનો મધ્ય ભાગ ગરમ લાગે છે અને હાથ પગ ઠંડા લાગે છે.

જ્યારે કોઠામાં બગડેલો કફ રહે છે, અને હાથપગમાં બગડેલું પિત્ત રહે છે ત્યારે શરીરનો વચલો ભાગ ઠંડા લાગે છે; અને હાથ પગ ગરમ લાગે છે.

ત્વચામાં રહેલા કફ અને વાયુ, તાવની શરુઆતમાં ટાઢ ઉત્પન્ન કરે છે. અને તેમની ગતિ, શાંત થયા પછી અંતે પિત્ત, બળત્રા કરે છે.

તેવી જ રીતે ત્વચામાં રહેલું પિત્ત, શરુઆતમાં અત્યંત બળત્રા કરે છે અને તેની ગતિ શાંત થયા પછી, છેવટે વાયુ અને કફ, ટાઢ લાવે છે. આ રીતે દાહપૂર્વક અને શીતપૂર્વક એમ બે પ્રકારના જ્વર, સંસર્ગ (એટલે વાયુ, પિત્ત અને કફ ના સંબંધ)થી થાય છે. એમાંથી દાહપૂર્વક જ્વર અત્યંત મુશ્કેલીથી મટે એવો છે.

**સપ્ત ધાતુમાં ફેલાયલા તાવોનાં લક્ષણો**

**गुरुता हृदयोत्क्लेशः सदनं छर्द्यरोचकौ ॥**
**रसस्थे तु ज्वरे लिङ्गं दैन्यं चास्योपजायते ॥ ६० ॥**
**रक्तनिष्ठीवनं दाहो मोहश्छर्दनविभ्रमौ ॥**
**प्रलापः पिडका तृष्णा रक्तप्राप्ते ज्वरे नृणाम् ॥ ६१ ॥**
**पिंडिकोद्वेष्टनं तृष्णा सृष्टमूत्रपुरीषता ॥**
**ऊष्मांतर्दाहविक्षेपौ ग्लानिः स्यान्मांसगे ज्वरे ॥ ६२ ॥**
**भृशं स्वेदस्तृषा मूर्च्छा प्रलापश्छर्दिरेव च ॥**
**दौर्गंध्यारोचकौ ग्लानिर्मेदःस्थे चासहिष्णुता ॥ ६३ ॥**
**भेदोऽस्थ्नां कूजनं श्वासो विरेकश्छर्दिरेव च ॥**
**विक्षेपणं च गात्राणामेतदस्थिगते ज्वरे ॥ ६४ ॥**
**तमःप्रवेशनं हिक्का कासः शैत्यं वमिस्तथा ॥**
**अंतर्दाहो महाश्वासो मर्मच्छेदश्च मज्जगे ॥ ६५ ॥**
**मरणं प्राप्नुयात्तत्र शुक्रस्थानगते ज्वरे ॥**
**शेफसः स्तब्धता मोक्षः शुक्रस्य च विशेषतः ॥ ६६ ॥**

રસધાતુમાં રહેલા તાવમાં શરીરમાં ભારેપણું લાગે છે; મોળ આવે છે, ગ્લાનિ જણાય છે: ઉલટી થાય છે, અન્નપર અભાવો થાય છે અને મનમાં થાક જણાય છે.

લોહીમાં આવેલા તાવમાં લોહીના બડખા પડે છે; બળત્રા થાય છે: બેભાન થવાય છે; ઉલટી આવે છે; ફેર આવે છે; લવારો થાય છે; શરીરપર ગાંઠો અથવા ફોલ્લીઓ થઇ આવે છે અને તરશ લાગે છે.

માંસમાં આવેલા તાવમાં ઘુંટણની નીચે પિંડીમાંના માંસના લોચામાં ગોટલા ચઢે છે: તરશ લાગે છે, ઝાડો, પેશાબ છૂટી જાય છે; છાતીમાં બળત્રા થાય છે; હાથ પગ હલ્યા કરે છે અને સુસ્તી લાગે છે.

---

૬૦ થી ૬૬ સુધીના શ્લોકો વૃદ્ધ વાગ્ભટ્ટ અ ૩. ઉપરથી કેટલાક ફેરફાર સાથે.

મેદમાં આવેલા તાવમાં રોગીને ઘણો પરસેવો છૂટે છે; તેને તરશ લાગે છે; તે બેભાન થાય છે; લવરી કરે છે; તેને ઉલટી થાય છે; તેના શરીરમાંથી દુર્ગંધી ફેલાય છે; તેને અન્ન-પર અરુચિ થાય છે; ગ્લાનિ થાય છે અને વેદનાની સહનશક્તિ નથી રહેતી.

હાડકામાં આવેલા તાવમાં હાડકાં જાણે ભાંગી જતાં હોય એવું લાગે છે, તથા તેમ. અવાજ થાય છે; શ્વાસ ચઢે છે; ઝાડો થાય છે; ઉલટી થાય છે; અને દરદી હાથ પગ હલાવ્યા કરે છે.

મજ્જામાં આવેલા તાવમાં અંગારામાં પડ્યો હોય એવું લાગે છે; હેડકીઓ આવે છે; ઉધરસ થાય છે; ટાઢ ચઢે છે; ઉલટી થાય છે; છાતીમાં દાહ થાય છે; મહાશ્વાસ ચાલવા માંડે છે અને મર્મ હૃદય જાણે કપાતું હોય એમ લાગે છે.

તાવ જ્યારે વીર્યના સ્થાનમાં જાય છે ત્યારે રોગી મરણ પામે છે. આ તાવમાં પુરુષની ગુહ્યેંદ્રિય અક્કડ રહે છે અને તેમાંથી વીર્ય નીકળ્યા કરે છે.

**પ્રાકૃત અને વૈકૃત જ્વર**

**वर्षाशरद्वसंतेषु वाताद्यैः प्राकृतः क्रमात् ।**
**वैकृतोऽन्यः स दुःसाध्यः प्राकृतश्चानिलोद्भवः ॥ ६७ ॥**

વર્ષાઋતુ, શરદ્‌ઋતુ અને વસંતઋતુમાં ક્રમાનુસાર વાયુ, પિત્ત અને કફથી જે તાવ આવે છે; તે, પ્રાકૃતજ્વર, અને આ સિવાયના જે બીજા જ્વરો, તે, વૈકૃતજ્વર કહેવાય છે. જેમ કે વર્ષાઋતુમાં પૈત્તિક, શરદ્‌ઋતુમાં શ્લૈષ્મિક અને વસંતમાં વાતિકજ્વર. આ વૈકૃત-જ્વરો બહુ મુશ્કેલીથી મટે એવા છે. તેમ જ વાયુથી થયેલો પ્રાકૃતજ્વર પણ દુઃસાધ્ય છે.

**પ્રાકૃતજ્વરોની પરીક્ષા માટે તેમનો ઉત્પત્તિક્રમ**

**वर्षासु मारुतो दुष्टः पित्तश्लेष्मान्वितो ज्वरम् ॥**
**कुर्याच्च पित्तं शरदि तस्य चानुबलः कफः ॥ ६८ ॥**
**तत्प्रकृत्या विसर्गाच्च तत्र नानशनाद्भयम् ॥**
**कफो वसन्ते तमपि वातपित्तं भवेदनु ॥ ६९ ॥**

ગ્રીષ્મઋતુમાં શરીરમાં એકઠો થયેલો વાયુ, વર્ષાઋતુમાં જો કોપે છે, તો તે, કફ પિત્તયુક્ત થઈ, તાવ પેદા કરે છે. તેમ જ વર્ષાઋતુમાં સંચિત થયેલું પિત્ત, શરદ્‌ઋતુમાં વિકાર પામી, જે તાવ લાવે છે, તેમાં કફ સહાયક હોય છે. તેવા તાવોમાં કફ પિત્તના લંઘન સહન કરી શકે એવા સ્વભાવને લીધે અને એ વખતે વિસર્ગ કાળ (શરીરમાં બળ વધવાનો કાળ) હોવાથી જો રોગી ખોરાક છોડી દે, તો તેનાથી કંઈ પણ ધાસ્તી રાખવાનું કારણ નથી. તેવી જ રીતે હેમન્તઋતુમાં જાગેલો કફ, વસંતઋતુમાં તાવ લાવે છે અને તેને, વાયુ અને પિત્ત સહાય કરે છે.

**काले यथास्वं सर्वेषां प्रवृत्तिर्वृद्धिरेव वा ॥**
**निदानोक्तानुपशयो विपरीतोपशायिता ॥ ७० ॥**

---

६७ वा. नि. अ.२श्लो.४९. ६८, ६९ वा. नि. अ.२ श्लो. ५१,५२. ७० वृ. वा. अ. ३

વાત વગેરે દોષોના, ઉપર કહેલા, પ્રકોપ સમયે, તે તે દોષથી ઉત્પન્ન થતા તાવની ઉત્પત્તિ થાય છે કે વૃદ્ધિ થાય છે. અને તે તે સમયે, તે તે દોષજન્ય જ્વરના કારણરૂપે (શાસ્ત્રમાં) કહેલા આહાર વિહાર માફક નથી આવતા અને એથી વિરુદ્ધ ગુણવાળા આહાર વિહાર માફક આવે છે.

**અન્તર્વેગ અને બહિર્વેગનાં લક્ષણો.**

**अंतर्दाहोऽधिका तृष्णा प्रलापः श्वसनं भ्रमः ॥**
**संध्यस्थिशूलमस्वेदो दोषवर्चोविनिग्रहः ॥ ७१ ॥**
**अंतर्वेगस्य लिङ्गानि ज्वरस्यैतानि लक्षयेत् ॥**
**संतापोऽभ्यधिको बाह्यस्तृष्णादीनां च मार्दवम् ॥ ७२ ॥**
**बहिर्वेगस्य लिङ्गानि सुखसाध्यत्वमुच्यते ॥**

અંતરમાં દાહ, ઘણી તરશ, લવારો, શ્વાસ, ચકરી, સાંધા અને હાડકામાં શૂળ, પરસેવો ન આવવો અને ઝાડાનો તથા પવનનો ખુલાસો ન થવો. આ લક્ષણો અંતર્વેગજ્વરનાં છે. એથી ઉલટું બહારનો ઘણો સંતાપ, અને તરશ વગેરેનું ઓછાપણું એ બહિર્વેગજ્વરનાં લક્ષણો છે. આ જ્વર સુખ સાધ્ય અને અંતર્વેગીજ્વર કષ્ટસાધ્ય છે.

**આમ, પચ્યમાન અને પક્વ જ્વરનાં લક્ષણો.**

**लालाप्रसेको हृल्लासहृदयाशुद्ध्यरोचकाः ॥ ७३ ॥**
**तंद्रालस्याविपाकास्यवैरस्यं गुरुगात्रता ॥**
**क्षुन्नाशो बहुमूत्रत्वं स्तब्धता बलवान् ज्वरः ॥ ७४ ॥**
**आमज्वरस्य लिंगानि न दद्यात्तत्र भेषजम् ॥**
**भेषजं ह्यामदोषस्य भूयो ज्वलयति ज्वरम् ॥ ७५ ॥**
**ज्वरवेगोऽधिकस्तृष्णा प्रलापः श्वसनं भ्रमः ॥**
**मलप्रवृत्तिरुत्क्लेशः पच्यमानस्य लक्षणम् ॥ ७६ ॥**
**क्षुत्क्षामता लघुत्वं च गात्राणां ज्वरमार्दवम् ॥**
**दोषप्रवृत्तिरष्टाहो निरामज्वरलक्षणम् ॥ ७७ ॥**

આમ જ્વરમાં, લાળ ગળે છે; મોળ આવે છે; છાતીમાં જડતા જણાય છે; અન્નપર અભાવો થાય છે; આંખમાં ઘેન ભરાય છે; આળસ આવે છે; અન્ન ન પચતાં અજીર્ણ થાય છે; મોઢું બેસ્વાદ લાગે છે; શરીર ભારે લાગે છે; ભૂખ મરી જાય છે; પેશાબ ઘણો થયા કરે છે; શરીર જકડી લીધા જેવું જણાય છે અને શરીરમાં ઘણો તાવ રહે છે. આ લક્ષણોવાળા જ્વરમાં ઔષધોપચાર કરવા નહિ. જો તેના પર ઓષડ આપવામાં આવે, તો તાવનું જોર વધે છે[1].

પાકવા માંડેલા તાવમાં તાવોનો વેગ વધે છે: તરશ ઘણી લાગે છે; દરદી લવરી કરે છે; શ્વાસ ચાલે છે; ઝાડો આવે છે; અને ઉબકા આવે છે. અને ભૂખ લાગે, શરીર સુકાઈને

१ આ બાબતનો વિશેષ ખુલાસો ભાવપ્રકાશ ભાષાંતરના મધ્યમખંડમાં આપવામાં આવેલ છે.
७१,७२च.चि.अ.३ श्लो.३६,३७. ७६वा.नि.अ.२ श्लो.५५. ७७च.चि.अ.३ श्लो.१३१.

હલકું થાય, તાવ હલકો પડે, ઝાડાવાટે પવન વગેરે દોષની છૂટ થાય અથવા તાવ આવ્યાને આઠ દિવસ થાય એ લક્ષણો નિરામજ્વરનાં એટલે પાકા થયેલા અથવા ઉતરતા તાવનાં સમજવાં

જીર્ણજ્વરનાં લક્ષણો.

त्रिसप्ताहे व्यतीते तु ज्वरो यस्तनुतां गतः ॥
प्लीहाग्निसादं कुरुते स जीर्णज्वर उच्यते ॥ ७८ ॥

એકવીસ દિવસ વીત્યા પછી જે જ્વર, શરીરમાં મંદ થઈ, ઘર કરી રહે છે, અને જેનાથી તલ્લીનો (બરોલ) રોગ ઉત્પન્ન થાય છે અને જઠરાગ્નિ મંદ પડી જાય છે, તેને જીર્ણજ્વર કહે છે.

સાધ્યજ્વર

बलवत्स्वल्पदोषेषु ज्वरः साध्योऽनुपद्रवः ॥ ७९ ॥

બળવાન્ અને અલ્પ દોષવાળા, માણસને આવેલો અને થોડા ઉપદ્રવો વાળો તાવ સાધ્ય ગણાય છે.

અસાધ્યજ્વર

हेतुभिर्बहुभिर्जातो बलिभिर्बहुलक्षणः ॥
ज्वरः प्राणांतकृद्यश्च शीघ्रमिंद्रियनाशनः ॥ ८० ॥
ज्वरः क्षीणस्य शूनस्य गंभीरो दैर्घरात्रिकः ॥
असाध्यो बलवान् यश्च केशसीमन्तकृज्ज्वरः ॥ ८१ ॥
गंभीरस्तु ज्वरो ज्ञेयो ह्यंतर्दाहेन तृष्णया ॥
आनद्धत्वेन चात्यर्थं श्वासकासोद्गमेन च ॥ ८२ ॥
आरंभाद्विषमो यश्च यश्च वा दैर्घरात्रिकः ॥
क्षीणस्य चातिरूक्षस्य गंभीरो हंति मानवम् ॥ ८३ ॥
विसंज्ञस्ताम्यते यस्तु शेते निपतितोऽपि वा ॥
शीतार्दितोंऽतरुष्णश्च ज्वरेण म्रियते नरः ॥ ८४ ॥
यो हृष्टरोमा रक्ताक्षो हृदि संघातशूलवान् ॥
वक्त्रेण चैवोच्छ्वसिति तं ज्वरो हंति मानवम् ॥ ८५ ॥
हिक्काश्वासतृषायुक्तं मूढं विभ्रांतलोचनम् ॥
संततोच्छ्वासिनं क्षीणं नरं क्षपयति ज्वरः ॥ ८६ ॥
हतप्रभेंद्रियं क्षाममरोचकनिपीडितम ॥
गंभीरतीक्ष्णवेगार्तं ज्वरितं परिवर्जयेत् ॥ ८७ ॥

ઘણાં બળવાળાં કારણોથી જે તાવ આવે છે. અને જેમાં લક્ષણો ઘણાં હોય છે, તથા જે તાવ આવતાં, તરત જ કર્ણ, ચક્ષુ આદિ એકાદ ઇન્દ્રિય નષ્ટ થાય છે, એટલે જે અંધાપો વગેરે લાવે છે; તે જ્વર પ્રાણનાશક થાય છે.

શરીરે સુકાઈને હાડપિંજર થયેલા અથવા સોજા ચઢેલા માણસનો તાવ અસાધ્ય છે. જે જ્વર, ગંભીર એટલે અંતર્વેગી, અથવા જેમાં વાતાદિ દોષનો નિશ્ચય ન થઈ શકે એવો અને લાંબા વખતનો હોય તે અસાધ્ય છે. તેમ જ જે તાવ બળવાન્ હોય અને જેનાથી

---

૭૮च.चि.अ.३ श्लो.४६. ८०,८१च.चि.अ.३ श्लो.४७,४९. ८१सु.उ.अ.३९ श्लो.४०. ८७सु.उ.अ.३९श्लो.४१

માથાના વાળમાં અકસ્માત્ સેંથા પડી જાય તેને પણ, અસાધ્ય ગણવો. હૃદયમાં દાહ, તરશ, અતિશય કબજીયત, દમ. ઉધરસ વગેરે લક્ષણોથી ગંભીરજ્વર સમજવો.

જો જ્વર મૂળથી જ અનિયમિત કિંવા વિષમ હોય; જો લાંબી મુદતનો હોય; તથા સુકાયલા અને તવાયલા માણસને જો ગંભીરજ્વર, થયો હોય તો તે તાવ દરદીને મારી નાખે છે. વળી જે તાવથી રોગી બેભાન થઈ જઈ ફફડ્યા કરે, અથવા બીછાનામાં ગમે તે સ્થિતિમાં પડ્યો હોય તેમનો તેમ સૂઇ રહે અને જે તાવમાં શરીર અંદરથી ગરમ હોય તથા બ્હારથી ટાઢું હોય તે તાવમાં પણ માણસ મરણ પામે છે.

જે રોગીનાં રુઆડાં ઉભાં હોય; જેની આંખો રાતી હોય; જેને હૃદયમાં કશાની ગાંઠ બાઝી હોય એવી પીડા થાય અને જે ફક્ત મુખથી શ્વાસોશ્વાસ લઇ શકતો હોય; તે રોગીને તાવ મારી નાખે છે.

જેને તાવમાં હેડકી, શ્વાસ તથા તરશ લાગુ થયાં હોય; જે, બેશુદ્ધ થઈ જતો હોય; જેના ડોળા અહિં તહિં ફરતા હોય; જે નિરંતર શ્વાસથી પીડા પામતો હોય અને અને જેનું શરીર સૂકાઈ ગયું હોય; તે રોગી પણ મરણ પામે છે.

તાવથી જે દર્દિની ઈંદ્રિયોની શક્તિ નાશ પામી હોય; જેના શરીર પરની કાંતિ ફરી ગઇ હોય; જે હાડકાંનો માળો થઈ ગયો હોય જેનાથી ખવાતું ન હોય અને જે ગંભીર તથા તીક્ષ્ણ એવા તાવના વેગથી પીડિત હોય;—તે રોગીને આરામ કરવાની આશા સુજ્ઞ વૈદ્યે રાખવી નહિ.

**તાવ ઉતરવાનો હોય તે વખતની સ્થિતિ**

**दाहः स्वेदो भ्रमस्तृष्णा कंपो विड्भिदसंज्ञिता ॥**
**कूजनं चातिवैगंध्यमाकृतिर्ज्वरमोक्षणे ॥ ८८ ॥**

તાવ ઉતરવાનો હોય ત્યારે, બળત્રા, પરસેવો. ભ્રમણા, તરશ, ધ્રુજારી, પાતળો ઝાડો; બેશુદ્ધિ. અસ્પષ્ટ ગણગણાટ અને શરીરમાં અત્યંત દુર્ગંધી, વગેરે લક્ષણો રોગીને થાય છે.

**તાવ ઉતર્યાનાં લક્ષણો.**

**स्वेदो लघुत्वं शिरसः कंडूः पाको मुखस्य च ॥**
**क्षवथुश्चान्नकांक्षा च ज्वरमुक्तस्य लक्षणम् ॥ ८९ ॥**

જ્યારે પસીનો આવે; શરીર હલકું બને; માથામાં ખંજવાળ આવે; મોઢા ઉપર પાક–ફોડલીઓ થાય (જેને બરો મૂતર્યો કહે છે), છીંકો આવે અને અન્નની ઇચ્છા થાય; ત્યારે રોગી તાવથી મુક્ત થયો, એમ જાણવું.

**જ્વર રહિત પુરુષનું લક્ષણ**

**विगतक्लमसंतापमव्यथविमलेंद्रियम् ॥**
**युक्तं प्रकृतिसत्त्वैश्च विद्यात्पुरुषमज्वरम् ॥ ९० ॥**

જે પુરુષનાં થાક અને સંતાપ નાશ પામી ગયાં હોય જેની ઈંદ્રિયો અતિશય નિર્મળ થઈ હોય તથા જેને પોતાની પૂર્વની પ્રકૃતિ અને પૂર્વનું બળ પ્રાપ્ત થયાં હોય, તેને જ્વર રહિત પુરુષ જાણવો.

इति ज्वरनिदानम्.

---

८९सु.उ.अ.३९श्लो.१४०. ९०च.चि.अ.३श्लो.३२४

# अतिसारनिदानम्

**અતિસાર થવાનાં કારણો**

**गुर्वतिस्निग्धतीक्ष्णोष्णद्रवस्थूलातिशीतलैः ॥**
**विरुद्धाध्यशनाजीर्णैर्विषमैश्चातिभोजनैः ॥ १ ॥**
**स्नेहाद्यैरतियुक्तैश्च मिथ्यायुक्तैर्विषैर्भयैः ॥**
**शोकाद्दुष्टांबुमद्यातिपानैः सात्म्यर्तुपर्ययैः ॥ २ ॥**
**जलाभिरमणैर्वेगविघातैः कृमिदोषतः ॥**
**नृणां भवत्यतीसारो लक्षणं तस्य वक्ष्यते ॥ ३ ॥**

હદ કરતાં વધારે ખાધાથી; અડદ જેવા ભારે પદાર્થનું ભક્ષણ કરવાથી; લાડુ, ઘેબર જેવા અત્યંત (ઘીની) ચીકાશવાળા પદાર્થો ખાવાથી, ઘણા તીખા, અતિ ગરમ, અતિશય પાતળા-(કઢી જેવા), અતિશય સ્થૂલ- જાડાં ઢેબરાં વગેરે) અને અતિ ઠંડા પદાર્થોનો આહાર કરવાથી; વિરુદ્ધ (જેવાં કે દૂધ અને માછલાં) વસ્તુઓનો આહાર કરવાથી; એક વાર ખાઇને વળી થોડી વારે બીજી વાર ખાવાથી; આગલા દિવસનું જમેલું પાચન ન થયું હોય, તથાપિ જમવાથી; વખત બે વખત થોડું ઘણું ખાધાથી; સ્નેહાદિક પદાર્થનું અત્યંત પાન કરવાથી; ઝેરનું યુક્તિ વગર ભક્ષણ કરવાથી; ભયથી, શોકથી, બગડેલું પાણી પીધાથી, કે અતિ દારુ પીધાથી પોતાની પ્રકૃતિને કે ઋતુને માફક ન હોય એવી કોઈ વસ્તુ ખાવાથી, ઋતુ બદલાયાથી; પાણીમાં રમત કરવાથી; જોરથી કોઈ પદાર્થની ચોટ વાગવાથી, મળમૂત્રને કબજ રાખવાથી; અથવા પેટમાં કરમ થવાથી માણસને અતિસારનો રોગ થાય છે. હવે એ અતિસારનું લક્ષણ કહેવાશે.

**સર્વ અતિસારની સાધારણ સંપ્રાપ્તિ**

**संशम्यापां धातुरग्निं प्रवृद्धो वर्चोमिश्रो वायुनाधः प्रणुन्नः॥**
**सरत्यतीवातिसारं तमाहुर्व्याधिं घोरं षड्विधं तं वदन्ति ॥**
**एकैकशः सर्वशश्चापि दोषैः शोकेनान्यः षष्ठ आमेन चोक्तः४**

વિકાર પામેલી, શરીરમાંની પાણી જેવી કોઈ ધાતુ (રસ, જલ, મૂત્ર, સ્વેદ, રક્ત વગેરે) અગ્નિને મન્દ કરી, મલમિશ્રિત થઈ, વાયુ સાથે નીચે (ગુદા માર્ગે) ઉતરી, ઘણી બહાર નીકળવા લાગે ત્યારે તેને અતિસાર-ઝાડા કહે છે. આ ભયંકર રોગ ૭ પ્રકારનો છે.

વાયુ, પિત્ત અને કફના ત્રણ, (એટલે ૧ લો વાતાતિસાર, ૨ જો પિત્તાતિસાર અને ૩ જો કફાતિસાર.) ચોથો સન્નિપાતાતિસાર પાંચમો શોકાતિસાર અને છઠ્ઠો આમાતિસાર છે.

**અતિસારનું પૂર્વ-રૂપ**

**हृन्नाभिपायूदरकुक्षितोदगात्रावसादानिलसन्निरोधाः ॥**
**विट्संगं आध्मानमथाविपाको भविष्यतस्तस्य पुरःसराणि**

અતિસાર થવાનો હોય છે, ત્યારે નીચેનાં પૂર્વ ચિહ્નો દૃષ્ટિએ પડે છે. હૃદય, નાભિ, મલદ્વાર, પેટ અને કૂખ વગેરે જગ્યામાં સોયો ખોંચ્યા જેવી પીડા થાય છે; હાથ પગ ગળે

---

१ अतिसार=Diarrhoea=ઝાડા. ૧,૨,૩सु.उ.अ.४०श्लो.२. ४सु.उ.अ.४०श्लो.३.४. ५सु.उ.अ.४० श्लो.६.

છે; વાછૂટ અથવા પવનનું સરવું બંધ થાય છે; ઝાડા કબજ થાય છે; પેટ ચઢે છે અને અન્નનું બરાબર પાચન થતું નથી.

**વાતાતિસારનાં લક્ષણ** अरुणं फेनिलं रूक्षमल्पमल्पं मुहुर्मुहुः
शकृदामं सरुक्शब्दं मारुतेनातिसार्यते ॥ ६ ॥

જો વાયુથી અતિસાર થયો હોય છે, તો લાલ રંગનો, ફીણવાળો, લૂખો થોડા થોડા અને અપકવ ઝાડા વારંવાર થાય છે, તે થતાં અવાજ થાય છે અને પેટમાં શૂળ નીકળે છે.

**પિત્તાતિસારનાં લક્ષણો** पित्तात्पीतं नीलमालोहितं वा तृष्णामूर्च्छादाहपाकोपपन्नम्

જો પિત્તથી અતિસાર થયો હોય, તો પીળો, લીલા રંગનો અથવા લગાર રાતો ઝાડો થાય છે અને રોગીને તરસ મૂર્છા આખા અંગમાં બળતરા અને મળદ્વારની જગ્યા પર ફોલ્લીઓ, વગેરે ઉપદ્રવો થાય છે.

**કફાતિસારનાં લક્ષણો** शुक्लं सान्द्रं सकफं श्लेष्मणा तु विस्रं शीतं हृष्टरोमा मनुष्यः

જો અતિસાર કફથી થયો હોય, તો સફેદ, ઘટ્ટ, કફમિશ્રિત, કાચાં માંસના જેવી દુર્ગંધવાળો તથા ટાઢો ઝાડો થાય છે અને ઝાડે જતાં રોગીના શરીરની રુંવાટી ઉભી થાય છે.

**સન્નિપાતાતિસારનાં લક્ષણો** वराहस्नेहमांसाम्बुसदृशं सर्वरूपिणम् ॥
कृच्छ्रसाध्यमतीसारं विद्याद्दोषत्रयोद्भवम् ॥ ८ ॥

સન્નિપાતાતિસારમાં ડુક્કરની ચરબી જેવો અથવા માંસના રસ (સેરવા) જેવો અને વાયુ કફ તથા પિત્તથી થતા ઉપર કહેલા ત્રણે અતિસારમાં મળનાં જે લક્ષણો જણાવ્યાં, તેવાં લક્ષણો વાળો ઝાડો થાય છે. પિત્ત, વાયુ અને કફ, એ ત્રણે દોષના બિગાડમાથી સન્નિપાતાતિસાર થાય છે અને તે કષ્ટસાધ્ય રોગ છે.

**શોકાતિસારનાં લક્ષણો** तैस्तैर्भावैः शोचतोऽल्पाशनस्य बाष्पोष्मा वै वह्निमाविश्य जंतोः
कोष्ठं गत्वा क्षोभयेत्तस्य रक्तं तच्चाधस्तात्काकणंतीप्रकाशम् ॥
निर्गच्छेद्वै विड्भिमिश्रं ह्यविड्वा निर्गंधं वा गंधवद्वातिसारः ॥
शोकोत्पन्नो दुश्चिकित्स्योऽतिमात्रं रोगो वैद्यैः कष्ट एष प्रदिष्टः

ધન, પત્ની અથવા મિત્રાદિકનો નાશ થવાથી જે માણસ, અત્યંત કલ્પાંત કરે છે તથા અલ્પ ભોજન કરે છે એવા માણસનાં આંસુના ગરમી કોઠામાં ઉતરી, જઠરાગ્નિને મંદ કરી નાંખી, તેવા માણસના લોહીને ક્ષોભ પમાડે છે. પછી આ ક્ષુભિત થયેલું ચણોઠી જેવા લાલ રંગનું લોહી મળદ્વારે બહાર પડે છે. તે લોહી મલમિશ્રિત અથવા મલરહિત હોય છે તેમ જ ગંધરહિત અથવા દુર્ગંધ મારતું હોય છે. શોક કિંવા ખેદમાંથી ઉત્પન્ન થનારો આ અતિસાર ચિકિત્સા કરવામાં ઘણો મુશ્કેલ અને કષ્ટસાધ્ય ગણાય છે.

---

७ सु.उ.अ.४० श्लो.७,८. ९,१० सु.उ.अ.४० श्लो.१०

આમાતિસારનાં લક્ષણો.

अन्नाजीर्णात्प्रद्रुताः क्षोभयंतः कोष्ठं दोषा धातुसंघान् मलांश्च
नानावर्णं नैकशः सारयंति शूलोपेतं षष्ठमेनं वदंति ॥११॥

અન્નનું પાચન ન થવાથી, પોતાનો માર્ગ છોડીને ચાલતા દોષો આંતરડામાં રક્તાદિ ધાતુઓમાં અને મળમાં ક્ષોભ ઉત્પન્ન કરીને ઝાડાને વારે ઘડીએ બહાર કાઢે છે. તેનો રંગ ઘણી જાતનો હોય છે અને ઝાડો થતાં પેટમાં શૂળ આવે છે. આ છઠ્ઠો અતિસાર આમાતિસાર કહેવાય છે. (આ અતિસારમાં ખોરાક પચ્યા વગર જેવો ખાધો હોય તેવો ઝાડારૂપે નીકળે છે.)

અપકવ અને પકવ અતિસારનાં લક્ષણો.

संसृष्टमेभिर्दोषैस्तु न्यस्तमप्स्ववसीदति ॥
पुरीषं भृशदुर्गंधि पिच्छिलं चामसंज्ञितम् ॥ १२ ॥
आमाशयस्थः कायाग्नेर्दौर्बल्यादविपाचितः ॥
अपक्काहारधातुर्यः स आम इति संज्ञितः ॥ १३ ॥
एतान्येव तु लिंगानि विपरीतानि यस्य वै ॥
लाघवं च विशेषेण तस्य पक्कं विनिर्दिशेत् ॥ १४ ॥

ઉપર જણાવેલાં, વાતાતિસાર વગેરે અતિસારોનાં લક્ષણોયુક્ત ઝાડો જો પાણીમાં નાંખતાં તેનાં બૂડી જાય, ઘણી દુર્ગંધ મારે તથા દેખાવમાં ચીકણો હોય તો એ ઝાડો આમ–કાચો–કહેવાય છે. જઠરાગ્નિની દુર્બળતાને લીધે ખાધેલા આહારનો, પાચન થયા વગર આમાશયમાં રહેલો રસરૂપ ધાતુ આમ કહેવાય છે.

ઝાડો પકવ થતાં, તેનાં લક્ષણો ઉપર જણાવ્યાં તેનાથી વિરુદ્ધ હોય છે: અને મુખ્યત્વે હલકાપણું લાગે છે.

ઝાડાનાં અસાધ્ય લક્ષણો.

पक्कजांबवसंकाशं यकृत्खण्डनिभं तनु ॥
घृततलवसामज्जवेशवारपयोदधि ॥ १५ ॥
मांसधावनतोयाभं कृष्णं नीलारुणप्रभम् ॥
मेचकं कर्बुरं स्निग्धं चंद्रकोपगतं घनम् ॥ १६ ॥
कुणपं मस्तुलुङ्गाभं दुर्गंधं कुथितं बहु ॥
तृष्णादाहारुचिश्वासहिक्कापार्श्वास्थिशूलिनम् ॥ १७ ॥
संमूर्च्छारतिसंमोहयुक्तं पक्कवलीगुदम् ॥
प्रलापयुक्तं च भिषक् वर्जयेदतिसारिणम् ॥ १८ ॥
असंवृतगुदं क्षीणं दूराध्मातमुपद्रुतम् ॥
गुदे पक्के गतोष्माणमतिसारिणमुत्सृजेत् ॥ १९ ॥

જે અતિસારના રોગીનો ઝાડો, રંગે પાકેલા જાંબુના રસના જેવો, કાળજાના કટકા જેવો અને પાતળો હોય છે અથવા ઘી, તેલ, ચરબી, મજ્જા, વેસવાર[1], દૂધ, દહીં, કિંવા

[1] માંસની અંદરનાં હાડકાં વેગળાં કરી, તેમને કુટીને પછી તેમાં દહીં, દૂધ, એલાયચી મરી વગેરે ઘાલીને જે પદાર્થ કરે છે, તે વેસવાર ૧૧सु.उ.अ.४० श्लो.११. १२सु.उ.अ.४० श्लो.१२ १४सु.उ.अ.४० श्लो.१२. १९सु.उ.अ.४० श्लो.१३.

માંસ ધોયેલા પાણીના જેવો હોય છે. અથવા જેનો ઝાડો કાજળના જેવો કાળો, આસમાની, સિંદૂરીઆ રંગનો, સુરમાના જેવા રંગનો કે તરેહવાર રંગનો હોય છે; અથવા જેના ઝાડામાં મોરની પીઠ પરના ચાંદલાવાળો, ઘટ્ટ, મડદાંના જેવી દુર્ગંધીવાળો સડેલો અને દેખાવે મગજ જેવો ઘણો મળ પડે છે. તથા જે ઝાડાના રોગીને તરશ ઘણી લાગે છે; બળત્રા થાય છે; અન્નપર અભાવો થાય છે; શ્વાસ ચાલે છે; હેડકિયો આવે છે; પાંસળીના હાડકાંમાં શૂળો ફૂટે છે; મન તથા ઇંદ્રિયો બેશુદ્ધ થાય છે અને અસ્વસ્થતા, મોહ વગેરે લક્ષણો જણાય છે; વળી જે રોગીના મલદ્વારની વળીઓ પાકે છે અને જે લવારો કરે છે, તેના જીવવાની આશા વૈદે રાખવી નહી. તેમ જ જે અતિસારનો રોગી ગુદાના માર્ગને સંકોચવામાં બલહીન થયેલો એટલે જે ઝાડાને દાબી રાખવાને તદ્દન અસમર્થ હોય, તેનું શરીર અને બળ ક્ષીણ થઈ ગયાં હોય જેનું પેટ ચઢ્યું રહેતું હોય, અતિસારના સોજા વગેરે ઉપદ્રવોથી જે પીડિત હોય. જેની ગુદા પાકી ગઈ હોય, અને જેનો જઠરાગ્નિ નાશ પામી ગયો હોય તે રોગીના જીવતરની આશા સુજ્ઞ વૈદ્યે રાખવી નહીં.

**બીજાં અસાધ્ય લક્ષણો.**

**श्वासशूलपिपासार्तं क्षीणं ज्वरनिपीडितम् ॥**
**विशेषेण नरं वृद्धमतिसारो विनाशयेत् ॥ २० ॥**

જે અતિસારનો રોગી, શ્વાસ, શૂળ, તરશ તથા તાવથી પીડા પામતો હોય. ક્ષીણ થયો હોય અને વિશેષે કરીને જો તે વૃદ્ધ માણસ હોય, તો તે બચી શકે નહિ.

**રક્તાતિસાર**

**पित्तकृन्ति यदात्यर्थं द्रव्याण्यश्नाति पत्तिके ॥**
**तदोपजायतेऽभीक्ष्णं रक्तातीसार उल्बणः ॥ २१ ॥**

પિત્તાતિસાર થયો હોય કિંવા તે થવાનો હોય તેવા વખતમાં જો પિત્ત કરનારા પદાર્થો વારંવાર અને ઘણા પ્રમાણમાં ખાવામાં આવે તો તેમાંથી ભયંકર રક્તાતિસાર પેદા થાય છે.

**પ્રવાહિકાની સંપ્રાપ્તિ[1]**

**वायुः प्रवृद्धो निचितं बलासं नुदत्यधस्तादहिताशनस्य ॥**
**प्रवाहतोऽल्पं बहुशो मलाक्तं प्रवाहिकां तां प्रवदन्ति तज्ज्ञाः**

જે ઝાડામાં, અત્યંત વાયુ કરનારા પદાર્થોને ખાનારા માણસોનો અત્યંત વૃદ્ધિ પામેલો વાયુ, જ્યારે જ્યારે તે માણસ જોર કરીને અધો વાયુ મૂકવા જાય ત્યારે ત્યારે એકઠા થઈ રહેલા તથા વિષ્ટાવતે ખરડાયલા, કફને, વારંવાર થોડો થોડો નીચે કાઢે છે, તે ઝાડાના રોગને પ્રવાહિકા કહે છે.

**જુદા જુદા વિકારો-યુક્ત પ્રવાહિકાનાં લક્ષણ**

**प्रवाहिका वातकृता सशूला पित्तात्सदाहा सकफा कफाच्च**
**सशोणिता शोणितसंभवा च ताः स्नेहरूक्षप्रभवामतास्तु**
**तासामतीसारवदादिशेच्च लिङ्गं क्रमं चामविपक्वतां च॥२३**

રુક્ષ એટલે લૂખા પદાર્થો ખાવાથી, વાતપ્રવાહિકા થાય છે. જેમાં રોગીને શૂળો ફૂટે છે. પિત્તપ્રવાહિકા અત્યંત તીક્ષ્ણ તથા ઉષ્ણ પદાર્થો ખાવાથી થાય છે: જેમાં બળત્રા થાય

1 रक्तातिसार, प्रवाहिका=Dysentery. २२,२३ सु.उ.अ.४० श्लो. २४,२५.

છે; કફ પ્રવાહિકા અત્યંત ચીકણા પદાર્થો સેવવાથી થાય છે: જેમાં ઝાડાવાટે કફ બહાર પડે છે. રક્તપ્રવાહિકા પણ અત્યંત તીક્ષ્ણ અને ઉષ્ણ પદાર્થો ખાવાથી થાય છે અને તેમાં ઝાડામાં લોહી પડે છે. આ સર્વનાં લક્ષણ, વાત પિત્તાદિકનો ક્રમ, ચિકિત્સા, તથા તેનું આમપણું અને પક્વપણું અતિસાર પ્રમાણે જાણવું.

**અતિસાર મટ્યાનાં લક્ષણો.**

**यस्योच्चारं विना मूत्रं सम्यग्वायुश्च गच्छति ॥**
**दीप्ताग्नेर्लघुकोष्ठस्य स्थितस्तस्योदरामयः ॥ २४ ॥**

જ્યારે પેસાબ કરતાં કરતાં ઝાડો ન થઈ જાય, વાછૂટ બરાબર થાય જઠરાગ્નિ પ્રદીપ્ત થાય અને કોઠો હલકો લાગે, ત્યારે અતિસાર મટ્યો, એમ સમજવું.

**જ્વરાતિસાર**

**ज्वरातिसारयोरुक्तं लक्षणं यत्पृथक् पृथक् ॥**
**तत्स्याज्ज्वरातिसारस्य तेन नात्रोदितं पुनः ॥ २५ ॥**

પાછળ જ્વર અને અતિસારનાં જે લક્ષણો જૂદાં જૂદાં કહેવામાં આવ્યાં છે, તે જ લક્ષણો જ્વરાતિસારમાં એકઠાં સમજવાં. એ કારણથી કરીને અહીં જ્વરાતિસારનું લક્ષણ કહેવામાં આવ્યું નથી.

इति अतिसारनिदानम् ॥

—:o:—

## संग्रहणीनिदान[1]

**સંગ્રહણીની સંપ્રાપ્તિ**

**अतिसारे निवृत्तेऽपि मन्दाग्नेरहिताशिनः ॥**
**भूयः संदूषितो वह्निर्ग्रहणीमभिदूषयेत् ॥ १ ॥**

અતિસાર મટ્યા પછી પણ જે પુરુષની પાચનશક્તિ મન્દ છે અને જે વાતાદિ દોષને કોપાવે એવો અહિત ખોરાક ખાય છે, તેનો જઠરાગ્નિ વિકાર પામી ગ્રહણી (પિત્તને ધારણ કરનારી છઠ્ઠી કળા)ને પણ બગાડે છે.

**સંગ્રહણીનાં સંપ્રાપ્તિપૂર્વક સામાન્ય લક્ષણો.**

**एकैकशः सर्वशश्च दोषैरत्यर्थमूर्च्छितैः ॥**
**सा दुष्टा बहुशो भुक्तमाममेव विमुञ्चति ॥ २ ॥**
**पक्वं वा सरुजं पूति मुहुर्बद्धं मुहुर्द्रवम् ॥**
**ग्रहणीरोगमाहुस्तमायुर्वेदविदो जनाः ॥ ३ ॥**

અત્યંત બગડેલા વાયુ, પિત્ત કે કફથી બગડેલી, અથવા એ ત્રણેયથી. બગડેલી ગ્રહણીમાંથી પચ્યા વગરનો ખોરાક વારંવાર ઝાડા વાટે બહાર નીકળી પડે છે. વખતે પાકેલો ઝાડો થાય છે પણ તે વખત રોગીને પેટમાં અમળાટ (મરડો) થાય છે અને તેનો મળ અત્યંત દુર્ગન્ધયુક્ત હોય છે. વળી ઝાડો કોઈ વખત કઠણ હોય છે તો કોઈ વખત નરમ હોય છે. આયુર્વેદને જાણનારા પુરુષો, આ વ્યાધિને સંગ્રહણી, એવું નામ આપે છે.

---

१ संग्रहणी=Indian Sprue. २४ सु.उ.अ.४० श्लो.३१. १ सु.उ.अ ४० श्लो.३३. २, ३ सु.उ.अ.४० श्लो.३६.

**पूर्वरूपं तु तस्येदं तृष्णालस्यं बलक्षयः ॥**
**विदाहोऽन्नस्य पाकश्च चिरात्कायस्य गौरवम् ॥ ४ ॥**

તૃષ્ણા, આળસ, અશક્તતા (નબળાઇ), અન્ન પાચન થતાં થતી બળત્રા, અન્ન પાચન થતાં લાગતી ઘણી વાર અને શરીરમાં જડતા, આવાં લક્ષણો સંગ્રહણીના પૂર્વરૂપમાં દેખાય છે.

**વાયુજન્ય સંગ્રહણીના કારણ અને લક્ષણ**

**कटुतिक्तकषायातिरूक्षशीतादिभोजनैः ॥**
**प्रमितानशनात्यध्ववेगनिग्रहमैथुनैः ॥ ५ ॥**
**मारुतः कुपितो वह्निं संछाद्य कुरुते गदान् ॥**
**तस्यान्नं पच्यते दुःखं शुक्तपाकं खराङ्गता ॥ ६ ॥**
**कण्ठास्यशोषः क्षुत्तृष्णा तिमिरं कर्णयोः स्वनः ॥**
**पार्श्वोरुवंक्षणग्रीवारुग्भीक्ष्णं च विषूचिका ॥ ७ ॥**
**हृत्पीडा कार्श्यदौर्बल्यं वैरस्यं परिकर्तिका ॥**
**गृद्धिः सर्वरसानां च मनसः सदनं तथा ॥ ८ ॥**
**जीर्णे जीर्यति चाध्मानं भुक्ते स्वास्थ्यमुपैति च ॥**
**स वातगुल्महृद्रोगप्लीहाशंकी च मानवः ॥ ९ ॥**
**चिरात् दुःखं द्रवं शुष्कं तन्वामं शब्दफेनवत् ॥**
**पुनः पुनः सृजेद्वर्चः कासश्वासार्दितोऽनिलात् ॥ १० ॥**

તીખું, કડવું, તુરું, અત્યંત લૂખું, ઠંડું અને અતિ થોડું એવું ભોજન કરવાથી, બીલકુલ ભોજન નહિ કરવાથી, બહુ મજલ કરવાથી, મળ મૂત્રાદિનો વેગ રોકી રાખવાથી અને ઘણો સ્ત્રીસંગ કરવાથી, વાયુ વિકાર પામી જઠરાગ્નિને ઢાંકી દઇને વાતસંગ્રહણી રોગને ઉત્પન્ન કરે છે. વાતજન્ય સંગ્રહણીના રોગીને અન્નનું મુશ્કેલીથી પાચન થાય છે; તેમાં પાચન થતાં ખટાશ ઉત્પન્ન થાય છે: તેનું શરીર સૂકું કર્કશ લાગે છે; મોઢું અને ગળું સૂકાય છે; તરશ અને ભૂખ લાગે છે; દૃષ્ટિ ઝાંખી થાય છે; કાનમાં શબ્દ (અવાજ) થયા કરે છે; પાંસળીઓ સાથળાનું મૂળ, જાંઘો અને ડોક દુખ્યા કરે છે; કોલેરા જેવાં ઝાડા ઉલટી થાય છે, હૃદયમાં પીડા થાય છે; શરીર પાતળું પડી નબળું થાય છે; મોઢું ફિક્કું પડે છે: આંકડી આવે છે; ખારું તીખું વગેરે ખટ રસવાળું ભોજન જમવાની ઇચ્છા થાય છે; મન ગ્લાનિ પામી જાય છે; અન્ન પાચન થયા પછી કિંવા તે પચતી વખતે પેટ ચઢે છે; કંઇ પણ ખાતાં સુખ થયા જેવું લાગે છે: વાતગુલ્મ (વાયુનો ગોળો), હૃદ્રોગ કે તલ્લીનો રોગ થયો હોય એવી, રોગીના મનમાં શંકા પેદા થાય છે, વળી રોગી ઉધરસ અને શ્વાસથી પીડાય છે; અને તેને ઘણી વાર મહા કષ્ટથી, વખતે પાતળો અને વખતે સુકાયલો, પચ્યા વગરનો, ફીણવાળો અને શબ્દ સહિત થોડો થોડો ઝાડો વારંવાર થયા કરે છે.

---

૪ च.चि.अ.१९ श्लो.५२. ५थी१०.च.चि.अ.१९ श्लो.५६थी६२

**પિત્તસંગ્રહણીનાં કારણ અને લક્ષણ**

**कट्वतिक्तविदाह्यम्लक्षाराद्यैः पित्तमुल्बणम् ॥**
**आप्लावयद्धन्त्यनलं जलं तप्तमिवानलम् ॥ ११ ॥**
**सोऽजीर्णं नीलपीताभं पीताभः सार्यते द्रवम् ॥**
**सधूमोद्गारहृत्कण्ठदाहारुचितृडर्दितः ॥ १२ ॥**

તીખું, કડવું, બળતરા કરવાવાળું, ખાટું, ખારું વગેરે ભોજન કરવાથી શરીરમાં પિત્ત વધે છે અને જેમ ગરમ પાણી સ્વતઃ અગ્નિને ઓલવી નાંખે છે, તેમ તે પિત્ત જઠરાગ્નિને મંદ કરે છે. તે રોગીના શરીરનો રંગ, પીળાશ પડતો દેખાય છે. અને તેનો ઝાડો અપક્વ, પીળા તથા નીળા રંગનો અને પાતળો હોય છે; આ રોગીને ખાટી વરાળોવાળા ઓડકાર ઘણા આવે છે; ગળામાં અને છાતીમાં તેને બળતરા થાય છે; અન્નપર અરુચિ હોય છે; અને પાણીના શોષથી તે ઘણો વ્યાકુળ રહે છે. પિત્તજન્ય સંગ્રહણીમાં આવાં ચિહ્નો થાય છે.

**કફસંગ્રહણીનાં લક્ષણ તથા નિદાન**

**गुर्वतिस्निग्धशीतादिभोजनादतिभोजनात् ॥**
**भुक्तमात्रस्य च स्वप्नाद्धन्त्यग्निं कुपितः कफः ॥ १३ ॥**
**तस्यान्नं पच्यते दुःखं हृल्लासच्छर्द्यरोचकाः ॥**
**आस्योपदेहमाधुर्यकासष्ठीवनपीनसाः ॥ १४ ॥**
**हृदयं मन्यते स्त्यानमुदरं स्तिमितं गुरु ॥**
**दुष्टो मधुर उद्गारः सदनं स्त्रीष्वहर्षणम् ॥ १५ ॥**
**भिन्नामश्लेष्मसंसृष्टगुरुवर्चःप्रवर्तनम् ॥**
**अकृशस्यापि दौर्बल्यमालस्यं च कफात्मके ॥ १६ ॥**

ભારે, ઘણા ચીકણા, તથા ઠંડાવગેરે પદાર્થોનું ભક્ષણ કરવાથી, ઘણું જમવાથી, અને જમ્યા પછી તરત ઊંઘવાથી, કફ વિકારયુક્ત થઇ જઠરાગ્નિને મંદ કરે છે. આથી રોગીને, અન્ન પાચન, ઘણી મુશ્કેલીથી થાય છે; મોળ આવે છે, ઉલટી થાય છે, અન્નપર રુચિ રહેતી નથી; મોઢામાં ચીકાશ તથા મીઠાશ લાગે છે; ઉધરસ થાય છે; કફના ગળફા પડે છે; સલેખમ થાય છે; હૃદય પાણીથી ભર્યા જેવું જડ લાગે છે; પેટ જડ અને ભારે થાય છે; મીઠા ખરાબ ઓડકાર આવે છે; અગ્નિ મંદ પડી જાય છે; સ્ત્રી સંભોગ વિષે પ્રીતિ રહેતી નથી; છુટો છુટો, આમ અને કફથી મિશ્રિત અને ભારે ઝાડો થાય છે; શરીર ન સૂકાતાં છતાં સામર્થ્ય રહેતું નથી અને અંગમાં આળસ ભરાય છે:—આ લક્ષણો કફજનિત સંગ્રહણીમાં દૃષ્ટિએ પડે છે.

**पृथग्वातादिनिर्दिष्टहेतुलिङ्गसमागमे ॥**
**त्रिदोषं लक्षयेदेवं तेषामुक्तं च लक्षणम् ॥ १७ ॥**

---

११,१२च.चि.अ.१९ श्लो.६२ थी६४. १३ थी १६च.चि.अ.१९ श्लो.६४ थी ६८. १७च. चि.अ.१९ श्लो.६९,७०.

વાતજન્ય વગેરે સંગ્રહણીના જૂદા જૂદા પ્રકારોમાં કહેલાં જૂદાં જૂદાં કારણો અને લક્ષણો જ્યારે એકઠાં થાય ત્યારે ત્રિદોષસંગ્રહણી થઇ છે એમ સમજવું. એ સર્વનાં લક્ષણો પાછળ કહેવાઈ ગયાં છે.

**अन्त्रकूजनमालस्यं दौर्बल्यं सदनं भवेत् ॥**
**द्रवं घनं सितं स्निग्धं सकटीवेदनं शकृत् ॥ १८ ॥**
**आमं बहु सपैच्छिल्यं सशब्दं मन्दवेदनम् ॥**
**पक्षान्मासाद्दशाहाद्वा नित्यं वाप्यथ मुञ्चति ॥ १९ ॥**
**दिवा प्रकोपो भवति रात्रौ शान्तिं व्रजत्यपि ॥**
**दुर्विज्ञेया दुर्निवारा चिरकालानुबन्धिनी ॥ २० ॥**
**सा भवेदामवातेन संग्रहात् ग्रहणी मता ॥**
**सुप्तस्य पार्श्वयोर्यस्य शूलं जलघटीध्वनिः ॥**
**तं वदन्ति घटीयंत्रमसाध्य ग्रहणीगदम् ॥ २१ ॥**
**दोषं सामं निरामं च विद्यादत्रातिसारवत् ॥ २२ ॥**

આંતરડાંમાં "ઘુરઘુર" અવાજ થાય છે; આળસ આવે છે; શરીર દુબળું તથા બલહીન થાય છે; મનમાં ગ્લાનિ થાય છે; પાતળો, ઘટ્ટ, ધોળો, કાચો, ઘણો, પિચ્છાં (જરપટાં) વાળો, અને ચીકણો ઝાડો થાય છે; કમરમાં વેદના થાય છે; ઝાડો થતાં ભડભડાટ શબ્દ સાથે થોડી થોડી વેદના થાય છે. ઝાડા દશ દશ દિવસે, પંદર પંદર દિવસે, મહિને, કે દરરોજ પણ થાય છે. વળી આ સંગ્રહણી, દિવસે પ્રકોપ પામે છે અને રાત્રે શાંત રહે છે. ઘણા કાળ સુધી ઘર કરીને રહેતી આ સંગ્રહણી, ઓળખવી તથા દૂર કરવી મુશ્કેલ છે. આ સંગ્રહણી આમવાતથી (ઝાડાની અપકવતાથી તથા વાયુથી) થાય છે. એમાં આમનો સંગ્રહ થાય છે. માટે તેને ગ્રહણી કહે છે.

રોગી સૂઈ રહ્યો હોય, તે વેળાએ તેના પડખામાં શૂળ ઉત્પન્ન થાય અને રેંટના ઢોળવાં ઊંધાં વળે ત્યારે જેવો લગભગ અવાજ થાય છે તેવો અવાજ થાય, 'તેને ઘટીયંત્ર' નામે અસાધ્ય ગ્રહણી રોગ કહે છે.

અતિસારમાં આમ અને પકવ દોષ સમજવા માટે જે લક્ષણો કહ્યાં છે તે જ આ (ગ્રહણી)માં પણ સમજવાં.

**लिङ्गैरसाध्यो ग्रहणीविकारो यैस्तैरतीसारगदो न सिध्येत् ॥**
**वृद्धस्य नूनं ग्रहणीविकारोऽहत्वा तनूं नैव निवर्तते च ॥२३॥**

જે ચિહ્નોથી અતિસારનું અસાધ્યપણું સમજાય છે તે જ ચિહ્નોથી ગ્રહણીનું અસાધ્યપણું સમજવું. ઘરડા માણસને થયેલો ગ્રહણી રોગ એને માર્યા વગર રહેતો નથી.

इति संग्रहणीनिदानम् ॥

---

# अर्शोनिदानं

અતિસાર, સંગ્રહણી અને અર્શ, એમનો પરસ્પર નજીક સંબંધ હોવાથી સંગ્રહણી પછી અર્શનું નિદાન લખ્યું છે.

**पृथग्दोषै समस्तैश्च शोणितात्सहजानि च ॥**
**अर्शांसि षट्प्रकाराणि विद्याद्गुदवलित्रये ॥ १ ॥**

જૂદા જૂદા વિકારોથી (વાત, પિત્ત અને કફથી) ૩, બધા વિકારો મળીને ત્રિદોષજન્ય ૧, લોહીથી ૧ અને સહજાત એટલે જન્મથી થયેલા ૧, એ પ્રમાણે ૭ પ્રકારના અર્શ અથવા હરશ,–જેને કેટલાક બવાસીરનાં નામથી ઓળખે છે, તે મળદ્વારની ત્રણ વલીમાં થાય છે. (પ્રવાહિણી, સર્જની અને ગ્રાહિણી, એ પ્રમાણે ત્રણ વલીનાં નામ કહ્યાં છે.)

**दोषास्त्वङ्मांसमेदांसि सन्दूष्य विविधाकृतीन् ॥**
**मांसाङ्करानपानादौ कुर्वंत्यर्शांसि तान् जगुः ॥ २ ॥**

વાયુ આદિ વિકાર, ત્વચા, માંસ અને મેદને (તથા તેમની જગ્યાનાં લોહીને) બગાડી, અપાન એટલે મલદ્વારના સ્થાનપર, (આદિ શબ્દથી નાસિકાદિક સમજવાં.) ઘણી જાતની આકૃતિવાળા માંસના અંકુર કિંવા ફણગા ઉત્પન્ન કરે છે, તેમને અર્શ કહે છે.

**कषायकटुतिक्तानि रूक्षशीतलघूनि च ॥**
**प्रमिताल्पाशनं तीक्ष्णं मद्यं मैथुनसेवनम् ॥ ३ ॥**
**लङ्घनं देशकालौ च शीतौ व्यायामकर्म च ॥**
**शोको वातातपस्पर्शो हेतुर्वातार्शसां मतः ॥ ४ ॥**

તુરા, તીખા, કડવા, લૂખા (રુક્ષ), ઘણા ઠંડા અને ઘણા હલકા, એવા પદાર્થોનું સેવન કરવાથી, નિયમિત વખત થઈ ગયા પછી થોડું જમવાથી, જલદ મદિરા પીવાથી, અત્યંત મૈથુનથી, ઉપવાસ કરવાથી, ઠંડા મુલકમાં રહેવાથી, ઠંડી ઋતુમાં ફરવાથી, થાક લાગે એવી ઘણી કસરત કરવાથી, શોક કરવાથી, તથા ઘણા પવનમાં અને તડકામાં ફરવાથી, વાયુજન્ય અર્શ ઉત્પન્ન થાય છે.

**कट्वम्ललवणोष्णानि व्यायामाग्न्यातपश्रमाः ॥**
**देशकालावशिशिरौ क्रोधो मद्यमसूयनम् ॥ ५ ॥**
**विदाहि तीक्ष्णमुष्णं च सर्वं पानान्नभेषजम् ॥**
**पित्तोल्बणानां विज्ञेयः प्रकोपे हेतुरर्शसाम् ॥ ६ ॥**

તીખા, ખાટા, ખારા અને ગરમ પદાર્થોનું ભોજન, કસરત, અગ્નિની પાસે કે તડકામાં બેસવું, શ્રમ, ઉષ્ણ દેશ, ઉષ્ણ કાળ (ઉન્હાળો), ક્રોધ, મદિરાપાન, ઈર્ષા, તથા બળતરા કરનાર તીખાં અને ગરમ પાન (પ્રવાહી પદાર્થ), અન્ન અને ઓષધનું સેવન વગેરે કારણોથી પિત્તાર્શ થાય છે.

---

१अर्श, Piles  २ वा.नि.अ.७श्लो.२०.  ३ थी६,च.चि.अ.९श्लो.१२थी२७

मधुरस्निग्धशीतानि लवणाम्लगुरूणि च ॥
अव्यायामाद्दिवास्वप्नशय्यासनसुखे रतिः ॥ ७ ॥
प्राग्वातसेवा शीतौ च देशकालावचिन्तनम् ॥
श्लेष्मोल्बणानामुद्दिष्टमेतत्कारणमर्शसाम् ॥ ८ ॥

મધુર, ચીકટ, શીત (ઠંડા), ખારા, ખાટા અને જડ પદાર્થોનો આહાર કરવો; કસરત ન કરવી; દિવસે ઊંઘવું; બધો વખત મૃદુ (સુંવાળી) શય્યા કે ગાદીપર બેશી રહેવાની ટેવ; સવારમાં પૂર્વદિશાનો પવન ખાવો, ઠંડા દેશ અને ઠંડા કાળનું સેવન તથા બેફિકરા રહેવું, વગેરે કારણોથી કફજન્ય અર્શ થાય છે.

हेतुलक्षणसंसर्गाद्विद्याद् द्वंद्वोल्बणानि च ॥

બેબે વિકારોનાં કારણો અને લક્ષણો એકઠાં મળે ત્યારે દ્વંદ્વજ અર્શ થયા છે એમ જાણવું.

सर्वो हेतुस्त्रिदोषाणां लक्षणं सहजैः समम् ॥ ९ ॥

વાયુ, પિત્ત તથા કફના અર્શનાં જે જૂદાં જૂદાં કારણો કહ્યાં, તે બધાં એકઠાં મળે ત્યારે ત્રિદોષજ અર્શ થાય છે; અને આનાં, તથા સહજાતાર્શ[1]નાં લક્ષણો સરખાં સમજવાં.

विष्टम्भोऽन्नस्य दौर्बल्यं कुक्षेराटोप एव च ॥
कार्श्यमुद्गारबाहुल्यं सक्थिसादोऽल्पविट्कता ॥ १० ॥
ग्रहणीदोषपाण्डर्तेराशङ्का चोदरस्य च ॥
पूर्वरूपाणि निर्दिष्टान्यर्शसामभिवृद्धये ॥ ११ ॥

અર્શ થવાના હોય છે ત્યારે નીચેનાં લક્ષણો દેખાય છે. પચ્યા વગરનું અન્ન આમાશયમાં લાંબો વખત રહે છે. શક્તિ ક્ષીણ થાય છે; પેટમાં ગડગડાટ થાય છે; શરીર પાતળું થઈ પ્રતિદિવસે લેવાતું જાય છે; ઓડકાર ઘણા આવે છે; જાંઘો કળે છે; ઝાડો થોડો થાય છે; તથા સંગ્રહણીવાળા પાંડુરોગની તેમ જ ઉદરરોગ થયાની શંકા થાય છે.

गुदाङ्कुरा बह्वनिलाः शुष्काश्चिमचिमान्विताः ॥
म्लानाः श्यावारुणाः स्तब्धा विशदाः परुषाः खराः ॥१२॥
मिथो विसदृशा वक्रास्तीक्ष्णा विस्फुटिताननाः ॥
बिम्बीकर्कन्धूखर्जूरकार्पासीफलसन्निभाः ॥ १३ ॥
केचित्कदम्बपुष्पाभाः केचित्सिद्धार्थकोपमाः ॥
शिरःपार्श्वांसकट्यूरुवङ्क्षणाभ्यधिकव्यथाः ॥ १४ ॥
क्षवथूद्गारविष्टम्भहृद्ग्रहारोचकप्रदाः ॥
कासश्वासाग्निवैषम्यकर्णनादभ्रमावहाः ॥ १५ ॥

---

૧ સહજઅર્શનાં લક્ષણો सु. नि. अ. २ માં તથા च. चि. अ. १४ માં કહ્યા છે.

१०,११.च.चि.अ.९श्लो.२१,२२. १२ थी १७. वा.नि.अ.७ श्लो.२८थी३३.

तैरार्तो ग्रथितं स्तोकं सशब्दं सप्रवाहिकम ॥
रुक्फेनपिच्छानुगतं विबद्धमुपवेश्यते ॥ १६ ॥
कृष्णत्वङ्नखविण्मूत्रनेत्रवक्त्रश्च जायते ॥
गुल्मप्लीहोदराष्ठीलासंभवस्तत एव च ॥ १७ ॥

ઘણા વાયુના વિકારથી મળદ્વારપર થયેલા અર્શના અંકુર, સૂકા (સ્રાવ રહિત) અને ચટકા મારતી વેદનાવાળા, કરમાઈ ગયેલા, કાળા તથા લાલ રંગના; અક્કડ; લુખ્ખા ખરબચડા, કાકરવાલા (ગાયની જીભ જેવા), વાંકા ચુંકા, અણીઆળા તથા અણસરખા હોય છે. કેટલાકનાં મોંઢાં ભાંગેલાં તથા બુઠાં હોય છે અને તેમની આકૃતિ ઘીલોડાં, બોર, ખારેક કે કપાસનાં જીંડવાં જેવી હોય છે. વળી કેટલાક, સરસવની પેઠે પીળી તથા ઝીણી કોલીઓવાળા થાય છે; એ અર્શને લીધે માથામાં પાંસળીઓમાં કમ્મરમાં, અને જાંઘો તથા સાથળનાં મૂળમાં રોગીને ઘણું દુઃખ થાય છે. વળી છીંકો, ઓડકાર, ઝાડાની કબજીઆત, હૃદયમાં જકડી લીધાના જેવી વેદના, અન્નપર અભાવો, ઉધરસ, શ્વાસ, અગ્નિ વૈષમ્ય (પાચનશક્તિમાં ગડબડ), કાનમાં ગણગણાટ અને ભ્રમ થાય છે. આ અર્શથી પીડિત રોગીને પથ્થર જેવો કઠણ, થોડા, શબ્દયુક્ત, પીડા સહિત, ફીણવાળો અને જરપટાંવાળો ઝાડો પરાણે કરાંજતાં આવે છે. તે રોગીનાં ચામડી, નખ, વિષ્ઠા, મૂત્ર, આંખો અને મોઢું કાળાં પડી જાય છે. આ અર્શમાંથી ગુલ્મ, પ્લીહોદર (બરોલ) અને અષ્ઠીલા (એક જાતનો વાયુનો રોગ) એ ઉપદ્રવો ઉત્પન્ન થાય છે.

**પિત્તાર્શનાં લક્ષણો**

पित्तोत्तरा नीलमुखा रक्तपीतासितप्रभाः ॥
तन्वस्रस्राविणो विस्रास्तनवो मृदवः श्लथाः ॥ १८ ॥
शुकजिह्वायकृत्खण्डजलौकावक्त्रसन्निभाः ॥
दाहपाकज्वरस्वेदतृण्मूर्च्छारुचिमोहदाः ॥ १९ ॥
सोष्माणो द्रवनीलोष्णपीतरक्तामवर्चसः ॥
यवमध्या हरित्पीतहारिद्रत्वङ्नखादयः ॥ २० ॥

પિત્તના વિકારથી થયેલા અર્શના ફણગા કિંવા અંકુરો અગ્રભાગે આસમાની રંગના તથા રાતા, પીળા અને કાળા હોય છે. તેમાંથી પાતળું લોહી વહે છે, તે મડદાંના સરખા વાસ મારે છે. તે અંકુરો બારીક, કોમળ અને ઢીલા હોય છે. તેમની આકૃતિ પોપટની જીભ જેવી યકૃત્ (જમણી પાસે જે ગાંઠ હોય છે તે)ના કટકા જેવી કે જળોનાં મોંઢાં જેવી હોય છે. તેમનાથી રોગીને તાવ, પરસેવો, તરશ, મૂર્ચ્છા, અન્નપર અરુચિ, મોહ (બેશુદ્ધિ), શરીરમાં બળત્રા તથા ગુદપાક થઈ આવે છે. હાથ અડકાડતાં તેઓ ઘણા ગરમ લાગે છે અને તેમનાથી દરદીને પાતળો, આસમાની રંગનો, ગરમ, પીળો, રાતો તથા આમયુક્ત

---

१८वा.नि.अ.७ श्लो.३४. १९,२०वा.नि.अ.७श्लो.३५,३६.

ઝાડો થાય છે. તે જવના જેવા–વચમાં જાડા–હોય છે અને તેનાથી રોગીનાં ચામડી, નખ, વગેરે લીલાં, પીળાં તથા હળદિયા રંગનાં થાય છે.

**કફજન્ય અર્શનાં લક્ષણ**

**श्लेष्मोल्बणा महामूला घना मन्दरुजः सिताः ॥**
**उत्सन्नोपचिताः स्निग्धाः स्तब्धा वृत्तगुरुस्थिराः ॥ २१ ॥**
**पिच्छिलाः स्तिमिताः श्लक्ष्णाः कंड्वाढ्याः स्पर्शनप्रियाः ॥**
**करीरपनसास्थ्याभास्तथा गोस्तनसन्निभाः ॥ २२ ॥**
**वङ्क्षणानाहिनः पायुबस्तिनाभिविकर्षिणः ॥**
**सश्वासकासहृल्लासप्रसेकारुचिपीनसाः ॥ २३ ॥**
**मेहकृच्छ्रशिरोजाड्यशिशिरज्वरकारिणः ॥**
**क्लैब्याग्निमार्दवच्छर्दिरामप्रायविकारदाः ॥ २४ ॥**
**वसाभसकफप्राज्यपुरीषाः सप्रवाहिकाः ॥**
**न स्रवन्ति न भिद्यन्ते पाण्डुस्निग्धत्वगादयः ॥ २५ ॥**

કફના વિકારથી થયેલા અર્શમાં તેના અંકુરો, મહામૂળવાળા એટલે ઊંડાં મૂળવાળા હોય છે. તેઓ થોડી પીડાવાળા, ધોળા, લાંબા, ઊંચા, ઉપડેલા, ઘટ્ટ, સ્નિગ્ધ, ન વળી શકે એવા, ગોળાકાર, ભારે સ્થિર, તેલિયા, ભીનાસવાળા, સુંવાળા ખંજવાળવાળા અને જેને સ્પર્શ કરવાથી સુખ થાય એવા હોય છે. તેમની આકૃતિ કેરડાં જેવી, ફણસની ગોઠલી સરખી કે ગાયના આંચળ જેવી હોય છે. તે આંડસંધિને જકડી નાંખનારા તથા મલદ્વાર, પેડુ અને નાભિને ખેંચ્યા જેવી પીડા કરનારા છે. વળી તેઓ શ્વાસ, ખાંસી, મોળ, લાળનો સ્રાવ, અરુચિ, અને સલેખમ વગેરે ઉપદ્રવોને ઉત્પન્ન કરે છે, અને તેનાથી પ્રમેહ (પેસાબને લગતાં દર્દો), પેસાબની મુશ્કેલી, માથામાં જડત્વ, શીતજ્વર, નપુંસકત્વ, અગ્નિમાંદ્ય, (પાચન ન થવું તે), ઓકારી, આમબહુલ રોગો (મરડો સંગ્રહણી વગેરે), તથા ચરબી સરખો અને કફ મિશ્રિત ઘણો ઝાડો થાય છે. તે અંકુરોમાંથી રસી, રક્ત વગેરે કંઈ વહેતું નથી અને તેને જોરથી દાબતાં તે ફાટતા પણ નથી. આ અર્શને લીધે રોગીનાં ત્વચા, નખ, નેત્ર વગેરે સફેદ અને સ્નિગ્ધ થાય છે.

**સન્નિપાતજનિત અને સહજાત અર્શનાં લક્ષણો**

**सर्वैः सर्वात्मकान्याहुर्लक्षणैः सहजानि च ॥**

સર્વાત્મક એટલે ત્રિદોષજનિત (પિત્ત, વાયુ અને કફથી થયેલા) અર્શનાં લક્ષણો અને સહજાત અર્શનાં લક્ષણો ઉપર કહેલા ત્રણે પ્રકારના અર્શોનાં લક્ષણોને મળતાં હોય છે. (સહજ અર્શ પણ ત્રિદોષજનિત છે એવું આ વાક્યમાં સૂચન છે.)

---

२१थी२५.वा.नि.अ.७ श्लो. ३७थी४१.

રક્તાર્શનાં લક્ષણો[1]

रक्तोल्बणा गुदे कीलाः पित्ताकृतिसमन्विताः ॥ २६ ॥
वटप्ररोहसदृशा गुञ्जाविद्रुमसन्निभाः ॥
तेऽत्यर्थं दुष्टमुष्णं च गाढविट्कप्रपीडिताः ॥ २७ ॥
स्रवन्ति सहसा रक्तं तस्य चातिप्रवृत्तितः ॥
भेकाभः पीड्यते दुःखैः शोणितक्षयसंभवैः ॥ २८ ॥
हीनवर्णबलोत्साहो हतौजाः कलुषेंद्रियः ॥
विट्श्यावं कठिनं रूक्षमधोवायुर्न गच्छति ॥ २९ ॥

લોહીવાળા અર્શમાં પિત્તાર્શનાં લક્ષણો દેખાય છે. તેઓ આકૃતિ તથા રંગમાં વડના અંકુરો જેવા ચણોઠી જેવા કે પરવાળા જેવા લાલ અને ચળકતા હોય છે. ઝાડે જતી વખતે કઠણ મળથી તે દબાય છે ત્યારે તેમાંથી અત્યંત બગડેલું અને ઊનું લોહી એકદમ છૂટે છે. આ લોહી ઘણું વહી જતાં રોગી ચોમાસાનાં દેડકાં જેવો રંગે પીળો થઈ જાય છે અને રક્તક્ષયને લીધે થતાં દુ:ખોથી પીડિત રહે છે. તેના શરીરમાંથી વર્ણ, બળ અને ઉત્સાહ નાશ પામે છે; તેનામાં ઓજ (તેજ) રહેતું નથી અને તેની બધી ઇંદ્રિયો વ્યાકુળ બને છે. તેને કાળો, કઠણ અને સુકકો ઝાડો આવે છે અને પવનની છૂટ રહેતી નથી.

રક્તાર્શમાં વાત-કફના સંબંધનાં લક્ષણ

तनु चारुणवर्णं च फेनिलं चासृगर्शसाम् ॥
कट्यूरुगुदशूलं च दौर्बल्यं यदि चाधिकम् ॥ ३० ॥
तत्रानुबंधो वातस्य हेतुर्यदि च रूक्षणम् ॥
शिथिलं श्वेतपीतं विट् स्निग्धं गुरु च शीतलम् ॥
यद्यर्शसां घनं चासृक् तंतुमत्पाण्डु पिच्छिलम् ॥ ३१ ॥
गुदं सपिच्छं स्तिमितं गुरु स्निग्धं च कारणम् ॥
श्लेष्मानुबंधो विज्ञेयस्तत्र रक्तार्शसां बुधैः ॥ ३२ ॥

જો રક્તાર્શના કોઈ રોગીને પાતળું, રાતું અને ફીણવાળું લોહી વહેતું હોય; કમર, જાંઘો અને મળદ્વારની જગ્યાએ શૂળ નીકળતું હોય; નબળાઈ ઘણી વધી પડી હોય અને તે અર્શ થવામાં રૂક્ષ પદાર્થોનું સેવન કારણરૂપ હોય, તો તે રક્તાર્શમાં વાયુનો સંબંધ છે, એમ જાણવું.

જો રક્તાર્શના રોગીને પાતળો, સફેદ, પીળો, સ્નેહયુક્ત, (ચીકણો) ભારે અને ઠંડો ઝાડો થતો હોય; જો અર્શના અંકુરોમાંથી જાડું, તાંતણાવાળું, ફીકું અને તેલિયું લોહી ઝરતું હોય; રોગીની ગુદા ચીકણી અને ભીનાશવાળી રહેતી હોય; અને ભારે તથા સ્નિગ્ધ પદાર્થોનું સેવન અર્શ થવામાં કારણભૂત હોય તો તે રક્તાર્શમાં કફનો સંબંધ છે, એમ જાણવું.

---

૧ रक्तार्श=Bleeding Piles. ૨૬ થી ૨૯(૨૯ ની પહેલી પંક્તિ) वा.नि.अ.७ श्लो. ૪૩થી૪૫. ૨૯ (બીજી પંક્તિ)થી ૩૨ च.चि.अ.९ श्लो. ૧૭૧થી૧૭૪.

(પિત્ત સંબંધી વિવેચન કેમ કર્યું નહિ? એવું કોઈ પૂછે. તો તેનો ખુલાસો એટલો જ કે રક્તનાં અને પિત્તનાં લક્ષણો સરખાં છે.)

**અર્શ તો મળદ્વાર પર થાય છે, અને શરીરમાં કૃશત્વ, કૃષ્ણત્વાદિ કેમ થાય છે? તેનો ખુલાસો**

पञ्चात्मा मारुतः पित्तं कफो गुदवलित्रयम् ॥
सर्व एव प्रकुप्यन्ति गुदजानां समुद्भवे ॥ ३३ ॥
तस्मादर्शांसि दुःखानि बहुव्याधिकराणि च ॥
सर्वदेहोपतापीनि प्रायः कृच्छ्रतमानि च ॥ ३४ ॥

અર્શના અંકુરો ઉત્પન્ન થતાં મળદ્વારની ત્રણ વળીઓ (પ્રવાહિણી, સર્જની અને ગ્રાહિણી) પાંચ[1] પ્રકારનો વાયુ, પાંચ પ્રકારના કફ અને પાંચ પ્રકારનું પિત્ત, એ બધાં વિકાર પામે છે. તેથી આ રોગ (અર્શ), દુઃખદાયક અને ઘણી જાતના રોગો (જેમકે—ઉદરરોગ અને અગ્નિમાંદ્ય)ને ઉત્પન્ન કરનારો થઈ આખા દેહને પીડા કરે છે તથા ઘણું કરીને તે મટવો મુશ્કેલ છે. અર્થાત્ વખતે અસાધ્ય થઈ પડે છે.

**સુખસાધ્ય અર્શનાં લક્ષણો**

बाह्यायां तु वलौ जातान्येकदोषोल्बणानि च ॥
अर्शांसि सुखसाध्यानि न चिरोत्पतितानि च ॥ ३५ ॥

જે અર્શના અંકુરો ગુદાની બહારની હારપર થયેલા હોય અને જે અર્શ, ફક્ત એક દોષથી થયા હોય, એટલે જેમાં ફક્ત એક જ દોષ કોપ પામેલો હોય અને જેને થયાને એક વર્ષ ન થઈ ગયું હોય, તે અર્શ, સહેલાઈથી મટી શકે છે.

**કૃચ્છ્રસાધ્ય અર્શનાં લક્ષણો**

द्वंद्वजानि द्वितीयायां वलौ यान्याश्रितानि च ॥
कृच्छ्रसाध्यानि तान्याहुः परिसंवत्सराणि च ॥ ३६ ॥

જે અર્શ, બે દોષમાંથી ઉત્પન્ન થયેલા હોય, જેના અંકુરો ગુદાની બીજી વલીપર ફૂટી નીકળ્યા હોય અને જેને થયાને એક વર્ષ થઈ ગયું હોય, તે અર્શ મુશ્કેલીથી મટી શકે છે.

**અસાધ્ય અર્શનાં લક્ષણો**

सहजानि त्रिदोषाणि यानि चाभ्यन्तरां वलिम् ॥
जायन्तेऽर्शांसि संश्रित्य तान्यसाध्यानि निर्दिशेत् ॥ ३७ ॥
शेषत्वादायुषस्तानि चतुष्पादसमन्विते ॥
याप्यन्ते दीप्तकायाग्नौ प्रत्याख्येयान्यतोऽन्यथा ॥ ३८ ॥

---

૧ પ્રાણ, અપાન, સમાન, ઉદાન અને વ્યાન, આ પાંચ પ્રકારના વાયુ છે તથા હૃદય, મળદ્વાર, નાભિ, કંઠ અને આખુ શરીર, એ તેમનાં અનુક્રમે સ્થાન છે; તેમ આલોચક, રંજક, સાધક, પાચક અને ભ્રાજક, એવા પાંચ પ્રકારનું પિત્ત છે, જે નેત્ર, યકૃત્ (પિત્તની ગાંઠ); હૃદય, પેટ, અગ્ન્યાશય) અને ચામડીમાં અનુક્રમે રહે છે. કફના પણ અવલંબક, ક્લેદક, બોધક, તર્પક અને શ્લેષ્મક એવા પાંચ ભેદ છે. અને તેઓ ક્રમાનુસારે હૃદય, આમાશય, જીભ, મસ્તક અને સંધિ, એ પાંચ સ્થાનોમાં વાસ કરે છે. ૩૩, ૩૪ च. चि. अ. ९ श्लो. २४, २५. ३५ च. चि. अ. ९ श्लो. ३१. ३६ थी ३८ च. चि. अ. ९ श्लो. २८ थी ३०.

हस्ते पादे गुदे नाभ्यां मुखे वृषणयोस्तथा ॥
शोथो हृत्पार्श्वशूलं च यस्यासाध्योऽर्शसो हि सः ॥ ३९ ॥
हृत्पार्श्वशूलं संमोहश्छर्दिरङ्गस्य रुग्ज्वरः ॥
तृष्णा गुदस्य पाकश्च निहन्युर्गुदजातुरम् ॥ ४० ॥
तृष्णारोचकशूलार्तमतिप्रस्रुतशोणितम् ॥
शोथातिसारसंयुक्तमर्शांसि क्षपयन्ति हि ॥ ४१ ॥
मेढ्रादिष्वपि वक्ष्यन्ते यथास्वं नाभिजान्यपि ॥
गण्डूपदास्यरूपाणि पिच्छिलानि मृदूनि च ॥ ४२ ॥

જે અર્શ, ત્રણે દોષમાંથી જન્મ પામ્યા હોય, જે રોગીના જન્મ સાથે થયા હોય અને જેના અંકુરો અંદરની હારપર ફૂટી નીકળ્યા હોય તે અર્શ અસાધ્ય છે, એટલે ઔષધોપચારથી મટે એવા નથી. તેવો અસાધ્ય અર્શ રોગ થયો હોય. તોપણ રોગી જો ચતુષ્પાદ સંપત્તિયુક્ત હોય.) એટલે વૈદ, ઓષડ, પરિચારક તથા રોગી જેવાં જોઈએ તેવાં હોય), રોગીનું આયુષ્ય બાકી હોય અને તેનો અગ્નિ પ્રદીપ્ત હોય, તો તેનો વ્યાધિ જોર કર્યા વગર ચાલ્યા કરે છે. એકદમ વધતો નથી તેમ સર્વથા નિર્મૂળ થતો નથી. અને જો તેવાં સાધનો તેની પાસે ન હોય, તો તેના જીવતરની આશા વૃથા છે.

જે અર્શના રોગીના હાથ, પગ, મળદ્વાર. નાભિ, મુખ અને અંડકોશપર સોજો ચડે છે અને હૃદય તથા પાંસળાના ભાગમાં દુખે છે. તે રોગીનો વ્યાધી મટતો નથી. અર્શના રોગમાં જ્યારે હૃદય અને પાંસળામાં શૂળો નીકળે, ઇંદ્રિયો અને મન બેશુદ્ધ થઈ જાય ઓકારી (ઉલટી) આવે; શરીર દુખ્યા કરે, તાવ આવે. તરશ લાગ્યા કરે મળદ્વાર પાકે એટલે તેપર પીળા ફોલ્લા થાય, ત્યારે રોગ અસાધ્ય થયો છે, એમ સમજવું.

જે અર્શનો રોગી, તરશ, અન્નપર અભાવો અને શૂળથી પીડાયલો હોય, જેના શરીરમાંથી લોહી ઘણું વહી ગયું હોય જેના શરીરપર સોજા ચડ્યા હોય તથા જેને અતિસાર થયો હોય. તેનો અર્શરોગથી નાશ થાય છે.

પુરુષની વિષયેન્દ્રિય, વગેરે ('વગેરે' શબ્દથી નાક, કાન સૂચવ્યાં છે)પર તથા નાભિમાં, વાતાદિ દોષના પાછળ કહેલા પ્રકાર કિંવા ભેદોથી અર્શના અંકુરો ફૂટી નીકળે છે. તે અળશીયાંના જેવા, તેલિયા (ચીકટા) અને નરમ હોય છે.

**ચર્મકીલ કિંવા ચામખીલની સંપ્રાપ્તિ**

व्यानो गृहीत्वा श्लेष्माणं करोत्यर्शस्त्वचो बहिः ॥
कीलोपमं स्थिरखरं चर्मकीलं तु तद्विदुः ॥ ४३ ॥

વ્યાન વાયુ, કફને સાથે લઈ ત્વચાપર મેખ કિંવા ખુંટી જેવા સ્થિર અને ખરબચડા જે અંકુરો ઉત્પન્ન કરે છે. તેમને **ચર્મકીલ (ચામખીલ)** કહે છે.

---

३९.४० च.चि.अ.९ श्लो.२६,२७. ४२वा.नि.अ.७श्लो.५६ ४३,४४.वा.नि.अ.७ श्लो.५७.५८.

**વાતાદિ ભેદથી તેમનાં લક્ષણ**

**वातेन तोदपारुष्ये पित्तादसितवक्त्रता ॥**
**श्लेष्मणा स्निग्धता चास्य ग्रथितत्वं सवर्णता ॥ ४४ ॥**

જો તે અંકુરો વાયુના રોગથી થયેલા હોય તો તેમાં સોયો ખોંચ્યા જેવી પીડા થાય છે. તથા તે અર્શ કઠોર હોય છે; પિત્તથી થયેલા હોય, તો તે કાલાં મોઢાંવાલા હોય છે અને જો તેમાં કફનો સંબંધ હોય તો તે અંકુરો, સ્નિગ્ધ, ગાંઠાવાળા અને ચામડીના રંગના હોય છે.

**अर्शसां प्रशमे चित्तमाशु कुर्वीत बुद्धिमान् ॥**
**तान्याशु हि गुदं बद्ध्वा कुर्युर्बद्धगुदोदरम् ॥ ४५ ॥**

બુદ્ધિમાન્ પુરુષે અર્શ રોગ મટાડવાનો જલદી યત્ન કરવો જોઇએ; કેમકે, અર્શનો વ્યાધિ ચાલુ રહેવાથી, તેમાંથી ગુદા બંધ થઇને બદ્ધ ગુદોદર નામે ઉદર રોગ ઉત્પન્ન થાય છે.

इति अर्शनिदानम्

---

## मन्दजठराग्निनिदान[1]

અર્શમાંથી જઠરાગ્નિ મંદ થાય છે, માટે અર્શ પછી મંદજઠરાગ્નિ વિષે કહ્યું છે.

**मन्दस्तीक्ष्णोऽथ विषमः समश्चेति चतुर्विधः ॥**
**कफपित्तानिलाधिक्यात्तत्साम्याज्जाठरोऽनलः ॥ १ ॥**

કફની અધિકતાથી મંદ, પિત્તની અધિકતાથી તીક્ષ્ણ, વાયુની અધિકતાથી વિષમ અને એ ત્રણે દોષોના સરખાપણાથી સમ એ રીતે ચાર પ્રકારનો જઠરાગ્નિ થાય છે.

**विषमो वातजान् रोगान् तीक्ष्णः पित्तनिमित्तजान् ॥**
**करोत्यग्निस्तथा मन्दो विकारान् कफसम्भवान् ॥ २ ॥**

જો જઠરાગ્નિ વિષમ થઇ ગયો હોય, તો વાયુથી થતા ૮૦ રોગોમાંથી કોઈ રોગ ઉત્પન્ન થાય છે જો તીક્ષ્ણ જઠરાગ્નિ હોય તો, પિત્તથી થતા ૪૦ રોગમાંથી કોઈ (દાહ, ચોષાદિક) ઉત્પન્ન થાય છે; તેમ જ જો મંદ જઠરાગ્નિ હોય તો, કફથી થતા ૨૦ વ્યાધિઓમાંથી કોઇક (આલસ્યાદિક) પેદા થાય છે.

**સમજઠરાગ્નિ વગેરેનાં લક્ષણો**

**समा समाग्नेरशिता मात्रा सम्यग्विपच्यते ॥**
**स्वल्पापि नैव मन्दाग्नेर्विषमाग्नेस्तु देहिनः ॥ ३ ॥**
**कदाचित्पच्यते सम्यक् कदाचिन्न विपच्यते ॥**
**मात्रातिमात्राप्यशिता सुखं यस्य विपच्यते ॥**
**तीक्ष्णाग्निरिति तं विद्यात्समाग्निः श्रेष्ठ उच्यते ॥ ४ ॥**

જે પુરુષનો જઠરાગ્નિ સમ છે, તેને રીતસર ખાધેલા અન્નનું પાચન સારી રીતે થાય છે; પણ જેનો જઠરાગ્નિ મંદ છે, તેને અલ્પાહાર પણ પાચન થઇ શકતો નથી. વિષમ

---

1 मंदजठराग्नि=Dyspepsia. ४५ वा.नि.अ.७ श्लो.५९.

જઠરાગ્નિવાળાને વખતે અન્નનું ઠીક પાચન થાય છે, તો વખતે થતું નથી. અને અત્યંત આહાર કર્યાં છતાં પણ જેને તે સુખથી પાચન થઇ શકે છે, તે પુરુષનો જઠરાગ્નિ તીક્ષ્ણ[1] સમજવો. સમ જાતનો જઠરાગ્નિ શ્રેષ્ઠ તથા સુખકારક છે.

इति मंदजठराग्निनिदानम्

——:o:——

## अजीर्णनिदान[2]

મંદ જઠરાગ્નિ અને અજીર્ણ, એ બંને રોગોનાં લક્ષણો તરફ જોતાં તેમનો સંબંધ ણો નજીકનો હોવાથી મંદ જઠરાગ્નિ પછી અજીર્ણ વિશે કહ્યું છે.

**आमं विदग्धं विष्टब्धं कफपित्तानिलैस्त्रिभिः ॥**
**अजीर्णं केचिदिच्छन्ति चतुर्थं रसशेषतः ॥ १ ॥**
**अजीर्णं पञ्चमं केचिन्निर्दोषं दिनपाकि च ॥**
**वदन्ति षष्ठं चाजीर्णं प्राकृतं प्रतिवासरम् ॥ २ ॥**

કફ, પિત્ત અને વાયુ, આ ત્રણ વિકારોમાંથી ક્રમાનુસારે, આમ, વિદગ્ધ અને વિષ્ટબ્ધ એવાં ત્રણ પ્રકારનાં અજીર્ણ થાય છે. કેટલાક, આહાર રસના શેષથી થતા અજીર્ણને ચોથા પ્રકારનું કહે છે, અને પાંચમા પ્રકારનું અજીર્ણ તે કહેવાય છે કે જેમાં પેટ ચઢવું વગેરે અજીર્ણનો કાંઈ વિકાર થયા વિના પણ એક દિવસે (૨૪ કલાકે) આહારનું પાચન

---

૧ ભસ્મક જાતનો જે જઠરાગ્નિ **છે, તેને** કેટલાક તીક્ષ્ણાગ્નિ ગણે છે પણ **તે ભૂલ છે**, અત્યંત તીક્ષ્ણાગ્નિને **જ ભસ્મક** કહેછે અને તેનાં લક્ષણો **ચરકે** च. चि. अ. १९ માં આવાં વર્ણવ્યાં છેઃ—
नरे क्षीणकफे पित्तं कुपितं मारुतानुगम् ॥ सोष्मणा पावकस्थाने बलमग्नेः प्रयच्छति ॥२१४॥
तदा लब्धबलो देहं रूक्षयेत्सानिलोऽनलः ॥ अभिभूय पचत्यन्नं तैक्ष्ण्यादाशु मुहुर्मुहुः ॥२१५॥
पक्त्वान्नं स ततो धातून् शोणितादीन् पचत्यपि ॥ ततो दौर्बल्यमातङ्कं मृत्युं चोपानयेत्परम् ॥२१६॥
भुक्तेऽन्ने लभते शान्तिं जीर्णमात्रे प्रताम्यति ॥ तृट्कासदाहमोहाः स्युर्व्याधयोऽत्यग्निसम्भवाः ॥२१७॥

કોઇ માણસનો કફ ક્ષીણ થતાં એટલે નાશ પામતાં વિકાર યુક્ત થયેલું પિત્ત વાયુ **સાથે મળી ઉષ્મા (ગરમી) સહ અન્નપાચન થવાના સ્થાનપર જઈ જઠરાગ્નિને પ્રબળ કરે છે. વાયુની સહાયતાથી પ્રબળ થયેલો તે જઠરાગ્નિ પછી શરીરને સૂકું કરી નાંખી, તેના તીવ્ર ગુણથી અન્નનું પાચન ત્વરાથી અને વારંવાર કરે છે. અન્ન પચવ્યા પછી તે રક્તાદિ (લોહી) ધાતુ જે શરીરમાં રહેલી હોય છે, તેમને પણ પચવે છે અને તેનાથી તેવા જઠરાગ્નિવાળાનું શરીર દુર્બળ થાય છે, એટલું જ નહીં પણ વખતે રોગીષ્ટ થઇ નાશ પામે છે. તેવા જઠરાગ્નિવાળાને કંઈ પણ ખોરાક ખાતાં સુખ થાય છે. પણ તે ખોરાક પચી ગયા પછી તરત જ તે આકુળ વ્યાકુળ થઇ જાય છે. અત્યંત તૃષા, ઉધરસ, બળત્રા અને મૂર્ચ્છા જેવા રોગો આવા અતિ તીક્ષ્ણ જઠરાગ્નિમાંથી જન્મ પામે છે.**

૨ अजीर्ण=Indigestion. १–२ सु.उ.अ.४६ श्लो.२३९.

થાય છે. જે દરરોજનું સ્વાભાવિક અજીર્ણ તે છઠ્ઠા પ્રકારનું કહેવાય છે. (આ છેલ્લું છઠ્ઠું અજીર્ણ ગણાવવાનું કારણ એ છે કે, તે પાચન થવાના સંબંધમાં સુશ્રુતે ડાબે પડખે સૂઈ રહેવા વગેરેની કેટલીક ક્રિયાઓ બતાવી છે.)

અજીર્ણનાં કારણ

अत्यम्बुपानाद्विषमाशनाच्च सन्धारणात्स्वप्नविपर्ययाच्च ॥
कालेऽपि सात्म्यं लघु चापि भुक्तमन्नं न पाकं भजते नरस्य॥३॥
ईर्ष्याभयक्रोधपरिक्षितेन लुब्धेन रुग्दैन्यनिपीडितेन ॥
प्रद्वेषयुक्तेन च सेव्यमानमन्नं न सम्यक् परिपाकमेति ॥ ४ ॥

ઘણું પાણી પીવાથી, વખત બે વખત કે વત્તું ઓછું જમવાની ટેવથી, મળમૂત્રાદિકનો વેગ દાબી રાખવાથી અને દિવસે ઉંઘવાથી કે રાતે જાગવાથી. જમવાના સમયે જ તથા થોડું અને પચે એવું કંઈ ખાધું હોય, તોપણ તે સારી રીતે ન પચતાં અજીર્ણ ઉત્પન્ન થાય છે. વળી ઇર્ષ્યા, ભય અને ક્રોધથી, જે પુરુષ વ્યાકુળ થયો હોય તેને, દુઃખ અને દીનતાથી જે પીડિત હોય તેને, અને મનમાં દ્વેષવાળાને ખાધેલું અન્ન બરાબર પચતું નથી.

ग्लानिगौरवविष्टम्भभ्रममारुतशूलता ॥
विबन्धोऽतिप्रवृत्तिर्वा सामान्याजीर्णलक्षणम् ॥ ५ ॥

ગ્લાનિ, ભારેપણું, પેટ ચઢવું, ફેર, વાયુનું શૂળ, અને ઝાડાની કબજીયત કે અતિપ્રવૃત્તિ (અતિસાર), એ અજીર્ણનાં સામાન્ય લક્ષણો છે.

આમાજીર્ણનાં લક્ષણો

तत्रामे गुरुतोत्क्लेदः शोथो गण्डाक्षिकूटगः ॥
उद्गारश्च यथाभुक्तमविदग्धः प्रवर्तते ॥ ६ ॥

આમાજીર્ણમાં, શરીરમાં જડત્વ આવે છે; ખાધેલાં અન્નનું પાણી પાછું મોઢામાં આવે છે; ગાલ અને આંખપર સોજા ચઢે છે અને જેવું અન્ન ખાધું હોય તેવા અને મોળા (અનમ્લ) ઓડકાર આવે છે.

विदग्धे भ्रमतृण्मूर्च्छाः पित्ताच्च विविधा रुजः ॥
उद्गारश्च सधूमाम्लः स्वेदो दाहश्च जायते ॥ ७ ॥

વિદગ્ધાજીર્ણમાં, ફેર આવે છે, તરશ લાગે છે, મૂર્છા આવે છે; ઘણી જાતની પિત્તજન્ય પીડાઓ થાય છે ખાટી વરાળોવાળા ઓડકાર આવે છે; પરસેવો વળે છે; અને જઠર તથા છાતીમાં બળત્રા થાય છે.

વિષ્ટબ્ધાજીર્ણનાં લક્ષણ

विष्टब्धे शूलमाध्मानं विविधा वातवेदनाः ॥
मलवाताप्रवृत्तिश्च स्तम्भो मोहोऽङ्गपीडनम् ॥ ८ ॥

વિષ્ટબ્ધાજીર્ણમાં પેટ ચઢે છે તથા તેમાં શૂળ નીકળે છે; વાયુની ઘણી જાતની પીડા થાય છે; પવનનું અને ઝાડાનું રોકાણ થાય છે; શરીર જકડી લીધા જેવું લાગે છે; દરદી વખતે બેશુદ્ધ બને છે અને તેના શરીરના જુદા જુદા ભાગમાં ચસક નીકળે છે.

---

३–४ सु.सू.अ.४६ श्लो २३९.

**રસશેષાજીર્ણનું લક્ષણ**

**रसशेषेऽन्नविद्वेषो हृदयाशुद्धिगौरवे ॥ ९ ॥**

રસશેષાજીર્ણમાં અન્નનો અભાવો થાય છે; હૃદયમાં અશુદ્ધિ લાગે છે અને શરીર જડ થાય છે.

**यावत्सन्तिष्ठतेऽप्यस्य दुष्टोऽन्नस्य रसो हृदि ॥**
**तावन्मर्माणि भिद्यन्ते विषं पीतवतो यथा ॥ १० ॥**

રોગીના હૃદયમાં જ્યાંસુધી બગડેલા અન્નરસનો શેષ ભાગ રહે છે, ત્યાંસુધી, વિષ પીધેલાની પેઠે તેનાં મર્મ ભેદાય છે,

**અજીર્ણમાંથી થતા ઉપદ્રવો**

**मूर्च्छा प्रलापो वमथुः प्रसेकः सदनं भ्रमः ॥**
**उपद्रवा भवन्त्येते मरणं चाप्यजीर्णतः ॥ ११ ॥**

બેશુદ્ધિ, લવારો, ઓકારી, મોઢામાંથી લાળ છૂટવી, સુસ્તી અને ફેર, વગેરે ઉપદ્રવો અજીર્ણમાંથી થાય છે. જો અજીર્ણ અત્યંત વધી જાય, તો તેમાંથી રોગીનું મરણ પણ નીપજે છે.

**અજીર્ણ થવાનું કારણ**

**अनात्मवन्तः पशुवद्भुञ्जते येऽप्रमाणतः ॥**
**रोगानीकस्य ते मूलमजीर्णं प्राप्नुवन्ति हि ॥ १२ ॥**

સ્વાદેન્દ્રિય જેને સ્વાધીન નથી, એવા માણસો પશુ પ્રમાણે વારંવાર ગળે આવે ત્યાં સુધી ખાધા કરે છે જેથી એઓને અનેક રોગના મૂળરૂપ અજીર્ણ થાય છે.

**અજીર્ણમાં ભૂખની ભ્રાંતિનું કારણ**

**स्वल्पं यदा दोषविबद्धमामं लीनं न तेजःपथमावृणोति ॥**
**भवत्यजीर्णेऽपि तदा बुभुक्षा या मन्दबुद्धीन्विषवन्निहन्ति १३**

જ્યારે એક ભાગમાં રહેલો, દોષથી બંધાયલો આમ, થોડો હોઈને જઠરાગ્નિના માર્ગને ઢાંકી નાખતો નથી, ત્યારે અજીર્ણમાં પણ ભૂખ લાગે છે; અને તેવી ભૂખના ભ્રમથી જો મંદ બુદ્ધિવાળો અજીર્ણનો રોગી અન્ન ખાય તો તે ઝેરના જેવી અસર કરીને તેને મારી નાખે છે.

**प्रायेणाहारवैषम्यादजीर्णं जायते नृणाम् ॥**
**तन्मूलो रोगसंघातस्तद्विनाशाद्विनश्यति ॥ १४ ॥**

બહુધા આહારના વિષમપણાને લીધે મનુષ્યોને અજીર્ણ ઉત્પન્ન થાય છે અને એ અજીર્ણથી અનેક પ્રકારના રોગો ઉત્પન્ન થાય છે, જે અજીર્ણ મટવાથી મટે છે.

**અજીર્ણમાંથી થનારા વિષૂચી આદિ રોગો**

**अजीर्णमामं विष्टब्धं विदग्धं च यदीरितम् ॥**
**विषूच्यलसकौ तस्माद्भवेच्चापि विलम्बिका ॥ १५ ॥**

આમ, વિદગ્ધ અને વિષ્ટબ્ધ, એ જે ત્રણ પ્રકારનાં અજીર્ણ વર્ણવ્યાં, તેમાંથી વિષૂચી( કાગળિયું–કોલેરા ), અલસક અને વિલંબિકા નામના રોગો ઉત્પન્ન થાય છે.

**વિષૂચી અજીર્ણનું[1] વિશેષ લક્ષણ**

**सूचीभिरिव गात्राणि तुदन् संतिष्ठतेऽनिलः ॥**
**यत्राजीर्णे च सा वैद्यैर्विषूचीति निगद्यते ॥ १६ ॥**

---

१ विषूची=Cholera. ११ सु.सू.अ.४६ श्लो.२३९. १५ सु.उ अ.५६ श्लो.२. १६ सु.उ.अ.५६ श्लो.३.

જે અજીર્ણમાં સોયો ખોંચ્યા જેવી વાયુની પીડા શરીરમાં થાય છે, તેને વૈદ્યો વિષૂચી અજીર્ણ કહે છે.

**न तां परिमिताहारा लभंते विदिताागमाः ॥**
**मूढास्तामजितात्मानो लभन्तेऽशनलोलुपाः ॥ १७ ॥**

જે મિતાહારી છે અને જે વૈદકશાસ્ત્રનો મર્મ સમજે છે, તેવા પુરુષોને આ વિષૂચી અજીર્ણ થતું નથી; પણ જે અજ્ઞાની છે, જેની ઇંદ્રિયો તેના અંકુશમાં નથી, તેમ જેને બહુ ખાવાની ઇચ્છા થયા કરે છે; તે પુરુષોને વિષૂચી અજીર્ણ થાય છે.

**વિષૂચી અજીર્ણનાં સામાન્ય લક્ષણ**

**मूर्च्छातिसारौ वमथुः पिपासा शूलभ्रमोद्वेष्टनजृम्भदाहाः ॥**
**वैवर्ण्यकम्पौ हृदये रुजश्च भवन्ति तस्यां शिरसश्च भेदः॥१८॥**

વિષૂચીકામાં નીચેનાં લક્ષણો થાય છે. મૂર્ચ્છા આવે છે; ઝાડા થાય છે. ઉલટી થાય છે; પાણીનો શોષ પડે છે; શૂળો નીકળે છે; ચકરી આવે છે; પગે ગોટલા બાઝે છે; બગાસાં આવે છે; અંગમાં દાહ થાય છે; શરીરનો રંગ બદલાય છે; ધ્રૂજારી છૂટે છે; છાતીમાં દુઃખે છે અને માથું ફાટે છે.

**વિષૂચીના ઉપદ્રવો**

**निद्रानाशोऽरतिः कम्पो मूत्राघातो विसंज्ञता ॥**
**अमी उपद्रवा घोरा विषूच्यां पञ्च दारुणाः ॥ १९ ॥**

નિદ્રાનો નાશ, અણગમો, કંપારી, મૂત્રનો અટકાવ, અને બેભાનપણું, એ પાંચ મહા ભયંકર ઉપદ્રવો વિષૂચી રોગમાં થાય છે.

**અલસકનાં લક્ષણ**

**कुक्षिरानह्यतेऽत्यर्थं प्रताम्येत्परिकूजति ॥**
**निरुद्धो मारुतश्चैवं कुक्षावुपरि धावति ॥ २० ॥**
**वातवर्चोनिरोधश्च यस्यात्यर्थं भवेदपि ॥**
**तस्यालसकमाचष्टे तृष्णोद्गारौ तु यस्य च ॥ २१ ॥**

અલસક નામના અજીર્ણમાં, રોગીની કૂખ અત્યંત ફૂલે છે અને દરદી આકુલ વ્યાકુલ થઇ પછાડા નાખે છે તથા બરાડા પાડે છે. વાયુ પેટની નીચે ઉતરી શકતો નહિ હોવાથી, તે કૂખોની ઉપર એટલે હૃદય તથા કંઠસ્થાનમાં આવી ભરાય છે. તેથી પવન તથા અત્યંત કબજ થાય છે, પવન બીલકુલ છૂટતો નથી ઝાડો બીલકુલ નીકળતો નથી. અને રોગીને પાણીનો શોષ પડે છે; તથા ઓડકાર આવે છે.

**વિલંબિકાનાં લક્ષણ**

**दुष्टं तु भुक्तं कफमारुताभ्यां प्रवर्तते नोर्ध्वमधश्च यस्याम् ॥**
**विलम्बिकां तां भृशदुश्चिकित्स्यामाचक्षतेशास्त्रविदः पुराणाः**

જે અજીર્ણમાં ખાધેલું અન્ન, કફ અને વાયુના વિકારથી બગડીને ઊર્ધ્વ કિંવા અધો માર્ગે પ્રવૃત્ત ન થતાં (ઝાડો કિંવા ઉલટી ન થતાં) આમાશયમાં, તેવું જ ઘણી વાર સુધી

---

१७ सु.उ.अ.५६ श्लो.४. १८ सु.उ.अ.५६ श्लो.५. २०,२१, सु.उ.अ.५६ श्लो.६. २२ सु.उ.अ.५६ श्लो.७.

ઞું રહે છે, તેને જૂના શાસ્ત્ર જાણનારાઓ વિલંબિકા કહે છે. આ રોગની ચિકિત્સા રવી ઘણી કઠણ છે. (અલસક અને વિલંબિકામાં કફ અને વાયુ પ્રબળ હોવાથી ઝાડો ઊલટી થતાં નથી. ત્યારે તે બંનેમાં તફાવત શો? આનો ખુલાસો એ કે, અલસકમાં શૂળો ગેરે તીવ્ર પીડા થાય છે, જે વિલંબિકામાં થતી નથી.)

**આમનો સ્વભાવ** **यत्रस्थमामं विरुजेत्तमेव देशं विशेषेण विकारजातैः ॥**
**दोषेण येनावततं शरीरं तल्लक्षणैरामसमुद्भवैश्च ॥ २३ ॥**

આમયુક્ત અજીર્ણમાં, જે દોષથી શરીર ઘેરાયું હોય, તે દોષનાં લક્ષણોયુક્ત, અને આમના લક્ષણોયુક્ત રોગોથી જે સ્થાનમાં આમ રહ્યું હોય તે સ્થાનમાં દરદીને વિશેષ પીડા થાય છે.

**વિષૂચી અને અલસકનાં અસાધ્ય લક્ષણો** **यः श्यावदन्तौष्ठनखोऽल्पसंज्ञो वम्यर्दितोऽभ्यन्तरयातनेत्रः॥**
**क्षामज्वरः सर्वविमुक्तसन्धिर्यायान्नरोऽसौऽपुनरागमाय २४**

વિષૂચી અને અલસકમાં, જે રોગીના દાંત, હોઠ અને નખ, કાળાં પડી જાય; ભાન થોડું રહે; ઉલટીઓ ઘણી થાય; આંખોના ડોળા ઉંડા જાય, અવાજ ખોખરો થઈ તુટે અને હાથ પગના સાંધાઓ ઢીલા પડી જાય, તે રોગી ઉગરી શકતો નથી.

**અજીર્ણ મટ્યાનાં લક્ષણ** **उद्गारशुद्धिरुत्साहो वेगोत्सर्गो यथोचितः ॥**
**लघुता क्षुत्पिपासा च जीर्णाहारस्य लक्षणम् ॥ २५ ॥**

અજીર્ણ મટી અન્નનું સારી રીતે પાચન થવા લાગે, ત્યારે ચોખ્ખા ઓડકાર આવે છે; શરીર તથા મનમાં ઉત્સાહ આવે છે; શરીર (પેટ) હલકું ફૂલ જેવું લાગે છે; ભૂખ, તરશ બરાબર લાગે છે અને ઝાડો પેશાબ પણ જેમ જોઈએ તેમ છૂટથી થાય છે.

इति अजीर्णनिदानम्

---

## कृमिनिदान[1]

અજીર્ણમાંથી કૃમિ એટલે પેટમાં થતાં કરમનો ઉદ્ભવ થાય છે માટે અજીર્ણ પછી કૃમિનિદાન કહ્યું છે.

**कृमयस्तु द्विधा प्रोक्ता बाह्याभ्यन्तरभेदतः**
**बहिर्मलकफासृग्विड्जन्मभेदाच्चतुर्विधाः ॥ १ ॥**
**नामतो विंशतिविधाः**

બાહ્ય (બહારના) અને આભ્યંતર (અંદરના) એવા બે જાતના કૃમિ છે. ત્વચાની બહારનો મળ—પરસેવો, કફ, લોહી અને વિષ્ઠા. એ ચાર પદાર્થોમાંથી ચાર જાતના કૃમિ ઉત્પન્ન થાય છે અને તેમનાં વીશ નામ છે.

---

૧ कृमि=Worms. २३–२४ सु.उ.अ.५६ श्लो.८,९. १–२–३ वा.नि.अ.१४ श्लो. २,४३,४४.

બાહ્યકૃમિ

बाह्यास्तत्र मलोद्भवाः ॥
तिलप्रमाणसंस्थानवर्णाः केशाम्बराश्रयाः ॥ २ ॥
बहुपादाश्च सूक्ष्माश्च यूका लिक्षाश्च नामतः ॥
द्विधा ते कोठपिटिकाकण्डूगण्डान् प्रकुर्वते ॥ ३ ॥

બહારના મળમાં થનારા કૃમિ તલ જેવડા અને તલ જેવા રંગના હોય છે. તે જંતુઓ વાળ અને વસ્ત્રમાં રહે છે. તેમાં જેઓને ઘણા એટલે છ પગ હોય છે, તેઓ જુ કહેવાય છે અને કદમાં તેમના કરતાં જે ઘણા નાના હોય છે, તે લીખો (લીંખો અને સવા)ના નામથી ઓળખાય છે. આ બન્ને જાતના કૃમિથી ચામઠાં, ફોલ્લીઓ, વલૂર (ખંજવાળ) અને ગુમડાં થાય છે.

આભ્યંતર કૃમિ થવાનાં કારણો

अजीर्णभोजी मधुराम्लसेवी द्रवप्रियः पिष्टगुडोपभोक्ता ॥
व्यायामवर्जी च दिवाशयानो विरुद्धभुक्संलभते क्रिमींस्तु ॥ ४

અજીર્ણ છતાં ભોજન કરનારને, હમ્મેશાં મીઠા અને ખાટા પદાર્થો ખાનારને, કઢી જેવા પ્રવાહી પદાર્થો સેવનારને, ગોળ અને લોટના પદાર્થો જમનારને, કસરત નહીં કરનારને, દિવસે ઊંઘનારને, અને દૂધ, માછલાં વગેરે પરસ્પર વિરુદ્ધ પદાર્થોનો આહાર કરનારને (આભ્યંતર) કૃમિ થાય છે.

કઇ જાતના કૃમિ કયા કારણથી થાય છે? તે

माषपिष्टान्नलवणगुडशाकैः पुरीषजाः ॥
मांसमाषगुडक्षीरदधिशुक्तैः कफोद्भवाः ॥
विरुद्धाजीर्णशाकाद्यैः शोणितोत्था भवन्ति हि ॥ ५ ॥

અડદના લોટની બનાવટો, મીઠું વગેરે લવણો, ગોળ અને શાકભાજીના બહુ ઉપયોગથી વિષ્ટામાંથી ઉત્પન્ન થતા કૃમિ થાય છે. માંસ, અડદ, ગોળ, દૂધ દહીં અને સુરકો— એ પદાર્થોના ઉપયોગથી કફજન્ય કૃમિ થાય છે. દૂધ, માછલાં વગેરે વિરુદ્ધ પદાર્થોના ભોજનથી અજીર્ણથી, અને શાકભાજીથી રક્તજન્ય કૃમિ ઉત્પન્ન થાય છે.

પેટમાં કૃમિ (કરમ) થયાનાં લક્ષણ

ज्वरो विवर्णता शूलं हृद्रोगः सदनं भ्रमः ॥
भक्तद्वेषोऽतिसारश्च संजातक्रिमिलक्षणम् ॥ ६ ॥

પેટમાં કરમ થાય ત્યારે શરીરનો રંગ બદલાય છે; તાવ આવે છે; પેટમાં ચુંક આવે છે; હૃદયમાં મુંઝારો થાય છે; શરીર સુસ્ત બને છે; ફેર આવે છે; અન્નપર અભાવો થાય છે; અને અતિસાર લાગુ પડે છે.

કફમાંથી થનારાં કૃમિનાં લક્ષણો

कफादामाशये जाता वृद्धाः सर्पन्ति सर्वतः ॥
पृथुब्रध्ननिभाः केचित्केचिद्गण्डूपदोपमाः ॥ ७ ॥
रूढधान्याङ्कुराकारास्तनुदीर्घास्तथाणवः ॥
श्वेतास्ताम्रावभासाश्च नामतः सप्तधा तु ते ॥ ८ ॥

५–६. सु.उ.अ.५४ श्लो.७–८. ७ थी १० वा.नि.अ.१४ श्लो.४७ थी ५०.

अन्त्रादा उदरावेष्टा हृदयादा महागुदाः ॥
चुरवो दर्भकुसुमाः सुगन्धास्ते च कुर्वते ॥ ९ ॥
हृल्लासमास्यस्रवणमविपाकमरोचकम् ॥
मूर्च्छाच्छर्दितृषानाहकार्श्यक्षवथुपीनसान् ॥ १० ॥

કફથી આમાશયમાં થયેલા કૃમિ મોટા થતાં એ ચારે બાજુએ ફરવા લાગે છે. આ જંતુઓમાંના કેટલાક ગાગર જેવા મોટા પેટાળના અને કેટલાક અળશીયાં જેવા હોય છેઃ અને વળી કેટલાક ધાન્યના ફણગા જેવા, તો કેટલાક ઝીણા અને લાંબા કે ટુંકા હોય છે. રંગમાં તેઓ રતાશ પડતા અને ધોળા હોય છે. તેમના સાત જાતનાં નામ આ પ્રમાણે છેઃ અંત્રાદ ઉદરાવેષ્ટ. હૃદયાદ, મહાગુદ, ચુરુ. દર્ભકુસુમ અને સુગંધ. આ કૃમિની અસરથી મોળ, મોઢામાંથી લાળનો સ્રાવ, અપચો. અન્નપર અભાવો, મૂર્ચ્છા, ઓકારી, તરશ, પેટ ચઢવું; કબજીયત. શરીરની દુર્બલતા, પીનસ રોગ અને છીંકો વગેરે ઉપદ્રવો થાય છે.

**લોહીમાંથી થયેલા કૃમિનાં લક્ષણો**

रक्तवाहिशिरास्थाना रक्तजा जन्तवोऽणवः ॥
अपादा वृत्तताम्राश्च सौक्ष्म्यात्केचिददर्शनाः ॥ ११ ॥
केशादा रोमविध्वंसा रोमद्वीपा उदुम्बराः ॥
षट् ते कुष्ठैककर्माणः सहसौरसमातरः ॥ १२ ॥

લોહીને વહેનારી શિરાઓ (નસો)માં વહેનારા અને લોહીમાંથી ઉત્પન્ન થયેલા કૃમિ ઝીણા, પગ વગરના ગોળ અને રાતા રંગના હોય છે. કેટલાક કૃમિ એટલા તો સૂક્ષ્મ હોય છે કે. જોવામાં પણ આવતા નથી. તે છ જાતનાં કૃમિનાં નામો આ પ્રમાણે છેઃ કેશાદ, રોમવિધ્વંસ, રોમદ્વીપ, ઉદુંબર, સૌરસ અને માતૃ. આ કૃમિઓ કુષ્ટ (કોઢ) જેવા ચામડીના રોગોને ઉત્પન્ન કરે છે.

**વિષ્ઠામાંથી ઉત્પન્ન થતાં કૃમિનાં લક્ષણ**

पक्वाशये पुरीषोत्था जायन्तेऽधोविसर्पिणः ॥
प्रवृद्धाः स्युर्भवेयुश्च ते यदामाशयोन्मुखाः ॥ १३ ॥
तदास्योद्गारनिःश्वासा विड्गन्धानुविधायिनः ॥
पृथुवृत्ततनुस्थूलाः श्यावपीतसितासिताः ॥ १४ ॥
ते पञ्च नाम्ना कृमयः ककेरुकमकेरुकाः ॥
सौसुरादाः सलूनाश्च लेलिहा जनयन्ति च ॥ १५ ॥
विड्भेदशूलविष्टम्भकार्श्यपारुष्यपाण्डुताः ॥
रोमहर्षाग्निसदनं गुदकण्डूर्विमार्गगाः ॥ १६ ॥

પેટ વિશે, મળમાંથી ઉત્પન્ન થનારાં કૃમિઓ હમેશાં મળદ્વાર તરફ ચાલે છે. જો તેઓ મોટા થયા પછી આમાશય તરફ આવે તો રોગીના ઓડકારમાંથી અને શ્વાસમાંથી વિષ્ઠાની

૧૧.૧૨.वा.नि.अ.१४ श्लो.५१,५२. १३–वा.नि.अ. १४. श्लो.५३ १४थी १६ वा.नि.अ.१४ श्लो.५४थी ५६.

દુર્ગંધી નીકળે છે. આ કૃમિઓ કદે ચપટા, ગોળ, પાતળા કે સ્થૂળ અને રંગે ધૂસરા, પીળા કે ધોળા, હોય છે. તેમનાં પાંચ નામ નીચે પ્રમાણેઃ—કકેરુક, મકેરુક, સૌસુરાદ, સલૂન અને લેલિહ. આ જંતુઓ પેટમાં અવળે માર્ગે ચાલે ત્યારે ચૂંક, પેટ ચઢવું શરીર સુકાવું, અંગ લુખ્ખું અને ફીકું પડવું, રુંવાડાં ઉભાં થવાં, પાતળો ઝાડો, મંદ જઠરાગ્નિ અને મલદ્વારમાં ચેળ વગેરે ઉપદ્રવો ઉત્પન્ન થાય છે.

इति क्रिमिनिदानम्.

---

## पाण्डुरोगनिदान[1]

**पाण्डुरोगाः स्मृताः पञ्च वातपित्तकफैस्त्रयः ॥**
**चतुर्थः सन्निपातेन पञ्चमो भक्षणान्मृदः ॥ १ ॥**

પાંડુરોગ પાંચ પ્રકારના છે: ૧લો વાતજન્યપાંડુ, ૨જો પિત્તજન્યપાંડુ, ૩જો કફજન્ય-પાંડુ, ૪થો સન્નિપાતજન્યપાંડુ અને ૫ મો માટી ખાવાથી થનારો પાંડુ.

**પાંડુરોગનાં કારણો અને સંપ્રાપ્તિ** — **व्यवायमम्लं लवणानि मद्यं मृदं दिवास्वप्नमतीव तीक्ष्णम् ॥ निषेवमाणस्य विदूष्य रक्तं दोषास्त्वचं पाण्डुरतां नयन्ति ॥२॥**

ઘણો સ્ત્રીસંગ, ઘણું મદ્યપાન, દિવસની નિદ્રા, તેમજ ભોજનમાં અત્યંત ખાટા, ખારા અને ઘણા તીખા પદાર્થો સેવન કરનારનું લોહી વાતાદિ દોષથી બગડી જતાં, શરીરની ચામડીમાં પાંડુતા—ફીકાશ આવી જાય છે.

**પાંડુરોગનાં પૂર્વ રૂપો** — **त्वक्स्फोटनष्ठीवनगात्रसादमृद्भक्षणप्रेक्षणकूटशोथाः ॥ विण्मूत्रपीतत्वमथाविपाको भविष्यतस्तस्य पुरःसराणि ३**

પાંડુરોગ થવાનો હોય ત્યારે નીચેનાં લક્ષણો થાય છે. ચામડી ફાટી જાય છે; મોઢા-માંથી પાણી (થુંક) નીકળ્યા કરે છે. રોગીનાં ગાત્રો નબળાં પડે છે. માટી ભક્ષણ કરવાની ઇચ્છા થાય છે. આંખ ઉપર થોથર કિંવા સોજા ચઢે છે; મળ, મૂત્ર પીળા રંગનાં થાય છે; અને અન્ન પચતું નથી.

**વાતપાંડુરોગનાં લક્ષણ** — **त्वङ्मूत्रनयनादीनां रूक्षकृष्णारुणाभता ॥ वातपाण्ड्वामये कम्पतोदानाहभ्रमादयः ॥ ४ ॥**

વાયુથી થયેલા પાંડુરોગમાં ત્વચા, પેશાબ અને આંખો વગેરેમાં લુખાપણું, કાળાશ અને રતાશ લાગે છે. રોગીના શરીરમાં કંપ તથા સોયો ખોંચ્યા જેવી પીડા થાય છે, કબ-જીયત રહે છે, તથા તેને ફેર આવે છે.

**પિત્તપાંડુરોગનાં લક્ષણ** — **पीतमूत्रशकृन्नेत्रो दाहतृष्णाज्वरान्वितः ॥ भिन्नविट्कोऽतिपीताभः पित्तपाण्ड्वामयी नरः ॥ ५ ॥**

---

[1] पाण्डु=Anaemia. १ च.चि.अ.२० श्लो.१. २ सु.उ.अ.४४ श्लो.५, ३ सु.उ.अ.४४ श्लो.२.

પિત્તથી થયેલા પાંડુરોગવાળા દરદીનાં મૂત્ર, મળ અને નેત્ર, પીળાં લાગે છે; તેને દાહ, તૃષા તથા જ્વરની અસર જણાય છે; દસ્ત પાતળો આવે છે; અને તેના શરીરની કાંતિ ઘણી જ પીળી લાગે છે.

**કફપાંડુરોગનાં લક્ષણ**

**कफप्रसेकश्वयथुतन्द्रालस्यातिगौरवैः ॥**
**पाण्डुरोगी कफाच्छुक्लैस्त्वङ्मूत्रनयनाननैः ॥ ६ ॥**

કફથી થયેલા પાંડુરોગના આજારીને મુખમાંથી કફ ગળે છે; સોજા કિંવા થોથર ચઢે છે; આંખોમાં ઘેન રહે છે; આળસ આવે છે; શરીર ઘણું ભારે લાગે છે અને ત્વચા, મૂત્ર, નેત્ર તથા મુખનો રંગ સફેદ દેખાય છે.

**ત્રિદોષનાં ચિહ્નોવાળો પાંડુરોગ**

**सर्वान्नसेविनः सर्वे दुष्टा दोषास्त्रिदोषजम् ॥**
**त्रिदोषलिङ्गं कुर्वन्ति पाण्डुरोगं सुदुःसहम् ॥ ७ ॥**

જે પુરુષ વાતાદિ સઘળા દોષ કોપે એવું અન્નપાન ખાય છે, પીએ છે, તેના સર્વે દોષો વિકાર પામીને ત્રણે દોષનાં લક્ષણોવાળા મહા દુઃસહ ત્રિદોષજન્ય પાંડુરોગને ઉત્પન્ન કરે છે.

**ઉપદ્રવયુક્ત સન્નિપાત પાંડુરોગનાં અસાધ્ય લક્ષણ**

**ज्वरारोचकहृल्लासच्छर्दितृष्णाक्लमान्वितः ॥**
**पाण्डुरोगी त्रिभिर्दोषैस्त्याज्यः क्षीणो हतेन्द्रियः ॥ ८ ॥**

જે પાંડુરોગી જ્વર, અરુચિ, મોળ, ઉલટી, પાણીનો શોષ અને થાકથી પીડાએલો હોય, જેને ત્રિદોષજનિત પાંડુરોગ લાગુ પડયો હોય, જે ક્ષીણ થઈ ગયો હોય તથા જેની ઇંદ્રિયો પોતપોતાનું કામ ન કરતી હોય તે પાંડુરોગીની આશા છોડી દેવી.

**માટી ખાવાથી થતા પાંડુરોગનાં લક્ષણ**

**मृत्तिकादनशीलस्य कुप्यत्यन्यतमो मलः ॥**
**कषाया मारुतं पित्तमूषरा मधुरा कफम् ॥ ९ ॥**
**कोपयेन्मृद्रसादींश्च रौक्ष्याद्भुक्तं च रूक्षयेत् ॥**
**पूरयत्यविपक्वैव स्रोतांसि निरुणद्ध्यपि ॥ १० ॥**
**इन्द्रियाणां बलं हत्वा तेजोवीर्यौजसी तथा ॥**
**पाण्डुरोगं करोत्याशु बलवर्णाग्निनाशनम् ॥ ११ ॥**

જે માણસને માટી ખાવાની આદત પડી હોય છે, તેનો વાત પિત્તાદિ એકાદ દોષ પ્રકોપ પામે છે. જો માટી સ્વાદમાં તુરી હોય છે, તો તેનાથી વાયુમાં, જો તે ખારી હોય તો પિત્તમાં અને તે મીઠી હોય તો કફમાં બગાડો થાય છે. ખાધેલી માટી પેટમાં ગયા પછી રસાદિક સપ્ત ધાતુઓને તથા ખાધેલા ખોરાકને, પોતાના રુક્ષપણાને લીધે રુક્ષ કરી નાખે છે. પેટમાં ગયેલી માટી જઠરાગ્નિથી ન પચતાં અંદરના માર્ગોને પૂરી દીયે છે તથા રોકી દીયે છે; અને ઇંદ્રિયોની શક્તિનો તથા શરીરનાં તેજ, વીર્ય અને ઓજનો નાશ કરીને પાંડુરોગને ઉત્પન્ન કરે છે. જેનાથી બળ, શરીરનો વર્ણ અને જઠરાગ્નિ નાશ પામે છે.

---

७च.चि.अ.२०श्लो.२४. ९थी११च.चि.अ.२०श्लो. २५थी२७.

**માટી ખાવાથી થયેલા પાંડુનાં લક્ષણ**

शूनाक्षिकूटगण्डभ्रूः शूनपान्नाभिमेहनः ॥
कृमिकोष्ठोऽतिसार्येत मलं सासृक्कफान्वितम् ॥ १२ ॥

માટી ખાવાથી થયેલા પાંડુરોગમાં રોગીની આંખો, ગાલ, ભવાં, પગ, નાભિ અને ગુહ્યેંદ્રિય ઉપર સોજો ચઢે છે; પેટમાં કરમ થાય છે; અને લોહી તથા કફ-મિશ્રિત ઝાડા થાય છે.

**પાંડુરોગનાં અસાધ્ય લક્ષણ**

पाण्डुरोगश्चिरोत्पन्नः खरीभूतो न सिध्यति ॥
कालप्रकर्षाच्छूनाङ्गो यो वा पीतानि पश्यति ॥ १३ ॥
बद्धाल्पविद् सहरितं सकफं योऽतिसार्यते ॥
दीनः स्वेदार्ति दग्धांगछर्दिमूर्छातृषान्वितः ।
स नास्त्यसृक्क्षयाद्यस्तु पाण्डुः श्वेतत्वमाप्नुयात् ॥ १४ ॥
पाण्डुदन्तनखो यस्तु पाण्डुनेत्रश्च यो भवेत् ॥
पाण्डुसङ्घातदर्शी च पाण्डुरोगी विनश्यति ॥ १५ ॥
अन्तेषु शूनं परिहीणमध्यं म्लानं तथान्तेषु च मध्यशूनम् ॥
गुदे च शेफस्यथ मुष्कयोश्च शूनं प्रताम्यन्तमसंज्ञकल्पम ॥
विवर्जयेत्पाण्डुकिनं यशोर्थी तथातिसारज्वरपीडितं च ॥ १६ ॥

જે પાંડુરોગને થયાને ઘણા દિવસ થઈ ગયા હોય તે જૂના પાંડુરોગને અસાધ્ય ગણવો. વળી લાંબા વખતના જે પાંડુરોગીને આખે શરીરે થોથર કિંવા સોજા ચડેલા હોય, જેને દરેક પદાર્થ પીળો દેખાતો હોય, અને જેને કફમિશ્રિત લીલા રંગનો થોડો કઠણ ઝાડો થાય; તેમજ જે દીન થયેલો હોય જેનું શરીર અતિશય પરસેવાથી લેપાયલું રહેતું હોય, અને જે ઉલટી, મૂર્ચ્છા અને તૃષાથી પીડિત હોય તેના જીવતરની આશા ન રાખવી. રક્તક્ષયથી જે પાંડુરોગી સફેદ વર્ણનો થઈ ગયો હોય, તેનો રોગ પણ અસાધ્ય છે. જેના દાંત, નખ અને નેત્ર પીળાં થઈ ગયાં હોય, અને જે આખી સૃષ્ટિને પીળા રંગની નિહાળતો હોય તેને પણ મરણપથારીપર સૂતેલો ગણવો. જે પાંડુરોગીના હાથ, પગ અને ગરદનપર થોથર ચઢી હોય અને મધ્ય દેહ શુષ્ક થયો હોય; તેમ જ જેના મધ્યદેહ, મળદ્વાર, ગુહ્યેન્દ્રિય અને અંડકોશપર સોજા ચડ્યા હોય અને હાથ, પગ તથા ગરદન શુષ્ક પડી ગયાં હોય; વળી જે, રોગની પીડાથી આકુળ વ્યાકુળ થતો હોય અને બેભાન બની જતો હોય; તેમ જ જે અતિસાર અને જ્વરથી પીડિત હોય તે પાંડુરોગીને સાજો કરવાની ઇચ્છા, યશ ઇચ્છનારા વૈદે રાખવી નહિ.

**પાંડુરોગમાં થનારો કમળાનો વ્યાધિ[1]**

पाण्डुरोगी तु योऽत्यर्थं पित्तलानि निषेवते ॥
तस्य पित्तमसृङ्मांसं दग्ध्वा रोगाय कल्पते ॥ १७ ॥
हारिद्रनेत्रः स भृशं हारिद्रत्वङ्नखाननः ॥
रक्तपीतशकृन्मूत्रो भेकवर्णो हतेन्द्रियः ॥ १८ ॥

---

१ कामला=કમળો=Jaundice. १२,१३ च.चि.अ.२० श्लो. २८ थी ३० १६ सु.उ.अ. ४४ श्लो. २२. १७ थी २० च.चि.अ. २० श्लो. ३२ थी ३४.

**दाहाविपाकदौर्बल्यसदनारुचिकर्षितः ॥**
**कामला बहुपित्तैषा कोष्ठशाखाश्रया मता ॥ १९ ॥**

જે પાંડુરોગી, ઘણા પિત્તકારક પદાર્થોનું સેવન કરતો રહે, તેનું પિત્ત, લોહી અને માંસને બાળીને (બગાડીને) કમળાનો રોગ ઉત્પન્ન કરે છે. કમળાના રોગીની આંખો, ત્વચા નખ અને મોઢું અત્યંત પીળાં હોય છે. અને તેને ઝાડો. પેશાબ, રાતા પીળા રંગનાં થાય છે. ટુંકામાં શક્તિહીન ઇંદ્રિયોવાળો તે રોગી દેખાવમાં ચોમાસાના દેડકા જેવો જણાય છે. દાહ, અપચો, નબળાઈ, ગ્લાનિ, અરુચિ, વગેરે ઉપદ્રવોથી તે પીડિત રહે છે. (૧) કોઠામાં (૨) અને હાથ, પગ વગેરે શાખાઓમાં રહેલો ઘણાં પિત્તવાળો આ રોગ કમળો કહેવાય છે.

**કુમ્ભકામલા[1]** **कालान्तरात्खरीभूता कृच्छ्रा स्यात्कुम्भकामला ॥ २० ॥**

કમળાનો રોગ થયાને લાંબી મુદ્દત વીત્યાથી જૂનો થઇ ગયેલો એ રોગ કૃચ્છ્રસાધ્ય થાય છે; આવો કમળો કુમ્ભ કામળા (કોઠામાં રહેલો કમળો) કહેવાય છે.

**કમળાનાં અસાધ્ય લક્ષણો.**

**कृष्णपीतशकृन्मूत्रो भृशं शूनश्च मानवः ॥**
**स रक्ताक्षिमुखच्छर्दिविण्मूत्रो यश्च ताम्यति ॥ २१ ॥**
**दाहारुचितृडानाहतन्द्रामोहसमन्वितः ॥**
**नष्टाग्निसंज्ञः क्षिप्रं च कामलावान् विपद्यते ॥ २२ ॥**

જે કમળાના રોગીને, ઝાડો કાળો અને પેશાબ પીળા રંગનો થાય જેને બહુ સોજા ચઢ્યા હોય જેનાં નેત્ર, મુખ ઉલટી, મળ અને મૂત્ર અત્યંત લાલ રંગનાં હોય અને જે વારંવાર બેભાન બની જાય. તે રોગી મરણ પામે છે. વળી જેને દાહ થાય, અન્ન ભાવે નહિ, તૃષા લાગે, પેટ ચઢે, જેનાં પોપચાં ઘેનમાં રહે તથા જે બેભાન થઇ જતો હોય તેમ જ જેનાં જઠરાગ્નિ તથા સંજ્ઞા નાશ પામ્યાં હોય તે પણ મરણ પામે છે.

**કુમ્ભકામલાનાં અસાધ્ય લક્ષણો.**

**छर्द्यरोचकहृल्लासज्वरक्लमनिपीडितः ॥**
**नश्यति श्वासकासार्तो विड्भेदी कुम्भकामली ॥ २३ ॥**

ઉલટી, અરુચિ, મોળ, તાવ, થાક, દમ અને ઉધરસથી પીડાયેલો તથા જેને પાતળા ઝાડા થતા હોય તે કુમ્ભકામલાનો રોગી મરણ પામે છે.

**પાંડુરોગમાં થનારો હલીમક વ્યાધિ**

**यदा तु पाण्डोर्वर्णः स्याद्धरितः श्यावपीतकः ॥**
**बलोत्साहक्षयस्तन्द्रा मन्दाग्नित्वं मृदुज्वरः ॥ २४ ॥**
**स्त्रीष्वहर्षोऽङ्गमर्दश्च दाहस्तृष्णारुचिर्भ्रमः ॥**
**हलीमकं तदा तस्य विद्यादनिलपित्ततः ॥ २५ ॥**

જ્યારે કોઈ પાંડુરોગીના શરીરનો રંગ લીલો, આસમાની કે પીળો થઇ જાય; તેનામાં બળ કે ઉત્સાહ ન રહે, તેનાં પોપચાં ઘેનમાં રહે. જઠરાગ્નિ મંદ પડી જાય, શરીરમાં ઝીણો

---

१ कुम्भकामला=Black jaundice. २१,२२ च.चि.अ.२० श्लो.३५,३६. २४,२५ च.चि.अ. २० श्लो.१२८,१२९.

જ્વર જાયુકનું ધર કરી રહે, સ્ત્રીસંયોગની ઇચ્છા ન રહે, ડીલ ભાંગ્યા કરે, તેમ જ દાહ, તૃષ્ણા, અન્નદ્વેષ અને ભ્રમ વગેરે ઉપદ્રવો થાય, ત્યારે વાતપિત્તમાંથી થનારો હલીમક નામનો વ્યાધિ થયો છે એમ સમજવું.

પાનકી લક્ષણ सन्तापो[1] भिन्नवर्चस्त्वं बहिरन्तश्च पीतता
पाण्डुता नेत्रयोर्यस्य पानकीलक्षणं भवेत् ॥ २६ ॥

સંતાપ થાય, ઝાડો પાતળો થાય, શરીરની અંદરનો અને બહારનો રંગ પીળાશપર થાય અને નેત્રો પીળાં થઈ જાય ત્યારે પાનકીરોગ થયો છે એમ સમજવું.

इति पांडुरोगादिनिदानम्.

## रक्तपित्तनिदानं[2]

પાંડુરોગની પેઠે રક્તપિત્ત પણ પિત્તમાંથી થાય છે, માટે પાંડુરોગ પછી રક્તપિત્ત વ્યાધિ કહ્યો છે.

घर्मव्यायामशोकाध्वव्यवायैरतिसेवितैः ॥
तीक्ष्णोष्णक्षारलवणैरम्लैः कटुभिरेव च ॥ १ ॥
पित्तं विदग्धं स्वगुणैर्विदहत्याशु शोणितम् ॥
ततः प्रवर्तते रक्तमूर्ध्वं चाधो द्विधापि वा ॥ २ ॥
ऊर्ध्वं नासाक्षिकर्णास्यैर्मेढ्रयोनिगुदैरधः ॥
कुपितं रोमकूपैश्च समस्तैस्तत्प्रवर्तते ॥ ३ ॥

તડકામાં ઘણું ફરવાથી, થાક લાગે એવી મહેનત કરવાથી, અત્યંત શોક કરવાથી, લાંબો પ્રવાસ(પગે)કરવાથી, ઘણો સ્ત્રીસંગ કરવાથી, મરચાં વગેરે તીખા પદાર્થો ઘણા ખાધાથી, અગ્નિ સમીપ બેસવાથી, ક્ષાર પદાર્થોનો અને ખારા ખાટા, તથા તીખા પદાર્થોનો આહાર કરવાથી, વિકારયુક્ત થયેલું પિત્ત, તેના તીવ્ર ગુણોને લીધે ત્વરાથી લોહીને તપાવે છે. પછી તે લોહી ઊર્ધ્વ કિંવા અધોમાર્ગે અથવા તે બંને માર્ગે બહાર નીકળે છે. ઊર્ધ્વમાર્ગે વહે તો તે નાક, નેત્ર, કાન અને મુખમાંથી વહે છે અને અધોમાર્ગે વહે તો ગુહ્યેંદ્રિયમાંથી અને મળદ્વારમાંથી રક્તનો સ્રાવ થાય છે. રક્ત અત્યંત દુષ્ટ થતાં રોમનાં બધાં છિદ્રોમાંથી પણ તે પરસેવાની પેઠે છુટે છે.

રક્તપિત્તનાં પૂર્વ લક્ષણ सदनं शीतकामित्वं कण्ठधूमायनं वमिः ॥
लोहगन्धिश्च निश्वासो भवत्यस्मिन् भविष्यति ॥ ४ ॥

રક્તપિત્ત થવાનું હોય ત્યારે સુસ્તી આવે છે, ટાઢકપર રુચિ થાય છે; ગળાંની ઘાંટીમાંથી ધૂમાડો નીકળ્યા જેવું રોગીને ભાસે છે; ઉલટી થાય છે; અને તપાવેલા લોખંડનાં ગોળાપર પાણી નાંખતાં જેવી વાસ નીકળે છે તેવી વાસ રોગીના શ્વાસમાંથી આવે છે.

---

૧ આ શ્લોક માધવનિદાનની બીજી પ્રતોમાં જોવામાં આવતો નથી. ૨ रक्तपित्त= Hemorrhages=રક્તસ્રાવ. ૩ સુ.ઉ.अ.૪૫ श्लो. ૨૩. ૪ સુ.ઉ.अ.૪૫ श्लो.૬.

**कफयुक्त रक्तपित्तनां लक्षण**

**सान्द्रं सपाण्डु सस्नेहं पिच्छिलं च कफान्वितम् ॥**

જો ઘટ્ટ, લગાર સફેદ રંગનું, સ્નેહયુક્ત અને જરપટાંવાળું લોહી વહે, તો રક્તપિત્ત, કફયુક્ત જાણવું.

**વાતયુક્ત રક્તપિત્તનાં લક્ષણ**

**श्यावारुणं सफेनं च तनु रूक्षं च वातिकम् ॥ ५ ॥**

આસમાની, રાતું, લગાર ફીણવાળું, પાતળું તથા રૂક્ષ લોહી જો વહેતું હોય તો રક્તપિત્ત વાયુયુક્ત છે એમ જાણવું.

**પૈત્તિક રક્તપિત્તનાં લક્ષણ**

**रक्तपित्तं कषायाभं कृष्णं गोमूत्रसन्निभम् ॥**
**मेचकागारधूमाभमञ्जनाभं च पैत्तिकम् ॥ ६ ॥**

જે રક્તપિત્તમાં રંગે ભગવું, ગાયનાં મૂતર જેવું, કાળું, શાહી જેવું કિંવા ઘરનાં ધુવા જેવું અથવા સુરમા સરખું લોહી વહેતું હોય તે રક્તપિત્ત પિત્તમિશ્રિત જાણવું.

**દ્વિદોષજ અને ત્રિદોષજ રક્તપિત્તનાં લક્ષણ**

**संसृष्टलिङ्गं संसर्गात् त्रिलिङ्गं सान्निपातिकम् ॥**
**ऊर्ध्वगं कफसंसृष्टमधोगं मारुतान्वितम् ॥**
**द्विमार्गं कफवाताभ्यामुभाभ्यामनुवर्तते ॥ ७ ॥**

જે રક્તપિત્તમાં બે દોષોનાં લક્ષણો દષ્ટિએ પડે તે દ્વિદોષજ રક્તપિત્ત જાણવું; અને જેમાં ત્રણે દોષોનાં લક્ષણો જણાય, તેને ત્રિદોષજન્ય રક્તપિત્ત જાણવું. જે રક્તપિત્તમાં લોહી ઊર્ધ્વમાર્ગેથી વહેતું હોય તેને કફથી ઉત્પન્ન થયેલું અને જેમાં અધો માર્ગેથી લોહી વહેતું હોય, તેને વાયુથી યુક્ત જાણવું અને બંને માર્ગે રક્તનો સ્રાવ થતો હોય તો વાત અને કફ બન્નેથી થયેલું રક્તપિત્ત છે એમ સમજવું.

**ઊર્ધ્વગાદિકનાં સાધ્યાસાધ્ય લક્ષણ**

**ऊर्ध्वं साध्यमधो याप्यमसाध्यं युगपद्गतम् ॥ ८ ॥**

ઊર્ધ્વગ રક્તપિત્ત મટી શકે છે, અધોગ રક્તપિત્ત યાપ્ય–મુશ્કેલીથી મટે એવું છે, ઉભયમાર્ગીય રક્તપિત્ત અસાધ્ય છે.

**રક્તપિત્તનાં સાધ્ય લક્ષણ**

**एकमार्गं बलवतो नातिवेगं नवोत्थितम् ॥**
**रक्तपित्तं सुखे काले साध्यं स्यान्निरुपद्रवम् ॥ ९ ॥**

જો રક્તપિત્ત બળવાન માણસને થયું હોય અને તે એક માર્ગે વહેનારું એટલે ઊર્ધ્વમાર્ગીય હોય, તેનો વેગ જબરો ન હોય, તે નવું (ટુંક મુદતનું) હોય, અને રોગીને અશક્તતા વગેરે ઉપદ્રવો ન થયા હોય, તો તેવું રક્તપિત્ત શિશિર ઋતુ વગેરે અનુકૂળ વખતે, યોગ્ય ઔષધોપચારથી મટી શકે છે.

**દોષ ભેદથી સાધ્યાસાધ્ય લક્ષણ**

**एकदोषानुगं साध्यं द्विदोषं याप्यमुच्यते ॥**
**त्रिदोषजमसाध्यं स्यान्मन्दाग्नेरतिवेगवत् ॥**
**व्याधिभिः क्षीणदेहस्य वृद्धस्यानश्नतश्च यत् ॥ १० ॥**

---

५ च चि.अ.४ श्लो.९. ६ च, चि.अ.४ श्लो. १०. ७ च.चि.अ.४ श्लो.११–२२. ८ सु.उ.अ.४५ श्लो.५. ९ च.चि.अ.४ श्लो.२०. १० च.चि.अ.४ श्लो.११–१२.

એક દોષમાંથી જન્મ પામેલું રક્તપિત્ત, મટી શકે છે; બે દોષમાંથી ઉત્પન્ન થયેલું રક્તપિત્ત મુશ્કેલીથી મટે છે, અને ત્રિદોષજનિત રક્તપિત્ત કદી મટતું નથી. તેમ જ મંદ-જઠરાગ્નિવાળાનું, વ્યાધિવડે જેનો દેહ ક્ષીણ થઈ ગયો છે એવા રોગીનું, વૃદ્ધનું અને જે અન્ન બીલકુલ ખાઈ શકતો નથી; તેનું અતિ વેગવાળું રક્તપિત્ત પણ અસાધ્ય છે.

રક્તપિત્તના ઉપદ્રવો.

**दौर्बल्यश्वासकासज्वरवमथुमदाः पाण्डुतादाहमूर्च्छाः**
**भुक्ते घोरो विदाहस्त्वधृतिरपि सदा हृद्यतुल्या च पीडा ॥**
**तृष्णा कोष्ठस्य भेदः शिरसि च तपनं पूतिनिष्ठीवनत्वं**
**भक्तद्वेषाविपाकौ विकृतिरपि भवेद्रक्तपित्तोपसर्गाः ॥ ११ ॥**

નબળાઈ, શ્વાસ, ઉધરસ, જ્વર, ઊલટી નીશો કર્યો હોય તેવી સ્થિતિ; શરીરમાં ફીકાશ, (પાંડુતા) દાહ, મૂર્ચ્છા, અન્ન ખાધા પછી અત્યંત બળત્રા, ગભરાટ, નિરંતર હૃદયમાં થતી એક જાતની વિલક્ષણ પીડા, તરશ, પાતળા ઝાડા, માથું તપ્યા કરવું, દુર્ગંધયુક્ત થુંક, અન્ન-પર અભાવો, અજીર્ણ, તથા લોહીના સ્રાવમાં બગાડો, એ પ્રમાણે રક્તપિત્તના ઉપદ્રવો થાય છે.

રક્તપિત્તનાં અસાધ્ય લક્ષણ

**मांसप्रक्षालनाभं कुथितमिव च यत्कर्दमाम्भोनिभं वा**
**मेदःपूयास्रकल्पं यकृदिव यदि वा पक्वजम्बूफलाभम् ॥**
**यत्कृष्णं यच्च नीलं भृशमतिकुणपं यत्र चोक्ता विकारा-**
**स्तद्वर्ज्यं रक्तपित्तं सुरपतिधनुषा यच्च तुल्यं विभाति ॥१२॥**
**येन चोपहतो रक्तं रक्तपित्तेन मानवः ॥**
**पश्येद्दिशं वियच्चापि तच्चासाध्यमसंशयम् ॥ १३ ॥**
**लोहितं छर्दयेद्यस्तु बहुशो लोहितेक्षणः ॥**
**लोहिताकारदर्शी च म्रियते रक्तपैत्तिकः ॥ १४ ॥**

જે રક્તપિત્ત, માંસ ધોયેલાં પાણીના જેવું, કોહી ગયું હોય એવું, કિંવા કાદવથી ડોળાયલાં મેલાં પાણી જેવું, ચરબી અને પરુવાળા લોહી જેવું, કાળજાના ટુકડા જેવું, પાકેલાં જાંબૂ જેવું કાળું અને ઉપર જે શ્વાસાદિ ઉપદ્રવો કહ્યા, તેથીયુક્ત હોય તે રક્તપિત્ત અસાધ્ય જાણવું; વળી જે રક્તપિત્ત ઇંદ્રધનુષ્યની પેઠે વિવિધ રંગવાળું હોય, તે પણ અસાધ્ય સમજવું.

રક્તપિત્તના જે રોગીને દિશાઓ અને આકાશ રક્તવર્ણા દેખાય તે રોગીનું રક્તપિત્ત નિઃસંશય અસાધ્ય જાણવું.

વળી રક્તપિત્તના જે રોગીને લાલ રંગનાં લોહીની વારંવાર ઊલટી થાય, જેનાં નેત્ર લોહીના જેવાં લાલ થયાં હોય તથા જે તમામ પદાર્થોના આકાર લાલ રંગના દેખે, તે રોગી મરણ પામે છે.

इति रक्तपित्तनिदानम्.



११ सु.उ.अ.४५ श्लो.८. १२ सु.उ.अ.४५ श्लो.९. १३ च.नि.अ.४ श्लो.२४.

## क्षयरोगनिदान[1]

**ક્ષયરોગ થવાનાં કારણ**

**वेगरोधात्क्षयाच्चैव साहसाद्विषमाशनात् ॥**
**त्रिदोषो जायते यक्ष्मा गदो हेतुचतुष्टयात् ॥ १ ॥**

અપાનવાયુ (પવનછૂટ), મૂત્ર, મળ વગેરેના વેગને રોકવાથી, અત્યંત સ્ત્રીસંગ કે અત્યંત ઉપવાસ વગેરેને લીધે ધાતુઓનો ક્ષય થવાથી, પોતાના કરતાં વધારે બળવાન્ માણસથી કુસ્તી લડવી વગેરે સાહસિક કામથી, અને વિષમ રીતે જમવાની ટેવથી—આ પ્રમાણે ચાર મુખ્ય કારણોથી વાત, પિત્ત અને કફ, એ ત્રણે દોષોના વિકારવાળો ક્ષયરોગ ઉત્પન્ન થાય છે.

**ક્ષયરોગની વિશિષ્ટ સંપ્રાપ્તિ**

**कफप्रधानैर्दोषैस्तु रुद्धेषु रसवर्त्मसु ॥**
**अतिव्यवायिनो वापि क्षीणे रेतस्यनन्तराः ॥**
**क्षीयन्ते धातवः सर्वे ततः शुष्यति मानवः ॥ २ ॥**

કફનો ભાગ જેમાં મુખ્ય છે એવા વાતપિત્તાદિ વિકારોથી રસાદિ ધાતુઓને વહેનારી નળીઓ બંધ થતાં (અનુલોમ જાતનો) ક્ષય ઉત્પન્ન થાય છે. (અનુલોમ ક્ષય તે કહેવાય છે કે, જેમાં સ્વાભાવિક ક્રમ પ્રમાણે રસક્ષીણ થવાથી રક્તક્ષીણ થાય છે અને એ રીતે ઉત્તરોત્તર ધાતુ ક્ષીણ થાય છે.) અથવા અત્યંત મૈથુન કરનાર પુરુષનું વીર્ય ક્ષીણ થતાં તેની પછીની મજ્જા વગેરે બીજી ધાતુઓ પણ ક્ષીણ થતી જાય છે, અને છેવટ તે પુરુષ સૂકાઇને હાડકાંનો માળો બની રહે છે. (વીર્ય ક્ષીણ થતાં મજ્જા ક્ષીણ થાય છે પછી અસ્થિ ક્ષીણ થાય છે, અને એવી રીતે સર્વ ધાતુઓ એક પછી એક ક્ષીણ થતી જાય છે. આ પ્રતિલોમ ક્ષય.)

**ક્ષયરોગનાં પૂર્વરૂપો**

**श्वासाङ्गसादकफसंस्रवतालुशोष-**
**वम्यग्निसादमदपीनसकासनिद्राः ॥**
**शोषे भविष्यति भवन्ति स चापि जन्तुः**
**शुक्लेक्षणो भवति मांसपरो रिरंसुः ॥ ३ ॥**
**स्वप्नेषु काकशुकशल्लकिनीलकण्ठ-**
**गृध्रास्तथैव कपयः कृकलासकाश्च ।**
**तं वाहयन्ति स नदीर्विजलाश्च पश्ये-**
**च्छुष्कांस्तरून्पवनधूमदवार्दितांश्च ॥ ४ ॥**

ક્ષયરોગ થવાનો હોય ત્યારે શ્વાસ થાય છે, હાથ પગ ગળે છે, કફના ગળફા પડે છે, તાળવું સુકાય છે, ઉલટી થાય છે, જઠરાગ્નિ મંદ પડી જાય છે, માણસ નીશામાં હોય એવો લાગે છે, સળેખમ તથા ઉધરસ થાય છે, અને ઉંઘ ઘણી આવે છે અને તે માણસનાં નેત્ર ધોળાં થાય છે અને તેને માંસ ભક્ષણની તથા સ્ત્રીસંગની ઘણી ઇચ્છા થાય છે. તેમજ ક્ષયરોગ થવાની અગાઉ રોગીને સ્વપ્નમાં કાગડા, પોપટ, શેળાઈ, મોર, ગીધ, વાંદરા અને

1 ક્ષય=Phthisis. ૨,૪ સુ.ઉ.અ.૪૧ શ્લો.૧૯

કાચંડા વગેરે પ્રાણીઓ ખેંચીને કિંવા પીઠ ઉપર ઉપાડીને લઇ જતાં જણાય છે; અને તે જળરહિત નદીઓને તથા પવન, ધુમાડો અને દાવાનળથી ઘેરાયલાં અને સૂકાં વૃક્ષોને સ્વપ્નમાં [નિરખે છે.

**ક્ષયનાં ત્રણ મુખ્ય લક્ષણો.**

**अंसपार्श्वाभितापश्च सन्तापः करपादयोः ॥**
**ज्वरः सर्वाङ्गगश्चैव लक्षणं राजयक्ष्मणः ॥ ५ ॥**

ક્ષયના દરદીને નીચેનાં ચિહ્નો થાય છે. ખભા અને પાંસળીઓ તપે છે; હાથ, પગમાં બળત્રા થયા કરે છે; અને આખા અંગમાં તાવ ભરાયલો રહે છે.

**ક્ષયનાં ૭ લક્ષણો.**

**कासो ज्वरः पार्श्वशूलं स्वरवर्चोगदोऽरुचिः ॥**
**षडिमान्यपि जानीयाल्लक्षणानि च यक्ष्मणः ॥ ६ ॥**

ખાંસી તાવ, પડખામાં શૂળ, સ્વરભેદ, અતિસાર અને અરુચિ, એ ૭ લક્ષણો પણ રાજયક્ષ્મા (ક્ષય)નાં જાણવાં.

**ક્ષયનાં ૧૧ લક્ષણો.**

**स्वरभेदोऽनिलाच्छूलं सङ्कोचश्चांसपार्श्वयोः ॥**
**ज्वरो दाहोऽतिसारश्च पित्ताद्रक्तस्य चागमः ॥ ७ ॥**
**शिरसः परिपूर्णत्वमभक्तच्छन्द एव च ॥**
**कासः कण्ठस्य चोध्वंसो विज्ञेयः कफकोपतः ८ ॥**

ક્ષયરોગમાં વાયુના કોપથી રોગીનો અવાજ બેસે છે, ખભામાં તથા પડખામાં શૂળો નીકળે છે અને પાંસળીયો તથા ખભાનો સંકોચ થાય છે. પિત્તના પ્રકોપથી જ્વર, દાહ, અતિસાર અને (મુખમાંથી) લોહી પડવું એ ચાર લક્ષણો થાય છે: અને કફના પ્રકોપથી માથાનું ભારેપણું, અન્નપર અભાવો, ઉધરસ, અને કંઠનો નાશ એ ચાર લક્ષણો થાય છે.

**સાધ્યાસાધ્ય વિચાર**

**एकादशभिरेतैर्वा षड्भिर्वापि समन्वितम् ॥**
**कासातिसारपार्श्वार्तिस्वरभेदारुचिज्वरैः ॥ ९ ॥**
**त्रिभिर्वा पीडितं लिङ्गैर्ज्वरकासासृगामयैः ॥**
**जह्याच्छोषार्दितं जन्तुमिच्छन्सुविपुलं यशः ॥ १० ॥**
**सर्वैरर्धैस्त्रिभिर्वापि लिङ्गैर्मांसबलक्षये ॥**
**युक्तो वर्ज्यश्चिकित्स्यस्तु सर्वरूपोऽप्यतोऽन्यथा ॥ ११ ॥**

જે ક્ષયના રોગીને ઉપર કહેલાં અગીઆર લક્ષણો થયાં હોય અથવા જેને ઉધરસ, અતિસાર, પાંસળાંમાં શૂળ, સ્વરભેદ, અન્નપર અરુચિ અને જ્વર, એ ૭ લક્ષણો થયાં હોય અથવા તાવ, ખાંસી અને લોહી પડવું; એ ત્રણ લક્ષણો થયાં હોય, એવા ક્ષયરોગીનો ઘણો યશ ઇચ્છનાર વૈદે ત્યાગ કરવો.

ઉપર જે સ્વરભેદાદિ અગીઆર લક્ષણો વર્ણવ્યાં, તે બધાં જે રોગીને થયાં હોય, અથવા તેમાંનાં અર્ધાં (એટલે ઉપર કહેલાં ૭) લક્ષણો થયાં હોય કિંવા ફક્ત ત્રણ લક્ષણો જ

---

૫ च.चि.अ.८श्लो.५०. ६ (પહેલી પંક્તિ) च.चि.अ.८श्लो.४४. ७सु.उ.अ.४१श्लो. ८. ८ થી १० (નવમા શ્લોકની નીચલી પંક્તિ સિવાય)सु.उ.अ.४१ श्लो.८.९. ११च.चि.अ.८ श्लो.४५.

થયાં હોય પણ જેનામાં બળ, માંસ, રહ્યાં ન હોય, તેવા રોગીનો વૈદે ત્યાગ કરવો. પરંતુ જો રોગીને ઉપલાં બધાં લક્ષણો થયા છતાં તેનામાં બળ, માંસ, હજી હોય, તો તેવો રોગી ઓસડવેસડ કરવાને યોગ્ય છે.

**ક્ષયનાં અસાધ્ય લક્ષણો.**

**महाशनं क्षीयमाणमतिसारनिपीडितम् ॥**
**शूनमुष्कोदरं चैव यक्ष्मिणं परिवर्जयेत् ॥ १२ ॥**
**शुक्लाक्षमन्नद्वेष्टारमूर्ध्वश्वासनिपीडितम् ॥**
**कृच्छ्रेण बहु मेहन्तं यक्ष्मा हन्तीह मानवम् ॥ १३ ॥**

જે ક્ષયરોગી પુષ્કળ આહાર કર્યા છતાં પ્રતિદિન ક્ષીણ થતો જાય. જે રોગી અતિસારથી ઘણો હેરાન થતો હોય (કારણ કે ક્ષયરોગીના જીવતરનો સઘળો આધાર મળ ઉપર રહેલો છે.) તથા જે ક્ષયરોગીના પેટ તથા અંડકોષ ઉપર સોજા ચઢી આવ્યા હોય (કારણ કે સોજા રેચથી મટે છે, અને ક્ષયરોગમાં રેચ અપાતો નથી.) તે ક્ષયરોગીની ચિકિત્સા કરવી નહિ.

જે ક્ષયરોગીનાં નેત્ર સફેદ કોડી જેવાં થયાં હોય, જેને અન્નપર અત્યંત અભાવો થયો હોય. જે ઊર્ધ્વશ્વાસથી રીબાતો હોય, અને જેને પીડા સાથે પુષ્કળ પેશાબ થતો હોય તે આજારીનો ક્ષયથી નાશ થાય છે.

**કેવો ક્ષયરોગી ચિકિત્સા કરવા યોગ્ય છે**

**ज्वरानुबन्धरहितं बलवन्तं क्रियासहम् ॥**
**उपक्रमेदात्मवन्तं दीप्ताग्निमकृशं नरम् ॥ १४ ॥**

જે ક્ષયરોગીને મુદ્દલ તાવ આવતો ન હોય, જે શરીરે બળવાન હોય. જે ઔષધોપચાર સહન કરી શકે એવો હોય, જેની ઇંદ્રિયો તેને પોતાને સ્વાધીન હોય, જેનો જઠરાગ્નિ પ્રદીપ્ત હોય અને વ્યાધિથી જે બહુ દૂબળો ન થયો હોય તે ક્ષયરોગીની ચિકિત્સા કરવી.

**ક્ષયના બીજા પ્રકારો**

**व्यवायशोकवार्धक्यव्यायामाध्वप्रशोषिणः ॥**
**व्रणोरःक्षतसंज्ञौ च शोषिणौ लक्षणैः शृणु ॥ १५ ॥**

ઉપર કહ્યા તે ઉપરાંત ક્ષયરોગના વ્યવાયશોષ, શોકશોષ, વાર્ધક્યશોષ, વ્યાયામશોષ, અધ્વશોષ અને ઉરઃક્ષતશોષ, એટલા બીજા પ્રકારો(સુશ્રુતમાં કહેલા) છે. જેનાં લક્ષણો નીચે લખ્યાં છે.

**વ્યવાયશોષીનાં લક્ષણો.**

**व्यवायशोषी शुक्रस्य क्षयलिङ्गैरुपद्रुतः ॥**
**पाण्डुदेहो यथापूर्वं क्षीयन्ते चास्य धातवः ॥ १६ ॥**

બહુ મૈથુનથી જેને ક્ષય થયો હોય તેનામાં નીચેનાં ચિહ્નો દેખાય છે. અત્યંત મૈથુનથી જેનું વીર્ય ક્ષીણ થયેલું હોય એવા પુરુષનાં લક્ષણો આ રોગીમાં દેખાય છે, તે ઉપરાંત રોગીનું શરીર ફીકુ થઇ જાય છે અને (પહેલાં શુક્ર, પછી મજ્જા, પછી અસ્થિ વગેરે ઉલટા ક્રમથી) તેની ધાતુઓ ક્ષીણ થતી જાય છે. (શુક્રના ક્ષયથી નીચેનાં લક્ષણો થાય છે એમ

---

૧૨ सु.उ.अ.४१ श्लो.२०. १४ (નીચલી પંક્તિ) सु.उ.अ.४१ श्लो.२१. १५.१६ सु.उ.अ. ४१ श्लो.१० થી १३.

સુશ્રુતમાં કહ્યું છે–તેની ગુહ્યેન્દ્રિયમાં તથા અંડકોષમાં વેદના થાય છે, અને તે સ્ત્રીસંગ માટે અશક્ત હોય છે; તેમ છતાં જો તેવો પુરુષ પરાણે રતિસુખ ભોગવવાનો પ્રયત્ન કરે, તો ઘણી વાર લાગ્યા પછી તેને વીર્યસ્રાવ થાય છે તથા તે ઘણો જ થોડો થાય છે, કિંવા શુક્રને બદલે લોહીનાં ટીપાં પડે છે.)

**શોકશોષીનાં લક્ષણ**

**प्रध्यानशीलः स्रस्ताङ्गः शोकशोष्यपि तादृशः ॥**
**विना शुक्रक्षयकृतैर्विकारैरभिलक्षितः ॥ १७ ॥**

વીર્યના ક્ષયથી જે ખાસ લક્ષણો (ઉપર કહેલાં) થાય છે તે સિવાયનાં વ્યવાયશોષીનાં બીજાં લક્ષણોવાળો, ઢીલાં અંગોવાળો અને હમેશાં બહુ ખેદ કરતો શોકશોષી પણ તેવો જ (વ્યવાયશોષી જેવો જ) દેખાય છે.

**જરાશોષીનાં લક્ષણ**

**जराशोषी कृशो मन्दवीर्यबुद्धिबलेन्द्रियः ॥**
**कम्पनोऽरुचिमान् भिन्नकांस्यपात्रहतस्वरः ॥ १८ ॥**
**ष्ठीवति श्लेष्मणा हीनं गौरवारुचिपीडितः ॥**
**सम्प्रस्रुतास्यनासाक्षः शुष्करूक्षमलच्छविः ॥ १९ ॥**

જરાશોષી (વૃદ્ધાવસ્થા આવવાથી ક્ષીણ થનારા પુરુષ)માં નીચેનાં લક્ષણો દેખાય છે. જરાશોષી દુબળો લાગે છે, તેનાં બુદ્ધિ, બળ, વીર્ય અને ઇંદ્રિયો મંદ પડી જાય છે; તેનું શરીર કાંપે છે; તેને અન્નપર અભાવો થાય છે; ફૂટેલાં કાંસાનું વાસણ વાગવાથી જેવો સ્વર નીકળે, તેવો તેનો અવાજ થઇ જાય છે; થુંકતાં તેના ગળામાંથી કફનો ગળફો છૂટતો નથી; તેને ખોરાકપર રુચિ થતી નથી. તેને શરીર બોજારૂપ લાગે છે; મુખ, નાક અને આંખોમાંથી પાણી ગળ્યા કરે છે; અને તેના શરીરની કાંતિ સૂકી, લૂખી અને મલિન થઈ જાય છે.

**અધ્વપ્રશોષીનાં લક્ષણ**

**अध्वप्रशोषी स्रस्ताङ्गः संभृष्टपरुषच्छविः ॥**
**प्रसुप्तगात्रावयवः शुष्कक्लोमगलाननः ॥ २०**

અધ્વશોષી(પગે લાંબી મજલ કરવાથી ક્ષીણ થયેલા પુરુષ)ના હાથ, પગ ઢીલા હોય છે અને તેના શરીરની કાંતિ દાઝયા જેવી ખરબચડી લાગે છે. વળી તેનાં સર્વ અંગો બેહેર મારી જાય છે અને તેનું ક્લોમ (હૃદયમાં જે પિપાસાસ્થાન છે તે,) ગળું અને મોઢું સૂકાઈ જાય છે.

**વ્યાયામશોષીનાં લક્ષણ**

**व्यायामशोषी भूयिष्ठमेभिरेव समन्वितः ॥**
**लिङ्गैरुरःक्षतकृतैः संयुक्तश्च क्षतं विना ॥ २१ ॥**

વ્યાયામશોષી (ઘણી કસરતથી ક્ષીણ થયેલો રોગી) અધ્વશોષમાં કહેલાં ઘણાંખરાં લક્ષણોથી અને છાતીમાં ક્ષત સિવાયનાં બીજાં ઉરઃક્ષતનાં લક્ષણોથી યુક્ત હોય છે.

**વ્રણશોષ**

**रक्तक्षयाद्वेदनाभिस्तथैवाहारयन्त्रणात् ॥**
**व्रणितस्य भवेच्छोषः स चासाध्यतमो मतः ॥ २२ ॥**

---

१७थी१९ सु.उ.अ.४१ श्लो.१०थी१३. २० थी२२सु.उ.अ.४१ श्लो.१४थी१६.

લોહી ઘણું ઘટી જવાથી, વ્રણની વેદનાથી તેમજ આહાર ઘટી જવાથી વ્રણયુક્ત મનુષ્યને શોષ થાય છે. તે વ્રણશોષ અત્યંત અસાધ્ય ગણાય છે.

ઉર:ક્ષતથી (છાતીમાં જખમ થયાથી) પણ ધાતુશોષ થવાનો સંભવ છે, માટે આ શોષ પ્રકરણમાં નીચે ઉર:ક્ષત રોગનું નિદાન વર્ણવું છું.

**ઉર:ક્ષતનાં કારણો[1] અને લક્ષણો.**

**धनुषाह्यस्यतोऽत्यर्थं भारमुद्वहतो गुरुम् ॥**
**युध्यमानस्य बलिभिः पततो विषमोच्चतः ॥ २३ ॥**
**वृषं हयं वा धावन्तं दम्यं चान्यं निगृह्णतः ॥**
**शिलाकाष्ठाश्मनिर्घातान् क्षिपतो निघ्नतः परान् ॥ २४ ॥**
**अधीयानस्य वात्युच्चैर्दूरं वा व्रजतो द्रुतम् ॥**
**महानदीर्वा तरतो हयैर्वा सह धावतः ॥ २५ ॥**
**सहसोत्पततो दूरात्तूर्णं वापि प्रनृत्यतः ॥**
**तथान्यैः कर्मभिः क्रूरैर्भृशमभ्याहतस्य च ॥**
**विक्षते वक्षसि व्याधिर्बलवान्समुदीर्यते ॥ २६ ॥**
**स्त्रीषु चातिप्रसक्तस्य रूक्षाल्पप्रमिताशिनः ॥**
**उरो विरुज्यतेऽत्यर्थं भिद्यतेऽथ विदह्यते ॥ २७ ॥**
**प्रपीड्यते तथा पार्श्वे शुष्यत्यङ्गं प्रवेपते ॥**
**क्रमाद्वीर्यं बलं वर्णो रुचिरग्निश्च हीयते ॥ २८ ॥**
**ज्वरो व्यथा मनोदैन्यं विड्भेदाग्निवधावपि ॥**
**दुष्टः श्यावः सुदुर्गन्धः पीतो विग्रथितो बहुः ॥ २९ ॥**
**कासमानस्य चाभीक्ष्णं कफः सास्रः प्रवर्तते ॥**
**स क्षती क्षीयतेऽत्यर्थं तथा शुक्रौजसोः क्षयात् ॥ ३० ॥**

ધનુષ્યથી ઘણાં બાણો ફેંકનારને, ભારે બોજો ઉંચકનારને, પોતાના કરતાં વધારે બળવાન પુરુષ સાથે યુદ્ધ કરનારને ઊંચેથી કે વિષમ રીતે પડનારને બળદ, ઘોડો, કે બીજાં (હાથી, ઊંટ વગેરે) દોડતાં પ્રાણીને પકડી રાખનારને; ગદાઓ, લાકડાં, ઢેખાળા કે અસ્ત્રોને જોરથી ફેંકનારને, શત્રુને મારનારને, મોટા સ્વરથી વેદાદિ શાસ્ત્રો ભણનારને, દૂર દેશાવર ત્વરાથી પગે પ્રવાસ કરનારને, ગંગા, જમના જેવી મોટી નદીઓ તરનારને, ઘોડા સાથે દોડનારને, એકદમ મોટો કૂદકો મારનારને, ઘણી ઝડપથી બહુ નાચનારને, અથવા મલયુદ્ધ જેવાં બીજાં બળ તથા સાહસના કામોથી ઘણો આઘાત ખમનારને છાતીમાં જખમ થઈને ઉર:ક્ષત નામનો મ્હોટો વ્યાધિ ઉત્પન્ન થાય છે. તેમ જ સ્ત્રીસંગમાં જે પુરુષ અત્યંત આસક્ત થઇ ગયો હોય, તથા જે પુરુષ સુકો તથા ઘણો થોડો આહાર કરે, તે પુરુષની છાતીમાં અત્યંત દરદ થાય છે, પછી છાતીની નસ ફૂટે છે અને તેમાં બળતરા થાય છે. ઉપરોક્ત

1 उरःक्षत=Haemoptysis, २३ थी ३० च.चि.अ.१६ श्लो. २ थी ९.

કારણોમાંથી કોઇ પણ કારણથી છાતીમાં ક્ષત (જખમ) થયા પછી તેનાં પાંસળાંમાં દુખે છે; શરીર સુકાઇને થરથર કાંપે છે; તાવ આવે છે; શક્તિ, માંસ, વર્ણ, (શરીરનો રંગ), રુચિ અને જઠરાગ્નિ, ધીરે ધીરે ક્ષીણ થતાં જાય છે; મન ચિંતાતુર—ઉદાસ રહે છે; જઠરાગ્નિ મંદ થાય છે તથા પાતળા ઝાડા થાય છે અનેવારેઘડિયે ઉધરસ ખાતાં તેને દુર્ગંધયુક્ત. રક્તમિશ્રિત, ગાંઠાવાળા કાળા તથા પીળા રંગના પુષ્કળ કફના ગળફા પડે છે. વળી (અનિયમિત સ્ત્રીસંભોગને લીધે) શુક્ર અને ઓજનો ક્ષય થવાથી પણ તે ઉરઃક્ષતનો દરદી ક્ષીણ થાય છે.

**ઉરઃક્ષતનું પૂર્વરૂપ** **अव्यक्तं लक्षणं तस्य पूर्वरूपमिति स्मृतम् ॥**

ઉરઃક્ષતનાં ઉપર વર્ણવેલાં લક્ષણો અસ્પષ્ટપણે જોવામાં આવે, તે જ તેનું પૂર્વરૂપ છે.

**ઉરઃક્ષત અને ક્ષયનાં ખાસ ચિન્હો**

**उरोरुक् शोणितच्छर्दिः कासो वैशेषिकः क्षते ॥**
**क्षीणे सरक्तमूत्रत्वं पार्श्वपृष्ठकटिग्रहः ॥ ३१ ॥**

છાતીમાં વેદના, લોહીની ઉલટી અને ખાસ જાતની ઉધરસ એટલાં ચિહ્નો ઉરઃક્ષતમાં ખાસ થાય છે. અને લોહીવાળો પેશાબ તથા પાંસળામાં બરડામાં અને કેડમાં દુખાવો એટલાં ચિહ્નો ક્ષયમાં ખાસ થાય છે.

**સાધ્યાસાધ્ય વિચાર**

**अल्पलिङ्गस्य दीप्ताग्नेः साध्यो बलवतो नवः ॥**
**परिसंवत्सरो याप्यः सर्वलिङ्गं तु वर्जयेत् ॥ ३२ ॥**

ઉપર જણાવેલાં ક્ષત રોગીનાં લક્ષણો જેને થોડાં થયાં હોય, જેનો જઠરાગ્નિ પ્રદીપ્ત હોય, જે શરીરે બળવાન્ હોય તથા જેનો રોગ નવો હોય તે રોગી સાજો થઇ શકે છે. પણ જે પુરુષને રોગ થયાને એક વર્ષ થઇ ગયું હોય તેનો વ્યાધિ મુશ્કેલીથી મટે છે; અને જે બીમારને રોગને અંગે કહેલાં બધાં લક્ષણો થયાં હોય તે તેમાંથી ફરી સાજો થવા પામતો નથી.

इति राजयक्ष्मादिनिदानम



## कासनिदान[1]

**કાસ (ઉધરસ)નાં કારણ, સંપ્રાપ્તિ અને લક્ષણ**

**धूमोपघाताद्रजसस्तथैव व्यायामरूक्षान्ननिषेवणाच्च ॥**
**विमार्गगत्वाच्च हि भोजनस्य वेगावरोधात् क्षवथोस्तथैव १**
**प्राणो ह्युदानानुगतः प्रदुष्टः संभिन्नकांस्यस्वनतुल्यघोषः ॥**
**निरेति वक्त्रात्सहसा सदोषो मनीषिभिः कास इति प्रदिष्टः २**

નાક અને મુખમાં ધુમાડો જતાં દમ રુંધાવાથી, તેમ મોઢામાં તથા નાકમાં ધૂળ પેસી જવાથી, (વધારે પડતી) કસરતથી, લુખ્ખાં અન્નનું નિત્ય સેવન કરવાથી, ઘણી ઉતાવળથી જમતાં ભોજન અવળે રસ્તે (શ્વાસ નળીમાં) જવાથી, તથા છીંકના તેમ જ મળ, મૂત્રાદિકના વેગને દાબી રાખવાથી ઉદાન વાયુ સાથે મળેલો અત્યંત વિકારયુક્ત થયેલો, પ્રાણ-

---

1 कास=Cough=ઉધરસ. ३१, ३२ च.चि.अ. १६ श्लो.१०थी१२. १, २ सु.उ.अ. ५२ श्लो. २.

વાયુ દોષ સાથે એકદમ મુખ માર્ગે બહાર નીકળે છે. તે વખતે રોગીના ગળામાંથી ફૂટેલા કાંસાના રણકા જેવો અવાજ સંભળાય છે. આ રોગને વિદ્વાનો કાસ (ઉધરસ) કહે છે.

**पञ्च कासाः स्मृता वातपित्तश्लेष्मक्षतक्षयैः ॥**
**क्षयायोपेक्षिताः सर्वे बलिनश्चोत्तरोत्तरम् ॥ ३ ॥**

વાતકાસ, પિત્તકાસ, કફકાસ, ક્ષતકાસ અને ક્ષયકાસ એવી પાંચ જાતની ઉધરસ છે. એ જૂદી જૂદી જાતની પાંચે ઉધરસોપર જો વખતસર ઔષધોપચાર કરવામાં આવે નહિ, તો પરિણામે તે બધીમાંથી ક્ષયરોગ ઉત્પન્ન થાય છે. ઉપર કહેલી ઉધરસની જાતો ઉત્તરોત્તર એક એકથી બળવાન્ છે. એટલે વાતકાસ કરતાં પિત્તકાસ પ્રબળ, પિત્તકાસથી શ્લેષ્મકાસ વધારે બળવાન, અને એ જ પ્રમાણે આગળ સમજવું.

**કાસનું પૂર્વરૂપ**

**पूर्वरूपं भवेत्तेषां शूकपूर्णगलास्यता ॥**
**कण्ठे कण्डूश्च भोज्यानामवरोधश्च जायते ॥ ४ ॥**

ઉધરસ થવાની હોય છે, ત્યારે ગળામાં અને મુખમાં કુંખળાંજેવા બારીક કાંટા ખુંચે છે. ગળામાં ચેળ આવે છે અને અન્ન ગળે ઉતરી શકતું નથી.

**વાતકાસનાં લક્ષણ**

**हृच्छङ्खमूर्धोदरपार्श्वशूली क्षामाननः क्षीणबलस्वरौजाः ॥**
**प्रसक्तवेगस्तु समीरणेन भिन्नस्वरः कासति शुष्कमेव ॥५॥**

વાતકાસમાં હૃદય, લમણા, મસ્તક, પેટ અને પાંસળાંમાં શૂળો ફૂટે છે; મોઢું દુબળું પડે છે; બળ, સ્વર અને ઓજ (ધાતુતેજ) ક્ષીણ થાય છે; ઉધરસનો ઠાંસો વારંવાર ઉપડી આવે છે; અવાજ બેસી જાય છે; અને સુકી (ગળફા વગરની) ઉધરસ થાય છે.

**પિત્તકાસનાં લક્ષણ**

**उरोविदाहज्वरवक्त्रशोषैरभ्यर्दितस्तिक्तमुखस्तृषार्तः ॥**
**पित्तेन पीतानि वमेत्कटूनि कासेत्स पाण्डुः परिदह्यमानः ६**

પિત્તકાસમાં છાતીમાં બળતરા થાય છે; જ્વર આવે છે; મુખ શુષ્ક અને કડવું લાગે છે; તૃષા વારંવાર અને ઘણી લાગે છે; રંગે પીળી અને સ્વાદે તીખી એવી ઉલટીઓ થાય છે; રોગીનો વર્ણ ફીકો લાગે છે; અને ઉધરસ આવતાં બલતરા થાય છે.

**કફકાસનાં લક્ષણ**

**प्रलिप्यमानेन मुखेन सीदन् शिरोरुजार्तः कफपूर्णदेहः ॥**
**अभक्तरुग्गौरवकण्डुयुक्तः कासेद्भृशं सान्द्रकफः कफेन ॥७॥**

કફકાસમાં મોઢું અંદરના ભાગોમાં કફથી લિંપાયલું રહે છે; ગાત્રો ઢીલાં રહે છે; મસ્તકમાં વેદના થાય છે; બધું શરીર કફથી ભરેલું લાગે છે; અન્ન ઉપર રુચિ નથી થતી; અંગ, જડ (ભારે) લાગે છે; ખંજવાળ આવે છે; ઉધરસ ઘણી આવે છે; તથા તેમાં બહાર પડતા કફના ગળફા ઘટ્ટ હોય છે.

**ક્ષતકાસનાં લક્ષણો.**

**अतिव्यवायभाराध्वयुद्धाश्वगजनिग्रहैः ॥**
**रूक्षस्योरःक्षतं वायुर्गृहीत्वा कासमावहेत् ॥ ८ ॥**

---

३ अ.हृ नि.अ.३ श्लो.१७,१८. ४ च.चि.अ.२२ श्लो.३. ५ थी ८ सु.उ.अ.५२ श्लो ५ थी ८.

स पूर्वं कासते शुष्कं ततः ष्ठीवेत्सशोणितम्
कण्ठेन रुजताऽत्यर्थं विरुग्णेनेव चोरसा ॥ ९ ॥
सूचीभिरिव तीक्ष्णाभिस्तुद्यमानेन शूलिना
दुःखस्पर्शेन शूलेन भेदपीडाभितापिना ॥ १० ॥
पर्वभेदज्वरश्वासतृष्णावैस्वर्यपीडितः ॥
पारावत इवाकूजन्कासवेगात्क्षतोद्भवात् ॥ ११ ॥

અત્યન્ત સ્ત્રીસંગથી, ઘણો બોજો ઉપાડવાથી, લાંબો પંથ કરવાથી, અથવા યુદ્ધમાં હાથી કે ઘોડા જેવાં દોડતાં પ્રાણીને પકડી રાખવાથી, રુક્ષ પુરુષની છાતીમાં જખમ થાય છે, અને એ જખમને ઘેરી લઈને વાયુ ઉધરસને પેદા કરે છે. ક્ષતકાસના રોગીને પહેલ વહેલાં સૂકી ઉધરસના હીંસા આવે છે, પછી લોહીવાળો બડખો પડે છે; એનું ગળું ઘણું દુખે છે; છાતી દુઃખે છે; અને તેમાં સોયો ભોંકયા જેવી તીવ્ર પીડા થાય છે, શૂળ નીકળે છે; છાતીનો સ્પર્શ કરતાં રોગીથી વેદના સહન થતી નથી, તેના અંગોમાં ફાટ, પીડા અને પરિતાપ સાથે શૂળ નીકળે છે. તેના સાંધા તુટી જતા હોય તેવી પીડા થાય છે. તેને જ્વર આવે છે; દમ ચડે છે; તૃષા લાગે છે; અવાજ બેસી જાય છે; અને રોગીના ગળામાં ક્ષતજન્ય ઉધરસના વેગથી હોલાના અવાજ જેવો ("ઘું ઘું") શબ્દ થતો સંભળાય છે.

**ક્ષયકાસનાં લક્ષણ**

विषमासात्म्यभोज्यातिव्यवायाद्वेगनिग्रहात् ॥
घृणिनां शोचतां नृणां व्यापन्नेऽग्नौ त्रयो मलाः ॥ १२ ॥
कुपिताः क्षयजं कासं कुर्युर्देहक्षयप्रदम् ॥
स गात्रशूलज्वरदाहमोहान् प्राणक्षयं चोपलभेत कासी १३॥
शुष्यन्विनिष्ठीवति दुर्बलस्तु प्रक्षीणमांसो रुधिरं सपूयम् ॥
तं सर्वलिङ्गं भृशदुश्चिकित्स्यं चिकित्सितज्ञाः क्षयजं वदन्ति ॥

અનિયમિત અને અસાત્મ્ય (માફક ન આવે એવું) એવું ભોજન કરવાથી, અતિશય સ્ત્રીસંગ રાખવાથી, મળમૂત્રાદિકના વેગને રોકવાથી, મનની વૃત્તિ ઘણી જ દયાશીલ રાખવાથી અને અત્યંત શોક કરવાથી જઠરાગ્નિ મંદ થઈ જતાં વાયુ કફાદિ ત્રણે દોષો કુપિત થઈ દેહનો નાશ કરે એવી ક્ષયજન્ય ઉધરસ ઉત્પન્ન કરે છે. પછી તેવી ઉધરસવાળાને શૂળ, જ્વર, બળત્રા, બેશુદ્ધિ અને ઇંદ્રિયોની ક્ષીણતા (પ્રાણક્ષય) લાગુ પડે છે. ક્ષયકાસનો રોગી પ્રતિદિન સૂકાતો તથા દૂબળો પડતો જાય છે, અને તેના શરીરનું માંસ ઘટી જાય છે; તથા ઉધરસ ખાતાં તેને જે ગળફા છૂટે છે, તેમાં રક્ત અને પરુ મિશ્રિત હોય છે. આ સંપૂર્ણ લક્ષણવાળા ક્ષયજન્ય કાસ (ઉધરસ)નો ઉપાય બહુ મુશ્કેલ છે એમ વૈદુ જાણનારાઓ કહે છે.

---

९ थी १४ सु.उ.अ.५२ श्लो. ८.९.

સાધ્યાસાધ્ય વિચાર

**इत्येषः क्षयजः कासः क्षीणानां देहनाशनः ॥**
**याप्यो बलवतां वा स्याद्याप्यस्त्वेवं क्षतोत्थितः ॥ १५ ॥**
**नवौ कदाचित्सिध्येतामपि पादगुणान्वितौ ॥**
**स्थविराणां जराकासः सर्वो याप्यः प्रकीर्तितः ॥ १६ ॥**
**त्रीन्पूर्वान्साधयेत्साध्यान्पथ्यैर्याप्यांस्तु यापयेत् ॥ १७ ॥**

ઉપર વર્ણવેલો ક્ષયકાસ ક્ષીણ પુરુષના દેહનો નાશ કરે છે; પણ દરદી બળવાન હોય તો, એમને એમ ચાલ્યા કરે એવો છે; ક્ષતકાસનું પણ એ પ્રમાણે જ સમજવું, જો રોગી ચતુષ્પાદ સંપત્તિયુક્ત હોય તો તરતના થયેલા ક્ષતકાસ અને ક્ષયજન્ય કાસ કદાચિત્ મટે છે. વૃદ્ધ પુરુષને થયેલો જરાકાસ એટલે ઘડપણને અંગે થતા ધાતુક્ષયમાંથી ઉત્પન્ન થયેલી ઉધરસ પણ યાપ્ય છે, પહેલા ત્રણ કાસ (વાત, પિત્ત અને કફ) સાધ્ય છે, માટે તેમને ઓસડથી મટાડવા, અને જે યાપ્ય છે, તેમને પથ્યસેવનથી વધવા ન દેવા.

इति कासनिदानम्

## हिक्का श्वासनिदान[1]

**विदाहिगुरुविष्टम्भिरूक्षाभिष्यन्दिभोजनैः ॥**
**शीतपानाशनस्नानरजोधूमातपानिलैः ॥ १ ॥**
**व्यायामकर्मभाराध्ववेगघातापतर्पणैः ॥**
**हिक्का श्वासश्च कासश्च नृणां समुपजायते॥ २ ॥**

બળતરા કરવાવાળા, ભારે, કબજીયત કરે એવા, જડ અને લુખા પદાર્થોનો આહાર કરવાથી, હિમ જેવું ઠંડું પાણી પીવાથી, ટાઢુંશીળું ખાવાથી, શીતળ પાણીએ સ્નાન કરવાથી, મુખમાં અને નાકમાં ધૂળ કે ધુમાડો પેસી જવાથી, તડકામાં ઘણું રખડવાથી, બહાર વાયરામાં ઉઘાડા શરીરે પડી રહેવાથી, ઘણી કસરતથી. ઘણું કામ કરવાથી, ઘણો ભાર વહેવાથી, પગે ચાલીને ઘણી મુસાફરી કરવાથી, મળ મૂત્રાદિકનો વેગ દાબી રાખવાથી, અને ઉપવાસ વગેરેથી શરીરને પૂરું પોષણ ન મળવાથી, માણસને હેડકી, શ્વાસ ( દમ ) અને કાસ (ઉધરસ) ઉત્પન્ન થાય છે.

હેડકીનું સ્વરૂપ અને લક્ષણ

**मुहुर्मुहुर्वायुरुदेति सस्वनो यकृत्प्लिहान्त्राणि मुखादिवाक्षिपन्**
**स घोषवानाशु हिनस्त्यसून्यतस्ततस्तु हिक्केत्यभिधीयते बुधैः**

વાયુ, (ઉદાન સાથે પ્રાણવાયુ) કલેજું. પ્લીહા અને આંતરડાંને મોઢામાંથી બહાર કાઢી નાખવાનો હોય નહિ જાણે, એમ વારંવાર અવાજ સાથે ઉપર ચઢે છે. આ અવાજવાળો વાયુ, પ્રાણને તરત હણે છે, માટે પંડિતોએ તેને હિક્કા—હેડકીનું નામ આપ્યું છે.

---

૧ हिक्का=હેડકી=Hiccough. ૧૫થી૧૭ सु.उ.अ.५२ श्लो.९. १–२ सु.उ.अ.५० श्लो.२. ३,४, सु.उ.अ.५० श्लो. ३–४.

**હેડકીના ભેદો અને સંપ્રાપ્તિ**

**अन्नजां यमलां क्षुद्रां गम्भीरां महतीं तथा ॥**
**वायुः कफेनानुगतः पञ्च हिक्काः करोति हि ॥ ४ ॥**

કફયુક્ત વાયુ અન્નજા, યમલા, ક્ષુદ્રા, ગંભીરા અને મહતી એવી પાંચ પ્રકારની હેડકીઓને ઉત્પન્ન કરે છે

**હેડકીનું પૂર્વરૂપ**

**कण्ठोरसोर्गुरुत्वं च वदनस्य कषायता ॥**
**हिक्कानां पूर्वरूपाणि कुक्षेराटोप एव च ॥ ५ ॥**

હેડકી આવવાની હોય ત્યારે ગળાંમાં અને છાતીમાં જડતા લાગે છે; મુખ તુરું લાગે છે; અને પેટ ફૂલે છે.

**અન્નજાનાં લક્ષણ**

**पानान्नैरतिसंयुक्तैः सहसा पीडितोऽनिलः ॥**
**हिक्कयत्यूर्ध्वगो भूत्वा विद्यात्तामन्नजां भिषक् ॥ ६ ॥**

પાણી અને અન્નનું અત્યંત સેવન કરવાથી, દબાયેલો વાયુ એકદમ ઊર્ધ્વ ગતિ કરી જે હેડકી લાવે છે, તે અન્નજ કહેવાય છે.

**યમલાનાં લક્ષણ**

**चिरेण यमलैर्वेगैर्या हिक्का सम्प्रवर्तते ॥**
**कम्पयन्ती शिरोग्रीवां यमलां तां विनिर्दिशेत् ॥ ७ ॥**

જે હેડકીના રોગમાં, ઘણે લાંબે વખતે પણ બે હેડકી સાથે લાગી આવે છે; અને જે આવતાં ડોક અને મસ્તક કંપે છે, તેને યમલા હેડકી કહે છે.

**ક્ષુદ્રાનાં લક્ષણ**

**प्रकृष्टकालैर्या वेगैर्मन्दैः समभिवर्तते ॥**
**क्षुद्रिका नाम सा हिक्का जत्रुमूलात्प्रधाविता ॥ ८ ॥**

જે હેડકી ઘણી વારે અને મંદ ગતિથી આવે છે, અને ડોકના મૂળ પાસેથી ઉત્પન્ન થાય છે, તે ક્ષુદ્રા નામથી ઓળખાય છે.

**ગંભીરાનાં લક્ષણ**

**नाभिप्रवृत्ता या हिक्का घोरा गम्भीरनादिनी ॥**
**अनेकोपद्रववती गम्भीरा नाम सा स्मृता ॥ ९ ॥**

નાભીમાંથી જે હેડકી પ્રવૃત્ત થઇને ગંભીર (ઘેરો) શબ્દ કરે છે, અને જેમાં તૃષા, તાવ વગેરે અનેક ઉપદ્રવો થાય છે તેને ગંભીરા હેડકી જાણવી.

**મહતીનાં લક્ષણ**

**मर्माण्युत्पीडयन्तीव सततं या प्रवर्तते ॥**
**महाहिक्केति सा ज्ञेया सर्वगात्रप्रकम्पिनी ॥ १० ॥**

જે હેડકી હૃદય, નાભિ, બસ્તી વગેરે મર્મ સ્થાનોને અત્યંત પીડાકારી થઇ બધો વખત આવ્યા જ કરે છે અને જેનાથી બધા અવયવો ધ્રુજે છે, તેને મહતી કિંવા મહાહેડકી કહે છે.

**હેડકીનાં અસાધ્ય લક્ષણ**

**आयम्यते हिक्कतो यस्य देहो दृष्टिश्चोर्ध्वं ताम्यते यश्च नित्यं॥**
**क्षीणोऽन्नद्विट् क्षौति यश्चातिमात्रं तौ द्वौ**
**चान्त्यौ वर्जयेद्धिक्कमानौ ॥ ११ ॥**

---

५च.चि.अ.२१ श्लो.१७. ६ सु.उ.अ.५० श्लो.६. ७थी११ सु.उ अ.५० श्लो.७थी११.

(૧) હેડકી આવવાથી જેનું શરીર તણાઇને કામઠા જેવું થાય, જે હમેશાં ગ્લાનિ પામ્યા કરે અને જે દરદીની નજર ઉંચી રહે તેને; (૨) તેમ જે ક્ષીણ થઈ ગયો હોય જેને ખોરાક ઉપર રુચિ ન રહી હોય અને જેને ઘણી હેડકી આવતી હોય, તેને–હેડકીના તે બંને દર્દીઓને તથા જેને ગંભીરા અને મહતી હેડકીઓ થઈ હોય તેને અસાધ્ય ગણીને છોડી દેવા.

**હેડકીનાં બીજાં અસાધ્ય લક્ષણો**

**अतिसंचितदोषस्य भक्तच्छेदकृशस्य च ॥**
**व्याधिभिः क्षीणदेहस्य वृद्धस्यातिव्यवायिनः ॥ १२ ॥**
**आसां या सा समुत्पन्ना हिक्का हन्त्याशु जीवितम् ॥**

જેના શરીરમાં દોષ ઘણો ભરેલો હોય, અન્ન છોડી દેવાથી જેનું શરીર કૃશ થઈ ગયું હોય, જુદા જુદા રોગોથી જેનો દેહ દુબળો થઈ ગયો હોય, જે અતિ સ્ત્રીસંગ રાખતો હોય અને જે વૃદ્ધ હોય તેને જો કોઈ પણ જાતની હેડકી થાય તો તે પ્રાણનાશક થાય છે.

**યમિકાનાં અસાધ્ય લક્ષણો**

**यमिका च प्रलापार्तिमोहतृष्णासमन्विता ॥ १३ ॥**

લવરી, પીડા, મૂર્છા અને તરશ સાથે યમિકા નામની હેડકી લાગુ પડે તો તે પણ રોગીનો જીવ લે છે.

**યમિકાનાં સાધ્ય લક્ષણો**

**अक्षीणश्चाप्यदीनश्च स्थिरधात्विन्द्रियश्च यः ॥**
**तस्य साधयितुं शक्या यमिका हन्त्यतोऽन्यथा ॥ १४ ॥**

યમિકાનો જે રોગી શરીરે કૃશ નહિ થયેલો તથા બલવાન હોય, અને જેની ઇંદ્રિયો અને ધાતુઓ સ્થિર હોય તેની યમિકા મટાડી શકાય છે. પણ એથી વિરુદ્ધ લક્ષણવાળાની યમિકા અસાધ્ય છે,

**શ્વાસનું નિદાન[1]**

**यरेव कारणैर्हिक्का बहुभिः सम्प्रवर्तते ।**
**तैरेव कारणैः श्वासो घोरो भवति देहिनाम् ॥ १५ ॥**

માણસોને જે અનેક કારણોથી હેડકીનો રોગ ઉત્પન્ન થાય છે, તે જ કારણોથી ભયાનક એવો શ્વાસનો રોગ ઉત્પન્ન થાય છે.

**શ્વાસના પ્રકાર**

**महोर्ध्वच्छिन्नतमकक्षुद्रभेदैस्तु पञ्चधा ॥**
**भिद्यते स महाव्याधिः श्वास एको विशेषतः ॥ १६ ॥**
**वाताधिको भवेत् क्षुद्रस्तमकस्तु कफोद्भवः ॥**
**कफवाताधिकश्चैव संसृष्टश्छिन्नसंज्ञकः ॥**
**श्वासो मारुतसंसृष्टो महानूर्ध्वस्ततो मतः ॥ १७ ॥**

મહાન્, ઊર્ધ્વ, છિન્ન, તમક અને ક્ષુદ્ર, એવા એક શ્વાસ નામના મોટા રોગના પાંચ પ્રકાર કિંવા ભેદ છે.

ક્ષુદ્ર નામનો શ્વાસ વાયુના અધિકપણાથી થાય છે; અને તમક નામનો શ્વાસ કફની અધિકતાથી થાય છે. કફ અને વાયુ એ બંનેની અધિકતાથી છિન્ન નામનો શ્વાસ થાય છે,

---

૧ श्वास.=Dyspnoea or Difficulties of Breathing. १२ थी १५ च.चि. अ. २१ श्लो.३९थी४१. १६सु.उ अ.५१ श्लो.१. १७ (બીજું ૫૬) सु.उ.अ.५१ श्लो ४

મહાન્ અને ઊર્ધ્વ નામના શ્વાસો પણ પવનની અધિકતાથી જ થાય છે, એમ પ્રાચીન વૈદ્યોએ કહ્યું છે.

**શ્વાસનાં પૂર્વરૂપ**

**प्राग्रूपं तस्य हृत्पीडा शूलमाध्मानमेव च ॥**
**आनाहो वक्त्रवैरस्यं शङ्खनिस्तोद एव च ॥ १८ ॥**

શ્વાસ થવાનો હોય ત્યારે હૃદયમાં પીડા થાય છે, શૂળો ફૂટે છે, પેટ ચઢે છે, કબજીયત જણાય છે, મોઢું ફીકકું, સ્વાદ રહિત લાગે છે અને લમણામાં સોયો ઘોંચ્યા જેવી વેદના થાય છે.

**શ્વાસની સંપ્રાપ્તિ**

**यदा स्रोतांसि संरुध्य मारुतः कफपूर्वकः ॥**
**विष्वग् व्रजति संरुद्धस्तदा श्वासान् करोति सः ॥ १९ ॥**

જે સમયે, વાયુ કફયુક્ત થઈ, જાતે કફથી રોકાયેલો હોવાથી દેહની અંદરના સ્રોતો (શ્વાસ, અન્ન વગેરેને લઈ જનારા માર્ગો)ને રોકી દઈને ચારે બાજુએ જવા માંડે છે, ત્યારે તે, શ્વાસના રોગને જન્મ આપે છે.

**મહાશ્વાસનાં લક્ષણો**

**उद्धूयमानवातो यः शब्दवद्दुःखितो नरः ॥**
**उच्चैः श्वसिति संरुद्धो मत्तर्षभ इवानिशं ॥ २० ॥**
**प्रनष्टज्ञानविज्ञानस्तथा विभ्रान्तलोचनः ॥**
**विवृताक्ष्याननो बद्धमूत्रवर्चा विशीर्णवाक् ॥ २१ ॥**
**दीनः प्रश्वसितं चास्य दूराद्विज्ञायते भृशम् ॥**
**महाश्वासोपसृष्टस्तु क्षिप्रमेव विपद्यते ॥ २२ ॥**

મહાશ્વાસમાં નીચેનાં લક્ષણો થાય છે. જેનો વાયુ ઉપર ચઢી આવ્યો હોય એવો દરદી કષ્ટપૂર્વક, અવાજ સાથે, બાંધેલાં ગાંડા સાંઢની પેઠે રાતદિવસ જોરથી શ્વાસ લીયે છે. એ જ્ઞાન વગરનો થઈ જાય છે, એની આંખ્યો ફરતી હોય છે. એનાં આંખ્ય મોઢું પ્હોળાં થઈ ગયાં હોય છે એનાં મળ, મૂત્ર, કબજ હોય છે; એનાથી બોલીશકાતું નથી અને પરાણે બોલતાં રોગીનો શબ્દ સ્પષ્ટપણે સંભળાતો નથી: એ દીન લાગે છે; અને દૂરથી પણ તેનો જોરથી ચાલતો શ્વાસ સંભળાય છે. આવો મહાશ્વાસ જે પુરુષને થાય છે, તે તરત જ મરણ પામે છે.

**ઊર્ધ્વશ્વાસનાં લક્ષણો**

**ऊर्ध्वं श्वसिति यो दीर्घं न च प्रत्याहरत्यधः ॥**
**श्लेष्मावृतमुखस्रोताः क्रुद्धगन्धवहार्दितः ॥ २३ ॥**
**ऊर्ध्वदृष्टिर्विपश्यंश्च विभ्रान्ताक्ष इतस्ततः ॥**
**प्रमुह्यन्वेदनार्तश्च शुष्कास्योऽरतिपीडितः ॥ २४ ॥**

ઊર્ધ્વશ્વાસમાં નીચેનાં લક્ષણો થાય છે. દરદી ઉંચો લાંબો શ્વાસ લીયે છે પણ લાંબો શ્વાસ નીચે ઉતારી શકતો નથી. તેનું મુખ અને બીજા માર્ગો (શ્વાસોચ્છવાસ લેવાના) કફથી

---

૧૯ सु.उ.अ.५१ श्लो.५. २० थी २२ च.चि.अ.२१ श्लो.४२ थी ४५. २३,२४ च.चि.अ.२१ श्लो.४९ थी ५१.

લેપાય છે. કોપેલા વાયુથી તે પીડાય છે, નેત્ર ઊંચાં ચઢાવીને ચંચળ દષ્ટિથી ને અહિં તહિં વિચિત્ર વસ્તુઓ જોયા કરે છે; મૂર્ચ્છા અને વેદનાથી તે ગભરાયલો રહે છે; તેનું મુખ, શુષ્ક હોય છે અને તે અત્યંત બેચેન રહે છે.

**ઊર્ધ્વશ્વાસમાં શ્વાસ નીચે ઉતરી શકતો નથી તેનું કારણ**

**ऊर्ध्वश्वासे प्रकुपिते ह्यधःश्वासो निरुध्यते ॥**
**मुह्यतस्ताम्यतश्चोर्ध्वं श्वासस्तस्यैव हन्त्यसून् ॥ २५ ॥**

ઊર્ધ્વશ્વાસનો હુમલો થતાં શ્વાસનું લક્ષણ જે નીચે ઉતરવાનું છે તે બંધ થાય છે, એટલે હૃદયમાં રુંધાઈ ભરાઈ રહે છે અને ત્યાંથી નીચે ઉતરી શકતો નથી. ઊર્ધ્વશ્વાસથી બેભાન અને આકુળવ્યાકુળ થતા રોગીનો એ શ્વાસ પ્રાણ હરે છે.

**છિન્નશ્વાસનાં લક્ષણો.**

**यस्तु श्वसिति विच्छिन्नं सर्वप्राणेन पीडितः ॥**
**न वा श्वसिति दुःखार्तो मर्मच्छेदरुगर्दितः ॥ २६ ॥**
**आनाहस्वेदमूर्च्छार्तो दह्यमानेन बस्तिना ॥**
**विप्लुताक्षः परिक्षीणः श्वसन् रक्तैकलोचनः ॥ २७ ॥**
**विचेताः परिशुष्कास्यो विवर्णः प्रलपन्नरः ॥**
**छिन्नश्वासेन विच्छिन्नः स शीघ्रं विजहात्यसून् ॥ २८ ॥**

છિન્નશ્વાસનો રોગી રહી રહીને, તેનામાં જેટલી શક્તિ હોય છે, તેટલી શક્તિથી શ્વાસ લે છે અને મૂકે છે, કિંવા દુઃખથી પીડાયેલો એ શ્વાસ લઈ શકતો નથી. હૃદય, કુવાડાથી કોઈ ચીરતું હોય તેવી પીડાથી તે ગભરાય છે; પેટનું ચડવું, પરશેવો અને મૂર્ચ્છાથી તે હેરાન થાય છે; તેને પેડુમાં બળાત્રા થાય છે; અને તેનાં ચક્ષુમાં પાણી (આંસુ) ભરાઈ આવે છે; તે અત્યંત ક્ષીણ લાગે છે; શ્વાસોચ્છ્વાસ લેતાં મૂકતાં તેનું એક નેત્ર લાલ થઈ જાય છે; તેનું ચિત્ત ઉદ્વિગ્ન હોય છે; તેનું મોઢું સૂકાય છે; તેના શરીરનો રંગ વિલક્ષણ થઈ જાય છે; તે લવારો કરે છે; અને તેના શરીરના બધા સાંધાઓ શિથિલ થઈ જાય છે. આવો છિન્નશ્વાસનો દર્દી તરત જ દેહ છોડે છે.

**તમક શ્વાસનાં લક્ષણો.[1]**

**प्रतिलोमं यदा वायुः स्रोतांसि प्रतिपद्यते ॥**
**ग्रीवां शिरश्च संगृह्य श्लेष्माणं समुदीर्य च ॥ २९ ॥**
**करोति पीनसं तेन रुद्धो घुर्घुरकं तथा ॥**
**अतीव तीव्रवेगं च श्वासं प्राणप्रपीडकम् ॥ ३० ॥**
**प्रताम्यति स वेगेन तृष्यते सन्निरुद्ध्यते ॥**
**प्रमोहं कासमानश्च स गच्छति मुहुर्मुहुः ॥ ३१ ॥**
**श्लेष्मण्यमुच्यमाने तु भृशं भवति दुःखितः ॥**
**तस्यैव च विमोक्षान्ते मुहूर्तं लभते सुखं ॥ ३२ ॥**

---

१ तमकश्वास=Asthma=દમ. २५ च चि.अ.२१ श्लो.४८. २६थी२९ च.चि.अ.२१ श्लो. ४९थी५१. ३०थी३६ च.चि.अ.२१ श्लो.५२थी ५९.

५

**तथास्योद्ध्वंसते कण्ठः कृच्छ्राच्छक्नोति भाषितुम् ॥**
**न चापि निद्रां लभते शयानः श्वासपीडितः ॥ ३३ ॥**
**पार्श्वे तस्यावगृह्णाति शयानस्य समीरणः ॥**
**आसीनो लभते सौख्यमुष्णं चैवाभिनन्दति ॥ ३४ ॥**
**उच्छ्रिताक्षो ललाटेन स्विद्यता भृशमार्तिमान् ॥**
**विशुष्कास्यो मुहुः श्वासो मुहुश्चैवावधम्यते ॥ ३५ ॥**
**मेघाम्बुशीतप्राग्वातैः श्लेष्मलैश्च विवर्धते ॥**
**स याप्यस्तमकश्वासः साध्यो वा स्यान्नवोत्थितः ॥ ३६ ॥**

તમકશ્વાસ (દમ)માં નીચેનાં લક્ષણો થાય છે. જે સમયે વાયુ, ડોક (ગરદન) અને **મસ્તકને** જકડી લઈ, કફને ખેંચી, સ્રોતો-(માર્ગો)માં ઉલટો ચાલે છે, ત્યારે તે કફથી રુંધાવાથી સલેખમ, ગળામાં ગરેડીના જેવો "ઘુર ઘુર" શબ્દ અને હૃદયને પીડા આપનારો અત્યંત તીવ્ર વેગવાળો શ્વાસ પેદા કરે છે, પછી શ્વાસના વેગથી રોગી પીડાય છે; તરસ્યો થાય છે; અચેત બને છે; ઉધરસનો હોંસો આવતાં કે ખાતાં તે વારંવાર બેશુદ્ધ બને છે; ગળફો કે કફ ન છૂટે ત્યાંસુધી બહુ મુંઝાય છે; અને કફ નીકળ્યા પછી બે ઘડી સ્વસ્થ થઈ સુખ પામે છે; તેના ગળામાં ખંજવાળ કિંવા વલુર આવે છે; એ મુશ્કેલીથી બોલી શકે છે અને શ્વાસની પીડાથી એને સુતાં ઊંઘ આવતી નથી; એ સુતો હોય ત્યારે વાયુ તેનો બરડો અને પાંસળાં જકડી લે છે; બેસી રહેતાં તેને કંઇક સુખ થાય છે; ઉષ્ણ પદાર્થોથી તેને આનંદ થાય છે; તેનાં નેત્રો સૂજી આવે છે; તેના કપાળપર પરશેવો વળે છે; તે અત્યંત વેદનાથી પીડાય છે; તેનું મોઢું સુકકું પડી જાય છે: વારંવાર શ્વાસ ચડી આવવાથી તે ઊંટ પર બેઠો હોય, તેમ તેનું આખું શરીર હાલે છે. આવાં લક્ષણોવાળો તમકશ્વાસ, વરસાદ, પાણી, ટાઢ, પૂર્વ દિશાનો વાયુ અને કફ કરનાર પદાર્થોથી વૃદ્ધિ પામે છે. આ શ્વાસ યાપ્ય (મટે નહિં પણ એમને એમ,-વધ્યા વગર ચાલ્યા કરે) છે, પણ જો તે નવો હોય એટલે તેને થયાને થોડા દિવસ જ થયા હોય તો તે મટાડી શકાય છે.

**ज्वरमूर्च्छापरीतस्य विद्यात्प्रतमकं तु तम् ॥**

**પ્રતમક શ્વાસ**

પિત્તના અનુબંધથી તમક શ્વાસમાં જ્વર અને મૂર્ચ્છા એ બે લક્ષણો વધારે થતાં તે જ દરદ પ્રતમક શ્વાસ કહેવાય છે.

**પ્રતમકનાં કારણો અને લક્ષણો**

**उदावर्तरजोऽजीर्णक्लिन्नकायनिरोधजः ॥ ३७ ॥**
**तमसा वर्धतेऽत्यर्थं शीतैश्चाशु प्रशाम्यति ॥**
**मज्जतस्तमसीवास्य विद्यात्प्रतमकं तु तम् ॥ ३८ ॥**

ઉદાવર્ત રોગ, ધૂળ, અજીર્ણ, વૃદ્ધ શરીર, મળ મૂત્રાદિકના વેગનો રોધ કિંવા અટકાવ, વગેરે કારણોથી થયેલો પ્રતમક, અંધારાથી કિંવા તમોગુણથી અત્યંત વૃદ્ધિ પામે છે

---

३७,३८ च.चि.अ.२१ श्लो.६०-६१.

અને શીતોપચારોથી જલદી શાંત પડે છે. આ શ્વાસ પ્રતમક કહેવાય છે અને તેના રોગીને પોતે જાણે અંધારામાં ઘેરાયો હોય એવું લાગે છે.

**ક્ષુદ્ર શ્વાસનાં લક્ષણો.**

**रूक्षायासोद्भवः कोष्ठे क्षुद्रो वातमुदीरयन् ॥**
**क्षुद्रश्वासो न सोऽत्यर्थं दुःखेनाङ्गप्रबाधकः ॥ ३९ ॥**
**हिनस्ति न स गात्राणि न च दुःखो यथेतरे ॥**
**न च भोजनपानानां निरुणद्ध्युचितां गतिम् ॥ ४० ॥**
**नेन्द्रियाणां व्यथां नापि काञ्चिदापादयेद्रुजम् ॥**
**स साध्य उक्तः,**

સૂકા ખોરાકથી તથા શ્રમથી કોઠામાં વાયુને ઉપર ચડાવતો ક્ષુદ્ર નામનો શ્વાસ ઉત્પન્ન થાય છે. રોગીને આ શ્વાસ ઘણો દુઃખદાયક થઈ પડતો નથી, તેમ તે શરીરને ઇજા પણ કરતો નથી. ઊર્ધ્વશ્વાસાદિક, જેવા પીડાકારક છે, તેવો આ શ્વાસ નથી. અન્ન, પાનની સ્વાભાવિક ગતિને આ શ્વાસ બંધ કરતો નથી અને ઇંદ્રિયોને પણ કોઈ જાતની તે વ્યથા આપતો નથી. કે કાંઈ બીજી પીડા ઉત્પન્ન કરતો નથી. આ ક્ષુદ્ર શ્વાસ સાધ્ય છે.

**સાધ્યાસાધ્ય વિચાર**

**बलिनः सर्वे चाव्यक्तलक्षणाः ॥ ४१ ॥**
**क्षुद्रः साध्यतमस्तेषां तमकः कृच्छ्र उच्यते ॥**
**त्रयः श्वासा न सिध्यन्ति तमको दुर्बलस्य च ॥ ४२ ॥**

બળવાન્ પુરુષને થયેલા અને અસ્પષ્ટ ચિહ્નોવાળા (મહાશ્વાસ વગેરે) સર્વે શ્વાસો સાધ્ય છે; ક્ષુદ્ર શ્વાસ તો સાધ્યતમ છે. તમક શ્વાસ કષ્ટસાધ્ય છે. અને મહા, ઊર્ધ્વ તથા છિન્ન, એ ત્રણ શ્વાસ પૂરાં લક્ષણો સાથે થયા હોય તો અસાધ્ય છે. નિર્બળ રોગીનો તો તમક શ્વાસ પણ અસાધ્ય છે.

**कामं प्राणहरा रोगा बहवो न तु ते तथा ॥**
**यथा श्वासश्च हिक्का च हरतः प्राणमाशु वै ॥ ४३ ॥**

ઘણા રોગો પ્રાણહર છે ખરા; પણ શ્વાસ અને હેડકી જેવી રીતે તરત પ્રાણ હરી લીયે છે તેવી રીતે બીજા નથી હરતા.

इति हिक्काश्वासनिदानम्

---

३९,४० च.चि.अ.२१ श्लो.६२,६३. ४१ च.चि.अ.२१ श्लो.६४. ४२सु.उ.अ.५१श्लो.११. ४३ च चि.अ.२१ श्लो.४.

## स्वरभेदनिदानं

अत्युच्चभाषणविषाध्ययनाभिघात-
संदूषणैः प्रकुपिताः पवनादयस्तु ॥
स्रोतःसु ते स्वरवहेषु गताः प्रतिष्ठां
हन्युः स्वरं भवति चापि हि षड्विधः सः ॥ १ ॥

તાણીને મોટા અવાજે બોલવાથી, વિષ ભક્ષણ કરવાથી, ઉચ્ચ સ્વરથી વેદાદિ શાસ્ત્રોનું પઠન કરવાથી, કાષ્ઠાદિ પદાર્થોનો કંઠપર પ્રહાર થવાથી, અને બીજાં આવાં વાતાદિ દોષને કુપિત કરનારાં કારણોથી વિકારયુક્ત થયેલા વાયુ આદિ ત્રણ દોષ, અવાજને વહન કરનારી (ચાર) નળીઓમાં જઈ વૃદ્ધિ પામી અવાજ બંધ કરે છે. આ સ્વરભેદ રોગ (વાત, પિત્ત, કફ, સન્નિપાત, ક્ષય અને મેદમાંથી થતો) છ પ્રકારનો થાય છે.

**વાતજસ્વર ભેદનાં લક્ષણો.** वातेन कृष्णनयनाननमूत्रवर्चा भिन्नं शनैर्वदति गर्दभवत्खरं च ॥

જો સ્વરભેદ, વાયુથી થયો હોય છે, તો, રોગીનાં નેત્ર, મુખ, મૂત્ર, અને મળ કાળા રંગનાં થાય છે, અને તેનો સ્વર ગધેડાના અવાજ જેવો કઠોર, ધીમો તથા તુટેલો હોય છે.

**પિત્તજસ્વરભેદનાં લક્ષણો.** पित्तेन पीतनयनाननमूत्रवर्चा
ब्रूयाद्गलेन स च दाहसमन्वितेन ॥ २ ॥

પિત્તથી થયેલા સ્વરભેદમાં રોગીનાં નેત્ર, મુખ, મૂત્ર અને મળનો રંગ પીળો થાય છે; અને બોલતાં તેને ગળામાં બળત્રા થાય છે.

**કફજસ્વરભેદનાં લક્ષણો.** ब्रूयात्कफेन सततं कफरुद्धकण्ठः
स्वल्पं शनैर्वदति चापि दिवा विशेषात् ॥

કફને લીધે થયેલા સ્વરભેદમાં કફથી દર્દીનો કંઠ છવાયલો રહે છે અને દર્દી ઘણું થોડું ધીમેથી બોલી શકે છે; રાત કરતાં દિવસે તેનાથી કાંઈક વધારે બોલાય છે,

**સન્નિપાતસ્વર-ભેદનાં લક્ષણો.** सर्वात्मके भवति सर्वविकारसम्पत्
तं चाप्यसाध्यमृषयः स्वरभेदमाहुः ॥ ३ ॥

સન્નિપાતથી થયેલા સ્વરભેદમાં ઉપર વર્ણવેલા બધી જાતનાં સ્વરભેદનાં લક્ષણો થાય છે. ઋષિઓ આ સ્વરભેદને અસાધ્ય કહે છે.

**ક્ષયજન્યસ્વર ભેદનાં લક્ષણો.** धूप्येत वाक् क्षयकृते क्षयमाप्नुयाच्च
वागेष चापि हतवाक् परिवर्जनीयः ॥

ધાતુક્ષયજન્ય સ્વરભેદમાં રોગીના ગળામાંથી ધુંવાડો નીકળ્યા જેવું તેને લાગે છે. અને શબ્દોચ્ચાર લગાર પણ થઈ શકતો નથી. આવી રીતે નાશ પામેલી વાણીવાળા રોગીનો સ્વરભેદ અસાધ્ય જાણવો.

---

૧ स्वरभेद=Hoarseness of voice. १सु.उ.अ.५३ श्लो. २. २ सु.उ.अ.५३ श्लो. ३–४. ३ सु.उ.अ.५३ श्लो. ५–६.

**મેદજસ્વરભેદનાં લક્ષણો.** **अन्तर्गतस्वरमलक्ष्यपदं चिरेण मेदोन्वयाद्वदति दिग्धगलस्तृषार्तः ॥ ४ ॥**

મેદના સંબંધને લીધે થયેલા સ્વરભેદમાં કફ કિંવા મેદથી ગળું લિપ્ત બને છે અને (કફથી શબ્દને વહનારી નળીઓ ભરાઈ જવાથી) રોગીને તરશ ઘણી લાગે છે તથા ઘણી વારે અને જેના ઉચ્ચાર સમજવામાં ન આવે એવો ઊંડો અવાજ એના ગળામાંથી નીકળે છે.

**સ્વરભેદનાં અસાધ્ય લક્ષણો.** **क्षीणस्यवृद्धस्यकृशस्यचापि चिरोत्थितो यस्य सहोपजातः॥ मेदस्विनः सर्वसमुद्भवश्च स्वरामयो यो न स सिद्धिमेति ॥**

ક્ષીણ પુરુષને, વૃદ્ધ માણસને, કે દૂબળા શરીરવાળા માણસને થયેલો ઘણા દિવસથી થયેલો જન્મથી થયેલો, મેદસ્વી પુરુષને થયેલો અને સન્નિપાતમાંથી થયેલો સ્વરભેદ મટતો નથી.

इति स्वरभेदनिदानम्

## अरोचक निदानं

**અરોચકના પ્રકાર, હેતુ તથા વાતારોચકનાં લક્ષણો.** **वातादिभिः शोकभयातिलोभक्रोधैर्मनोघ्नाशनरूपगन्धैः ॥ अरोचकाः स्युः, परिहृष्टदन्तः कषायवक्त्रश्च मतोऽनिलेन॥**

નીચે બતાવ્યા પ્રમાણે પાંચ જાતની અરુચિ થાય છે, વાત પિત્તાદિ ત્રણ દોષથી ૩, સન્નિપાતથી થયેલી ૧ અને શોક, ભય, અતિ લોભ, ક્રોધ અને મનને કંટાળો આપે એવાં ભોજન રૂપ કે ગંધથી થયેલી ૧. એવી રીતે પાંચ પ્રકારની અરુચિ થાય છે તેમાં જે અરુચિમાં દાંત અંબાઈ જાય અને મોઢું કસાણું થઈ જાય, તે અરુચિ વાયુથી થયેલી જાણવી.

**પિત્તારોચક તથા કફારોચકનાં લક્ષણો.** **कट्वम्लमुष्णं विरसं च पूति पित्तेन विद्यात् लवणं च वक्त्रं ॥ माधुर्यपैच्छिल्यगुरुत्वशैत्यस्निग्धत्वदौर्गन्ध्ययुतं कफेन ॥२॥**

જે અરુચિ પિત્તમાંથી થાય છે, તેમાં રોગીનું મુખ કડવું, ખાટું, ગરમ ફિક્કું(સ્વાદરહિત) અને દુર્ગંધયુક્ત બને છે. પણ કફથી ઉત્પન્ન થયેલી અરુચિમાં મુખ ખારું, મધુર (મીઠું—ગળ્યું), તેલિયું, ભારે, ઠંડું, સ્નિગ્ધ અને ખરાબ વાસવાળું થાય છે.

**શોકાદિજન્ય અરોચકનાં તથા ત્રિદોષારોચકનાં લક્ષણો.** **अरोचके शोकभयातिलोभक्रोधाद्यहृद्याशुचिगन्धजे स्यात् ॥ स्वाभाविकं चास्यमथारुचिश्च त्रिदोषजे नैकरसं भवेत्तु ॥३॥**

શોક, ભય, અતિ લોભ, ક્રોધ, વગેરેથી અને મનને કંટાળો આપે એવી કે અપવિત્ર ગંધમાંથી ઉત્પન્ન થતી અરુચિમાં મુખનો સ્વાદ સ્વાભાવિક હોય છે, વાત, પિત્તાદિ ત્રણે વિકારોમાંથી ઉત્પન્ન થયેલી અરુચિમાં રોગીને અન્નપર દ્વેષ થાય છે અને મુખનો સ્વાદ ખારો, તીખો, ખાટો એવો અનેક રસવાળો બની જાય છે.

---

१ अरोचक=Anorexia. ४,५सु.उ.अ.५३ श्लो ७थी९. १ च.चि.अ.२६ श्लो.२०१. २, ३ च.चि.अ.२६ श्लो २०२—२०३

अरुचिनां बीजां लक्षणो.

हृच्छूलपीडनयुतं पवनेन पित्तात्
तृड्दाहशोषबहुलं सकफप्रसेकं ॥
श्लेष्मात्मकं बहुरुजं बहुभिश्च विद्या-
द्वैगुण्यमोहजडताभिरथापरं च ॥ ४ ॥

હૃદયમાં શૂળો અને પીડા વાયુથી થયેલી અરુચિમાં થાય છે. પિત્તમાંથી ઉત્પન્ન થયેલી અરુચિમાં, તૃષા, બળાત્રા અને ચૂસાતું હોય તેવી પીડા થાય છે. અને જે કફમાંથી થાય છે, તેમાં મુખમાંથી કફ ગળે છે. ત્રણે વિકારોમાંથી થનારી અરુચિમાં રોગીને ઘણી વેદના ભોગવવી પડે છે. શોકાદિજન્ય આગન્તુક અરુચિમાં મનની વ્યાકુળતા, બેશુદ્ધિ, અને શરીરમાં ભારેપણું વગેરે લક્ષણો થાય છે.

इति अरोचकनिदानम्.*

## छर्दिनिदानं

छर्दि (ઉલટી)નાં કારણ અને લક્ષણ

दुष्टैर्दोषैः पृथक् सर्वैर्बीभत्सालोकनादिभिः ॥
छर्दयः पञ्च विज्ञेयास्तासां लक्षणमुच्यते ॥ १ ॥
अतिद्रवैरतिस्निग्धैरहृद्यैर्लवणैरपि ॥
अकाले चातिमात्रैश्च तथाऽसात्म्यैश्च भोजनैः ॥ २ ॥
श्रमाद्भयादथोद्वेगादजीर्णात्क्रिमिदोषतः ॥
नार्याश्चापन्नसत्वायास्तथातिद्रुतमश्नतः ॥ ३ ॥
बीभत्सैर्हेतुभिश्चान्यैर्भुक्तमुत्क्लिश्यते बलात् ॥
छादयन्नाननं वेगैरर्दयन्नङ्गभञ्जनैः ॥
निरुच्यते छर्दिरिति दोषो वक्त्रं प्रधावितः ॥ ४ ॥

વિકારયુક્ત થયેલા ત્રણ દોષોથી ૩, ત્રિદોષથી ૧ અને બીભત્સ, મલિન તથા કમકમાટ ઉપજાવે એવા પદાર્થોને નિરખવાથી, (તેમની વાસ લેવાથી, તથા ભક્ષણ કરવાથી પણ) ૧. આ રીતે પાંચ પ્રકારની ઉલટીઓ થાય છે, જેમનાં લક્ષણો આગળ વર્ણવ્યાં છે.

અત્યંત પ્રવાહી, ચીકણા, ન ગમે એવા અને ખારા પદાર્થોનું સેવન કરવાથી, વખત બેવખત જમવાથી, અતિશય ભોજન કરવાથી, પ્રકૃતિને માફક ન આવે એવા પદાર્થોનો આહાર કરવાથી, શ્રમથી, ભયથી, મનમાં ઉદ્વેગ થવાથી, અજીર્ણથી, પેટમાં કરમ થવાથી,

* પેટમાં ભૂખ લાગ્યા છતાં જમી ન શકાય, તેને અરુચિ કહે છે. રુચિર, ઇચ્છિત પદાર્થો ભોજન કરવા આપ્યાં છતાં રોગીથી ખાઈ ન શકાય, તેને અન્નાનભિનંદન કહે છે. જેમાં માણસ અન્નના સ્મરણથી, દર્શનથી, શ્રવણથી કે વાસથી ત્રાસ પામે છે, તેને ભક્તદ્વેષ કહે છે. અરુચિ રોગમાં જો કે આવા ત્રણ મુખ્ય ભેદ છે, તેમ છતાં **ચરક, સુશ્રુત** જેવા આચાર્યોએ તે વ્યાધિને ફક્ત અરોચકની એક જ સંજ્ઞા આપી છે.

१ छर्दि=Vomiting=ઉલટી. २ थी ४ सु. उ. अ. ४९ श्लो. २.

સગર્ભાવસ્થાથી, ઉતાવળે જમવાથી, અને બીભત્સ દેખાવ, ખરાબ ગંધ વગેરે બીજા હેતુઓથી ખાધેલું અન્ન વેગથી ઉછળી આવે છે. એકદમ મુખ પર્યંત ધસી આવેલો દોષ (કફ, પિત્તાદિ) મુખને આચ્છાદન કરી, અંગોને મરડી શરીરને પીડા કરે છે. માટે સંસ્કૃતમાં આ રોગ છર્દિ–( ઉલટી ) કહેવાય છે.

**ઉલટીનાં પૂર્વરૂપો.**

**हृल्लासोद्गारसंरोधौ प्रसेको लवणाम्भसः ॥**
**द्वेषोऽन्नपाने च भृशं वमीनां पूर्वलक्षणम् ॥ ५ ॥**

ઉલટી થવાની હોય છે, ત્યારે મોળ આવે છે; ઓડકાર બંધ થાય છે; મોઢામાંથી ખારું પાણી છૂટે છે અને ખોરાકપર અત્યંત અરુચિ થાય છે.

**વાતજ છર્દિનાં લક્ષણો.**

**हृत्पार्श्वपीडामुखशोषशीर्षनाभ्यर्तिकासस्वरभेदतोदैः ॥**
**उद्गारशब्दप्रबलं सफेनं विच्छिन्नकृष्णं तनुकं कषायम् ॥**
**कृच्छ्रेण चाल्पं महता च वेगेनार्तोऽनिलाच्छर्दयतीह दुःखम्**

વાતજન્ય ઉલટીમાં હૃદય અને પાંસળાંમાં પીડા થાય છે; મોઢું અંદરથી સુકાય છે; મસ્તક અને નાભિમાં શૂળો નીકળે છે; ઉધરસ અને સ્વરભેદ થાય છે; અને શરીરમાં સોયો ખોંચ્યા જેવું દુઃખ થાય છે. વળી ઉલટી થતાં શબ્દયુક્ત મોટા ઓડકારો આવે છે અને વમન થયેલ પદાર્થમાં ફીણના ઘણા પરપોટા વળેલા હોય છે. ઉલટી એકદમ થઇ ન જતાં રહી રહીને થાય છે, કિંવા થોડી થાય છે. તેનો રંગ કાળો હોય છે અને તે સ્વાદે તુરી તથા પાતળી હોય છે અને બહુ જોરથી તથા મુશ્કેલીથી થોડી ઉલટી થતી હોવાને લીધે રોગીને ઘણું કષ્ટ થાય છે.

**પિત્તજ છર્દિનાં લક્ષણો.**

**मूर्च्छा पिपासा मुखशोषशीर्षताल्वक्षिसन्तापतमोभ्रमार्तः ॥**
**पीतं भृशोष्णं हरितं सतिक्तं धूम्रं च पित्तेन वमेत्सदाहम्**

પિત્તજન્ય ઉલટીમાં રોગીને મૂર્ચ્છા થાય છે; તરશ લાગે છે; પાણીનો શોષ પડે છે; માથું, તાળવું અને નેત્ર, તપે છે; ચકરી આવે છે, તથા અંધારાં આવે છે. અને તેને થયેલી ઉલટી પીળી, ઘણી જ ગરમ, લીલી, કડવી, અને ધુંવાડાના જેવી હોય છે. ઉલટી થતાં રોગીને દાહ થાય છે.

**કફજ છર્દિના લક્ષણો.**

**तन्द्रास्यमाधुर्यकफप्रसेकसन्तोषनिद्राऽरुचिगौरवार्तः ॥**
**स्निग्धं घनं स्वादु कफाद्विशुद्धं सरोमहर्षोऽल्परुजं वमेत्तु॥८॥**

કફજ ઉલટીમાં આંખનાં પોપચાંમાં ઘેન રહે છે; મુખનો સ્વાદ ગળચટો લાગે છે; મોઢામાંથી કફ ગળે ઉતરે છે; ધરાયા જેવી તૃપ્તિ રહે છે; ઊંઘ આવે છે; અન્નપર અભાવો થાય છે; શરીર ભારે થાય છે; ચીકણી, ઘટ્ટ, મધુર અને ધોળી ઉલટી થાય છે; અને તે થતાં થોડી પીડા સાથે અંગમાં કંપારીઓ છૂટી રુવાં ઉભાં થાય છે.

---

૫ સુ.उ.अ.४९ श्लो.५. ६ च.चि.अ.२३ श्लो.६–७. ७ च.चि.अ.२३ श्लो.९. ८ थी ११ च.चि.अ.२३ श्लो. ११,१२,१४,१५.

**ત્રિદોષજ છર્દિનાં લક્ષણો.** **शूलाविपाकारुचिदाहतृष्णाश्वासप्रमोहप्रबला प्रसक्तं ॥ छर्दिस्त्रिदोषाल्लवणाम्लनीलसान्द्रोष्णरक्तं वमतां नृणां स्यात्**

ત્રિદોષજન્ય ઉલટીમાં ચુંક આવે છે; અજીર્ણ થાય છે; અન્નપર અરુચિ થાય છે; દાહ થાય છે; તરશ લાગે છે; શ્વાસ ચઢે છે; રોગી બેભાન થાય છે. તથા ઉપરા ઉપર જોરથી ખારી, ખાટી, અશમાની રંગની, ઘટ્ટ, ગરમ, અને લાલ ઉલટી થાય છે.

**ઉલટીનાં અસાધ્ય લક્ષણો.** **विट्स्वेदमूत्राम्बुवहानि वायुः स्रोतांसि संरुध्य यदोर्ध्वमेति उत्सन्नदोषस्य समाचितं तं दोषं समुद्धृत्य नरस्य कोष्ठात् विण्मूत्रयोस्तत्समगन्धवर्णं तृट्श्वासकासार्तियुतं प्रसक्तं ॥ प्रच्छर्दयद्दुष्टमिहातिवेगात्तयार्दितश्चाशु विनाशमेति ॥ ११ ॥**

મળ, મૂત્ર, પરશેવો અને પાણીને વહેનારા શરીરના માર્ગોને રોકી દઇને જ્યારે વાયુ ઉપર ચઢે છે, ત્યારે તેનાથી પેટમાં એકઠા થયેલા તે મલાદિક પદાર્થો પેટમાંથી ઉખડીને મુખમાર્ગે બહાર નિકળી પડે છે. આ ઉલટી, રંગમાં તથા વાસમાં પણ મળ, મૂત્ર જેવી હોય છે. જેને એવી ઉલટી થાય છે, તેને તરશ ઘણી લાગે છે, શ્વાસ તથા ઉધરસની પીડા થાય છે, અને ખરાબ પદાર્થોની મોટા વેગથી ઉલટી થાય છે. આવી ઉલટીઓથી પીડિત રોગી તરત મરણ પામે છે.

**આગંતુજ છર્દિનાં લક્ષણો.** **बीभत्सजा दौहृदजाऽमजा च याऽसात्म्यजा च कृमिजा च या हि ॥ सा पञ्चमी तां च विभावयेत्तु दोषोच्छ्रयेणैव यथोक्तमादौ ॥ १२ ॥**

બીભત્સ પદાર્થો નિરખવાથી, ગર્ભિણીને અભાવા પૂરા ન પડવાથી, અજીર્ણ થવાથી માફક ન આવે એવા ખોરાકથી, અથવા કૃમીથી, ઉત્પન્ન થયેલી આગંતુજ છર્દિ, એ પાંચમી છે. વાત, પિત્તાદિ છર્દિનાં જે લક્ષણો ઉપર જણાવ્યાં, તેઓમાંથી જેનાં વિશેષ લક્ષણો આ છર્દિમાં દૃષ્ટિએ પડે, તે વિકારનું અધિક બળ આગંતુજ છર્દિમાં છે, એમ સમજી લેવું.

**કૃમિજન્ય છર્દિનાં લક્ષણો.** **शूलहृल्लासबहुला कृमिजा च विशेषतः ॥ कृमिहृद्रोगतुल्येन लक्षणेन च लक्षिता ॥ १३ ॥**

કરમથી ઉત્પન્ન થયેલી છર્દિમાં શૂળ અને મોળ વિશેષ દેખાય છે અને એનાં લક્ષણો ઘણું કરી કૃમિજન્ય હૃદ્રોગનાં લક્ષણો જેવાં જ હોય છે.

**છર્દિનાં અસાધ્ય લક્ષણો.** **क्षीणस्य या छर्दिरतिप्रसक्ता सोपद्रवा शोणितपूययुक्ता ॥ सचन्द्रिकां तां प्रवदेदसाध्यां साध्यां चिकित्सेन्निरुपद्रवां च**

---

૧૨, ૧૩ સુ.उ.अ.४९ શ્લો. ૧૦, ૧૨. ૧૪ च.चि.अ.२३ શ્લો. ૧૭.

ક્ષીણ પુરુષને વારંવાર થતી ઉલટી, ઉધરસ વગેરે ઉપદ્રવોવાળી* ઉલટી રક્ત, અને પરુ જેમાં મિશ્રિત હોય તેવી ઉલટી તથા મોરપિંછના પર જેવા ચાંડલા હોય છે, તેવા ચાંડલાવાળી ઉલટી અસાધ્ય ગણવી. પણ જે ઉલટીમાં ઉપદ્રવો ન હોય, અને જે સાધ્ય દેખાતી હોય, તેને મટાડવાના ઉપાયો કરવા.

इति छर्दिनिदानम्

## तृष्णानिदानं

**તૃષ્ણા (તરશ)ની સંપ્રાપ્તિ**

**भयश्रमाभ्यां बलसंक्षयाद्वाऽप्यूर्ध्वं चितं पित्तविवर्धनैश्च ॥**
**पित्तं सवातं कुपितं नराणां तालुप्रपन्नं जनयेत्पिपासाम् ॥१॥**

ભયથી, શ્રમથી, બળ ક્ષીણ, થવાથી અને ક્રોધ તથા અપવાસ વગેરે પિત્તને વધારનારાં કારણોથી પોતાના સ્થાનમાં એકઠું થઈ રહેલું પિત્ત વાયુ સાથે કુપિત થઈ, ઉપર તાળવા સુધી, જઈને માણસોમાં તૃષા (તરશ)ને ઉત્પન્ન કરે છે.

**તૃષાના ભેદો**

**स्रोतःस्वपांवाहिषु दूषितेषु दोषैश्च तृष्णा भवतीह जन्तोः॥**
**तिस्रः स्मृतास्ताः क्षतजा चतुर्थी क्षयात्तथा ह्यामसमुद्भवा च**
**भक्तोद्भवा सप्तमिकेति तासां निबोध लिङ्गान्यनुपूर्वशश्च ॥**

પ્રવાહી (રસ)ને વહેનારા માર્ગો બગડવાથી ત્રણ દોષથી ત્રણ જાતની તરશ પેદા થાય છે. ઘવાયલા માણસને જે તરશ લાગે છે તે ચોથી ક્ષતજ તૃષા, કહેવાય છે, ક્ષયરોગમાં લાગનારી તૃષા પાંચમી, અજીર્ણમાં લાગતી તરશ છઠ્ઠી, અને ખાધા પછી કુદરતી રીતે લાગતી તૃષા સાતમી. આ રીતે તરશના સાત ભેદ છે. આ બધી તૃષાઓનાં લક્ષણો આગળ અનુક્રમે વર્ણવ્યાં છે.

**વાતજતૃષાનાં લક્ષણો**

**क्षामास्यता मारुतसम्भवायां तोदस्तथा शङ्खशिरःसु चापि॥**
**स्रोतोनिरोधो विरसं च वक्त्रं शीताभिरद्भिश्च विवृद्धिमेति॥**

વાયુથી થનારી તૃષામાં મુખ સુકાય છે, લમણા અને મસ્તકમાં સોયો કિંવા કાંટા ખોંસ્યા જેવી પીડા થાય છે; પ્રવાહીને વહેનારા માર્ગો બંધ થઈ જાય છે; મોઢામાં સ્વાદ નથી રહેતો અને ટાઢું પાણી પીવાથી તરશ વધારે લાગે છે.

**પિત્તજતૃષાનાં લક્ષણો**

**मूर्च्छान्नविद्वेषविलापदाहा रक्तेक्षणत्वं प्रततश्च शोषः ॥**
**शीताभिनन्दा मुखतिक्तता च पित्तात्मिकायां परिदूयनं च ॥**

---

*છર્દિના ઉપદ્રવો

कासः श्वासो ज्वरो हिक्का तृष्णा वैचित्त्यमेव च ॥
हृद्रोगस्तमकश्चैव ज्ञेयाश्छर्देरुपद्रवाः ॥ १५ ॥

ઉધરસ, શ્વાસ, જ્વર હેડકી તૃષા, અત્યંત બેચેની, હૃદ્રોગ તથા તમકશ્વાસ વગેરે ઉપદ્રવો છર્દિમાં થાય છે. (ટીકામાં ઉતારેલો શ્લોક). १ तृष्णा=Thirst. २–३ सु.उ.अ.४८ श्लो.३,४.

પિત્તજન્ય તૃષામાં રોગી મૂર્ચ્છિત થાય છે; અન્નનો દ્વેષ કરે છે; લવારો કરે છે; તેના શરીરમાં બળત્રા થાય છે; તેની આંખો રાતી લાગે છે; તેને પાણીનો ઘણો જ શોષ પડે છે એટલે ગમે તેટલું પાણી પીધા છતાં તરશ છીપતી નથી; ઠંડા પદાર્થોની ઇચ્છા થાય છે; મુખનો સ્વાદ કડવો લાગે છે; અને સંતાપ થયા કરે છે.

કફજતૃષાનાં લક્ષણો.

**बाष्पावरोधात्कफसंवृतेऽग्नौ तृष्णा बलासेन भवेत्तथा तु ॥**
**निद्रा गुरुत्वं मधुरास्यता च तृष्णार्दितः शुष्यति चातिमात्रम्**

કફને બગાડનાર કારણોથી વિકારયુક્ત થયેલો કફ જઠરાગ્નિને ઢાંકી દે છે એટલે ઉપરનાં ભાગમાં કફથી રોકાયેલી ગરમીથી નીચેના પાણીને વહેનારા માર્ગો સૂકાઇને કફજન્ય તૃષ્ણા ઉત્પન્ન થાય છે. આવી તૃષામાં રોગીને ઉંઘ આવે છે; પેટ ભારે થાય છે, મુખનો સ્વાદ ગળચટો લાગે છે; અને આ તૃષ્ણાથી પીડાયેલો માણસ શરીરે અત્યંત સૂકાય છે.

ક્ષતજતૃષાનાં લક્ષણો.

**क्षतस्य रुक्शोणितनिर्गमाभ्यां तृष्णा चतुर्थी क्षतजा मता तु॥**

શસ્ત્રાદિકથી ઘવાયલા પુરુષને પીડાથી અને લોહી વહી જવાથી જે તૃષા લાગે છે, તે ચોથી ક્ષતજતૃષા જાણવી.

ક્ષયજતૃષાનાં લક્ષણો.

**रसक्षयाद्या क्षयसम्भवा सा तयाभिभूतस्तु निशादिनेषु ॥६॥**
**पेपीयतेऽम्भः स सुखं न याति तां सन्निपातादिति केचिदाहुः**
**रसक्षयोक्तानि च लक्षणानि तस्यामशेषेण भिषग्व्यवस्येत् ॥**

રસનો ક્ષય થવાથી લાગનારી તૃષા; તે ક્ષય જ તૃષા કહેવાય છે.આવી તૃષાથી પીડિત પુરુષ રાત દહાડો પાણી પીધા કરે છે, તોપણ તેની તૃષા છીપતી નથી. આ તૃષા સન્નિપાતજન્ય છે, એવું કેટલાક કહે છે; પણ રસનો ક્ષય થવાથી જે લક્ષણો (હૃદયમાં પીડા, કમ્પ, શોષ, શૂન્યતા અને તૃષ્ણા सु.सू.अ. १५) થાય છે તે બધાં આ તૃષામાં વૈદ્યની દૃષ્ટિએ પડે છે.

આમજતૃષાનાં લક્ષણો.

**त्रिदोषलिङ्गाऽमसमुद्भवा तु हृच्छूलनिष्ठीवनसादकर्त्री ॥**

અજીર્ણથી જે તૃષા લાગે છે, તેમાં સન્નિપાતજન્ય તરશનાં સર્વે લક્ષણો દેખાય છે. અને તે ઉપરાંત હૃદયમાં શૂળ નીકળે છે. વારંવાર થુકવું પડે છે અને અંગોમાં ગ્લાનિ જણાય છે.

અન્નજતૃષાનાં લક્ષણો.

**स्निग्धं तथाम्लं लवणं तु भुक्तं गुर्वन्नमेवाशु तृषां करोति ॥**

ચીકણા, ખાટા, ખારા, અને ભારે અન્નના આહારથી તરત તૃષા લાગે છે. તે અન્નજ તૃષા કહેવાય છે.

ઉપસર્ગજતૃષાનાં લક્ષણો.

**दीनस्वरः प्रताम्यन् दीनाननशुष्कहृदयगलतालुः ॥**
**भवति खलु योपसर्गात्तृष्णा सा शोषिणी कष्टा ॥ ९ ॥**
**ज्वरमेहक्षयकासश्वासाद्युपसृष्टदेहानाम् ॥**

---

४,५,६ सु.उ.अ.४८ श्लो.७,८,९. ७,८ सु.उ.अ.४८ श्लो.१०,११,१२. ९,१० च.चि. अ.२४. श्लो. १४थी १६.

બીજા રોગોને લીધે રોગીને જે તૃષા લાગે છે તે ઉપસર્ગજતૃષા કહેવાય છે. તેમાં રોગીનો ઘાંટો બેસી જાય છે, તે આકુળ વ્યાકુળ થાય છે, તેનું મોઢું ઉતરી જાય છે, હૃદય, ગળું અને તાળવું, સૂકાય છે. આ તૃષાથી રોગીનું શરીર દૂબળું થઈ જાય છે. જ્વર, પ્રમેહ, ક્ષય, ઉધરસ, શ્વાસ વગેરે (અતિસારાદિક) રોગોની ઉપસર્ગજન્ય તૃષા મટવી મુશ્કેલ છે.

તૃષાનાં અસાધ્ય લક્ષણો.

**सर्वास्त्वतिप्रसक्ता रोगकृशानां वमिप्रसक्तानाम् ॥**
**घोरोपद्रवयुक्तास्तृष्णा मरणाय विज्ञेयाः ॥ १० ॥**
**क्षीणं विचित्तं बधिरं तृषार्तं निवर्जयेन्निर्गतजिह्वमाशु ॥११॥**

ઘણી જ વધી ગયેલી સર્વ તૃષાઓ અસાધ્ય છે. વ્યાધિથી કૃશ થયેલા મનુષ્યને લાગેલી તરશ, વારંવાર ઉલટી થયા પછી લાગતી તરશ તથા ઉલટી વગેરે ભયંકર ઉપદ્રવોવાળી તરશ મોતનું કારણ બને છે. વળી જેનું શરીર ક્ષીણ થયું હોય, તથા જે તરશને લીધે બેભાન કે બહેરો થઇ ગયો હોય અને જેની જીભ બહાર નિકળી પડી હોય, તેની ચિકિત્સા કરવી નહિ.

इति तृष्णानिदानम्

## मूर्च्छानिदानं[1]

મૂર્ચ્છાની સંપ્રાપ્તિ અને નિદાન

**क्षीणस्य बहुदोषस्य विरुद्धाहारसेविनः ॥**
**वेगाघातादभिघाताद्धीनसत्त्वस्य वा पुनः ॥ १ ॥**
**करणायतनेषूग्रा बाह्येष्वाभ्यन्तरेषु च ॥**
**निविशन्ते यदा दोषास्तदा मूर्च्छन्ति मानवाः ॥ २ ॥**
**संज्ञावहासु नाडीषु पिहितास्वनिलादिभिः ॥**
**तमोऽभ्युपैति सहसा सुखदुःखव्यपोहकृत् ॥ ३ ॥**
**सुखदुःखव्यपोहाच्च नरः पतति काष्ठवत् ॥**
**मोहो मूर्च्छेति तामाहुः षड्विधा सा प्रकीर्तिता ॥ ४ ॥**
**वातादिभिः शोणितेन मद्येन च विषेण च ॥**
**षट्स्वप्येतासु पित्तं तु प्रभुत्वेनावतिष्ठते ॥ ५ ॥**

જેનું શરીર ક્ષીણ થયું હોય, જેના શરીરમાં વાતાદિ દોષનો ઘણો પ્રકોપ થઈ ગયો હોય, જે વિરુદ્ધ ભોજન કરતો હોય, અથવા જે પુરુષ નિર્બળ થઇ ગયો હોય, તેના મળ-મૂત્રાદિકનો વેગ રોકાવાથી, અથવા તેને એકાએક જોરથી પ્રહાર થવાથી, તેની બહારની તથા અંદરની ઇંદ્રિયોના સ્થાનમાં, કોપેલા દોષો જ્યારે પ્રવેશ કરે છે, ત્યારે તે મનુષ્યને મૂર્ચ્છા આવે છે.

(મૂર્ચ્છામાં) સંજ્ઞા (બહારના પદાર્થોનું જ્ઞાન)ને વહન કરનારી નાડીઓ વાતાદિક દોષથી ઢંકાઈ જતાં દુઃખસુખના ભાનને દૂર કરનાર એક જાતનું અંધારું (અંતરમાં)

---

१ मूर्च्छा=Fainting. ११ सु.उ.अ.४८ श्लो. १३. १ थी ५ सु.उ.अ.४६ श्लो. ४, ५.

એકદમ વધી જાય છે; સુખદુઃખનું ભાન જતું રહેવાથી માણસ લાકડા જેવો અચેત થઈને પડે છે. માણસની આવી અવસ્થા મૂર્છા કે મોહ નામથી ઓળખાય છે. વાત, પિત્ત તથા કફથી ૩, અને રક્ત, વિષ તથા મદ્યથી ૩, એ રીતે ૭ પ્રકારની મૂર્ચ્છા છે. આ બધી મૂર્ચ્છામાં પિત્ત પ્રધાન છે.

**મૂર્ચ્છાનાં પૂર્વરૂપો** **हृत्पीडा जृम्भणं ग्लानिः संज्ञादौर्बल्यमेव च ॥**
**सर्वासां पूर्वरूपाणि यथास्वं ता विभावयेत् ॥ ६ ॥**

હૃદયમાં પીડા, બગાસાં, ગ્લાનિ અને જ્ઞાનની નબળાઈ એટલાં ચિહ્નો સર્વ જાતની મૂર્છાની શરુઆતમાં થાય છે; એ ઉપરાંત જૂદી જૂદી મૂર્ચ્છાનાં પૂર્વરૂપ તે તે મૂર્ચ્છાનાં લક્ષણો ઉપરથી સમજી લેવાં. (જેમ કે, બગાસાં ઉપરથી વાયુની મૂર્ચ્છા; ગ્લાનિ ઉપરથી કફની મૂર્ચ્છા અને ભ્રાંતિ ઉપરથી પિત્તની મૂર્ચ્છા જાણવી.)

**વાતજમૂર્ચ્છાનાં લક્ષણો**

**नीलं वा यदि वा कृष्णमाकाशमथवाऽरुणम् ॥**
**पश्यंस्तमः प्रविशति शीघ्रं च प्रतिबुध्यते ॥ ७ ॥**
**वेपथुश्चाङ्गमर्दश्च प्रपीडा हृदयस्य च ॥**
**कार्श्यं श्यावारुणा छाया मूर्च्छाये वातसम्भवे ॥ ८ ॥**

વાયુને લીધે જે મૂર્ચ્છા આવે છે, તેમાં રોગીને મૂર્ચ્છા આવતી વખતે આકાશનો રંગ આશમાની, કાળો કિંવા રાતો દેખાય છે આ મૂર્ચ્છામાંથી રોગી તરત ભાનમાં આવે છે; તેના શરીરમાં કંપારી આવે છે; તેનાં ગાત્રો કળે છે; હૃદયમાં પીડા થાય છે, શરીર કૃશ થઈ જાય છે અને તેના શરીરનો વર્ણ કાળો, જાંબુડો કે રાતો લાગે છે.

**પિત્તજમૂર્ચ્છાના લક્ષણો**

**रक्तं हरितवर्णं वा वियत्पीतमथापि वा ॥**
**पश्यंस्तमः प्रविशति सस्वेदश्च प्रबुध्यते ॥ ९ ॥**
**सपिपासः ससन्तापो रक्तपीताकुलेक्षणः ॥**
**सम्भिन्नवर्चाः पीताभो मूर्च्छाये पित्तसम्भवे ॥ १० ॥**

પિત્તથી થયેલી મૂર્ચ્છામાં આકાશનો રંગ લાલ, લીલો કે પીળો જોતાં જોતાં રોગી મૂર્ચ્છા પામે છે. જ્યારે તે સાવધ થાય છે, તે સમયે તેને પરસેવો થાય છે, તરશ લાગે છે; સંતાપ થાય છે; નેત્ર લાલ, પીળા રંગનાં થાય છે; ઝાડો પાતળો આવે છે અને શરીરનો રંગ પીળો થાય છે.

**કફજમૂર્ચ્છાનાં લક્ષણો**

**मेघसङ्काशमाकाशमावृतं वा तमोघनैः ॥**
**पश्यंस्तमः प्रविशति चिराच्च प्रतिबुध्यते ॥ ११ ॥**
**गुरुभिः प्रावृतैरङ्गैर्यथैवार्द्रेण चर्मणा ॥**
**सप्रसेकः सहृल्लासो मूर्च्छाये कफसम्भवे ॥ १२ ॥**

જે મૂર્ચ્છાની ઉત્પત્તિ કફમાંથી છે, તેમાં દર્દી આકાશને અંધકારથી અથવા મેઘથી (વાદળાંથી) છવાયું હોય તેવું મેઘશ્યામ જોતાં મૂર્છિત થઈ પડે છે. આ જાતની મૂર્ચ્છામાં

६ सु. उ. अ. ४६ श्लो. ३.

શુદ્ધિમાં આવતાં વાર લાગે છે અને જયારે દર્દી સાવધ થાય છે, ત્યારે જાણે ભારે ગોદડું અથવા લીલું ચામડું ઓઢયું હોય એવું ભારે શરીર લાગે છે. આ ઉપરાંત મુખમાંથી પાણી છૂટે છે તથા ફીણ આવે છે.

**સન્નિપાતજ મૂર્ચ્છાનાં લક્ષણો**

**सर्वाकृतिः सन्निपातादपस्मार इवापरः ॥**
**स जन्तुं पातयत्याशु विना बीभत्सचेष्टितैः ॥ १३ ॥**

સન્નિપાતથી જે મૂર્ચ્છા આવે છે, તેમાં વાત, પિત્તાદિ જુદી જુદી મૂર્ચ્છાનાં જે લક્ષણો ઉપર કહ્યાં તે સર્વે થાય છે, આ રોગ વાઈ જેવો જ છે; અને વાઈ પેઠે જ તરત માણસને પછાડે છે. માત્ર આ સન્નિપાતજ મૂર્ચ્છામાં વાઈ જેવાં બીભત્સ ચિહ્નો થતાં નથી.

**રક્તજમૂર્ચ્છાની સંપ્રાપ્તિ**

**पृथिव्यापस्तमोरूपं रक्तगन्धस्तदन्वयः ॥**
**तस्माद्रक्तस्य गन्धेन मूर्च्छन्ति भुवि मानवाः ॥ १४ ॥**
**द्रव्यस्वभाव इत्येके दृष्ट्वा यदभिमुह्यति ॥**

પૃથ્વી અને પાણી એ તમોગુણરૂપ છે, અને લોહીની ગંધમાં એનો સંબંધ છે; તેથી કરીને લોહીની ગંધથી મૂર્ચ્છા ઉત્પન્ન થાય છે. કેટલાક એમ કહે છે કે લોહીને જોઇને જે મૂર્ચ્છા ઉત્પન્ન થાય છે, તેનું કારણ એ જ કે, લોહીનો એવો સ્વભાવ છે.

**વિષ અને મદ્યથી (દારુથી) આવતી મૂર્ચ્છા**

**गुणास्तीव्रतरत्वेन स्थितास्तु विषमद्ययोः ॥ १५ ॥**
**त एव तस्मादाभ्यां तु मोहौ स्यातां यथेरितौ ॥**

તેલ વગેરે પદાર્થોમાં જે (લઘુ, રૂક્ષ, વિશદ વગેરે) દશ ગુણ છે, તે ગુણો ઝેર અને મદ્યમાં ઘણી તીવ્રતા સાથે રહે છે, અને તેથી જ ઝેર અને મદ્યથી યથોક્ત લક્ષણોવાળી મૂર્ચ્છા આવે છે. (વિષથી ઉત્પન્ન થનારી બેશુદ્ધિ પોતાની મેળે મટતી નથી, કેમ કે ઝેર પાચન થતું નથી, પણ મદ્યનું પેટમાં પાચન થતાં મદ્યજન્ય મૂર્ચ્છાનો પોતાની મેળે ઉતાર થાય છે. આ તફાવત વિષ અને મદ્યના ભિન્ન ગુણોને લીધે છે.)

**રક્તજાદિ ત્રણ મૂર્ચ્છાનાં લક્ષણો**

**स्तब्धाङ्गदृष्टिस्त्वसृजा मूढोच्छ्वासश्च मूर्च्छितः ॥ १६ ॥**
**मद्येन विलपंश्छेते नष्टविभ्रान्तमानसः ॥**
**गात्राणि विक्षिपन् भूमौ जरां यावन्न याति तत् ॥ १७ ॥**
**वेपथुस्वप्नतृष्णाः स्युस्तमश्च विषमूर्च्छिते ॥**
**वेदितव्यं तीव्रतरं यथास्वं विषलक्षणैः ॥ १८ ॥**

રક્તજન્ય મૂર્ચ્છામાં નેત્ર અને શરીર જડ થઈ જાય છે અને રોગીનો શ્વાસ રુંધાય છે. મદ્યથી થતી મૂર્ચ્છામાં જ્યાં સુધી દારુનો નીશો ન ઉતરે ત્યાંસુધી ભાન વગરનો અને ભ્રમિત મગજવાળો દર્દી લવરી કરતો તથા હાથ પગ પછાડતો જમીન ઉપર પડ્યો રહે છે. જે મૂર્ચ્છા વિષ ભક્ષણથી આવે છે, તેમાં રોગીનું શરીર થરથર ધ્રુજે છે; તેને તરશ લાગે છે અને અંધારામાં પડ્યા જેવું રોગીને લાગે છે. વિષની મૂર્ચ્છાનાં લક્ષણો તે તે ઝેરની અસરનાં ચિહ્નો જેવાંજ પણ અધિક તીવ્રરૂપમાં જોવામાં આવે છે.

---

૧૩અ.હૃ.નિ.અ.૬શ્લો.૩૫. ૧૪સુ.ઉ.અ.૪૬ શ્લો.૬. ૧૫,૧૬,૧૭,૧૮સુ.ઉ.અ.૪૬શ્લો.૬થી૧૦

**મૂર્છા, ભ્રમ, તંદ્રા અને નિદ્રામાં તફાવત**

**मूर्च्छा पित्ततमःप्राया रजःपित्तानिलाद्भ्रमः ॥**
**तमोवातकफात्तन्द्रा निद्रा श्लेष्मतमोभवा ॥ १९ ॥**

મૂર્છામાં પિત્ત અને તમોગુણ અધિક હોય છે. ભ્રમની ઉત્પત્તિ રજોગુણ, પિત્ત અને વાયુમાંથી થાય છે. તંદ્રામાં તમોગુણ, વાયુ અને કફની અધિકતા હોય છે અને નિદ્રા, કફ અને તમોગુણમાંથી ઉત્પન્ન થાય છે.

**તંદ્રાનાં લક્ષણો**

**इन्द्रियार्थेष्वसम्प्राप्तिर्गौरवं जृम्भणं क्लमः ॥**
**निद्रार्तस्येव यस्येहा तस्य तन्द्रां विनिर्दिशेत् ॥ २० ॥**

જ્યારે દરદી, નિદ્રા[1] ન હોવા છતાં ઉંઘેલા માણસ પેઠે, ઇંદ્રિયોના વિષયોને ગ્રહણ ન કરી શકે, બગાસાં ખાયા કરે તથા થાકેલો જણાય; અને તેનું શરીર જડ થઇ જાય ત્યારે તેને તંદ્રા થઇ છે એમ સમજવું.

**ભ્રમનાં લક્ષણો[2]**

**चक्रवद्भ्रमतो गात्रं भूमौ पतति सर्वदा ॥**
**भ्रमरोग इति ज्ञेयो रजःपित्तानिलात्मकः ॥ २१ ॥**

ભ્રમરોગમાં હમેશાં ચક્ર પેઠે ફરતા દરદીનું શરીર એકાએક પૃથ્વી ઉપર પડી જાય છે. આ ભ્રમ રોગ રજોગુણ અને પિત્તવાયુમાંથી ઉત્પન્ન થાય છે.

**સંન્યાસનો મૂર્છાથી ભેદ[3]**

**दोषेषु मदमूर्च्छाया गतवेगेषु देहिनाम् ॥**
**स्वयमेवोपशाम्यन्ति संन्यासो नौषधैर्विना ॥ २२ ॥**

મદ અને મૂર્છાના કારણરૂપ વિકારોનો વેગ ઘટી જતાં મદ અને મૂર્છા પોતાની મેળે ઉતરી જાય છે; પરંતુ સન્યાસ ઓષડ સિવાય મટતો નથી.

**સંન્યાસનાં લક્ષણો**

**वाग्देहमनसां चेष्टा आक्षिप्यातिबला मलाः ॥**
**संन्यस्यन्त्यबलं जन्तुं प्राणायतनमाश्रिताः ॥ २३ ॥**
**स ना संन्याससंन्यस्तः काष्ठीभूतो मृतोपमः ॥**
**प्राणैर्विमुच्यते शीघ्रं मुक्त्वा सद्यःफलां क्रियाम् ॥ २४ ॥**

અત્યંત બળવાન્ થઈ પડેલા મળો, વાણી, દેહ અને મનના વ્યાપારને એટલે એનાં સ્વાભાવિક કામોને બંધ કરી, પ્રાણાયતન (હૃદય)નો આશ્રય લઇ નિર્બળ રોગીને બેશુદ્ધ કરી દે છે. આ સંન્યાસ વ્યાધિથી ગ્રસ્ત મનુષ્ય લાકડા જેવો થઇ મરી ગયેલા માણસની માફક લાંબો થઈ પડે છે. તેને વ્યાધિમાંથી એકદમ મુક્ત કરવા માટે તાત્કાલિક અસર કરનારી ચિકિત્સા તરત કરવામાં ન આવે તો દરદી મરી જાય છે.

इति मूर्च्छानिदानम्

---

૧ નિદ્રાનાં લક્ષણો તંદ્રાનાં જેવાં છે. નિદ્રા સાધારણ તથા પ્રસિદ્ધ હોવાથી માધવકરે તેમના સંબંધી જો કે વિવેચન કર્યું નથી, પણ ચરકમાં નિદ્રાનું નીચે પ્રમાણે લક્ષણ કહ્યું છેઃ—

"यदा तु मनसि क्लांते कर्मात्मानः क्लमान्विताः ॥
विषयेभ्यो निवर्तंते तदा स्वपिति मानवः ॥"

જે સમય મન કલાંત થઈ તેની ઇંદ્રિયો પણ શાંત થાય છે અને આસપાસનાં વિષયોમાંથી પાછી વળે છે,તે વખતે મનુષ્યને ઊંઘ આવે છે. ૨ भ्रम=Giddiness. ૩ संन्यास=Apoplexy.

૨૨ अ.हृ.नि.अ.६ श्लो.३६. ૨૩, ૨૪अ.हृ.नि. अ. ६ श्लो. ३७, ३८ ઉપરથી.

## मदात्ययनिदानं

મદ્યનો સ્વભાવ

ये विषस्य गुणाः प्रोक्तास्तेऽपि मद्ये प्रतिष्ठिताः ॥
तेन मिथ्योपयुक्तेन भवत्युग्रो मदात्ययः ॥ १ ॥
किं तु मद्यं स्वभावेन यथैवान्नं तथा स्मृतम् ॥
अयुक्तियुक्तं रोगाय युक्तियुक्तं यथाऽमृतम् ॥ २ ॥
प्राणाः प्राणभृतामन्नं तदयुक्त्या निहन्त्यसून् ॥
विषं प्राणहरं तच्च युक्तियुक्तं रसायनम् ॥ ३ ॥

વિષમાં જે ગુણો રહેલા છે, તે જ મદ્યમાં પણ છે, અને તેથી મદ્યનો ખોટો ઉપયોગ કરનારને ભયંકર મદાત્યય વ્યાધિ (નીશાનો રોગ) થાય છે. પણ મદ્યનો પોતાનો સ્વભાવ તો અન્ન જેવો છે એટલે યુક્તિ વગર લેવાથી રોગ ઉત્પન્ન કરે છે; અને યુક્તિપૂર્વક લેવાથી અમૃત જેવો ગુણ કરે છે.

અન્ન જો કે પ્રાણીમાત્રના પ્રાણરૂપ છે પણ તેનો જો અયોગ્ય ઉપયોગ થાય તો એ કોગળિયાં જેવા મોટા ભયંકર રોગો ઉત્પન્ન કરીને જીવ લે છે. અને વિષ જો કે જીવઘાતક છે; પણ તે યોગ્ય રીતે વાપરવાથી રસાયન રૂપ થાય છે.

વિધિપૂર્વક મદિરાનું સેવન કરવાથી થતા ગુણો

विधिना मात्रया काले हितैरन्नैर्यथाबलम् ॥
प्रहृष्टो यः पिबेन्मद्यं तस्य स्यादमृतं यथा ॥ ४ ॥
स्निग्धैस्तदन्नैर्मांसैश्च भक्ष्यैश्च सह सेवितम् ॥
भवेदायुःप्रकर्षाय बलायोपचयाय च ॥ ५ ॥
काम्यता मनसस्तुष्टिस्तेजो विक्रम एव च ॥
विधिवत्सेव्यमाने तु मद्ये सन्निहिता गुणाः ॥ ६ ॥

યથાસ્થિત વિધિથી તથા યોગ્ય માપથી તેમ જ સમયાનુસાર ઘી, દૂધ જેવા સ્નિગ્ધ પદાર્થોવાળા ખોરાક સાથે પોતાની શક્તિ મુજબ, ઘણા આનંદથી જે પુરુષ મદિરાપાન કરે છે. તેને એ અમૃત જેવો ગુણ કરે છે. વળી સ્નિગ્ધ અન્ન, માંસ અને બીજા ખોરાક સાથે મદિરાપાન કરવાથી, આયુષ્ય વધે છે, શરીરમાં બળ જામે છે તથા પુષ્ટિ થાય છે.

વળી વિધિપૂર્વક મદ્યનું સેવન કરવાથી સુંદર રૂપ, મનમાં આનંદ, તેજ અને પરાક્રમ જેવા ગુણો પ્રાપ્ત થાય છે. (વિધિ વિરુદ્ધ મદ્યપાન કરતાં પ્રથમમદ, મધ્યમમદ અને અતિમદ એવો ત્રણ પ્રકારનો મદાત્યય રોગ થાય છે.)

પ્રથમમદનાં લક્ષણો

बुद्धिस्मृतिप्रीतिकरः सुखश्च पानान्ननिद्रारतिवर्धनश्च ॥
सम्पाठगीतस्वरवर्धनश्च प्रोक्तोऽतिरम्यः प्रथमो मदो हि ॥७॥

---

१ मदात्यय=Alcoholism=દારૂનો નીશો. २,३ च.चि.अ.१२ श्लो.५७,५८. ४ च.चि, अ.१२ श्लो. २५. ५–६ सु.उ.अ.४७ श्लो. ५.

પ્રથમમદ (થોડા મદ્યપાનની પ્હેલી અસર)માં, બુદ્ધિ, સ્મૃતિ (યાદશક્તિ) અને પ્રીતિ ખીલે છે, સુખ લાગે છે; અન્ન, પાન. અને ઉંઘમાં મઝા આવે છે, અને ઉચ્ચાર તથા ગાયનનો અવાજ ખીલે છે. આવાં લક્ષણોવાળો પ્રથમમદ અતિ મનોરંજક છે.

**દ્વિતીયમદના લક્ષણો**

**अव्यक्तबुद्धिस्मृतिवाग्विचेष्टः सोन्मत्तलीलाकृतिरप्रशान्तः**
**आलस्यनिद्राभिहतो मुहुश्च मध्येन मत्तः पुरुषो मदेन ॥८॥**

મધ્યમ કિંવા દ્વિતીય મદથી(નીશાની વચલી સ્થિતિ)મસ્ત થયેલા પુરુષની બુદ્ધિ, સ્મૃતિ, અને વાણી અસ્પષ્ટ થાય છે; તે ખોટી ખોટી ચેષ્ટાઓ કરે છે. તેની આકૃતિ ગાંડા જેવી લાગે છે, તે ગાંડા જેવી લીલા કરે છે, તોફાન કરે છે, અને ઉંઘણસી તથા આળસુ બની જાય છે.

**તૃતીયમદનાં લક્ષણો**

**गच्छेदगम्यां न गुरूंश्च मन्येत्खादेदभक्ष्याणि च नष्टसंज्ञः ॥**
**ब्रूयाच्च गुह्यानि हृदि स्थितानि मदे तृतीये पुरुषोऽस्वतंत्रः ९**

તૃતીય મદથી (નીશાની ત્રીજી સ્થિતિથી) મસ્ત બનેલો પુરુષ એટલો મદાંધ થાય છે કે, તે અગમ્ય એટલે ગુરુ વગેરેની સ્ત્રી સાથે વ્યભિચાર કરે છે:મોટાઓનું માન નથી રાખતો અભક્ષ્ય એટલે નહિ ખાવાનું ખાય છે; અને કઈ વાત બોલવી ? ને કઈ નહિ ? તેના ભાન વગરનો એ પોતાના હૃદયની છાની વાતો પણ બોલી જાય છે. આ ત્રીજા મદમાં મનુષ્ય પરતંત્ર બની જાય છે.

**ચતુર્થ મદનાં લક્ષણો**

**चतुर्थे तु मदे मूढो भग्नदार्विव निष्क्रियः ॥**
**कार्याकार्यविभागाज्ञो मृतादप्यवरो मृतः ॥ १० ॥**
**को मदं तादृशं गच्छेदुन्मादमिव चापरम् ॥**
**बहुदोषमिवामूढः कान्तारं स्ववशः कृती ॥ ११ ॥**

ચતુર્થ મદને (નીશાની છેલ્લી સ્થિતિ) આધીન થનારો પુરુષ તો તદ્દન મૂઢ બની જઈ ભાંગેલા લાકડા પ્રમાણે નિશ્ચેષ્ટ થઇ પડે છે. કરવું શું? અને ન કરવું શું? તેની તેને કંઈ સમજ રહેતી નથી. તેવો માણસ મુવેલાંથી પણ ભુંડો છે. જે વનમાં વાઘ, વરુ તથા સર્પાદિક જીવઘાતક જનાવરો, ઘણાં વસતાં હોય ત્યાં શું કોઇ સ્વતંત્ર અને ડાહ્યો માણસ જાય? (ન જ જાય.) તેમ ઘેલછા જેવા અને ઘણા દોષવાળા આ મદ (નીશાની છેલ્લી સ્થિતિ)માં કયો સ્વાધીન મનવાળો તથા ડાહ્યો માણસ પડે? (કોઈ ન પડે. મતલબ કે આવો નીશો કરનારને મૂર્ખ તથા પરાધીન મનનો સમજવો.)

**અવિધિથી મદિરા પાન કરનારનાં બીજાં લક્ષણો**

**निर्भक्तमेकान्तग एव मद्यं निषेव्यमाणं मनुजेन नित्यम् ॥**
**आपादयेत्कष्टतमान्विकारानापादयेच्चापि शरीरभेदम् ॥१२॥**

અન્ન વિના એકલું ઘણું મદિરાપાન નિરંતર કરનાર પાનાત્યયાદિક અનેક દુ:ખદાયક રોગો થાય છે અને વખતે તેથી તેનો જીવ પણ જાય છે.

---

૧૨ થી ૧૫ सु.उ.अ.४७ श्लो. १० थी १२.

**કેવાં માણસોને મદિરાપાન રોગોત્પાદક છે ?**

**क्रुद्धेन भीतेन पिपासितेन शोकाभितप्तेन बुभुक्षितेन ॥**
**व्यायामभाराध्वपरिक्षतेन वेगावरोधाभिहतेन चापि ॥१३॥**
**अत्यम्बुभक्ष्यावततोदरेण साजीर्णभुक्तेन तथाऽबलेन ॥**
**उष्माभितप्तेन च सेव्यमानं करोति मद्यं विविधान् विकारान्**
**पानात्ययं परमदं पानाजीर्णमथापि वा ॥**
**पानविभ्रममुग्रं च तेषां वक्ष्यामि लक्षणम् ॥ १५ ॥**

ક્રોધયુક્ત થયેલા, ભય પામેલા, તરસ્યા થયેલા, ભૂખ્યા, કસરત કરવાથી, બોજો ઊંચકવાથી અથવા પગે લાંબી મંજલ કરવાથી થાકેલા, મળમૂત્રાદિકના વેગને અટકાવનારા, ઘણું પાણી કે ઘણો ખોરાક લેવાથી જેનું પેટ ચઢયું હોય એવા, અજીર્ણનાં ભોજન કરનારા, દુર્બળ શરીરવાળા; અને ગરમીથી (સૂર્યની) તપેલા, પુરુષોને **મદ્યના** સેવનથી વિવિધ વિકારો ઉત્પન્ન થાય છે.

પાનાત્યય, પરમદ, પાનાજીર્ણ અને પાનવિભ્રમ, એવા ચાર ભયંકર વિકારો ઘણી મદિરા પીવાથી થાય છે. હવે હું તેમનાં લક્ષણો કહું છું.

**વાતમદાત્યયનાં લક્ષણો**

**हिक्काश्वासशिरःकम्पपार्श्वशूलप्रजागरैः ॥**
**विद्याद्बहुप्रलापस्य वातप्रायं मदात्ययम् ॥१६॥**

વાતમદાત્યયમાં હેડકી આવે છે; શ્વાસ ચઢે છે; મસ્તક ધ્રુજે છે પડખામાં શૂળો ફૂટે છે; ઊંઘ ઉડી જાય છે અને રોગી લવરી ઘણી કરે છે.

**પિત્તમદાત્યયનાં લક્ષણો**

**तृष्णादाहज्वरस्वेदमोहातीसारविभ्रमैः ॥**
**विद्याद्धरितवर्णस्य पित्तप्रायं मदात्ययम् ॥ १७ ॥**

પિત્તમદાત્યયમાં તૃષા લાગે છે; બળત્રા થાય છે; તાવ આવે છે; પરસેવો છૂટે છે; રોગી બેશુદ્ધ થાય છે; અતિસાર થાય છે; ચકરી આવે છે; અને રોગીના શરીરનો વર્ણ લીલાશ પડતો [ થાય છે.

**કફમદાત્યયનાં લક્ષણો**

**छर्द्यरोचकहृल्लासतन्द्रास्तैमित्यगौरवैः ॥**
**विद्याच्छीतपरीतस्य कफप्रायं मदात्ययम् ॥**

કફમદાત્યયમાં ઉલટી થાય છે; અન્નપર અરુચિ થાય છે; મોળ આવે છે; તંદ્રા આવે છે; રોગી સ્તબ્ધ જેવો લાગે છે તેનું શરીર ભારે પથરા જેવું લાગે છે; અને તેને ટાઢી બહુ જણાય છે.

**ત્રિદોષજનિત મદાત્યયનાં લક્ષણો**

**ज्ञेयस्त्रिदोषजश्चापि सर्वलिङ्गैर्मदात्ययः ॥ १८ ॥**

જે મદાત્યય વ્યાધિમાં ઉપર ત્રણે વિકારમાં વર્ણવેલાં લક્ષણો જોવામાં આવે, તેને ત્રિદોષજનિત મદાત્યય જાણવો.

**પરમદનાં લક્ષણો**

**श्लेष्मोच्छ्रयोऽङ्गगुरुता मधुरास्यता च**
**विण्मूत्रसक्तिरथ तन्द्रिररोचकश्च ॥**

---

૧૬ च.चि.अ. ૧૨ श्लो. ૮૬. ૧૭ च.चि.अ. ૧૨ श्लो. ૯૨. ૧૮ (ત્રીજી પંક્તિ સિવાય) च.चि. अ. ૧૨ श्लो. ૯૫.

लिङ्गं परस्य तु मदस्य वदन्ति तज्ज्ञा.
स्तृष्णा रुजा शिरसि सन्धिषु चातिभेदः ॥ १९ ॥

શરીરમાં કફનું જોર વધી જાય (નાકમાંથી પાણી નીકળ્યા કરતું હોય એટલે કફનું જોર સમજાય); શરીર ભારે લાગે; મુખનો સ્વાદ ગળચટો લાગે; મળમૂત્રાદિક કબજ થાય; તંદ્રા આવે; અન્નપર અરુચિ થાય; તૃષા લાગે; મસ્તકમાં પીડા થાય અને સાંધાઓ જાણે કુવાડીથી છૂટા પાડવામાં આવતા હોય, તેવી તેમાં પીડા થાય. એ પરમદનાં લક્ષણો છે એમ તેના જાણનારા [કહે છે.

**પાનાજીર્ણનાં લક્ષણો**

आध्मानमुग्रमथवोद्गिरणं विदाहः
पाने त्वजीर्णमुपगच्छति लक्षणानि ॥

ઘણું પેટ ચઢે; ઉલટી થાય; (અથવા ઓડકારો આવે) અને શરીરમાં બળત્રા ઉઠે. આ લક્ષણો પાનાજીર્ણમાં એટલે મદ્ય પાચન થયું ન હોય ત્યારે થાય છે.

**પાનવિભ્રમનાં લક્ષણો**

हृद्गात्रतोदकफसंस्रवकण्ठधूम-
मूर्च्छावमिज्वरशिरोरुजनप्रदाहाः ॥ २० ॥
द्वेषः सुरान्नविकृतेष्वपि तेषु तेषु
तं पानविभ्रममुशन्त्यखिलेन धीराः ॥

હૃદયમાં અને અવયવોમાં સોયો ખોંચ્યા જેવી પીડા થાય, મોઢામાંથી કફ નીકળ્યા કરે, ગળામાંથી ધુમાડો નીકળ્યા જેવી પીડા થાય, મૂર્છા આવે, ઉલટી થાય, તાવ આવી જાય, માથું દુખે, અને જુદી જુદી (મૈરેય વગેરે) જાતની સુરાઓ ઉપર તથા જુદી જુદી જાતના ખોરાક ઉપર અરુચિ થાય ત્યારે પાનવિભ્રમ થયો છે એમ જાણવું.

**મદાત્યયનાં અસાધ્ય લક્ષણો**

हीनोत्तरौष्ठमतिशीतममन्ददाहं
तैलप्रभास्यमतिपानहतं त्यजेत्तु ॥ २१ ॥
जिह्वौष्ठदन्तमसितं त्वथवापि नीलं
पीते च यस्य नयने रुधिरप्रभे वा ॥

મદ્યના અત્યંત પાનથી જે રોગીનો ઉપલો હોઠ નીચેના હોઠ કરતાં ટુંકો થઇ જાય, જેને બહારથી ઘણી ટાઢી લાગે, અને શરીરની અંદર ઘણી બળત્રા થાય, જેનું મુખ તેલ ચોપડ્યા પ્રમાણે ચળકાટ મારે; જીભ, હોઠ અને દાંત જેના કાળા અથવા આસમાની રંગના થઇ જાય અને જેનાં નેત્ર પીળાં કિંવા લોહીના જેવાં રક્ત થયાં હોય, તે રોગીઓની દવા કરવી નહિ.

**મદાત્યયના ઉપદ્રવો**

हिक्काज्वरौ वमथुवेपथुपार्श्वशूलाः ॥
कासभ्रमावपि च पानहतं त्यजेत्तम् ॥ २२ ॥

હેડકી, તાવ, ઉલટી, કંપારો, પડખામાં શૂળો, ઉધરસ અને ચકરી વગેરે ઉપદ્રવોથી જે પાનાત્યયવાળો રોગી પીડિત હોય, તેના જીવતરની આશા તજી દેવી.

इति मदात्ययनिदानम्

---

૧૯ सु.उ.अ.૪૭ श्लो.૧૪. ૨૦ થી ૨૨ सु उ.अ.૪૭ श्लो.૧૫ થી ૧૭.

## दाहनिदान

દાહ કિંવા બળત્રા સાત પ્રકારની થાય છે, તેમાં મદ્યજનિત દાહ પણ એક છે.

**મદ્યજન્ય દાહનાં લક્ષણો.**

**त्वचं प्राप्तः स पानोष्मा पित्तरक्ताभिमूर्च्छितः ॥**
**दाहं प्रकुरुते घोरं पित्तवत्तत्र भेषजम् ॥ १ ॥**

મદ્યપાનથી ઉત્પન્ન થયેલી ગરમી, રક્તપિત્તથી વૃદ્ધિ પામી, શરીરમા ભયંકર બળત્રા ઉત્પન્ન કરે છે, તેથી પિત્તપર અપાતાં ઓસડ તેનાપર આપવાં.

**રક્તજ અને પિત્તજ દાહના લક્ષણો.**

**कृत्स्नदेहानुगं रक्तमुद्रिक्तं दहति ध्रुवम् ॥**
**स उष्यते तृष्यते च ताम्राभस्ताम्रलोचनः ॥ २ ॥**
**लोहगन्धाङ्गवदनो वह्निनेवावकीर्यते ॥**
**पित्तज्वरसमः पित्तात्स चाप्यस्य विधिः स्मृतः ॥ ३ ॥**

રક્તજન્ય દાહમાં આખા શરીરમાંનું રક્ત વિકારયુક્ત થઈ, અત્યંત બળત્રા ઉત્પન્ન કરે છે અને તેનાથી અગ્નિ સમીપ બેઠાની પેઠે રોગીનું શરીર તપી આવે છે. રોગીને તરશ ઘણી લાગે છે; તેનું શરીર લાલ દેખાય છે તથા તેનાં નેત્ર રંગે ત્રાંબાના જેવાં લાલ થાય છે; તેના મુખમાંથી તથા શરીરમાંથી લોખંડના જેવી વાસ આવે છે; અને જાણે શરીરપર કોઈ ધગતા અંગારા નાંખતું હોય, તેવું તેને કષ્ટ થાય છે: પિત્તજન્ય દાહમાં પિત્તજ્વરને મળતાં લક્ષણો થાય છે માટે તેનાપર પિત્તજ્વરનું ઓસડ આપવું.

**તૃષાનિરોધજ દાહનાં લક્ષણો.**

**तृष्णानिरोधादब्धातौ क्षीणे तेजः समुद्धतम् ॥**
**स बाह्याभ्यन्तरं देहं प्रदहेन्मन्दचेतसः ॥ ४ ॥**
**संशुष्कगलताल्वोष्ठो जिह्वां निष्कृष्य वेपते ॥**

તરશને, (પાણી પી ન છીપાવતાં) રોકવાથી શરીરમાંની પ્રવાહી ધાતુઓ, ક્ષીણ થઇ જતાં પિત્તની ગરમી વધી પડે છે જે આ મંદબુદ્ધિવાળા માણસના શરીરમાં બ્હાર અને અંદર બળત્રા ઉત્પન્ન કરે છે. આ દાહથી રોગીનાં ગળું તાળવું. અને હોઠ અત્યંત સૂકાઇ જાય છે; અને તેની જીભ (કૂત્રાની પેઠે) બહાર નીકળી પડે છે તથા એ ધ્રૂજ્યા કરે છે.

**શસ્ત્રના ઘાથી શરીરમાં થતો દાહ**

**असृजः पूर्णकोष्ठस्य दाहोऽन्यः स्यात्सुदुःसहः ॥ ५ ॥**

શસ્ત્ર વગેરે જખમથી નીકળેલા લોહીથી રોગીનો કોઠો રક્તથી ભરાઈ જતાં તેને જે દાહ આખા શરીરમાં થાય છે; તે એટલો તીવ્ર હોય છે; કે વેઠી શકાતો નથી.

**ધાતુક્ષયજન્ય દાહનાં લક્ષણ**

**धातुक्षयोत्थो यो दाहस्तेन मूर्च्छातृषान्वितः ॥**
**क्षामस्वरः क्रियाहीनः स सीदेद्भृशपीडितः ॥ ६ ॥**

---

१सु.उ.अ.४७श्लो.२५. २–३सु.उ.अ.४७श्लो.२७.२८ ४थी७सु.उ.अ.४७श्लो.२९थी३०

શરીરમાંની રસાદિ ધાતુનો ક્ષય થવાથી જે દાહ થાય છે, તેમાં રોગી મૂર્ચ્છા અને તૃષાથી પીડિત રહે છે. અને રોગીનો અવાજ ખોખરો સંભળાય છે; આ દાહથી બહુ પીડાતા દરદીની ચિકિત્સા બરાબર ન થાય તો એ મરી જાય છે.

**ક્ષતજ દાહનાં લક્ષણો.** **क्षतजोऽनश्नतश्चान्नं शोचतो वाप्यनेकधा ॥**
**तेनान्तर्दह्यतेऽत्यर्थं तृष्णामूर्च्छाप्रलापवान् ॥ ७ ॥**

જે પુરુષ અનેક પ્રકારે શોક કર્યા કરે છે તથા તેને લીધે ખાતો પીતો પણ નથી, તેના શરીરમાં ક્ષત થઇને તેથી દાહ ઉત્પન્ન થાય છે તેને ક્ષતજ દાહ કહે છે. તેમાં રોગીને અંતરમાં ઘણી બળત્રા થાય છે અને તેને તૃષા, મૂર્છા અને લવરી લાગુ પડે છે.

**મર્માભિઘાતજ દાહનાં લક્ષણો.** **मर्माभिघातजोऽप्यस्ति सोऽसाध्यः सप्तमो मतः ॥**

મર્મસ્થાન (શરીરના જે ભાગપર લગાર પણ પ્રહાર થતાં ભયંકર પરિણામ આવે તે**મર્મસ્થાન** સમજવું.)પર પ્રહાર થતાં જે દાહ ઉત્પન્ન થાય છે, તેને અસાધ્ય જાણવો. આ દાહ સાતમો છે.

**सर्व एव च वर्ज्याः स्युः शीतगात्रस्य देहिनः ॥ ८ ॥**

જે રોગીનું શરીર બહારથી ઠંડું કિંવા શીતળ લાગે તેને ગમે તે પ્રકારનો દાહ થયો હોય છતાં, પણ તેના જીવતરની આશા છોડી દેવી.

इति दाहनिदानम्

## उन्मादनिदानं

**मदयन्त्युद्गता दोषा यस्मादुन्मार्गमाश्रिताः ॥**
**मानसोऽयमतो व्याधिरुन्माद इति कीर्त्यते ॥ १ ॥**

વૃદ્ધિ પામેલા વાત, પિત્તાદિ વિકારો પોતાનો સ્વાભાવિક માર્ગ છોડી, અન્ય માર્ગે સંચરતાં, (એટલે તે વિકારો મનને વહેનારી ધમનીઓ સુધી પહોંચતાં) મનને ભ્રમિત કરે છે. આવા માનસિક વ્યાધિને ઉન્માદ કહે છે.

**एकैकशः सर्वशश्च दोषैरत्यर्थमूर्च्छितैः ॥**
**मानसेन च दुःखेन स पञ्चविध उच्यते ॥ २ ॥**
**विषाद्भवति षष्ठश्च यथास्वं तत्र भेषजम् ॥**
**स चाप्रवृद्धस्तरुणो मदसंज्ञां बिभर्ति च ॥ ३ ॥**

અત્યંત વિકારયુક્ત થયેલા વાત, પિત્તાદિ ત્રણે દોષથી જુદા જુદા ૩, ત્રણ દોષના સન્નિપાતથી ૧, માનસિક દુઃખથી ૧ અને વિષજનિત વ્યાધિથી ૧, એ પ્રમાણે ઉન્માદના છ પ્રકાર છે. આ ઉન્માદ નવો થયો હોય અને તેની વૃદ્ધિ પૂર્ણ રીતે ન થઈ હોય ત્યારે તે મદ નામથી ઓળખાય છે.

---

૧ उन्माद=ઘેલછા=Insanity ૮મુ.ઉ.અ.૪૭ શ્લો.૩૩,૩૪. ૧થી૩ સુ.ઉ.અ.૬૨ શ્લો.૨-૩

**ઉન્માદનાં સામાન્ય કારણો અને તેની સંપ્રાપ્તિ**

**विरुद्धदुष्टाशुचिभोजनानि प्रधर्षणं देवगुरुद्विजानाम् ॥**
**उन्मादहेतुर्भयहर्षपूर्वो मनोऽभिघातो विषमाश्च चेष्टाः ॥४॥**
**तैरल्पसत्त्वस्य मलाः प्रदुष्टा बुद्धेर्निवासं हृदयं प्रदूष्य ॥**
**स्रोतांस्यधिष्ठाय मनोवहानि प्रमोहयन्त्याशु नरस्य चेतः ॥५॥**

વિરુદ્ધ, વિષ આદિથી બિગાડ પામેલું તથા અપવિત્ર ભોજન કરવાથી, દેવ, ગુરુ અને બ્રાહ્મણનો તિરસ્કાર કરવાથી, ભય અને હર્ષની લાગણીઓની મનને એકાએક અણચિંતવી અસર થવાથી, અને વિષમ (એટલે ગમે તેમ અનિયમિત રીતે ફરવું, હરવું, બોલવું કિંવા પોતાનાથી અધિક બળવાન્ પુરુષ સાથે કુસ્તિ લડવી વગેરે) ચેષ્ટાથી ઓછા હૃદયબળવાળા પુરુષના વાત, પિત્તાદિ દોષો વિકાર પામી બુદ્ધિનું સ્થાન જે હૃદય તેને દૂષિત કરી, પછી મનને વહન કરનારા સ્રોતોમાં રહીને માણસના અંતઃકરણને મોહિત કરે છે તેથી ઉન્માદ રોગ ઉત્પન્ન થાય છે.

**ઉન્માદનાં સ્વરૂપો**

**धीविभ्रमः सत्वपरिप्लवश्च पर्याकुला दृष्टिरधीरता च ॥**
**अबद्धवाक्त्वं हृदयं च शून्यं सामान्यमुन्माद गदस्य चिह्नम्॥**

બુદ્ધિમાં ભ્રાંતિ, મનની ચંચળતા. દૃષ્ટિની અસ્થિરતા, બીકણપણું, સંબંધ રહિત બોલવું, અને શૂન્ય હૃદય; એટલાં ઉન્માદનાં સામાન્ય લક્ષણો છે.

**વાતજ ઉન્માદનાં વિશેષ લક્ષણો**

**रूक्षाल्पशीतान्नविरेकधातुक्षयोपवासैरनिलोऽतिवृद्धः ॥**
**चिन्तादिदुष्टं हृदयं प्रदूष्य बुद्धिं स्मृतिं चापि निहन्ति शीघ्रम्**
**अस्थानहासस्मितनृत्यगीतवागङ्गविक्षेपणरोदनानि ॥**
**पारुष्यकार्श्यारुणवर्णता च जीर्णे बलं चानिलजस्वरूपम्॥**

લૂખું, થોડું અને ઠંડું અન્ન ખાવાથી, જુલાબથી, ઉલટીથી, ધાતુનો ક્ષય થઈ જવાથી કે અપવાસોથી અત્યંત વૃદ્ધિ પામેલો વાયુ, ચિંતા વગેરેથી ખિન્ન થયેલાં હૃદયને દૂષિત કરીને બુદ્ધિ અને સ્મૃતિનો એકદમ નાશ કરે છે. વાતજન્ય ઉન્માદમાં, રોગી પ્રસંગ વગર હસે છે. સ્મિત કરે છે, ગાય છે, નાચે છે, હાથ પગના ચાળા કરે છે, તથા રુવે છે. આ રોગીનું શરીર કઠોર, પાતળું અને ત્રાંબાના રંગ જેવું લાલ લાગે છે અને અન્નનું સારી રીતે પાચન થયા પછી વાતજ ઉન્માદનું જોર ખાસ વધારે જોવામાં આવે છે.

**પિત્તજ ઉન્માદનાં કારણો અને લક્ષણો**

**अजीर्णकट्वम्लविदाह्यशीतैर्भोज्यैश्चितं पित्तमुदीर्णवेगम् ॥**
**उन्मादमत्युग्रमनात्मकस्य हृदिस्थितं पूर्ववदाशु कुर्यात् ॥९॥**
**अमर्षसंरम्भविनग्नभावाः सन्तर्जनातिद्रवणौष्ण्यरोषाः ॥**
**प्रच्छायशीतान्नजलाभिलाषः पीता च भाः पित्तकृतस्य लिङ्गम्**

હૃદયમાં રહેલું પિત્ત અજીર્ણથી, તીખા, ખાટા, બળત્રા કરવાળા અને ગરમ ગરમ ખોરાકોથી કુપિત થઈને અવશ પુરુષમાં ઉપર (વાતજ ઉન્માદમાં) કહ્યું તેમ, તીવ્ર વેગવાળો

---

૪ च.चि.अ.१४ श्लो.२. ५.६ च.चि.अ.१४ श्लो.३.४. ७.८.च.चि.अ.१४ श्लो.७.८
९ थी १२ च.चि.अ.१४ श्लो.९ थी १२.

ઉન્માદને ઉત્પન્ન કરે છે. આ પિત્તજન્ય ઉન્માદમાં રોગી અસહનશીલ બને છે; તોફાન કરે છે; શરીરે અડધો નગ્ન ફરે છે; ત્રાસ આપે છે; નાસી જાય છે; તેનું અંગ ગરમ રહે છે; અને તે ગુસ્સે થાય છે તેને શીતળ છાયામાં બેસવાની તથા ટાઢાં અન્નોદકની ઇચ્છા થાય છે અને તેના શરીરનો રંગ પીળાશ પડતો લાગે છે.

**કફજઉન્માદનાં કારણો અને લક્ષણો.**

**सम्पूरणैर्मन्दविचेष्टितस्य सोष्मा कफो मर्मणि सम्प्रवृद्धः ॥**
**बुद्धिं स्मृतिं चाप्युपहत्य चित्तं प्रमोहयन्सञ्जनयेद्विकारम् ॥**
**वाक्चेष्टितं मन्दमरोचकश्च नारीविविक्तप्रियताऽतिनिद्रा ॥**
**छर्दिश्च लाला च बलं च भुक्ते**
**नखादिशौक्ल्यं च कफाधिके स्यात् ॥ १२ ॥**

સાધારણ રીતે શ્રમ ઓછો કરનાર માણસના હૃદયમાં, પેટ સારી રીતે ભરાય તેવા પદાર્થોના ભક્ષણથી વધી ગયેલો પિત્તયુક્ત કફ, બુદ્ધિ અને સ્મૃતિને દાબી દઇ, ચિત્તને મૂર્છિત કરી ઉન્માદ વિકારને ઉપન્ન કરે છે. આ કફજન્ય ઉન્માદમાં રોગી ઝાઝું બોલતો ચાલતો નથી; તેને અન્નપર અભાવો થાય છે; સ્ત્રી સાથે, અને એકાંતમાં રહેવું ગમે છે; ઊંઘ ઘણી આવે છે; ઉલટી થાય છે; મુખ વાટે લાળ ગળે છે; જમ્યા પછી રોગનું જોર વધે છે અને નખ વગેરે (જીભ, મૂત્ર અને નેત્ર)નો રંગ સફેદ લાગે છે.

**સન્નિપાતજ ઉન્માદનાં લક્ષણો.**

**यः सन्निपातप्रभवोऽतिघोरः सर्वैः समस्तैरपि हेतुभिःस्यात्॥**
**सर्वाणि रूपाणि बिभर्ति तादृग् विरुद्धभैषज्यविधिर्विवर्ज्यः ॥**

સન્નિપાતજન્ય ઉન્માદ ઘણો ભયંકર છે; આમાં વાતપિત્તાદિ વિકારોથી ઉત્પન્ન થતા જુદા જુદા ઉન્માદોનાં સર્વ લક્ષણો દેખાય છે. આ સન્નિપાત જો પૂરેપૂરાં બધાં કારણોથી થયો હોય તો એ દરદીના જીવિતની આશા છોડી દેવી કારણ કે એમાં પરસ્પર વિરુદ્ધ ગુણવાળી ચિકિત્સા કરવી પડે છે.

**શોકજ ઉન્માદનાં લક્ષણો.**

**चौरैर्नरेन्द्रपुरुषैररिभिस्तथान्यै-**
**र्वित्रासितस्य धनबान्धवसङ्क्षयाद्वा ॥**
**गाढं क्षते मनसि च प्रियया रिरंसो-**
**र्जायेत चोत्कटतरो मनसो विकारः ॥ १४ ॥**
**चित्रं ब्रवीति च मनोऽनुगतं विसंज्ञो**
**गायत्यथो हसति रोदिति चातिमूढः ॥**

ચોરોથી, રાજ્ય દરબારી માણસો ( સિપાઇઓ વગેરે )થી, શત્રુથી, કે બીજાઓથી ત્રાસ પામેલા, અથવા ધનના કે બંધુઓના નાશથી ખેદ પામેલા અથવા પ્રિયા સાથે વિલાસ ભોગવવા ઇચ્છતા; પણ તેમાં નાસીપાસ થયેલા માણસના મનમાં ઊંડો આઘાત થતાં ઉન્માદ રૂપ ભયંકર વિકાર ઉત્પન્ન થાય છે. તેથી રોગી મરજીમાં આવે તેમ તરેહવાર રીતે લવે

---

१२ च.चि.अ.१४. श्लो.१३. १४,१५ सु.उ.अ.६२ श्लो.९,१०.

છે; મનની એકાદિ ગુપ્ત વાત પણ બોલી દે છે તથા ભાન વગરનો અત્યંત મૂઢ થઈ ગયેલો એ ઘેલો ગાય છે, હસે છે તથા રડે છે.

**વિષજ ઉન્માદનાં લક્ષણો.** **रक्तेक्षणो हतबलेन्द्रियभाः सुदीनः श्यावाननो विषकृतेऽथ भवेद्विसंज्ञः ॥ १५ ॥**

જે ઉન્માદ વિષથી થાય છે, તેમાં રોગીનાં નેત્ર લાલ ઘેઘટ બને છે; બળ ઇંદ્રિયો અને શરીરની કાંતિ નાશ પામે છે; રોગી અત્યંત દીન બને છે; તેનું મુખ કાળું પડી જાય છે અને તે ભાન વગરનો થઇ જાય છે.

**ઉન્માદનાં અસાધ્ય લક્ષણો.** **अवाङ्मुखस्तून्मुखो वा क्षीणमांसबलो नरः ॥ जागरूको ह्यसन्देहमुन्मादेन विनश्यति ॥ १६ ॥**

ઉન્માદના જે રોગીનું માથું ઉંચું જ કે નીચું જ રહેતું હોય અને જેના શરીરમાંથી શક્તિ અને માંસ ક્ષીણ થઇ ગયાં હોય. તથા જેને ઊંઘ જ ન આવતી હોય એ દરદી, ઘેલછાથી જરૂર નાશ પામે છે.

**ભૂતજ ઉન્માદનાં લક્ષણો.** **अमर्त्यवाग्विक्रमवीर्यचेष्टो ज्ञानादिविज्ञानबलादिभिर्यः ॥ उन्मादकालोऽ नियतश्चयस्य भूतोत्थमुन्मादमुदाहरेत्तम् ॥**

જે માણસમાં વાણી, પરાક્રમ, બળ, શરીર વ્યાપાર (ખાવું, પીવું, ફરવું ઇત્યાદિ) જ્ઞાન. હુન્નર ધંધાનું જ્ઞાન, યાદદાસ્ત વગેરે, સાધારણ માણસ કરતાં કાંઇક જુદી જ જાતનાં દેખાય, તેમ જ ઉન્મત્ત થવાનો જેનો વખત અચોક્કસ હોય, તે માણસના ઉન્માદને ભૂતજ-ઉન્માદના નામથી ઓળખવો. (અહિં ભૂત શબ્દથી દેવોની જુદી જુદી જાતિઓ સમજવી.)

**દેવ ગ્રહનાં લક્ષણો.**

**सन्तुष्टः शुचिरतिदिव्यमाल्यगन्धो**
**निस्तन्द्रीस्त्ववितथसंस्कृतप्रभाषी ॥**
**तेजस्वी स्थिरनयनो वरप्रदाता**
**ब्रह्मण्यो भवति नरः स देवजुष्टः ॥ १८ ॥**

દેવગ્રહની પીડાથી ઉન્માદવાળો પુરુષ સર્વ કાળ સંતોષી રહે છે; પવિત્ર રહે છે; તેના શરીરમાંથી દિવ્ય પુષ્પના જેવી સુગંધ ફેલાય છે; તે ઊંઘતો નથી; સાચું તથા સંસ્કારી ભાષામાં બોલે છે; તેજસ્વી લાગે છે; તેની દૃષ્ટિ સ્થિર (નિમિષ વગરની) રહે છે; તે વારંવાર લોકોને વરદાનો આપે છે અને બ્રાહ્મણપર પ્રીતિ રાખે છે.

**અસુર ગ્રહનાં લક્ષણો.**

**संस्वेदी द्विजगुरुदेवदोषवक्ता**
**जिह्माक्षो विगतभयो विमार्गदृष्टिः ॥**
**सन्तुष्टो न भवति चान्नपानजातै**
**र्दुष्टात्मा भवति स देवशत्रुजुष्टः ॥ १९ ॥**

---

१६ सु.सू.अ.२४ श्लो.१९. १७ च.चि.अ.१४ श्लो.१५. १८.सु.उ.अ.६० श्लो. ७. १९थी२१ सु.उ.अ.६० श्लो.८थी१०.

અસુર ગ્રહથી જે પુરુષને ઉન્માદ થયો હોય તેને શરીરે પરસેવો ઘણો વળે છે; તે બ્રાહ્મણ, ગુરુ અને દેવોની નિંદા કરે છે; એની આંખ વાંકી રહે છે; તે નિર્ભય રહે છે; એની નજર આડા માર્ગ ઉપર હોય છે; એ અન્નપાણીથી ધરાતો નથી; અને એની બુદ્ધિ દુષ્ટ થઇ [જાય છે.

**ગંધર્વ ગ્રહના લક્ષણો.**

**हृष्टात्मा पुलिनवनान्तरोपसेवी**
**स्वाचारः प्रियपरिगीतगन्धमाल्यः ॥**
**नृत्यन्वै प्रहसति चारु चाल्पशब्दं**
**गन्धर्वग्रहपरिपीडितो मनुष्यः ॥ २० ॥**

ગંધર્વ ગ્રહથી ઉન્મત્ત થયેલા પુરુષનું મન હર્ષયુક્ત રહે છે: નદિતટ કે બાગબગીચામાં તે પડ્યો રહે છે; શુદ્ધ આચરણ કરે છે; ગાયન, સુગંધ અને પુષ્પાદિક પદાર્થો તેને પ્રિય લાગે છે; અને તે સુંદર રીતે નાચતાં નાચતાં મંદ મંદ હસે છે.

**યક્ષ ગ્રહનાં લક્ષણો.**

**ताम्राक्षः प्रियतनुरक्तवस्त्रधारी**
**गम्भीरो द्रुतगतिरल्पवाक् सहिष्णुः ॥**
**तेजस्वी वदति च किं ददामि कस्मै**
**यो यक्षग्रहपरिपीडितो मनुष्यः ॥ २१ ॥**

યક્ષ ગ્રહથી જે પુરુષને ઉન્માદ થયો હોય છે, તેનાં નેત્ર લાલ બને છે; તે સુંદર, ઝીણાં તથા લાલ રંગના વસ્ત્રો પહેરે છે; સ્વભાવે ગંભીર થાય છે; તે ત્વરાથી ગતિ કરે છે; જરૂર પ્રસંગે તે થોડું બોલે છે; તેની પ્રકૃતિ સહનશીલ થાય છે; તે તેજસ્વી લાગે છે; અને કોને શું આપું ? એમ [બોલ્યા કરે છે.

**પિતૃગ્રહનાં લક્ષણો.**

**प्रेतानां स दिशति संस्तरेषु पिण्डान्**
**शान्तात्मा जलमपि चापसव्यवस्त्रः ॥**
**मांसेप्सुस्तिलगुडपायसाभिकाम-**
**स्तद्भक्तो भवति पितृग्रहाभिजुष्टः ॥ २२ ॥**

પિતૃગ્રહથી પીડિત થયેલો પુરુષ દર્ભપર પિતૃઓને પિંડ આપે છે; તેનું ચિત્ત શાંત હોય છે: અને તે ઉત્તરીય વસ્ત્રને અપસવ્ય કરી (ડાબે ખભે રાખી) તર્પણ કરે છે; માંસ, તલ, ગોળ અને ખીર ખાવાની તેને ખાસ ઇચ્છા થાય છે અને તે પિતૃઓની ભક્તિ કરે છે.

**સર્પ ગ્રહનાં લક્ષણો.**

**यस्तूर्व्यां प्रसरति सर्पवत्कदाचित्**
**सृक्कण्यौ विलिहति जिह्वया तथैव ॥**
**क्रोधालुर्मधुगुडदुग्धपायसेप्सु-**
**र्विज्ञेयो भवति भुजङ्गमेन जुष्टः ॥ २३ ॥**

સર્પગ્રહથી ઉન્મત્ત થયેલો પુરુષ સાપની પેઠે ભોંયપર લાંબો પડી પડી પેટ તથા છાતીને ઘસડતો ચાલે છે; સાપ પ્રમાણે તે પોતાનાં ગલોફાં જીભથી ચાટે છે; તેનો સ્વભાવ ક્રોધી થઇ જાય છે અને ગોળ, મધ, દૂધ અને ખીર ખાવાની તેને ઇચ્છા થાય છે.

---

૨૨ થી ૨૪ सु. उ. अ. ६० श्लो. ११ थी १३.

રાક્ષસ ગ્રહનાં લક્ષણો.

**मांसासृग्विविधसुराविकारलिप्सु-**
**र्निर्लज्जो भृशमतिनिष्ठुरोऽतिशूरः ॥**
**क्रोधालुर्विपुलबलो निशाविहारी**
**शौचद्विड् भवति स राक्षसैर्गृहीतः ॥ २४ ॥**

રાક્ષસ ગ્રહથી જે પુરુષને ઉન્માદ ચઢ્યો હોય, તે માંસભક્ષણની તથા લોહી અને ઘણી જાતના દારુ પીવાની ઇચ્છા કરે છે; તે બેશરમ—નફ્ટ બને છે; અત્યંત નિર્દય બને છે; ઘણો શૂર દેખાય છે; ચીડિયો બને છે; અતિશય બળવાન્ દેખાય છે; રાત્રે ભટકતો ફરે છે અને પવિત્રતાથી [ ઘણો કંટાળે છે.

પિશાચ ગ્રહનાં લક્ષણો.

**उद्धस्त्रः कृशपरुषश्चिरप्रलापी**
**दुर्गन्धो भृशमशुचिस्तथाऽतिलोलः ॥**
**बह्वाशी विजनवनान्तरोपसेवी**
**व्याचेष्टन् भ्रमति रुदन् पिशाचजुष्टः ॥ २५ ॥**

પિશાચગ્રહનો વિકાર જે પુરુષના અંગમાં હોય છે, તે તદ્દન નગ્ન ફરે છે; તેનું શરીર સૂકાઇને પાતળું તથા કઠોર થઇ જાય છે; તે હમ્મેશાં બડબડાટ કરે છે; દુર્ગંધી તથા બહુ જ અપવિત્ર રહે છે; તેની લોલુપતા(ખાવાપીવાની)વધી જાય છે;એ વિવિધ ચેષ્ટાઓ કરતો તથા રોતો રોતો રખડ્યા કરે છે. જમવા બેસતાં બેસુમાર આહાર કરે છે; અને એકાંતમાં વા ઉજ્જડ વગડામાં રહેવું [ પસંદ કરે છે.

ગ્રહના અસાધ્ય લક્ષણો.

**स्थूलाक्षो द्रुतमटनः स्वफेनलेही**
**निद्रालुः पतति च कम्पते च योऽति ॥**
**यश्चाद्रिद्विरदनगादिविच्युतः स्यात्**
**सोऽसाध्यो भवति तथा त्रयोदशेऽब्दे ॥ २६ ॥**

ગ્રહના વળગાડવાળો જે રોગી ડોળા ફાડીને એટલે આંખો ઘણી ઉઘાડી રાખીને ત્વરાથી ચાલે, જે મુખમાં આવેલું ફીણ પાછું જીભથી ચાટી જાય, જેને ઊંઘ ઘણી આવતી હોય, જે ઉભો થતાં ઢળી પડે તથા થરથર કંપે અને જે માણસ, પર્વત, હાથી કિંવા ઝાડ ઉપરથી પડવાથી ગ્રહના ઝપાટામાં આવ્યો હોય તે;—તેમ જ જેને ગ્રહપીડા ઉન્માદ થયા પછી તેરમા વર્ષ થઇ હોય, તે રોગી સાજો થતો નથી.

દેવાદિ ગ્રહોના સમય

**देवग्रहाः पौर्णमास्यामसुराः सन्ध्ययोरपि ॥**
**गन्धर्वाः प्रायशोऽष्टम्यां यक्षाश्च प्रतिपद्यथ ॥ २७ ॥**
**पितृग्रहास्तथादर्शे पञ्चम्यामपि चोरगाः ॥**
**रक्षांसि रात्रौ पैशाचाश्चतुर्दश्यां विशन्ति हि ॥ २८ ॥**

દેવગ્રહ પૂર્ણિમાના દિવસે; અસુરગ્રહ સવારે અને સંધ્યાકાળે; ગંધર્વ ગ્રહ ઘણું કરી આઠમે; યક્ષગ્રહ પ્રતિપદાને દિને; પિતૃગ્રહ અમાસે; સર્પગ્રહ પાંચમે; રાક્ષસગ્રહ રાત્રિએ; અને પિશાચગ્રહ ચઉદશે, માણસના શરીરમાં પ્રવેશ કરે છે. (તિથિઓ જણાવવાનું કારણ એ કે, જે દિવસે

---

૨૫થી૨૮ સુ.ઉ.અ.૬૦ શ્લો.૧૪—૧૫.

માણસને ગ્રહ વળગ્યો હોય, તે દિવસની તિથિ જાણી લેઈ, પછી તે ઉપરથી કયા ગ્રહનો વળગાડ છે તે નક્કી કરી તે તિથિએ તે ગ્રહને સંતુષ્ટ કરવા, તેનું જે બળિદાન હોય, તે આપવું.)

દેખાયા વગર શરીરમાં ગ્રહો કેવી રીતે પ્રવેશ કરે છે?

**दर्पणादीन्यथा छाया शीतोष्णं प्राणिनो यथा ॥**
**स्वमणिं भास्करांशुश्च यथा देहं च देहधृक् ॥**
**विशन्ति न च दृश्यन्ते ग्रहास्तद्वच्छरीरिणाम् ॥ २९ ॥**

જેમ આરસીમાં માણસનું પ્રતિબિંબ પ્રવેશ કરે છે પણ એ દેખાતું નથી; જેમ શીતોષ્ણની અસર સ્પર્શથી માણસને થાય છે પણ એ દેખાતાં નથી; જેમ સૂર્યનાં કિરણો સૂર્યકાંત મણિમાં પ્રવેશ કરે છે પણ દેખાતાં નથી અને જેમ જીવ શરીરમાં ઘર કરી રહે છે, પણ દેખાતો નથી; તેમ ગ્રહો પણ શરીરમાં પ્રવેશ કરે છે, પણ જોવામાં આવતા નથી.

इति उन्मादनिदानम्

## अपस्मारनिदानं[1]

અપસ્માર(વાઇ)નો હેતુ અને સંપ્રાપ્તિ

**चिन्ताशोकादिभिर्दोषाः क्रुद्धा हृत्स्रोतसि स्थिताः ॥**
**कृत्वा स्मृतेरपध्वंसमपस्मारं प्रकुर्वते ॥ १ ॥**

ચિંતા, શોક, વિગેરે માનસિક વિકારોથી, હૃદયના માર્ગમાં રહેલા વાતાદિક દોષ કોપે છે અને સ્મૃતિનો નાશ કરીને અપસ્માર–વાઈ અથવા ફેફરું નામના વ્યાધિને ઉત્પન્ન કરે છે.

અપસ્મારનાં સાધારણ લક્ષણો

**तमःप्रवेशः संरम्भो दोषोद्रेकहतस्मृतिः ॥**
**अपस्मार इति ज्ञेयो गदो घोरश्चतुर्विधः ॥ २ ॥**

જે રોગમાં રોગી બેભાન થઈ જાય, તેનાં નેત્રોમાં એક જાતની વિકૃતિ થઈ જાય તથા એ હાથ પગ પછાડ્યા કરે અને દોષોના પ્રકોપથી તેની યાદદાસ્ત નષ્ટ થઈ જાય તેને ભયંકર અપસ્મારનો રોગ જાણવો. આ અપસ્મારનો વ્યાધિ ચાર પ્રકારનો થાય છે.

અપસ્મારની સંખ્યા

**वातात्पित्तात्कफात् सर्वैर्दोषैः स स्याच्चतुर्विधः ॥**

એ વ્યાધિ વાયુથી, પિત્તથી, કફથી અને ત્રણે દોષ એકત્ર મળ્યાથી, એમ ચાર પ્રકારનો થાય છે.

અપસ્મારનાં પૂર્વરૂપો

**हृत्कम्पः शून्यता स्वेदो ध्यानं मूर्च्छा प्रमूढता ॥**
**निद्रानाशश्च तस्मिंस्तु भविष्यति भवत्यथ ॥ ३ ॥**

અપસ્મારનો રોગ થવાનો હોય છે, ત્યારે દરદીનું હૃદય કંપે છે, તથા તેના મનમાં શૂન્યતા જણાય છે; તેને પરસેવો વળે છે. કલ્પિત ચિંતા ઉત્પન્ન થાય છે; તેને મૂર્છા આવે છે; તેની ઇંદ્રિયો બેભાન થઇ જાય છે અને તેની ઊંઘ ઉડી જાય છે.

વાતજ અપસ્મારનાં લક્ષણો

**कम्पते प्रदशेद्दन्तान्फेनोद्वामी श्वसित्यपि ॥**
**परूषारुणकृष्णानि पश्येद्रूपाणि चानिलात् ॥ ४ ॥**

જે માણસને વાયુજન્ય અપસ્માર થયો હોય તે ધ્રુજે છે; દાંત કકડાવે છે; તેના મુખમાંથી ફીણ નીકળે છે; તેને શ્વાસ ચઢે છે; અને રોગી લાલ કે કાળા રંગના કઠોર દેખાવો જુએ છે.

---

1अपस्मार=વાઈ=Epilepsy. २९ सु.उ.अ ६० श्लो. १६, १७. ३थी५ सु.उ.अ. ६१ श्लो. ६थी८.

**પૈત્તિક અપસ્માર-નાં લક્ષણો.** **पीतफेनाङ्गवक्त्राक्षः पीतासृग्रूपदर्शकः ।। सतृष्णोष्णाऽनलव्याप्तलोकदर्शी च पैत्तिकः ॥ ५ ॥**

પૈત્તિક અપસ્મારમાં રોગીનાં નેત્ર, મુખ, અંગો અને ફીણ, એ પીળા રંગનાં થાય છે; બધી વસ્તુઓ તેને લાલ તથા પીળા રંગની દેખાય છે; તરશ ઘણી લાગે છે; તેનું શરીર ઉષ્ણ થઈ જાય છે; અને તે આખી સૃષ્ટિને અગ્નિની જ્વાલાથી વીંટાયલી નીરખે છે.

**શ્લૈષ્મિક અપસ્મારનાં લક્ષણો.** **शुक्लफेनाङ्गवक्त्राक्षः शीतो हृष्टाङ्गजो गुरुः ॥ पश्येच्छुक्लानि रूपाणि मुच्यते श्लैष्मिकश्चिरात् ॥ ६ ॥**

કફજ અપસ્મારમાં રોગીનાં નેત્ર, ફીણ, અંગ અને મુખનો રંગ ધોળો થાય છે; શરીર ઠંડું ગાર લાગે છે; અંગ ઉપર રુંવાડાં ઉભાં થઈ જાય છે; આખું શરીર ભારે લાગે છે; પદાર્થોનાં સ્વરૂપ તેને ધોળાં દેખાય છે; અને વાઈ આવ્યા પછી તેનો વેગ ઘણી વારે ઉતરી રહે છે. (આ ઉપરથી વાતજ તથા પૈત્તિક અપસ્માર, જલ્દી મટે છે, એમ સૂચવ્યું છે.)

**સાન્નિપાતિક અપસ્મારનાં લક્ષણો.** **सर्वैरेतैः समस्तैस्तु लिङ्गैर्ज्ञेयस्त्रिदोषजः ॥ अपस्मारः स चासाध्यो यः क्षीणस्यऽनवश्चयः ॥ ७ ॥**

જુદા જુદા અપસ્મારનાં ઉપર જે લક્ષણો વર્ણવ્યાં, તે બધાં સાથે થાય તો તેને ત્રિદોષજન્ય અપસ્માર જાણવો. આ અપસ્માર અસાધ્ય છે, તેમ જ ક્ષીણ થયેલા પુરુષને થયેલો અને જુનો અપસ્માર પણ અસાધ્ય છે.

**અપસ્મારનાં અસાધ્ય લક્ષણો.** **प्रतिस्फुरन्तं बहुशः क्षीणं प्रचलितभ्रुवम् ॥ नेत्राभ्यां च विकुर्वाणमपस्मारो विनाशयेत् ॥ ८ ॥**

વારંવાર ધ્રુજતા, ક્ષીણ થઈ ગયેલા, જેની ભમર હલ્યા કરતી હોય એવા, તથા જેની આંખ્યો ફરડાતી હોય એવા દરદીનો વાઈથી નાશ થાય છે.

**અપસ્મારની પાળિઓ.**

**पक्षाद्वा द्वादशाहाद्वा मासाद्वा कुपिता मलाः ॥**
**अपस्माराय कुर्वन्ति वेगं किञ्चिदथान्तरम् ॥ ९ ॥**
**देवे वर्षत्यपि यथा भूमौ बीजानि कानिचित् ॥**
**शरदि प्रतिरोहन्ति तथा व्याधिसमुच्छ्रयः ॥ १० ॥**

પંદર દિવસે, બાર દિવસે કે એક મહિને, અથવા એટલા વખતની વચમાં કોઈ પણ વખતે કુપિત થયેલા દોષો અપસ્મારના વેગને ઉત્પન્ન કરે છે. (જો અપસ્માર પિત્તજન્ય હોય છે, તો પંદર દિવસે, વાયુજન્ય હોય છે, તો બાર દિવસે અને જો તે શ્લૈષ્મિક હોય, તો તે ત્રીશ દિવસે રોગીના શરીરમાં વાઈ લાવે છે.)

જેમ વર્ષાઋતુમાં જમીનમાં વાવેલાં વિવિધ ધાન્ય શરદ્‌ઋતુમાં જ (પોતપોતાને વખતે) ઉગી નિકળે છે, તેમ આ વ્યાધિનો વેગ પણ નિયમિત પાળીયે કિંવા મુદતે જ થઈ આવે છે. (આ નિયમ વાઈને તેમ જ એકાંતરીયા, તરીયા અને ચોથીયા જેવા તાવને પણ લાગુ પડે છે.)

इति अपस्मारनिदानम्

---

६थी८च.चि.अ.१५ श्लो.९थी११. ९सु.उ.अ.६१. श्लो. १३.

## वातव्याधिनिदान

रूक्षशीताल्पलघ्वन्नव्यवायातिप्रजागरैः ॥
विषमादुपचाराच्च दोषासृक्स्रावणादपि ॥ १ ॥
लङ्घनप्लवनात्यध्वव्यायामादिविचेष्टितैः ॥
धातूनां संक्षयाच्चिन्ताशोकरोगातिकर्षणात् ॥ २ ॥
वेगसन्धारणादामादभिघातादभोजनात् ॥
मर्माबाधाद्गजोष्ट्राश्वशीघ्रयानादिसेवनात् ॥ ३ ॥
देहे स्रोतांसि रिक्तानि पूरयित्वाऽनिलो बली ॥
करोति विविधान् व्याधीन् सर्वाङ्गैकाङ्गसंश्रयान् ॥ ४ ॥

લુખું, ટાઢું, થોડું અને હલકું અન્ન ખાવાથી; અત્યંત સ્ત્રીસંગથી; ઘણો ઉજાગરો કરવાથી; વિરુદ્ધ ઓસડ વેસડ કરવાથી; મળ, મૂત્ર, લોહી વગેરે વહી જવાથી, ઘણું કૂદવાથી; નદીમાં ઘણું તરવાથી; લાંબા પંથની વગર વિસામે ત્વરાથી મજલ કરવાથી; ઘણી કસરતથી; કામધંધામાં શક્તિ ઉપરાંત મેહેનત ઉઠાવવાથી; ધાતુઓ (રસ, રક્ત વગેરે)નો ઘણો ક્ષય થઈ જવાથી; ચિંતા, શોક કે રોગને લીધે શરીર સૂકાઈ જવાથી; મળ, મૂત્રાદિકની ગતિને દાબવાથી; આમથી; શરીર ઉપર કાંઈ વાગવાથી; ઉપવાસથી; હૃદય જેવાં મર્મસ્થાનપર માર પડવાથી; અને હાથી, ઊંટ તથા ઘોડા જેવાં શીઘ્ર ગતિવાળાં પ્રાણીઓપર સ્વારી કરવાથી કુપિત થયેલો બળવાન વાયુ શરીરમાં ખાલી પડેલા સ્રોતમાં ભરાઈ જઈ સર્વાંગના અને એકાંગના વિવિધ રોગોને ઉત્પન્ન કરે છે.

**વાતવ્યાધિનાં પૂર્વરૂપ**

अव्यक्तं लक्षणं तेषां पूर्वरूपमिति स्मृतम् ॥
आत्मरूपं तु तद्व्यक्तमपायो लघुता पुनः ॥ ५ ॥

વાતવ્યાધિનાં અસ્પષ્ટ લક્ષણોને જ તે રોગનાં પૂર્વરૂપ તરીકે ઓળખવાં. એ જ સ્પષ્ટ થાય ત્યારે એને લક્ષણો ગણવાં. અને શરીર જ્યારે હલકું થઈ જાય ત્યારે વાતરોગ મટી ગયો એમ સમજવું.

**વાતના પ્રકોપથી થતા અનેક રોગો**

सङ्कोचः पर्वणां स्तम्भो भङ्गोऽस्थ्नां पर्वणामपि ॥
लोमहर्षः प्रलापश्च पाणिपृष्ठशिरोग्रहः ॥ ६ ॥
खाञ्जपाङ्गुल्यकुब्जत्वं शोषोऽङ्गानामनिद्रता ॥
गर्भशुक्ररजोनाशः स्पन्दनं गात्रसुप्तता ॥ ७ ॥
शिरोनासाक्षिजत्रूणां ग्रीवायाश्चापि हुण्डनम् ॥
भेदस्तोदोऽर्तिराक्षेपो मोहश्चायास एव च ॥ ८ ॥
एवंविधानि रूपाणि करोति कुपितोऽनिलः ॥
हेतुस्थानविशेषाच्च भवेद्रोगविशेषकृत् ॥ ९ ॥

---

૧થી૪ च.चि.अ.२८ श्लो.१३थी१६. ५थी९ च.चि.अ.२८ श्लो. १८थी२१.

કોપેલા વાયુથી અનેક જાતના વિકારો થાય છે; જેમકે-શરીરના સાંધાઓ જકડાય છે અને વળતા કે ફરતા અટકી પડે છે; હાડકાં અને સાંધાઓ જાણે અંદરથી ભાંગી જતા હોય એવી પીડા થાય છે; રુંવાડાં ઉભાં થાય છે; બડબડાટ થાય છે; હાથ, વાંસો અને ગરદન રહી જાય છે; રોગી લંગડો, પાંગળો અને કૂબડો થાય છે; શરીરપર સોજા ચઢે છે; ઊંઘ ઉડી જાય છે; ગર્ભ, વીર્ય અને રજનો નાશ થાય છે; ધ્રુજારી છૂટે છે; અંગો બેહેર મારી જાય છે નાક, નેત્ર, મસ્તક, ડોક અને હાંસડી, એ વાંકાચુકાં બને છે; અંગો ફાટે છે; શરીરમાં સોયો ખોંચ્યા જેવી પીડા થાય છે; શૂળો ફૂટે છે; ખેંચતાણ થાય છે; મૂર્છા આવે છે; અને શ્રમ લાગે છે; કોપેલો વાયુ આવી જાતના વિકારો પેદા કરે છે. આ પ્રમાણે કોપેલો વાયુ, સ્થાન અને હેતુના તફાવતથી જુદા જુદા રોગો પેદા કરે છે.

**જુદા જુદા અંગોમાં કોપેલા વાયુનાં લક્ષણો.**

**तत्र कोष्ठाश्रिते दुष्टे निग्रहो मूत्रवर्चसोः ॥**
**ब्रध्नहृद्रोगगुल्मार्शः पार्श्वशूलं च मारुते ॥ १० ॥**
**सर्वाङ्गकुपिते वाते गात्रस्फुरणजृम्भणम् ॥**
**वेदनाभिः परीतस्य स्फुटन्तीवास्य सन्धयः ॥ ११ ॥**
**ग्रहो विण्मूत्रवातानां शूलाध्मानाश्मशर्कराः ॥**
**जङ्घोरुत्रिकपात्पृष्ठरोगशोषौ गुदे स्थिते ॥ १२ ॥**
**रुक्पार्श्वोदरहृन्नाभेस्तृष्णोद्गारविषूचिकाः ॥**
**कासः कण्ठास्यशोषश्च श्वासश्चामाशये स्थिते ॥ १३ ॥**
**पक्काशयस्थोऽन्त्रकूजं शूलाटोपौ करोति च ॥**
**कृच्छ्रमूत्रपुरीषत्वमानाहं त्रिकवेदनाम् ॥**
**श्रोत्रादिष्विन्द्रियवधं कुर्यात् क्रुद्धः समीरणः ॥ १४ ॥**

પેટમાંનો વાયુ દુષ્ટ થતાં ઝાડો, પેશાબ કબજ થાય છે; અંડકોષમાં રોગ થાય છે, હૃદ્રોગ થાય છે; વાયુનો ગોળો ચઢે છે; હરસ થાય છે; અને પડખામાં શૂળો ફૂટે છે.

સર્વ અંગોમાં રહેલો વાયુ કુપિત થતાં અંગનું સ્ફુરણ થાય છે; બગાસાં પર બગાસાં આવે છે; અને સાંધાઓમાં જાણે તે ભાંગતા કિંવા તુટતા હોય એવી કળતર થાય છે.

કુપિત થયેલો વાયુ ગુદામાં રહ્યો હોય તો મળ, મૂત્ર અને અપાન વાયુનો અટકાવ થાય છે; ચુંક આવે છે; પેટ ચઢે છે; પથરી બાઝે છે; પેશાબની સાથે નાની કાંકરીઓ પડે છે; અને જાંઘ, સાથળ, કેડ, પગ અને પીઠમાં દુઃખાવો થાય છે તથા તે તે અવયવો સૂકાય છે.

આમાશયમાં વિકારયુક્ત વાયુનો વાસ થતાં પડખામાં, ઉદરમાં, હૃદયમાં અને નાભિમાં પીડા થાય છે; તરશ લાગે છે; ઓડકાર આવે છે; વિષૂચિકા (અપકવ અન્નની ઉલટી તથા ઝાડા) થાય છે. ઉધરસ થાય છે; ગળું અને મુખ સૂકાઇ જાય છે; અને શ્વાસ ચઢે છે.

---

૧૦,૧૧ચ.चि.अ.२८ શ્લો. २१,२२. १२थी१४च.चि.अ.२८.શ્લો. २४ थी२६.

પક્વાશયમાં કુપિત થયેલો વાયુ રહ્યો હોય ત્યારે આંતરડાંમાં અવાજ થાય છે; ચૂંક આવે છે; પેટ ચઢે છે, પેશાબ તથા ઝાડો થવામાં મુશ્કેલી પડે છે; કબજીયાત થાય છે; કમ્મરનાં સાંધાઓમાં કળતર થાય છે. અને કર્ણાદિ ઇંદ્રિયોમાં કુપિત વાયુ, વ્યાપ્ત થતાં તે તે ઇંદ્રિયો નાશ પામે છે.

**જુદી જુદી ધાતુઓમાં રહેલા કુપિત વાયુના લક્ષણો**

**त्वग्रूक्षा स्फुटिता सुप्ता कृशा कृष्णा च तुद्यते ॥**
**आतन्यते सरागा च पर्वरुक् त्वग्गतेऽनिले ॥ १५ ॥**
**रुजस्तीव्राः ससन्तापा वैवर्ण्यं कृशताऽरुचिः ॥**
**गात्रे चारूंषि भुक्तस्य स्तम्भश्चासृग्गतेऽनिले ॥ १६ ॥**
**गुर्वङ्गं तुद्यते स्तब्धं दण्डमुष्टिहतं यथा ॥**
**सरुक्श्रमितमत्यर्थं मांसमेदोगतेऽनिले ॥ १७ ॥**
**भेदोऽस्थिपर्वणां सन्धिशूलं मांसबलक्षयः ॥**
**अस्वप्नं सन्तता रुक् च मज्जास्थिकुपितेऽनिले ॥ १८ ॥**
**क्षिप्रं मुञ्चति बध्नाति शुक्रं गर्भमथापि वा ॥**
**विकृतिं जनयेच्चापि शुक्रस्थः कुपितोऽनिलः ॥ १९ ॥**

કોપેલો વાયુ ચામડીમાં જાય તો ચામડી સુક્કી, ફાટેલ પડેલી, બેહેર મારી ગયેલી, પાતળી અને કાળી થાય છે; અને તેમાં કાંટા ખોંચ્યા જેવી પીડા થાય છે તથા ચામડી રબ્બરની પેઠે લગાર તણાય છે અને લાલ દેખાય છે: તથા સાંધાઓમાં દુ:ખ થાય છે.

દુષ્ટ થયેલો વાયુ લોહીમાં જતાં સંતાપ (તાવ) સાથે તીવ્ર પીડા થાય છે; શરીરનો રંગ ફરી જાય છે; શરીર સૂકાઈ જાય છે; અન્નપર અભાવ થાય છે શરીરમાં ચારાં પડે છે; અને જમ્યા પછી શરીર ભારે થઇ ઝલાઈ જાય છે.

કુપિત થયેલો વાયુ જ્યારે માંસ અને મેદ સૂધી પહોંચે છે, ત્યારે અંગો ભારે થઇ જાય છે, લાકડી કે મુઠી વાગવાથી ઝલાઇ જાય તેમ ઝલાઈ જાય છે બહુ જ દુ:ખે છે, તથા શરીર ઘણું થાકી ગયું હોય તેમ લાગે છે અને તેમાં કળતર થાય છે.

કુપિત વાયુ મજ્જામાં અને હાડકાંમાં ફેલાતાં હાડકાંના સાંધાઓ દુ:ખે છે; (ભાગન) સાંધાઓમાં શૂળ નીકળે છે માંસ અને બળ ક્ષીણ થાય છે; ઊંઘ ઉડી જાય છે અને શરીરમાં રાતદિવસ પીડા થયા કરે છે.

કોપેલો વાયુ વીર્યમાં રહ્યો હોય તો વીર્યસ્ત્રાવ જલદીથી કરે છે, કિંવા તેને બાંધી રાખે છે; વળી ગર્ભને પણ જલદીથી બાંધે છે તેમ પાડી નાંખે છે અને શુક્રમાં તથા ગર્ભમાં વિવિધ વિકારો ઉત્પન્ન કરે છે.

**શિરાગત વાયુનાં લક્ષણો** **कुर्याच्छिरागतः शूलं शिराकुञ्चनपूरणम् ॥**

કોપેલો વાયુ શિરાઓમાં રહ્યો હોય તો આખા અંગમાં, શૂળો ફૂટે છે; શિરાઓ સંકોચાય છે, તથા જાડી થઇ જાય છે.

---

૧૫થી ૧૮ च.चि.अ.२८ श्लो.२७थी ३०. १९ च.चि.अ.२८ श्लो.३१.

**સ્નાયુગત અને સંધિગત વાયુના લક્ષણો.**

**सबाह्याभ्यन्तरायामं खल्लीं कुब्जत्वमेव च ॥ २० ॥**
**सर्वाङ्गकाङ्गरोगांश्च कुर्यात्स्नायुगतोऽनिलः ॥**
**हन्ति सन्धिगतः सन्धीन् शूलशोथौ करोति च ॥ २१ ॥**

કુપિત વાયુ સ્નાયુમાં પ્રસરતાં તે સર્વાંગ અને એકાંગના રોગો તથા અંતરાયામ, બહિરાયામ, ખલ્લી અને કુબડાપણાંને ઉત્પન્ન કરે છે. (અંતરાયામ વગેરેનો અર્થ આગળ આવશે.) પણ તે વાયુ સાંધાઓમાં ફેલાતાં હાડકાંના બધા સાંધાઓને છૂટા પાડી નાખે છે, તથા તેમાં શૂળને અને સોજાને ઉત્પન્ન કરે છે.

**પિત્ત તથા કફથી ઘેરાયલા પ્રાણાદિક વાયુનાં લક્ષણો.**

**प्राणे पित्तावृते छर्दिर्दाहश्चैवोपजायते ॥**
**दौर्बल्यं सदनं तन्द्रा वैरस्यं च कफावृते ॥ २२ ॥**
**उदाने पित्तयुक्ते तु दाहो मूर्च्छा भ्रमः क्लमः ॥**
**अस्वेदहर्षौ मन्दाग्निः शीतता च कफावृते ॥ २३ ॥**
**स्वेददाहौष्ण्यमूर्च्छाः स्युः समाने पित्तसंयुते ॥**
**कफेन सक्ते विण्मूत्रे गात्रहर्षश्च जायते ॥ २४ ॥**
**अपाने पित्तयुक्ते तु दाहौष्ण्यं रक्तमूत्रता ॥**
**अधःकाये गुरुत्वं च शीतता च कफावृते ॥ २५ ॥**
**व्याने पित्तावृते दाहो गात्रविक्षेपणं क्लमः ॥**
**गुरूणि सर्वगात्राणि स्तम्भनं चास्थिपर्वणाम् ॥**
**स्तम्भनो दण्डकश्चापि शोथशूलौ कफावृते ॥ २६ ॥**

પ્રાણવાયુ પિત્તથી આવૃત થતાં ઉલટી તથા શરીરમાં દાહ ઉત્પન્ન થાય છે; પણ તે કફથી ઘેરાતાં શરીર દુર્બળ થાય છે; ગ્લાનિ થાય છે; તંદ્રા આવે છે; અને મુખ બેસ્વાદ થાય છે. ઉદાનવાયુ પિત્તથી આવૃત થતાં બળત્રા થાય છે; મૂર્ચ્છા આવે છે; ચકરી આવે છે; અને પરિશ્રમ વિના થાક ચઢે છે અને તે વાયુ કફથી ઘેરાતાં પરશેવો બંધ થાય છે; રુવાડાં પિત્તયુક્ત થતાં પરશેવો વળે છે; બળત્રા (અંગમાં) થાય છે; શરીર ગરમ બને છે. અને મૂર્ચ્છા આવે છે. પણ આ વાયુ કફયુક્ત થતાં મળ, મૂત્રનો અટકાવ થાય છે અને રુંવાડાં ઉભાં થાય છે. અપાનવાયુ પિત્તયુક્ત થતાં બળત્રા થાય છે; અંગ તપી આવે છે; અને મૂત્રાનો રંગ લાલ થાય છે. પણ તે વાયુ કફયુક્ત થતાં, કમ્મરથી નીચેનો ભાગ ભારે થાય છે તથા ઠંડી લાગે છે. વ્યાનવાયુ પિત્તથી આવૃત્ત થતાં દાહ થાય છે, રોગી પોતાનાં ગાત્રોને પછાડ્યા કરે છે તથા તેને થાક ઘણો ચઢે છે. તે વાયુ પણ કફથી ઘેરાતાં બધાં અંગ ભારે થઈ જાય છે તથા હાડકાંઓના સાંધાઓ અકડાઈ જાય છે, વળી શરીર ખેંચાઈ લાકડાં જેવું અક્કડ થઈ જાય છે, સોજા ચઢે છે તથા શૂળ નીકળે છે.

---

૨૦ (પ્રથમ પંક્તિ) सु.नि.अ.१ श्लो.५. ૨૦ (બીજી પંક્તિ) ૨૧ (પ્રથમ પંક્તિ) च.चि.अ. २८ श्लो. ३२. २२ सु.नि.अ.१ श्लो. ८. २३थी२५सु.नि.अ.१ श्लो. ८.

**આક્ષેપક[1] વાયુનાં સામાન્ય લક્ષણ**

**यदा तु धमनीः सर्वाः कुपितोऽभ्येति मारुतः ॥**
**तदाक्षिपत्याशु मुहुर्मुहुर्देहं मुहुश्चरः ॥**
**मुहुर्मुहुश्चाक्षेपणादाक्षेपक इति स्मृतः ॥ २८ ॥**

વિકારયુક્ત થયેલો વાયુ જ્યારે શરીરમાંની બધી ધમનીઓમાં પ્રવેશ કરે છે, ત્યારે, વારંવાર અહિંથી તહીં ફરતો એ વાયુ શરીરમાં ઘડીએ ઘડીએ ખેંચતાણ ઉત્પન્ન કરે છે. જેમાં વારંવાર ખેંચતાણ થાય છે એવો આ રોગ આંચકી—આક્ષેપકના નામથી ઓળખાય છે.

**અપતંત્રક અને અપતાનક નામની આક્ષેપકની બે અવસ્થાનાં લક્ષણો.**

**क्रुद्धः स्वैः कोपनैर्वायुः स्थानादूर्ध्वं प्रवर्तते ॥**
**पीडयन्हृदयं गत्वा शिरः शङ्खौ च पीडयेत् ॥ २९ ॥**
**धनुर्वन्नामयेद्गात्राण्याक्षिपेन्मोहयेत्तथा ॥**
**स कृच्छ्रादुच्छ्वसेच्चापि स्तब्धाक्षोऽथ निमीलकः ॥ ३० ॥**
**कपोत इव कूजेच्च निःसंज्ञः सोऽपतन्त्रकः ॥**
**दृष्टिं संस्तभ्य संज्ञां च हत्वा कण्ठेन कूजति ॥ ३१ ॥**
**हृदि मुक्ते नरः स्वास्थ्यं याति मोहं वृते पुनः ॥**
**वायुना दारुणं प्राहुरेके तदपतानकम् ॥ ३२ ॥**

જ્યારે પોતાને કોપાવનારાં કારણોથી કુપિત થયેલો વાયુ પોતાનું સ્થાન છોડી ઊર્ધ્વ ગતિ કરે છે ત્યારે હૃદયને તથા માથામાં પેસી લમણાંને પીડાકારક થાય છે. તે વાયુ અવયવોને ધનુષ્ય પ્રમાણે ઝોકાવે છે કિંવા નમાવે છે; તથા તાણ ઉત્પન્ન કરે છે. આ રોગમાં રોગી બેભાન થઈ જાય છે તેના શ્વાસોચ્છ્વાસ પરાણે મૂકાય લેવાય છે; નેત્રો જડ થઈ જાય છે અને વખતે મિંચાઈ જાય છે; કબૂતરના અવાજ જેવો રોગીના ગળામાં અવાજ થાય છે. પછી તે ભોંયપર બેશુદ્ધ થઈ પડે છે. આ વ્યાધિને અપતંત્રક કહે છે. અપતાનક રોગમાં દૃષ્ટિ જડ થઈ જઈને રોગીને આસપાસના પદાર્થોનું ભાન રહેતું નથી; ગળામાંથી કબુતરના જેવો અવાજ થયા કરે છે; આ રોગમાં હૃદયમાંથી વાયુ લગાર વાર ખસતાં રોગી સ્વસ્થ, સુખી થાય છે; અને વાયુથી હૃદય વ્યાપ્ત થતાં જ તે પાછો બેશુદ્ધ થાય છે. વાયુથી ઉપજેલો આ અપતાનક રોગ ઘણો ભયંકર છે.

**દંડાપતાનક, તથા અંતરાયામ, બહિરાયામ ધનુસ્તંભનાં લક્ષણો[2]**

**कफान्वितो भृशं वायुस्तास्वेव यदि तिष्ठति ॥**
**स दण्डवत्स्तम्भयति कृच्छ्रो दण्डापतानकः ॥ ३३ ॥**
**धनुस्तुल्यं नमेद्यस्तु स धनुस्तम्भसंज्ञितः ॥**
**अङ्गुलीगुल्फजठरहृद्वक्षोगलसंश्रितः ॥ ३४ ॥**
**स्नायुप्रतानमनिलो यदाक्षिपति वेगवान् ॥**
**विष्टब्धाक्षः स्तब्धहनुर्भग्नपार्श्वः कफं वमन् ॥ ३५ ॥**

---

१आक्षेपक=આંચકી=Conuvlsions. २धनुस्तम्भ=ધનુર્વા=Tetanus. २८सु.नि.अ.१ श्लो.१३. २९थी ३२वा.नि.अ.१५ श्लो.१७थी२०उपरथी. ३३थी३८ सु.नि.अ.१ श्लो.१५.

अभ्यन्तरं धनुरिव यदा नमति मानवः ॥
तदा सोऽभ्यन्तरायामं कुरुते मारुतो बली ॥ ३६ ॥
बाह्यस्नायुप्रतानस्थो बाह्यायामं करोति च ॥
तमसाध्यं बुधाः प्राहुर्वक्षःकटयूरुभञ्जनम् ॥ ३७॥

ઘણે ભાગે કફથી મિશ્રિત થયેલો વાયુ, જ્યારે બધી ધમનીઓમાં જઈ ત્યાં જ સ્થિર રહે છે; ત્યારે તેનાથી શરીર દંડ પ્રમાણે–લાકડાં પેઠે–સ્તબ્ધ થઇ જાય છે. આ દંડાપનાનક રોગ મહા મહેનતે મટે એવો છે.

વિકાર પામેલો વાયુ જ્યારે શરીરને કામઠાં પ્રમાણે ઝુકાવીને વાંકુ વાળે છે, ત્યારે એ રોગ ધનુઃસ્તમ્ભ કહેવાય છે.

આ ધનુઃસ્તમ્ભ રોગના બે પ્રકાર છે; ૧ અંતરાયામ; અને ૨ બાહ્યાયામ. જ્યારે આંગળીઓ, પગની ઘુંટી, પેટ, હૃદય, ઉરઃસ્થળ અને ગળું, એ સ્થળોમાં રહેલો વાયુ સ્નાયુજાળને જોરથી ખેંચે છે, ત્યારે રોગીનાં નેત્ર તણાઇને સ્તબ્ધ થઇ જાય છે; શરીરનાં પડખાંનો ભાગ જાણે ભાંગી જતો હોય તેમ લાગે છે; મુખમાર્ગે કફ ગળે છે; અને રોગી ધનુષ્ય પ્રમાણે અંદરથી એટલે આગળથી વાંકો વળી જાય છે. આવાં લક્ષણો થાય ત્યારે બળવાન વાયુની અસરથી અંતરાયામ થયો છે એમ જાણવું.

અનેશરીરના બહારના સ્નાયુઓમાં રહેનારો વાયુ, જ્યારે, શરીરને બહારથી કામઠાં પેઠે વાળી દે, ત્યારે બાહ્યાયામ થયો છે, એમ જાણવું. અંતરાયામ જેમ પેટ તરફથી માણસને વાંકો વાળે છે, તેમ બાહ્યાયામ કમ્મર આગળથી રોગીને પીઠ તરફ વાંકો વાળી સીંગડું બનાવી દે છે. ઉરઃસ્થળ(છાતી),કમ્મર અને સાથળને ભાંગી નાખનાર આ રોગને વિદ્વાનો અસાધ્ય ગણે છે.

कफपित्तान्वितो वायुर्वायुरेव च केवलः ॥
कुर्यादाक्षेपकं त्वन्यं चतुर्थमभिघातजम् ॥ ३८ ॥

શરીરપર કાંઈ વાગ્યા પછી કફયુક્ત વાયુ, પિત્તયુક્ત વાયુ કિંવા એકલો વાયુ, ખેંચતાણ ઉત્પન્ન કરે છે. આ ચોથો અભિઘાતજ આક્ષેપક કહેવાય છે.

**અપતાનક રોગનાં અસાધ્ય લક્ષણો**

गर्भपातनिमित्तश्च शोणितातिस्रवाच्च यः ॥
अभिघातनिमित्तश्च न सिध्यत्यपतानकः ॥ ३९ ॥

ગર્ભપાતમાંથી જે અપતાનક વ્યાધિ થઈ આવ્યો હોય, ઘણું લોહી વહી જવાના સબબથી જે ઉત્પન્ન થયો હોય અને શરીરમાં કોઈ ઠેકાણે વાગ્યાથી જે થયો હોય, તે અપતાનક વ્યાધિ અસાધ્ય છે.

**પક્ષવધનાં લક્ષણો**[1]

गृहीत्वार्धं तनोर्वायुः शिराः स्नायूर्विशोष्य च ॥
पक्षमन्यतरं हन्ति सन्धिबन्धान्विमोक्षयन् ॥ ४० ॥

---

१ पक्षवध=Hemiplegia. ३९.सु.नि.अ. १ श्लो. १६.४० वा.नि.अ.१५ श्लो. ३८,३९

**कृत्स्नोऽर्धकायस्तस्य स्यादकर्मण्यो विचेतनः ॥**
**एकाङ्गरोगं तं केचिदन्ये पक्षवधं विदुः ॥**

જ્યારે વાયુ શરીરનો અર્ધો ભાગ ઘેરી લઈ, શિરાઓ તથા સ્નાયુઓને શોષી લઈ, તથા સાંધાઓના બંધનો તદ્દન શિથિલ કરીને રોગીના એક તરફના અર્ધા ભાગને મારી નાંખે છે; ત્યારે એ રોગીના અર્ધા શરીરનો બધો ભાગ લાકડાં જેવો જડ થઈ જાય છે, અને તેવા જડ થયેલા ભાગથી હરવા ફરવા કે ઉંચકવાનું લગાર પણ કામ થઈ શકતું નથી, વળી તે ભાગ ચેતના વગરનો—બ્હેરો થઈ જાય છે. આ વ્યાધિને કોઈ એકાંગ રોગ કહે છે, તો કેટલાક તેને પક્ષવધ–(પક્ષાઘાત)નું નામ આપે છે.

**સર્વાંગના રોગનાં લક્ષણો[1]**

**सर्वाङ्गरोगं तद्वच्च सर्वकायाश्रितेऽनिले ॥ ४१ ॥**

પક્ષાઘાતમાં જે રીતે શરીરનાં અર્ધાં ભાગને વાયુ મારી નાંખે, તે રીતે જ જ્યારે શરીરના સર્વ ભાગ ઉપર વાયુની અસર થાય છે, ત્યારે માણસને સર્વાંગ રોગ લાગુ પડે છે. પક્ષવધમાં અડધું, તેમ આ રોગમાં આખું શરીર ઝલાઈ જાય છે.

**તેમનાં સાધ્યાસાધ્ય લક્ષણો**

**दाहसन्तापमूर्च्छाः स्युर्वायौ पित्तसमन्विते ॥**
**शैत्यशोथगुरुत्वानि तस्मिन्नेव कफान्विते ॥ ४२ ॥**
**शुद्धवातहतं पक्षं कृच्छ्रसाध्यतमं विदुः ॥**
**साध्यमन्येन संसृष्टमसाध्यं क्षयहेतुकम् ॥ ४३ ॥**

વાયુ પિત્તયુક્ત થતાં તેથી બળત્રા, સંતાપ તથા મૂર્ચ્છા ઉત્પન્ન થાય છે; પણ તે કફયુક્ત થતાં તેથી શીતળતા, સોજા તથા જડત્વ (શરીર ભારે થવું, તે) ઉત્પન્ન થાય છે. ફક્ત એકલા વાયુથી થયેલો પક્ષાઘાત મહા મહેનતે મટે છે. પણ જો તે રોગ, પિત્ત કફાદિ બીજા દોષોથી જોડાયેલો હોય તો સુખેથી મટી શકે છે. ક્ષયરોગમાંથી ઉત્પન્ન થયેલો પક્ષાઘાત અસાધ્ય છે.

**અર્દિત રોગનાં લક્ષણો[2]**

**गर्भिणीसूतिकाबालवृद्धक्षीणेष्वसृक्स्रुतौ ॥**
**उच्चैर्व्याहरतोऽत्यर्थं खादतः कठिनानि च ॥**
**हसतो जृम्भमाणस्य विषमाच्छयनासनात् ॥ ४४ ॥**
**शिरोनासौष्ठचिबुकललाटेक्षणसन्धिगः ॥**
**अर्दयित्वानिलो वक्त्रमर्दितं जनयत्यतः ॥ ४५ ॥**
**वक्रीभवति वक्त्रार्धं ग्रीवा चाप्यपवर्तते ॥**
**शिरश्चलति वाक्स्तम्भो नेत्रादीनां च वैकृतम् ॥ ४६ ॥**
**ग्रीवाचिबुकदन्तानां तस्मिन्पार्श्वे च वेदना ॥**
**तमर्दितमिति प्राहुर्व्याधिं व्याधिविशारदाः ॥ ४७ ॥**

---

१ सर्वांग=Paralysis. २ अर्दित=અડદીયોવા=Facial Paralysis. ४१ वा.नि.अ.१५ श्लो ३९,४०. ४२ सु.नि.अ. १ श्लो.७. ४३ सु.नि.अ.१ श्लो.१८. ४४ सु.नि.अ.१ श्लो. २१थी२३. ४५थी ४८ सु.नि.अ.१ श्लो.२१थी२३.

ગર્ભિણી, સૂતિકા, બાલક, વૃદ્ધ અને ક્ષીણ માણસોને લોહીનો ક્ષય થવાથી (ઘણું કરી) અર્દિત થાય છે. ઊંચા સ્વરથી વેદાદિ શાસ્ત્રોનો પાઠ કરવાથી, અત્યંત કઠણ પદાર્થોનું ભક્ષણ કરવાથી, પેટમાં દુ:ખવા આવે એવું હસવાથી; બહુ મોઢું ફાડીને બગાસું ખાવાથી; અને વિષમ રીતે સુવાથી કે બેસવાથી; કોપાયમાન થયેલો વાયુ, મસ્તક, નાક, હોઠ, હડપચી, કપાળ અને નેત્રના સાંધાઓમાં જઈ, મુખને પીડા આપીને અર્દિત રોગને ઉત્પન્ન કરે છે. તે રોગથી અડધું મુખ ખેંચાઈ વાંકું થાય છે અને તેની સાથે ડોક (ગરદન) પણ વાંકી થાય છે; મસ્તક કંપે છે, વાચા બંધ થાય છે કિંવા શબ્દોચ્ચાર અસ્પષ્ટ થાય છે; નેત્ર, (ભવાં) અને ગાલમાં વાંકાપણું થાય છે; અને મુખની જે બાજુમાં અર્દિતની અસર થાય છે, તે તરફનાં ડોક, હડપચી અને દાંતોમાં પીડા થાય છે. આ રોગને વિદ્વાન વૈદ્યો અર્દિત—અડદીયો વા—કહે છે.

**અર્દિતનાં અસાધ્ય લક્ષણો.** **क्षीणस्याऽनिमिषाक्षस्य प्रसक्ताव्यक्तभाषिणः ॥**
**न सिध्यत्यर्दितं गाढं त्रिवर्षं वेपनस्य च ॥ ४८ ॥**

જે અર્દિતનો રોગી ક્ષીણ થઈ ગયો હોય, જેની આંખો ઉઘડતી મીંચાતી ન હોય, જેને બોલવામાં ગોટા વળતા હોય, જેને અર્દિત થયાને ત્રણ વર્ષ થઈ ગયાં હોય, અથવા જે દરદી ધ્રુજ્યા કરતો હોય તેનો અર્દિત રોગ મટતો નથી.

**આક્ષેપકથી અર્દિત રોગ સુધીના વ્યાધિઓનું એક સામાન્ય લક્ષણ** **गते वेगे भवेत्स्वास्थ्यं सर्वेष्वाक्षेपकादिषु ॥ ४९ ॥**

આક્ષેપકથી અર્દિત સુધીના બધા વાત વ્યાધિઓમાં વાયુનો વેગ શાંત થતાં રોગીને કંઈક સ્વસ્થતા લાગે છે.

**હનુગ્રહનાં લક્ષણો.** **जिह्वानिर्लेखनाच्छुष्कभक्षणादभिघाततः ॥**
**कुपितो हनुमूलस्थः स्रंसयित्वाऽनिलो हनुम् ॥ ५० ॥**
**करोति विवृतास्यत्वमथवा संवृतास्यताम् ॥**
**हनुग्रहः स तेन स्यात्कृच्छ्राच्चर्वणभाषणम् ॥ ५१ ॥**

જીભ છોલાવાથી, લુખ્ખું—સુક્કું અન્ન ભક્ષણ કરવાથી, અથવા કંઈ વાગવાથી, હડપચીના મૂળ આગળનો વાયુ કુપિત થઈ હડપચીને તેના સાંધામાંથી છોડવી, મોઢાંને ન બંધ થાય એવી રીતે પ્હોળું રાખી દે છે કે ન ઉઘડે એવી રીતે બંધ કરી દે છે. આથી ચાવવાનું કે બોલવાનું કામ મુશ્કેલીથી થઈ શકે છે.

**મન્યાસ્તંભનાં લક્ષણો.**[1] **दिवास्वप्नासमस्थानविकृतोर्ध्वनिरीक्षणैः ॥**
**मन्यास्तम्भं प्रकुरुते स एव श्लेष्मणा युतः ॥ ५२ ॥**

દિવસે ઊંઘવાથી, વિષમ રીતે બેસવાથી, કે ઉભા રહેવાથી, અને ડોક આડી અવળી રહે તેવી રીતે ઊંચે જોવાથી, વાયુ કફયુક્ત થઈ ડોકના પાછલા ભાગને પકડી રાખે છે.

---

१ मन्यास्तम्भ=Stiffness of the neck. ४९ वा.नि.अ.१५ श्लो.२८. ५०,५१ वा.नि. अ.१५ श्लो.२९,३०. ५२ सु.नि.अ.१ श्लो.२०. ५३ वा.नि.अ.१५ श्लो. ३१.

**જિહ્વાસ્તંભનાં લક્ષણો[1]** **वाग्वाहिनीशिरासंस्थो जिह्वां स्तम्भयतेऽनिलः ॥**
**जिह्वास्तम्भः स तेनान्नपानवाक्येष्वनीशता ॥ ५३ ॥**

જે શિરાઓથી શબ્દોચ્ચાર થાય છે, તેમાં રહેલો વાયુ જ્યારે જીભને પકડી રાખે છે, ત્યારે જિહ્વાસ્તંભ રોગ ઉત્પન્ન થાય છે. આ રોગથી દર્દી અન્ન પાણી લેવાને, કે બોલવાને અસમર્થ થાય છે.

**શિરાગ્રહનાં લક્ષણ** **रक्तमाश्रित्य पवनः कुर्यान्मूर्धधराः शिराः ॥**
**रूक्षाः सवेदनाः कृष्णाः सोऽसाध्यः स्याच्छिराग्रहः ॥५४॥**

લોહીમાં રહેલો વાયુ જ્યારે મસ્તકને ધારણ કરનારી શિરાઓને શુષ્ક, કાળી તથા વેદનાયુક્ત બનાવે છે, ત્યારે અસાધ્ય એવો શિરાગ્રહ રોગ ઉત્પન્ન થાય છે.

**ગૃધ્રસીનાં લક્ષણો[2]** **स्फिक्पूर्वा कटिपृष्ठोरुजानुजङ्घापदं क्रमात् ॥**
**गृध्रसी स्तम्भरुक्तोदैर्गृह्णाति स्पन्दते मुहुः ॥**
**वाताद्वातकफात्तन्द्रागौरवारोचकान्विता ॥ ५५ ॥**

ગૃધ્રસી નામનો વાયુ રોગ, કમ્મરના પાછલા ભાગથી શરુ થઇને એક પછી એક કમ્મર, બરડો, સાથળ, ગોઠણ જાંઘ, અને પગને ખેંચી જકડી લે છે. એ અવયવોમાં ધ્રૂજનારી તથા સોયો ખોંચ્યા જેવી વેદના થાય છે. આ ગૃધ્રસી રોગ વાયુની પેઠે વાતકફથી પણ ઉત્પન્ન થાય છે. વાતકફથી થનારા ગૃધ્રસી રોગમાં તંદ્રા, શરીરનું ભારેપણું અને અન્નપર અરુચિ વગેરે લક્ષણો વધારે દેખાય છે.

**વિશ્વાચીનાં લક્ષણો[3]** **तलं प्रत्यङ्गुलीनां याः कण्डरा बाहुपृष्ठतः ॥**
**बाह्वोः कर्मक्षयकरी विश्वाची चेह सोच्यते ॥ ५६ ॥**

જે રોગમાં હાથની પછવાડેથી જતી, હાથના તળાને લગતી આંગળીઓની કંડરાઓ વાયુથી જકડાઇ જતાં, હાથનું કાંઈ કાર્ય થઈ શકતું નથી તે રોગ વિશ્વાચી કહેવાય છે.

**ક્રોષ્ટુકશીર્ષનાં લક્ષણો[4]** **वातशोणितजः शोथो जानुमध्ये महारुजः ॥**
**ज्ञेयः क्रोष्टुकशीर्षस्तु स्थूलः क्रोष्टुकशीर्षवत् ॥ ५७ ॥**

વાયુના અને લોહીના વિકારથી, ઘુંટણમાં અત્યંત વેદનાકારક સોજો ચઢે છે, જેથી તે અવયવ (ઘુંટણ) સૂજીને શિયાળનાં માથાં જેવો મોટો થાય છે. અને તે ઉપરથી આ રોગને, ક્રોષ્ટુકશીર્ષ (શીઆળીઆનું માથું) કહે છે; (ગુજરાતીમાં 'જાનવો વા' કહે છે.)

**ખાંજ્ય અને પાંગુલ્યનાં લક્ષણો[5]** **वायुः कट्याश्रितः सक्थ्नः कण्डरामाक्षिपेद्यदा ॥**
**खञ्जस्तदा भवेज्जन्तुः पङ्गुः सक्थ्नोर्द्वयोर्वधात् ॥ ५८ ॥**

કમ્મરના મધ્ય ભાગમાં રહીને વાયુ જ્યારે સાથળની કંડરાને ખેંચે છે, ત્યારે માણસ લંગડો થાય છે; પણ બંને સાથળની એવી અવસ્થા થતાં રોગી પાંગળો—બેય પગે લંગડો બને છે.

---

૧ जिह्वास्तम्भ=Paralysis of the tounge. ૨ गृध्रसी=રાંઝણ=Sciatica. ૩ विश्वाची=Arm Palsy. ૪ क्रोष्टुकशीर्ष=જાનવો વા=Synovitis of the knee joints. ૫ खाञ्ज्य-पाङ्गुल्य=Paraplegia. ૫૪ वा.नि.अ.१५ श्लो.૩૭,૩૮. ૫૫ च.चि.अ.२८ श्लो.૫૩,૫૪. ૫૬, ૫૭ सु. नि. अ. १ श्लो. ૨૫,૨૬. ૫૮,૫૯ सु.नि.अ.१ श्लो.૨૭,૨૮.

**કલાયખંજનાં લક્ષણો[1]** **प्रक्रामन्वेपते यस्तु खञ्जन्निव च गच्छति ॥ कलायखञ्जं तं विद्यात् मुक्तसन्धिप्रबन्धनम् ॥ ५९ ॥**

જે રોગમાં માણસ ચાલતાં ચાલતાં થરથર કાંપે છે અને ખોડાંગતો ચાલે છે, તેને કલાયખંજ (લાંગ ખાવાથી થયેલું લંગડાપણું) કહે છે. (કારણ કે આ રોગ લાંગ ખાનારને વધારે થાય છે.) આ વ્યાધિમાં સાંધાઓનાં બંધન શિથિલ થઈ જાય છે. (કલાયખંજને કેટલીક જગ્યાએ ખંજવાત કહ્યો છે.)

**વાતકંટકનાં લક્ષણો** **रुक्पादे विषमे न्यस्ते श्रमाद्वा जायते यदा ॥ वातेन गुल्फमाश्रित्य तमाहुर्वातकण्टकम् ॥ ६० ॥**

ચાલતાંચાલતાં, પગ આડો અવળો પડ્યાથી, કિંવા પરિશ્રમ થવાથી વાયુ કુપિત થઈ પગની ઘુંટીમાં વેદના ઉત્પન્ન કરે છે. આ વ્યાધિને વાતકંટક કહે છે. કેટલાક આ રોગને ખુડ્ડકાવાત કહે છે.

**પાદદાહનાં લક્ષણો[2]** **पादयोः कुरुते दाहं पित्तासृक्सहितोऽनिलः ॥ विशेषतश्चङ्क्रमतः पाददाहं तमादिशेत् ॥ ६१ ॥**

વાયુ, પિત્ત અને રક્ત સાથે મળી જઈ પગમાં બળત્રા કરે છે, જે ચાલતાં વધારે થાય છે. આ વ્યાધિને પાદદાહ કહે છે.

**પાદહર્ષનાં લક્ષણો** **हृष्येते चरणौ यस्य भवेतां चातिसुप्तकौ ॥ पादहर्षः स विज्ञेयः कफवातप्रकोपजः ॥ ६२ ॥**

જે વ્યાધિમાં પગમાં ખાલી ચઢી હોય તેમ ઝણઝણાટ થાય છે, અને પગ બ્હેરા થઈ જાય છે, તેને પાદહર્ષ કહે છે. આ વ્યાધિ કફવાતના પ્રકોપથી પેદા થાય છે.

**અંસશોષ અને અવબાહુકનાં લક્ષણો** **अंसदेशे स्थितो वायुः शोषयेदंसबन्धनम् ॥ शिराश्चाकुञ्च्य तत्रस्थो जनयेदवबाहुकम् ॥ ६३ ॥**

ખભામાં રહેલો વાયુ જ્યારે તેના બંધનને શોષી નાખે છે ત્યારે અંસશોષ વ્યાધિ ઉત્પન્ન થાય છે અને જ્યારે ખભામાં રહેલો વાયુ તે સ્થાનની શિરાઓનો સંકોચ કરી નાંખે છે; ત્યારે અવબાહુક રોગ ઉત્પન્ન થાય છે.

**મુકાદિકનાં લક્ષણો[3]** **आवृत्य वायुः सकफो धमनीः शब्दवाहिनीः ॥ नरान् करोत्यक्रियकान् मूकमिन्मिणगद्गदान् ॥ ६४ ॥**

કફયુક્ત થયેલો વાયુ, શબ્દને વહન કરનારી ધમનીઓને ઘેરી લઈને માણસને બોલવાની ક્રિયામાં અડચણ કરે છે, જેથી તે માણસ મુંગું, ગુંગણું કે તોતડું બને છે.

**તૂની રોગનાં લક્ષણો** **अधो या वेदना याति वर्चोमूत्राशयोत्थिता ॥ भिन्दतीव गुदोपस्थं सा तूनी नाम नामतः ॥ ६५ ॥**

---

१ कलायखञ्ज=Spastic Paraplegia. २ पाददाह=Burning of the feet. ३ मूकत्व=Aphonia. ६० वा.नि.अ.१९ श्लो.५३. ६१ सु.नि.अ.१. श्लो.३०. ६२,६३सु.नि. अ.१ श्लो.३१,३२. ६४,६५सु.नि.अ.१ श्लो.३५,३६.

જે રોગમાં વિષ્ઠાના સ્થાન(છેલ્લાં આંતરડાં)માંથી અને મૂત્રાશયમાંથી ઉઠેલી વેદના ગુદાને તથા ઉપસ્થ (સ્ત્રીપુરુષની ગુહ્યેંદ્રિય)ને જાણે ફાડી નાંખતી હોય એવી રીતે નીચે ઉતરે છે; તે રોગ તૂનીના નામથી ઓળખાય છે.

**પ્રતિતૂની રોગનાં લક્ષણો.** **गुदोपस्थोत्थिता चैव प्रतिलोमं प्रधाविता ॥ वेगैः पक्वाशयं याति प्रतितूनीति सोच्यते ॥ ६६ ॥**

જ્યારે ગુદા અને ઉપસ્થમાંથી શરુ થયેલી વેદના ઉલટી રીતે ઉપર ચઢી વેગથી પકવાશય (આંતરડાં)માં જાય છે ત્યારે તે રોગને પ્રતિતૂની કહે છે.

**આધ્માનનાં લક્ષણો.[1]** **साटोपमत्युग्ररुजमाध्मातमुदरं भृशम् ॥ आध्मानमिति जानीयाद्घोरं वातनिरोधजम् ॥ ६७ ॥**

અધોવાયુને રોકવાથી, ગુડગડાટ સાથે તથા અત્યંત પીડા સાથે પેટ વાયુથી (પવનથી) ભરેલી ચામડાની કોથળી પ્રમાણે ફૂલે છે. આ વ્યાધીને આધ્માન-પેટ ચઢવું કહે છે.

**પ્રત્યાધ્માનનાં લક્ષણો.** **विमुक्तपार्श्वहृदयं तदेवामाशयोत्थितम् ॥ प्रत्याध्मानं विजानीयात्कफव्याकुलितानिलम् ॥ ६८ ॥**

જો વાયુ કફથી રોકાઈ જવાને લીધે, ઉપલો આધ્માન રોગ પેટને બદલે આમાશયમાં (પેટ ને સ્તન વચ્ચેના ભાગમાં) થાય, તો તે પ્રત્યાધ્માન કહેવાય છે. આ વ્યાધિથી હ્રદય અને કુખોમાં દુઃખ થતું નથી.

**વાતાષ્ઠીલાનાં લક્ષણો.** **नाभेरधस्तात्सञ्जातः सञ्चारी यदि वाऽचलः ॥ अष्ठीलावद्घनो ग्रन्थिरूर्ध्वमायत उन्नतः ॥ ६९ ॥ वाताष्ठीलां विजानीयाद्बहिर्मार्गावरोधिनीम् ॥**

નાભિના નીચલા ભાગમાં લંબગોળ,ઉંચી અને પથ્થર પ્રમાણે કઠણ તથા સ્થિર કે ફરતી જે ગાંઠ થાય છે,તે વાતાષ્ઠીલા કહેવાય છે.આ ગાંઠ નીચે ઉતરતાંવાયુ, મળ અને મૂત્રનો અટકાવ કરે છે.

**પ્રત્યષ્ઠીલાનાં લક્ષણો.** **एतामेव रुजा युक्तां वातविण्मूत्ररोधिनीम् ॥ ७० ॥ प्रत्यष्ठीलामिति वदेज्जठरे तिर्यगुत्थिताम् ॥**

જો પવનછૂટ, મળ અને મૂત્રને રોકનારી આ અષ્ઠીલા અત્યંત પીડા કરતી હોય, તથા પેટમાં લાંબી થઈ આડી પડી હોય, તો તેને જ પ્રત્યષ્ઠીલા કહે છે.

**મૂત્રાવરોધનાં લક્ષણો.** **मारुतेऽनुगुणे बस्तौ मूत्रं सम्यक् प्रवर्तते ॥ ७१ ॥ विकारा विविधाश्चापि प्रतिलोमे भवन्ति हि ॥**

બસ્તિ-પેડુ-માં રહેલો વાયુ જો અનુલોમ (સ્વાભાવિક-જેવો જોઈએ તેવો મૂત્રમાર્ગની દિશામાં જતો) હોય છે, તો પેશાબ સારી રીતે થાય છે; પણ તે સ્થાનમાં રહેલો વાયુ પ્રતિલોમ (વિકારયુક્ત-સ્વાભાવિકથી વિરુદ્ધ મૂત્રમાર્ગથી ઉલટી દિશામાં ગતિ કરતો) થતાં તે અશ્મરી, મૂત્રકૃચ્છ્ર વગેરે પેશાબના રોગોને ઉત્પન્ન કરે છે.

---

१ आध्मान=Tympanitis. ६६थी६९ (नीचली पंक्ति) सु.नि.अ.१ श्लो.३७थी४०. ७०,७१ (पहेली पंक्ति) सु.नि.अ.१ श्लो.४०,४१.

**કંપવાયુનાં લક્ષણો[1]** **सर्वाङ्गकम्पः शिरसो वायुर्वेपथुसंज्ञकः ॥ ७२ ॥**

જે વાયુથી આખું શરીર કે માથાં જેવો કોઈ અવયવ કંપે છે, તેને વેપથુ કહે છે.

**ખલ્લીનાં લક્ષણો.** **खल्ली तु पादजङ्घोरुकरमूलावमोटनी ॥**

પગ, જાંધો ને હાથના મૂળને ભાંગી નાંખે એવી જે વાયુની પીડા થાય છે, તેને ખલ્લી કહે છે.

**ન કહેલા વાતરોગનું સૂચન** **स्थाननामानुरूपैश्च लिङ्गैः शेषान्विनिर्दिशेत् ॥ ७३ ॥**
**सर्वेष्वेतेषु संसर्गं पित्ताद्यैरुपलक्षयेत् ॥**

સ્થાન અને નામને અનુસરનારાં ચિહ્નો ઉપરથી બાકીના બીજા વાત વ્યાધિઓ ઓળખવા. આ સર્વ વાતવ્યાધિઓમાં પિત્તાદિ દોષોનો સંબંધ છે, એમ જાણવું.

**સાધ્યાસાધ્ય વિચાર** **हनुस्तम्भार्दिताक्षेपपक्षाघातापतानकाः ॥ ७४ ॥**
**कालेन महता वाता यत्नात्सिध्यन्ति वा न वा ॥**
**नवान्बलवतस्त्वेतान्साधयेन्निरुपद्रवान् ॥ ७५ ॥**

હનુસ્તંભ, અર્દિત, આક્ષેપ, પક્ષાઘાત અને અપતાનક, એ વાતવ્યાધિઓ ઘણા દિવસે ઘણી મેહેનતે મટે છે, અને વખતે નથી મટતા. પણ બળવાન્ પુરુષને નવા થયેલા અને કોઈ પણ ઉપદ્રવ વગરના આ રોગોને સાધ્ય સમજી તેનાપર ઔષધોપચાર કરવા.

**ઉપદ્રવોથી અસાધ્યત્વ** **विसर्पदाहरुक्सङ्गमूर्च्छारुच्यग्निमार्दवैः ॥**
**क्षीणमांसबलं वाता घ्नन्ति पक्षवधादयः ॥ ७६ ॥**

વાતવ્યાધિના જે રોગીને વિસર્પ, દાહ, શૂળો, મળમૂત્રાદિકનો અવરોધ, મૂર્ચ્છા, અરુચિ અને મંદ જઠરાગ્નિ વગેરે ઉપદ્રવો લાગુ પડ્યા હોય, અને જેનાં માંસ તથા બળ ક્ષીણ થઈ ગયાં હોય, તેનો પક્ષવધાદિ વિકારો નાશ કરે છે.

**અસાધ્ય લક્ષણ** **शूनं सुप्तत्वचं भग्नं कम्पाध्माननिपीडितम् ॥**
**रुजार्तिमन्तं च नरं वातव्याधिर्विनाशयेत् ॥ ७७ ॥**

જે રોગીના આખા શરીરે સોજા ચડ્યા હોય, જેની ચામડી બ્હેરી થઈ ગઈ હોય, જેની અવસ્થા પાકી ગઈ હોય, જે કંપ (ધ્રુજારી—ફડફડાટ) આધ્માન અને શૂળોથી ઘણો હેરાન હોય તે રોગીનો વાતવ્યાધિ જીવ લે છે.

**अव्याहतगतिर्यस्य स्थानस्थः प्रकृतौ स्थितः ॥**
**वायुः स्यात्सोऽधिकं जीवेद्वीतरोगः समाः शतम् ॥ ७८ ॥**

જે માણસના વાયુની ગતિ કોઈ ઠેકાણે રોકાતી નથી, જેનો વાયુ પોતાના સ્થાનમાં રહેલો છે, તેમ જ પ્રકૃતિસ્થિત છે—એટલે જેના શરીરમાં વાયુ ક્ષીણ થતો નથી કે વૃદ્ધિ પામતો નથી, તે માણસ નીરોગી રહીને સો વર્ષ અને તેથી વધારે પણ જીવે છે.

इति वातव्याधिनिदानम्

---

[1] वेपथु=કંપવાયુ=Paralysis Agitans. ७३,७४ च.चि.अ.२८ श्लो.५५,५६. ७७ सु.सू.अ.३३ श्लो.४.

## वातरक्तनिदानं

**વાતરક્ત થવાનાં કારણો**

लवणाम्लकटुक्षारस्निग्धोष्णाजीर्णभोजनैः
क्लिन्नशुष्काम्बुजानूपमांसपिण्याकमूलकैः ॥ १ ॥
कुलत्थमाषनिष्पावशाकादिपललेक्षुभिः ॥
दध्यारनालसौवीरशुक्ततक्रसुरासवैः ॥ २ ॥
विरुद्धाध्यशनक्रोधदिवास्वप्नप्रजागरैः ॥ ३ ॥
प्रायशः सुकुमाराणां मिथ्याहारविहारिणाम् ॥
स्थूलानां सुखिनां चापि वातरक्तं प्रकुप्यति ॥ ४ ॥

ખારા, ખાટા, તીખા, ક્ષારવાળા, ચીકણા (ઘી, તેલ વગેરે), અને ગરમ ખોરાક ખાવાથી, અજીર્ણ હોય ત્યારે ખાવાથી સડેલાં કે સુક્કાં જળચર પ્રાણીનાં કે પાણી પાસે ફરનારાં (બગલાં, બતક વગેરે) પ્રાણીના માંસ ભક્ષણથી, ખોળ, મૂળા, કળથી, અડદ, વાલ, શાક (ભાજીપાલો), માંસ, શેરડી, દહીં, આરનાલ, સૌવીર, મદ્ય, સુક્ત (ઘઉં, જવ, ચોખામાંથી બનાવેલો દારુ), છાશ, મદિરા, આસવ વગેરેના સેવનથી, અને વિરુદ્ધ ભોજન (દૂધ, માછલાં વગેરે પદાર્થોનો આહાર), જમ્યા ઉપર ફરી ફરીને ખાવું, ક્રોધ, દિવસે ઊંઘવું અને રાત્રે જાગરણ કરવું; વગેરે કારણોથી, ઘણું કરી નાજુક બાંધાવાળા માણસોને, મિથ્યા આહારવિહાર કરનારને, સ્થૂલ (જાડાં, ભારે) શરીરવાળાઓને તથા સુખી માણસોને વાતરક્તવ્યાધિ લાગુ પડે છે.

**વાતરક્તની સંપ્રાપ્તિ**

हस्त्यश्वोष्ट्रैर्गच्छतश्चाश्नतश्च विदाह्यन्नं स विदाहोऽशनस्य ॥
कृत्स्नं रक्तं विदहत्याशु तच्च स्रस्तं दुष्टं पादयोश्चीयते तु ॥
तत्संपृक्तं वायुना दूषितेन तत्प्राबल्यादुच्यते वातरक्तम् ॥५॥
स्पर्शोद्विग्नौ तोदभेदप्रशोषस्वापोपेतौ वातरक्तेन पादौ ॥
पित्तासृग्भ्यामुग्रदाहौ भवेतामत्यर्थोष्णौ रक्तशोफौ मृदू च॥
कण्डूमन्तौ श्वेतशीतौ सशोफौ पीनस्तब्धौ श्लेष्मदुष्टे तु रक्ते
सर्वैर्दुष्टे शोणिते चापि दोषाः स्वं स्वं रूपं पादयोर्दर्शयन्ति॥

હાથી ઘોડા કે ઊંટ ઉપર હંમેશાં ફરનારના અને બળતરા કરવાવાળું અન્ન જમનારના એ ખોરાકની ગરમી શરીરનાં બધાં લોહીને ગરમ કરીને બગાડી નાખે છે, અને બગડેલું લોહી નીચે ઉતરીને પગમાં એકઠું થાય છે. આ બગડેલું લોહી બગડેલા વાયુ સાથે મળેલું હોય છે તથા એમાં વાયુનું પ્રાબલ્ય હોય છે માટે આ રોગ વાતરક્ત કહેવાય છે.

(વાયુના વિકારથી જો લોહી બગડ્યું હોય તો) વાતરક્તના રોગીના પગને સ્પર્શ કરતાં તે ઉદ્વેગ પામે છે, પગમાં તોડ તથા ફાટ થાય છે, તે સૂકાઈ જાય છે તથા બેહેર મારી જાય છે. પિત્તના અને લોહીના વિકારથી થયેલા વાતરક્તમાં પગમાં અત્યંત દાહ થાય છે,

---

१ वातरक्त=ગાંઠીયાવા=Gout. ૧થી૩ च.चि.अ.२९ श्लो.૩થી૫. ४.सु.चि.अ.५ श्लो.५. ५ (છેલ્લી પંક્તિ) ૬,૭ सु.नि.अ.१ श्लो.९.

તથા ઘણો ગરમ અને રાતો સોજો થાય છે, અને તેને હાથ લગાડતાં તે કોમળ લાગે છે. કફથી લોહી બગડ્યું હોય તો તેમાં ચેળ આવે છે અને સોજો ધોળો, ઠંડો જાડો અને સ્થિર માલમ પડે છે. ત્રણે દોષોથી લોહી બગડ્યું હોય, તો રોગીના પગમાં પ્રત્યેક દોષનાં જૂદાં જૂદાં ચિહ્ન જોવામાં આવે છે.

**વાતરક્તનું પૂર્વરૂપ**

**स्वेदोऽत्यर्थं न वा कार्ष्ण्यं स्पर्शाज्ञत्वं क्षतेऽतिरुक् ॥**
**सन्धिशैथिल्यमालस्यं सदनं पिडकोद्गमः ॥ ८ ॥**
**जानुजङ्घोरुकट्यंसहस्तपादाङ्गसन्धिषु ॥**
**निस्तोदः स्फुरणं भेदो गुरुत्वं सुप्तिरेव च ॥ ९ ॥**
**कण्डूः सन्धिषु रुग्भूत्वा भूत्वा नश्यति चासकृत् ॥**
**वैवर्ण्यं मण्डलोत्पत्तिर्वातासृक्पूर्वलक्षणम् ॥ १० ॥**

વાતરક્તના પૂર્વરૂપમાં, પરસેવો ઘણો વળે છે અથવા થતો જ નથી; શરીરનો વર્ણ શ્યામતા ધરે છે; ચામડી બેહેરી થાય છે; કોઈ પણ ઠેકાણે થયેલા જખમમાં દુઃખાવો ઘણો થાય છે; સાંધાઓ ઢીલા પડે છે, આળસ આવે છે; ગ્લાનિ રહે છે; ગુમડાં થાય છે; ઢીંચણ, જાંઘો, સાથળ. કમ્મર, ખભા, હાથ અને પગ વગેરે અંગોના સાંધાઓમાં સોયો ખોંચ્યા જેવી પીડા થાય છે; શરીરમાં કંપ થાય છે. શરીરે ખીલા માર્યા જેવી પીડા થાય છે, શરીર ભારે બને છે; તથા બેહેર મારી જાય છે; વલૂર આવે છે; સાંધાંઓમાં વારંવાર પીડા થાય છે અને પાછી મટી જાય છે; શરીરનો રંગ બગડે છે; અને શરીર ઉપર ગોળ ચકરડાં ઉઠે છે.

**વાતરક્તનાં લક્ષણો**

**वाताधिकेऽधिकं तत्र शूलस्फुरणतोदनम् ॥**
**शोथश्च रौक्ष्यं कृष्णत्वं श्यावता वृद्धिहानयः ॥ ११ ॥**
**धमन्यङ्गुलिसन्धीनां सङ्कोचोऽङ्गग्रहोऽतिरुक् ॥**
**शीतद्वेषानुपशयौ स्तम्भवेपथुसुप्तयः ॥ १२ ॥**
**रक्ते शोथोऽतिरुक् तोदस्ताम्रश्चिमिचिमायते ॥**
**स्निग्धरुक्षैः शमं नैति कण्डूक्लेदसमन्वितः ॥ १३ ॥**
**पित्ते विदाहः संमोहः स्वेदो मूर्च्छा मदस्तृषा ॥**
**स्पर्शासहत्वं रक्ताङ्गः शोफः पाको भृशोष्णता ॥ १४ ॥**

જે વાતરક્તમાં વાયુનું અધિક પ્રમાણ હોય છે, તેમાં શૂળો ફૂટે છે; અંગ ધ્રુજે છે: સોયો ખોંચ્યા જેવી ઘણી પીડા થાય છે; સોજા ચઢે છે શરીર શુષ્ક–લુખ્ખું બને છે; તેનો રંગ કાળો કે આસમાની થાય છે; આ બધાં લક્ષણો ઘડીમાં વધે છે અને ઘડીમાં ઓછાં જણાય છે; ધમનીઓ અને આંગળીઓના સાંધાઓ ખેંચાય છે; શરીર જકડાય છે; ઘણી વેદના થાય છે; શીતળ પદાર્થોનો અણગમો થાય છે; તેમનું સેવન કરતાં રોગ વધે છે; જે અંગમાં

---

૮થી૧૦ च.चि.अ.२९ શ્લોક ૧૩ થી ૧૫. ૧૧ થી ૧૪ च.चि.अ.२९ શ્લોક ૨૨ થી ૨૬. (થોડા ફેરફાર સાથે)

દરદ થયું હોય, તે અંગ હલીચલી શકતું નથી, ધ્રુજે છે તથા બેહેર મારી જાય છે. જે વાતરક્તમાં લોહીનું આધક બળ હોય તેમાં ઘણી વેદનાવાળો લાલ સોજો હોય છે. કીડી ચટકા મારતી હોય તેના જેવી વેદના થાય છે, અને ચેળ આવી તેમાંથી પાણી ઝરે છે; અને ચીકણા કિંવા સૂકા પદાર્થો ભક્ષણ કરવાથી રોગ જતો નથી. પિત્તાધિક વાતરક્તમાં અત્યંત બળત્રા થાય છે; મન અને ઇન્દ્રિયો મૂર્છિત થાય છે; પરસેવો વળે છે; મૂર્ચ્છા આવે છે; રોગી નીશો કર્યો હોય એવો થઇ જાય છે; તેને તરશ ઘણી લાગે છે અને સ્પર્શ સહન થતો નથી; વળી સોજો લાલ હોય છે; એ ઘણો ગરમ લાગે છે, અને પાકે છે.

**કફાધિક વાતરક્તનાં લક્ષણો.**

**कफे स्तैमित्यगुरुता सुप्तिस्निग्धत्वशीतताः ॥**
**कण्डूर्मन्दा च रुग् द्वन्द्वं सर्वलिङ्गं च सङ्करात् ॥ १५ ॥**

જે વાતરક્તમાં કફનું જોર વધારે હોય, તેમાં શરીર ભીનું, ભારે, બેહેર મારી ગયેલું, ચીકણું તથા ઠણ્ડું લાગે છે; ખંજવાળ આવે છે; અને થોડી થોડી પીડા થાય છે.

જો વાતરક્તમાં બે દોષનાં લક્ષણો એકઠાં દૃષ્ટિએ પડે તો તે બે દોષ એકઠા મળવાથી થયેલો જાણવો અને ત્રણ દોષોનાં ચિહ્ન એકત્ર માલુમ પડે તો તે ત્રિદોષથી થયેલો જાણવો.

**વાતરક્તનો ફેલાવો.**

**पादयोर्मूलमास्थाय कदाचिद्धस्तयोरपि ॥**
**आखोर्विषमिव क्रुद्धं तद्देहमनुसर्पति ॥ १६ ॥**

વાતરક્ત પગના મૂળમાંથી (ઘણું કરી અંગુઠાથી) અને કોઈ વખત હાથના મૂળમાંથી શરુ થઇને ઉપાય ન કરવામાં આવે તો વકરી જતાં ઉંદરના ઝેર પ્રમાણે ધીમે ધીમે આખા શરીરમાં ફેલાય છે.

**વાતરક્તનાં અસાધ્ય લક્ષણો.**

**आजानु स्फुटितं यच्च प्रभिन्नं प्रस्रुतं च यत् ॥**
**उपद्रवैश्च यज्जुष्टं प्राणमांसक्षयादिभिः ॥**
**वातरक्तमसाध्यं स्याद्याप्यं संवत्सरोषितम् ॥ १७ ॥**

જે વાતરક્ત પગથી ધુંટણ સુધી ફેલાયું હોય, જેમાં ચામડી ફાટી ગઈ હોય, તથા તેમાંથી સ્રાવ થતો હોય, તેમ જ જેમાં બલનો અને માંસનો ક્ષય વગેરે ઉપદ્રવો દેખાતા હોય તે વાતરક્ત અસાધ્ય છે. જે વાતરક્ત થયાને એક વર્ષ થઇ ગયું હોય તે મુશ્કલીથી મટે છે; (પણ તે મુદતની અંદરનો અને વળી ફાટ કે ચીરા જેમાં પડ્યા ન હોય તે સાધ્ય છે.)

**વાતરક્તના ઉપદ્રવો.**

**अस्वप्नारोचकश्वासमांसकोथशिरोग्रहाः ॥**
**संमूर्च्छामदरुक्तृष्णाज्वरमोहप्रवेपकाः ॥ १८ ॥**
**हिक्कापाङ्गुल्यवीसर्पपाकतोदभ्रमक्लमाः ॥**
**अङ्गुलीवक्रतास्फोटदाहमर्मग्रहार्बुदाः ॥ १९ ॥**
**एतैरुपद्रवैर्वर्ज्यं मोहेनैकेन चापि यत् ॥**

વાતરક્તમાં અરુચિ, શ્વાસ, ઊંઘ ન આવવી, માંસમાં સડો લાગવો, માથાનો દુઃખાવો, ઇંદ્રિયો તથા મન બેભાન થવાં, નીશો કર્યા જેવી મનની સ્થિતિ, અત્યંત પીડા, તૃષ્ણા, તાવ,

---

१५थी१७ सु.नि.अ.१ श्लो.११.१२. १८थी२०च.चि.अ.२९श्लो.२८थी ३१.

મૂર્ચ્છા, કંપ, હેડકી, લૂલાપણું, વિસર્પ (રતવા), સુજેલા ભાગમાં પાક, સોયો ખોંચ્યા જેવી પીડા, ભ્રમણા, વિના મહેનતે થાક લાગવો, આંગળીઓ તથા અંગુઠાઓ વાંકા થવા, ફોલ્લીઓ થવી, બળત્રા થવી, મર્મસ્થાનો જકડાવાં, અને ગાંઠો બાઝવી વગેરે ઉપદ્રવો થાય છે. આ બધા ઉપદ્રવોયુક્ત જે વાતરક્ત હોય અથવા જેમાં દર્દીને ભાન ન રહેતું હોય તેને અસાધ્ય જાણવો.

સાધ્યાસાધ્ય વિચાર

**अकृत्स्नोपद्रवं याप्यं साध्यं स्यान्निरुपद्रवम् ॥ २० ॥**
**एकदोषानुगं साध्यं नवं याप्यं द्विदोषजम् ॥**
**त्रिदोषजमसाध्यं स्याद्यस्य च स्युरुपद्रवाः ॥ २१ ॥**

બધા ઉપદ્રવો જે વાતરક્તમાં થયા નથી, તે કષ્ટસાધ્ય અને જેમાં તે(ઉપદ્રવો)બીલકુલ થયા જ નથી, તે સુખસાધ્ય જાણવો. તેમ જ એક દોષથી થયેલો નવીન વાતરક્ત સાધ્ય, બે દોષથી થયેલો કષ્ટસાધ્ય, અને ત્રિદોષજનિત તથા બધા ઉપદ્રવોવાળા વાતરક્ત અસાધ્ય છે.

इति वातरक्तनिदानम्

---

## ऊरुस्तम्भनिदानं

ઉરુસ્તંભનાં લક્ષણો

**शीतोष्णद्रवसंशुष्कगुरुस्निग्धैर्निषेवितैः ॥**
**जीर्णाजीर्णे तथायाससंक्षोभस्वप्नजागरैः ॥ १ ॥**
**सश्लेष्ममेदः पवनः साममत्यर्थसञ्चितम् ॥**
**अभिभूयेतरं दोषमूरू चेत्प्रतिपद्यते ॥ २ ॥**
**सक्थ्यस्थिनी प्रपूर्यान्तः श्लेष्मणा स्तिमितेन च ॥**
**तदा स्तभ्नाति तेनोरू स्तब्धौ शीतावचेतनौ ॥ ३ ॥**
**परकीयाविव गुरू स्यातामतिभृशव्यथौ ॥**
**ध्यानाङ्गमर्दस्तैमित्यतन्द्राच्छर्द्यरुचिज्वरैः ॥ ४ ॥**
**संयुतौ पादसदनकृच्छ्रोद्धरणसुप्तिभिः ॥**
**तमूरुस्तम्भमित्याहुराढ्यवातमथापरे ॥ ५ ॥**

ટાઢા અને ઊના, પ્રવાહી અને સૂકા, ભારે અને ચીકણા, એવી રીતે પરસ્પર વિરુદ્ધ ગુણવાળા પદાર્થોને, આગલો ખોરાક ઘણો ખરો પચી ગયો હોય અને થોડું અજીર્ણ હોય ત્યારે ખાવાથી, તેમ જ પુષ્કળ મેહેનત લેવાથી, શોક અને ક્રોધ જેવા પ્રબળ વિકારોવડે મનમાં ગડમથલ થવાથી, દિવસે ઊંઘવાથી અને રાત્રે જાગવાથી, કફ અને મેદયુક્ત થયેલો વાયુ જો એકઠા થઈ રહેલા આમયુક્ત બીજા દોષોને દાબી નાંખી, પછી સાથળમાં આવે અને સાથળનાં હાડકાનો અંદરનો ભાગ જામેલા કફથી ભરી દે તો તે માણસના સાથળો,

---

૧ ऊरुस्तम्भ=Paraplegia=કેડથી નીચેનો પક્ષાઘાત. ૨૧ च.चि.अ.२९ શ્લો.२१. ૧થી૫ वा.नि.अ.१५ શ્લો. ૪૭થી ૫૧.

અક્કડ, ઠંડા અને નિર્જીવ થઈ જાય છે, કે જેને લીધે દર્દીથી પગ ઉપાડી ચલાતું નથી. વળી સાથળ જાણે પારકા હોય એવા ભારે લાગે છે અને તેમાં અત્યંત દુઃખાવો થાય છે. આ રોગમાં બેચેની, શરીરમાં કળતર, જડતા, તંદ્રા, ઉલટી, અરુચિ, તાવ, પગનું ગળી જવું, પગ ઉપાડવામાં મુશ્કેલી તથા પગમાં બ્હેરાપણું વગેરે ઉપદ્રવો થાય છે. આ રોગને ઉરુસ્તંભ કહે છે. કેટલાક તેને આઢ્યવાત પણ કહે છે.

**ઉરુસ્તંભનાં પૂર્વરૂપો.**

**प्राग्रूपं तस्य निद्रातिध्यानं स्तिमितता ज्वरः ॥**
**रोमहर्षोऽरुचिश्छर्दिर्जङ्घोर्वोः सदनं तथा ॥ ६ ॥**

ઉરુસ્તંભના પૂર્વરૂપમાં ઊંઘ ઘણી આવે છે; મનમાં બેચેની રહે છે; શરીરમાં જડતા લાગે છે; અને તાવ, રોમાંચ, અરુચિ, ઉલટી, તથા જાંઘો અને સાથળનું ગળી જવું વગેરે ચિહ્નો થાય છે.

**ઉરુસ્તંભનાં લક્ષણો.**

**वातशङ्किभिरज्ञानात्तस्य स्यात्स्नेहनात्पुनः ॥**
**पादयोः सदनं सुप्तिः कृच्छ्रादुद्धरणं तथा ॥ ७ ॥**
**जङ्घोरुग्लानिरत्यर्थं शश्वच्चादाहवेदने ॥**
**पादं च व्यथते न्यस्तं शीतस्पर्शं न वेत्ति च ॥ ८ ॥**
**संस्थाने पीडने गत्यां चालने चाप्यनीश्वरः ॥**
**अन्यस्येव हि सम्भग्नावूरू पादौ च मन्यते ॥ ९ ॥**

ઉરુસ્તંભ રોગ ન ઓળખાતાં વાયુની શંકાથી તેના રોગી ઉપર તેલ ચોળવું વગેરે સ્નેહન ઉપાયો કરવાથી વ્યાધિ ઘણો જ વધી પડી નીચેનાં લક્ષણો થાય છે: પગો ગળે છે; અવયવો સુનકાર મારી જાય છે; પગ મુશ્કેલીથી ઉપડે છે. જાંઘો અને સાથળ તો ઘણા જ ગળી જાય છે; નિરંતર દાહ અને વેદના થાય છે; પગ નીચે મુકવા જતાં તેમાં વેદના થાય છે: શીતળ પદાર્થોના સ્પર્શની ખબર પડતી નથી; પગ નીચે મૂકવામાં દબાવવામાં કે હલાવવા ચલાવવામાં, રોગી તદ્દન પરાધીન બને છે; અને પગ તથા સાથળ જાણે ભાંગી ગયા હોય કિંવા તે પારકાના હોય એમ તેને લાગે છે.

**ઉરુસ્તંભનાં અસાધ્ય લક્ષણો.**

**यदा दाहार्तितोदार्तो वेपनः पुरुषो भवेत् ॥**
**ऊरुस्तम्भस्तदा हन्यात्साधयेदन्यथा नवम् ॥ १० ॥**

ઉરુસ્તમ્ભના જે રોગીને બળત્રા, શૂળો અને સોયો ખોંચ્યા જેવી પીડા થઈ કંપ થાય છે. તે બચવા પામતો નથી. ઉપલાં લક્ષણો વગરનો નવો ઉરુસ્તંભ સાધ્ય છે.

इति ऊरुस्तम्भनिदानम्.



६ च.चि.अ.२७ श्लो.१३. ७थी१०च.चि.अ.२७ श्लो.१४थी१७.

## आमवातनिदानं

विरुद्धाहारचेष्टस्य मन्दाग्नेर्निश्चलस्य च ॥
स्निग्धं भुक्तवतो ह्यन्नं व्यायामं चाप्यकुर्वतः ॥ १ ॥
वायुना प्रेरितो ह्यामः श्लेष्मस्थानं प्रधावति ॥
तेनात्यर्थं विदग्धोऽसौ धमनीः प्रतिपद्यते ॥ २ ॥
वातपित्तकफैर्भूयो दूषितः सोऽन्नजो रसः ॥
स्रोतांस्यभिष्यन्दयति नानावर्णोऽतिपिच्छिलः ॥ ३ ॥
युगपत्कुपितावेतौ त्रिकसन्धिप्रवेशकौ ॥
स्तब्धं च कुरुतो गात्रमामवातः स उच्यते ॥ ४ ॥

વિરુદ્ધ આહાર અને વિરુદ્ધ વિહાર કરનારનો; મંદ જઠરાગ્નિવાળા, બહુ બેસી રહેનારનો અને ચીકણા પદાર્થોનું ભક્ષણ કરી કસરત ન કરનારનો; આમ (અન્નનો અપક્વ રસ) વાયુથી પ્રેરિત થઇ, કફના (આમાશયાદિ) સ્થાન સુધી જઇ પહોંચે છે; અને પછી ત્યાં વાયુથી અત્યંત બગડી, શરીરની ધમનીઓમાં સંચરે છે. પછી તે અન્નનો રસ (આમ) વાયુ, પિત્ત અને કફથી વધારે દુષ્ટ થઇ, બધા માર્ગોને પૂરી દે છે. તે આમ વિવિધ રંગનો અને ઘણો જ ચીકણો કે તેલિયો હોય છે. આ રીતે એક સાથે બગડેલા આમ અને વાયુ જયારે ત્રિકની સંધિમાં (કેડમાં) પ્રવેશી શરીરને જકડી લે છે, ત્યારે તેને આમવાત કહે છે.

**આમવાયુના સામાન્ય લક્ષણો.**

अङ्गमर्दोऽरुचिस्तृष्णा आलस्यं गौरवं ज्वरः ॥
अपाकः शूनताङ्गानामामवातः स उच्यते ॥ ५ ॥

આમવાતમાં નીચેનાં લક્ષણો થાય છે. શરીર ઘણું કળે છે; અન્નપર અભાવો થાય છે; તૃષા લાગે છે; આળસ આવે છે; અંગ ભારે થાય છે; તાવ આવે છે; અન્ન પચતું નથી; અને શરીરપર સોજા ચઢે છે.

**આમવાતની વૃદ્ધિ થયા પછીનાં લક્ષણો.**

स कष्टः सर्वरोगाणां यदा प्रकुपितो भवेत् ॥
हस्तपादशिरोगुल्फत्रिकजानूरुसन्धिषु ॥ ६ ॥
करोति सरुजं शोथं यत्र दोषः प्रपद्यते ॥
स देशो रुजतेऽत्यर्थं व्याविद्ध इव वृश्चिकैः ॥ ७ ॥
जनयेत्सोऽग्निदौर्बल्यं प्रसेकारुचिगौरवम् ॥
उत्साहहानिं वैरस्यं दाहं च बहुमूत्रताम् ॥ ८ ॥
कुक्षौ कठिनतां शूलं तथा निद्राविपर्ययम् ॥
तृट्छर्दिभ्रममूर्च्छाश्च हृद्ग्रहं विड्विबन्धताम् ॥ ९ ॥

---

१ आमवात=संधिवा=Rheumatism.

जाड्यान्त्रकूजमानाहं कष्टांश्चान्यानुपद्रवान् ॥
पित्तात्सदाहरागं च सशूलं पवनानुगम् ॥ १० ॥
स्तिमितं गुरुकण्डूं च कफजुष्टं तमादिशेत् ॥

જ્યારે આ આમવાયુનો હુમલો આવે છે, ત્યારે તે બધા વ્યાધિઓ કરતાં ઘણો દુઃખકારક થાય છે. તેનાથી હાથ, પગ, મસ્તક, ઘુંટી, ત્રિક (કેડ,) ઘુંટણ અને સાથળના સાંધાઓમાંથી જે ભાગમાં વેદનાયુક્ત સોજો થાય છે. ત્યાં ત્યાં વીંછીએ ડંખ માર્યો હોય એવી અસહ્ય વેદના થાય છે; આ રોગમાં જઠરાગ્નિ મંદ પડે છે; મુખમાંથી પાણી છૂટે છે; ખોરાક ઉપર અરુચિ થાય છે; શરીર ભારે થતું જાય છે; ઉમંગ ભાંગી જાય છે; મોઢું બેસ્વાદ થઇ જાય છે; બળાત્રા થાય છે; પેશાબ ઘણો થાય છે; કુખો કઠણ થઇ જાય છે; શૂળો ફૂટે છે; દિવસે ઊંઘ આવે છે; રાત્રે ઊંઘ આવતી નથી; તૃષા લાગે છે; ઉલટી થાય છે; ફેર આવે છે; મૂર્ચ્છા આવે છે; છાતીમાં મુંજારો થાય છે; ઝાડો કઠણ થઇ જાય છે; કબજીયત રહે છે; શરીર જડ થાય છે; આંતરડામાં અવાજ થાય છે; અને કલાયખંજાદિક બીજા કષ્ટકારક ઉપદ્રવો પણ થાય છે જે આમવાત, પિત્તમાંથી ઉત્પન્ન થયો હોય તે દાહયુક્ત અને લાલરંગનો હોય છે, વાયુમાંથી થયેલો હોય તે શૂલયુક્ત હોય છે અને કફથી થયેલા આમવાતમાં શરીર ભીનું અને જડ લાગે છે તથા ચેળ આવે છે.

**સાધ્યાસાધ્ય વિચાર**

एकदोषानुगः साध्यो द्विदोषो याप्य उच्यते ॥
सर्वदेहचरः शोथः स कृच्छ्रः सान्निपातिकः ॥ ११ ॥

જે આમવાત એક દોષથી થયો હોય છે, તે સાધ્ય જે બે દોષમાંથી ઉત્પન્ન થયો હોય તે યાપ્ય પણ જે આમવાતમાં દરદીને આખે શરીરે સોજા થાય અને જે ત્રિદોષજનિત હોય તે મટવો મુશ્કેલ છે.

इति आमवातनिदानम्

## शूलनिदान

दोषैः पृथक्समस्तामद्वन्द्वैः शूलोऽष्टधा भवेत् ॥
सर्वेष्वेतेषु शूलेषु प्रायेण पवनः प्रभुः ॥ १ ॥

વાત વગેરે જુદા જુદા દોષોમાંથી ૩, સન્નિપાતથી ૧, આમથી ૧, અને દ્વંદ્વજ ૩ મળી આઠ પ્રકારનાં શૂળ છે. આ બધાં શૂળોમાં ઘણું કરી વાયુ પ્રબળ હોય છે.

**વાતશૂળનાં કારણો અને લક્ષણો**

व्यायामयानादतिमैथुनाच्च प्रजागराच्छीतजलातिपानात् ॥
कलायमुद्गाढकिकोरदूषादत्यर्थरूक्षाध्यशनाभिघातात् ॥ २ ॥
कषायतिक्तातिविरूढजान्नविरुद्धवल्लूरकशुष्कशाकात् ॥
विट्शुक्रमूत्रानिलवेगरोधाच्छोकोपवासादतिहास्यभाष्यात्
वायुः प्रवृद्धो जनयेद्धि शूलं हृत्पार्श्वपृष्ठत्रिकबस्तिदेशे ॥
जीर्णे प्रदोषे च घनागमे च शीते च कोपं समुपैति गाढम्

**मुहुर्मुहुश्चोपशमप्रकोपौ विण्मूत्रसंस्तम्भनतोदभेदैः ॥**
**संस्वेदनाभ्यञ्जनमर्दनाद्यैः स्निग्धोष्णभोज्यैश्च शमं प्रयाति ॥**

કસરત કરવાથી; લાંબી મજલ કરવાથી; અત્યંત સ્ત્રીસંગ કરવાથી; અત્યંત જાગરણ કરવાથી; પુષ્કળ ટંડું પાણી પીધાથી; વટાણા, મગ, તુવેર, કે કોદરાના ખોરાકથી; અત્યંત લુખ્ખા પદાર્થોનું ભક્ષણ કરવાથી; પેટ ભર્યું હોય ત્યાં જમવાથી; કાંઇ વાગવાથી; તુરા કે કડવા ખોરાકથી; ફણગા ફૂટેલા ધાન્યો બહુ ખાવાથી; દૂધ માછલાં વગેરે પરસ્પર વિરુદ્ધ પદાર્થોના સેવનથી; સુકેલાં માંસનાં ભક્ષણથી; શાકની સુકવણી ખાધાથી; મળ, મૂત્ર, શુક્ર અને વાયુની ગતિને રોકવાથી; શોકથી; ઉપવાસોથી ખડખડીને ઘણી વાર હસવાથી; અને ઘણું બોલવાથી વાયુ કોપાયમાન્ થઇ, હૃદય, પાંસળાં, બરડો, ત્રિક, અને બસ્તિમાં શૂળો ઉત્પન્ન કરે છે, અન્ન પચ્યા પછી, સંધ્યાકાળે, વર્ષાઋતુમાં અને ટાઢ પડતી હોય ત્યારે આ શૂળ ઘણું જોર કરે છે; આ રીતે વારંવાર શૂળનો હુમલો થાય છે, અને પાછી શાન્તિ થાય છે, જ્યારે હુમલો થાય છે ત્યારે મળ, મૂત્ર, કબજ થાય છે, અને સોયો ખોંચ્યા જેવી પીડા થાય છે, તથા દીલ ફાટે છે. પરસેવો વળે એવા ઔષધોપચારથી અભ્યંજન ( શરીરે તેલ ચોળવા )થી, ચંપીથી તેમ જ ચીકણાં અને ઉષ્ણ અન્નથી, શૂળની શાંતિ થાય છે.

**પિત્તશૂળના કારણો અને તેનાં લક્ષણો**

**क्षारातितीक्ष्णोष्णविदाहितैलनिष्पावपिण्याककुलत्थयूषैः ॥**
**कट्वम्लसौवीरसुराविकारैः क्रोधानलायासरविप्रतापैः ॥ ६ ॥**
**ग्राम्यातियोगादशनैर्विदग्धैः पित्तं प्रकुप्याशु करोति शूलम्**
**तृण्मोहदाहार्तिकरं हि नाभ्यां संस्वेदमूर्च्छाभ्रमशोषयुक्तम् ॥**
**मध्यन्दिने कुप्यति चार्धरात्रे विदाहकाले जलदात्यये च ॥**
**शीते च शीतैः समुपैति शान्तिं सुस्वादुशीतैरपि भोजनैश्च ॥**

જવખાર જેવા ક્ષારો ખાવાથી; મરચાં જેવાં તીક્ષ્ણ અને ઉષ્ણ પદાર્થોના તેમ જ વાંસના ફણગા જેવા બળત્રા કરવાવાળા પદાર્થોના સેવનથી; તેલ, વાલ, વટાણા. ખોળ, મઠ, કે કળથીની લાપશી ખાધાથી, તીખા અને ખારા પદાર્થોથી, ખાટી કાંજીના કે કોઇ પણ જાતના દારુના ઉપયોગથી, ક્રોધથી; અગ્નિ સમીપ બેસવાથી; ઝાઝી મહેનત લેવાથી; બહુ તડકામાં ફરવાથી; ઘણો સ્ત્રીસંગ રાખવાથી; કે વિદગ્ધાજીર્ણથી; પિત્ત કુપિત થઇ શૂળ (ચૂંક) ઉત્પન્ન કરે છે. આ શૂળ, તૃષા, મોહ, બળત્રા, નાભિમાં પીડા; પરશેવો, મૂર્ચ્છા, ભ્રમ અને શોષ વગેરે પીડાકારક ઉપદ્રવયુક્ત હોય છે. બપોરે, મધ્યરાત્રે અન્ન પચવાના સમયે અને શરદ્ઋતુમાં આ વ્યાધિ વધારે જોર કરે છે પણ શીત કાળમાં શીત પદાર્થોથી અને અત્યંત સ્વાદિષ્ટ અને શીતળ અન્ન ખાવાથી; શાંત થાય છે.

**કફશૂળનાં કારણો અને લક્ષણો**

**आनूपवारिजकिलाटपयोविकारै-**
**र्मांसेक्षुपिष्टकृशरातिलशष्कुलीभिः ॥**

अन्यैर्बलासजनकैरपि हेतुभिश्च
श्लेष्मा प्रकोपमुपगम्य करोति शूलम् ॥ ९ ॥
हृल्लासकाससदनारुचिसंप्रसेकै-
रामाशये स्तिमितकोष्ठशिरोगुरुत्वैः ॥
भुक्ते सदैव हि रुजं कुरुतेऽतिमात्रं
सूर्योदये च शिशिरे कुसुमागमे च ॥ १० ॥

જળ સમીપ સંચરતાં પક્ષીઓનાં અને જળમાં જીવનારાં પ્રાણીઓનાં માંસ ભક્ષણથી; માવો, છાશ, દહીં, ઘી, માંખણ, માંસ, શેરડીનો રસ, લોટના પદાર્થો, ખિચડી, તલનાલાડુ ઇત્યાદિનો આહાર કરવાથી; અને બીજાં પણ એવાંજ કફ ઉત્પન્ન કરનારાં કારણોથી; કફ, કુપિત થઈ, આમાશયમાં શૂળો ઉત્પન્ન કરે છે. આ શૂળ સાથે મોળ, ઉધરસ, ગ્લાનિ, અરુચિ, મોઢામાંથી લાળનો સ્ત્રાવ, પેટ ભારે પત્થર જેવું થવું, માથું ભારે થવું, વગેરે ઉપદ્રવો થાય છે, હમેશાં જમ્યા પછી, સૂર્યોદયે, શિશિર ઋતુમાં ને વસંત ઋતુમાં, આ શૂળની પીડા ઘણું જોર કરે છે.

**આમ શૂળનાં લક્ષણો.**

आटोपहृल्लासवमीगुरुत्वस्तैमित्यकानाहकफप्रसेकैः ॥
कफस्य लिङ्गेन समानलिङ्गमामोद्भवं शूलमुदाहरन्ति ॥११॥

આમશૂળમાં, પેટમાં ગડબડાટ થાય છે; મોળ આવે છે; ઉલટી થાય છે; શરીર જડ અને ભારે લાગે છે; કબજીયત થાય છે; અને મોઢામાંથી કફ ગળે છે. કફજન્ય શૂળનાં લક્ષણોને મળતાં લક્ષણોવાળા આ રોગને આમજન્ય શૂળ કહે છે.

**દ્વંદ્વજ શૂળનાં લક્ષણો.**

बस्तौ हृत्कण्ठपार्श्वेषु स शूलः कफवातिकः ॥
कुक्षौ हृन्नाभिमध्येषु स शूलः कफपैत्तिकः ॥ १२ ॥
दाहज्वरकरो घोरो विज्ञेयो वातपैत्तिकः ॥

જો બસ્તિ, હૃદય, કંઠ અને પાંસળામાં શૂળો ફૂટે, તો એ કફવાયુજન્ય છે એમ જાણવું. જો કુખ, તથા હૃદય, અને નાભિના મધ્યમાં શૂળો ફૂટે, તો કફપિત્તજન્ય છે એમ સમજવું. અને જેમાં ભયંકર શૂળ સાથે બળત્રા તથા જ્વર વગેરે ઉપદ્રવો થાય, તેને વાતપૈત્તિક છે એમ માનવું.

**શૂળનો સાધ્યાસાધ્ય વિચાર**

एकदोषोत्थितः साध्यः कृच्छ्रसाध्यो द्विदोषजः ॥ १३ ॥
सर्वदोषोत्थितो घोरस्त्वसाध्यो भूर्युपद्रवः ॥

એક દોષપર આધાર રાખનાર શૂળ સાધ્ય અને બે દોષમાંથી જન્મ પામનાર શૂળ કષ્ટસાધ્ય છે. ત્રણે દોષોથી ઉત્પન્ન થયેલું ભયંકર શૂળ તેમ જ જેમાં ઘણા ઉપદ્રવો થયા હોય તે અસાધ્ય સમજવું.

**પરિણામ શૂળનાં લક્ષણો.**

स्वैर्निदानैः प्रकुपितो वायुः सन्निहितस्तथा ॥ १४ ॥
कफपित्ते समावृत्य शूलकारी भवेद्बली ॥
भुक्ते जीर्यति यच्छूलं तदेव परिणामजम् ॥ १५ ॥
तस्य लक्षणमप्येतत्समासेनाभिधीयते ॥

(પરિણામશૂળમાં) પોતાને કોપાવનારાં કારણોથી કુપિત થયેલો અને કફ પિત્તની પાસે રહેલો, બળવાન વાયુ, કફ અને પિત્તને ઘેરી લઈ, શૂળો ઉત્પન્ન કરે છે. ખાધેલું અનાજ પચતું હોય તે વખતે જે શૂળો ફૂટે છે તેને જ પરિણામશૂળ કહે છે, કે જેનાં લક્ષણો સંક્ષેપમાં નીચે કહ્યાં છે

**પરિણામ શૂળનાં લક્ષણો.**

आध्मानाटोपविण्मूत्रविबन्धारतिवेपनैः ॥ १६ ॥
स्निग्धोष्णोपशमप्रायं वातिकं तद्वदेद्भिषक् ॥
तृष्णादाहारतिस्वेदं कट्वम्ललवणोत्तरम् ॥ १७ ॥
शूलं शीतसमप्रायं पैत्तिकं लक्षयेद्बुधः ॥
छर्दिहृल्लाससम्मोहं स्वल्परुग् दीर्घसन्तति ॥ १८ ॥
कटुतिक्तोपशान्तं च तच्च ज्ञेयं कफात्मकम् ॥
संसृष्टलक्षणं यच्च द्विदोषं परिकल्पयेत् ॥ १९ ॥
त्रिदोषजमसाध्यं तु क्षीणमांसबलानलम् ॥

જે શૂળમાં પેટ ચડેલું રહે, પેટમાં ગડબડાટ થાય; મળ, મૂત્ર કબજ થાય; બેચેની અને ગભરાટ થાય; તથા કંપારી છૂટે; અને જે ચીકણા અને ઊંના પદાર્થોથી શાંત થાય તે શૂળને વાતિક પરિણામ શૂળ કહે છે. જેમાં તરશ, બળત્રા, બેચેની અને પરસેવો થતો હોય; અને જે તીખા, ખાટા, તથા ખારા પદાર્થોના ભક્ષણથી વધે અને શીત, (ઠંડા) પદાર્થોથી શાંત થાય, તેને પૈત્તિકપરિણામ શૂળ કહે છે. જેમાં ઉલટી થાય, ઉબકા આવે, બેચેની થાય, ઇંદ્રિયો અને મન બેભાન થાય, પીડા થોડી થાય, દરદ લાંબા વખત સુધી ચાલ્યા કરે અને તીખા તથા કડવા પદાર્થોથી શાંતિ થાય તેને કફાત્મક શૂળ કહે છે. બે દોષનાં લક્ષણો એકઠાં જોવામાં આવે, તે દ્વંદ્વજ શૂળ; અને ત્રણે દોષનાં બધાં લક્ષણો જેમાં દૃષ્ટિએ પડે, તે ત્રિદોષજ શૂળ જાણવું. જે શૂળમાં રોગીનાં બળ અને માંસ ક્ષીણ થઈ ગયાં હોય, અને જઠરાગ્નિ મંદ પડી ગયો હોય, તે ત્રિદોષજન્ય શૂળ, અસાધ્ય છે એમ સમજવું.

**અન્નદ્રવાખ્ય શૂળનાં લક્ષણો.**

जीर्णे जीर्यत्यजीर्णे वा यच्छूलमुपजायते ॥ २० ॥
पथ्यापथ्यप्रयोगेण भोजनाभोजनेन च ॥
न शमं याति नियमात्सोऽन्नद्रव उदाहृतः ॥ २१ ॥

અન્નનું પાચન થયા પછી, કિંવા તે પચતી વખતે અથવા અજીર્ણ થતાં જે શૂળ આવે છે; જે પથ્યસેવનથી કે અપથ્ય કરવાથી, તેમ જ જમ્યાથી, કે ન જમ્યાથી, મટી જ જાય એવું નક્કી કહેવાતું નથી તેને અન્નદ્રવાખ્ય શૂળ કહે છે. (આ શૂળ અસાધ્ય નથી, કારણ તેના પર ઔષધ આપવાનું કહ્યું છે.)

इति शूलनिदानम्



## उदावर्तानाहरोगनिदान

ઉદાવર્તનાં કારણો અને લક્ષણો

वातविण्मूत्रजृम्भाश्रुक्षवोद्गारवमीन्द्रियैः ॥
क्षुत्तृष्णोच्छ्वासनिद्राणां धृत्योदावर्तसम्भवः ॥ १ ॥

વાયુ, ઝાડો, પેશાબ, બગાસું, આંસુ, છીંક, ઓડકાર, ઉલટી, શુક્ર, ભૂખ, તરશ, શ્વાસ અને નિદ્રા, એમનો વેગ રોકવાથી એટલે એ તેરમાંથી કોઈનો વેગ અટકાવવાથી ઉદાવર્ત નામનો રોગ ઉત્પન્ન થાય છે.

જુદા જુદા વેગને રોકવાથી થતા જુદા જુદા ઉદાવર્તનાં લક્ષણો

वातमूत्रपुरीषाणां सङ्गाध्मानं क्लमो रुजः ॥
जठरे वातजाश्चान्ये रोगाः स्युर्वातनिग्रहात् ॥ २॥
आटोपशूलौ परिकर्तिका च सङ्गः पुरीषस्य तथोर्ध्ववातः ॥
पुरीषमास्यादथवा निरेति पुरीषवेगेऽभिहते नरस्य ॥ ३ ॥
बस्तिमेहनयोः शूलं मूत्रकृच्छ्रं शिरोरुजा ॥
विनामो वङ्क्षणानाहः स्याल्लिङ्गं मूत्रनिग्रहे ॥ ४ ॥
मन्यागलस्तम्भशिरोविकारा जृम्भोपघातात्पवनात्मकाःस्युः
तथाक्षिनासावदनामयाश्च भवन्ति तीव्राः सह कर्णरोगैः ५
आनन्दजं वाप्यथ शोकजं वा नेत्रोदकं प्राप्तममुञ्चतो हि ॥
शिरोगुरुत्वं नयनामयाश्च भवन्ति तीव्राः सह पीनसेन ॥६॥
मन्यास्तम्भः शिरःशूलमर्दितार्धावभेदकौ ॥
इन्द्रियाणां च दौर्बल्यं क्षवथोः स्याद्विधारणात् ॥ ७ ॥
कण्ठास्यपूर्णत्वमतीव तोदः कूजश्च वायोरथवाऽप्रवृत्तिः ॥
उद्गारवेगेऽभिहते भवन्ति घोरा विकाराः पवनप्रसूताः॥८॥
कण्डूकोठारुचिव्यङ्गशोफपाण्ड्वामयज्वराः ॥
कुष्ठहृल्लासवीसर्पाश्छर्दिनिग्रहजा गदाः ॥ ९ ॥
मूत्राशये वै गुदमुष्कयोश्च शोथो रुजा मूत्रविनिग्रहश्च ॥
शुक्राश्मरी तत्स्रवणं भवेच्च ते ते विकारा विहते च शुक्रे १०
तन्द्राङ्गमर्दावरुचिः श्रमश्च क्षुधाभिघातात्कृशता च दृष्टेः ॥
कण्ठास्यशोषः श्रवणावरोधस्तृष्णाभिघातात् हृदयव्यथा वै
श्रान्तस्य निःश्वासविनिग्रहेण हृद्रोगमोहावथवापि गुल्मः॥
जृम्भाङ्गमर्दाक्षिशिरोतिजाड्यं निद्राभिघातादथवापि तन्द्रा

પેટના વાયુને રોકવાથી, વાયુ, મળ અને મૂત્ર કબજ થાય છે; પેટ ચઢે છે; શરીરમાં થાક લાગે છે; તથા તેમાં પીડા થાય છે. વળી પેટમાં બીજા વાતજન્ય ઉપદ્રવો (શૂળો, કાંટા

---

१ सु.उ.अ.५५ श्लो.३. २ च.सू.अ.७ श्लो.१०. ३,५,६,८ सु.उ.अ.५५ श्लो.५,७,८,१०. ४,७,९ च.सू.अ.७ श्लो.४,१४,१२. १०थी१२ सु.उ.अ.५५ श्लो.१२,१३,१६.

ખુંચ્યા જેવી પીડા વગેરે) થાય છે. મળનો (ઝાડાનો) વેગ દાબી રાખવાથી પેટમાં "ગુડગુડ" શબ્દ યુક્ત ગડબડાટ થાય છે; ચુંક આવે છે; વીંટ આવે છે; દસ્ત રોકાય છે; વાયુ ઉંચો રહે છે: (ઓડકાર બહુ આવે છે અને અધોવાયુ નથી આવતો.) અને વખતે ઉલટીમાં વિષ્ટા નીકળે છે. મૂત્રના વેગને દાબી રાખવાથી મૂત્રાશયમાં અને શિશ્નમાં શૂળો ફૂટે છે; પેશાબ ઉતરતાં દુઃખ થાય છે; માથું દુઃખે છે; પીડાને લીધે રોગી છાતી આગળથી આગલે પાસે નમી જાય છે; અને સાથળના મૂળમાં દુખાવો થાય છે. બગાસુ આવતાં રોકવાથી ડોકનો પાછલો ભાગ અને ગળું સજ્જડ રહી જાય છે, મસ્તકમાં વાતજન્ય પીડા થાય છે અને નેત્રના નાકના મોઢાના અને કાનના તીવ્ર રોગો તરત લાગુ પડે છે. શોક કે હર્ષથી નેત્રોમાં ભરાઈ આવેલાં આંસુને વહેવાની છૂટ ન આપતાં, તેમને દાબી રાખવાથી માથું ભારે લાગે છે અને તીવ્ર નેત્રરોગ તથા પીનસ રોગ થઈ આવે છે. છીંક આવતી રોકવાથી ડોક રહી જાય છે; કપાળ દુઃખે છે; અર્ધું મુખ વાંકું થાય છે; આધાશીશી ચઢે છે; અને બધી ઇંદ્રિયો દુર્બળ બને છે. ઓડકાર આવતો અટકાવવાથી કંઠ અને મોઢું ભર્યાં હોય તેવાં લાગે છે; સોયો ખોંચ્યા જેવી પીડા થાય છે; પેટમાં વાયુને લીધે અવાજ થાય છે, અથવા વાયુની છૂટ નથી રહેતી અને હેડકી જેવા વાયુમાંથી ઉત્પન્ન થનારા ભયંકર વિકારો થાય છે. ઉલટીના વેગને રોકવાથી, ખરજ થાય છે; શરીરે ઢીમણાં નિકળે છે; અન્નપર અભાવો થાય છે; મુખપર કાળા ડાઘ પડે છે; સોજો આવે છે; પાંડુ રોગ થાય છે; તાવ આવે છે; કુષ્ઠ (કોઢ)નો ભયંકર વ્યાધિ થાય છે; મોળ આવે છે; અને વિસર્પનો રોગ થાય છે. મૈથુનના સમયે કિંવા બીજી કોઈ રીતે વીર્યની ગતિને રોકવાથી, મૂત્રાશયમાં, ગુદામાં તથા અંડકોશમાં સોજો ચઢે છે અને તેમાં અસહ્ય વેદના થાય છે, પેશાબ બંધ થઇ જાય છે. શુક્રાશ્મરી (વીર્યમાંથી થતી પથરી) બાઝે છે; અને તે વીર્ય સાથે ગળે છે. કકડીને ભૂખ લાગ્યા છતાં, તેને મારવાથી આંખે અંધારાં આવે છે; શરીર કળે છે; અરુચિ થાય છે; શરીર થાકી ગયું હોય તેમ લાગે છે તથા આંખોનું તેજ કમી થઇ જાય છે. તરશના વેગને રોકવાથી, ગળું. તથા મોઢું સૂકાય છે. કાને સાંભળી શકાતું નથી તથા હૃદયમાં પીડા થાય છે. અંગબળની અત્યંત મહેનતથી થાકી ગયેલા માણસના શ્વાસોચ્છ્વાસને અટકાવ્યાથી, હૃદ્રોગ, મૂર્ચ્છા અને ગુલ્મની ગાંઠ વિગેરે વિકારો થાય છે. ઊંઘને રોકવાથી, બગાસાં પર બગાસાં આવે છે; આખું અંગ કળે છે; નેત્ર અને મસ્તક અત્યંત ભારે થઈ જાય છે; અને તંદ્રા—ઘેન જેવું—લાગે છે.

**કોપેલા વાયુથી થતા ઉદાવર્તનાં લક્ષણો.**

**वायुः कोष्ठानुगो रूक्षकषायकटुतिक्तकैः ॥**
**भोजनैः कुपितः सद्य उदावर्तं करोति च ॥ १३ ॥**
**वातमूत्रपुरीषासृक्कफमेदोवहानि वै ॥**
**स्रोतांस्युदावर्तयति पुरीषं चातिवर्तयेत् ॥ १४ ॥**
**ततो हृद्बस्तिशूलार्तो हृल्लासारतिपीडितः ॥**

---

१३थी१६ सु.उ.अ.५५ श्लो.३३.

वातमूत्रपुरीषाणि कृच्छ्रेण लभते नरः ॥ १५ ॥
श्वासकासप्रतिश्यायदाहमोहतृषाज्वरान् ॥
वमिहिक्काशिरोरोगमनःश्रवणविभ्रमान् ॥ १६ ॥
बहूनन्यांश्च लभते विकारान्वातकोपजान् ॥

લુખ્ખું તુરું, તીખું અને કડવું ભોજન કરવાથી, પેટમાં રહેલો વાયુ કુપિત થઈને તરત ઉદાવર્ત રોગને ઉત્પન્ન કરે છે. એ રીતે કુપિત થયેલો વાયુ, મળ, મૂત્ર, લોહી, કફ અને મેદને વહેનારા માર્ગોને ઘેરી લઈ; મળને ઉલટે માર્ગે ચલાવે છે, તેથી રોગી, હૃદય અને બસ્તિમાં ફૂટતાં શૂળોથી ઘણો હેરાન થાય છે; તેને મોળ આવે છે; બેચેની લાગે છે; ઝાડો, પેશાબ, અને પવનછૂટ કષ્ટથી થાય છે; અને શ્વાસ, ઉધરસ, સળેખમ, બળાત્રા, મૂર્ચ્છા, તૃષા, જ્વર, ઉલટી, હેડકી, માથાનો દુખાવો, અને મનની ભ્રમણા તથા કાનનું બ્હેરાપણું વગેરે અનેક, વાયુના કોપમાંથી ઉત્પન્ન થતા રોગો થાય છે.

આનાહના ઉપદ્રવો[1]

आमं शकृद्वा निचितं क्रमेण भूयो विबद्धं विगुणानिलेन ॥
प्रवर्तमानं न यथास्वमेनं विकारमानाहमुदाहरन्ति ॥
तस्मिन् भवन्त्यामसमुद्भवे तु तृष्णाप्रतिश्यायशिरोविदाहाः॥
आमाशये शूलमथो गुरुत्वं हृत्स्तम्भउद्गारविघातनं च ॥
स्तम्भः कटीपृष्ठपुरीषमूत्रे शूलोऽथ मूर्च्छा शकृतश्च छर्दिः ॥
श्वासश्च पक्वाशयजे भवन्ति तथालसोक्तानि च लक्षणानि ॥

આમ કિંવા મળ, ધીમે ધીમે પેટમાં એકઠો થયા પછી પ્રતિકૂલ વાયુથી રોકાતાં કુદરતી રસ્તે નીકળી શકતો નથી. આ કારણથી જે રોગ થાય છે તે આનાહ–કબજીયત કહેવાય છે. જો આનાહની ઉત્પત્તિ આમમાંથી થઇ હોય છે; તો તરશ લાગે છે; સળેખમ થઈ આવે છે; મસ્તકમાં દાહ થાય છે; આમાશય જડ થઇ તેમાં શૂળો ફૂટે છે; હૃદય જડ લાગે છે; અને ઓડકાર આવતા નથી. જો આનાહનો રોગ પકવાશયમાં થયો હોય તો બરડો અને કમ્મર જકડાઈ જાય છે; મળ, મૂત્ર, કબજ થાય છે; અને શૂળ, મૂર્ચ્છા, શ્વાસ અને મળની ઉલટી તથા અલસક રોગમાં કહેલાં લક્ષણો, દૃષ્ટિએ પડે છે.

અસાધ્ય લક્ષણો.

तृष्णार्दितं परिक्लिष्टं क्षीणं शूलैरुपद्रुतम् ॥
शकृद्वमन्तं मतिमानुदावर्तिनमुत्सृजेत् ॥ २० ॥

તરશથી પીડાયેલા, બહુ પીડાવાળા, ક્ષીણ થઇ ગયેલા, શૂળોથી હેરાન થતા અને મુખમાર્ગે મળની ઉલટી કરનારા ઉદાવર્તના દરદીના જીવવાની આશા વૈદ્યે ન રાખવી.

इति उदावर्तानाहरोगनिदानम्

---

૧ आनाह કબજીઆત=Constipation. ૧૭.૧૮ सु.उ.अ.५६ श्लो.११.१२.१९ सु.उ.अ.५६ श्लो.१३. २० सु.उ.अ.५५ श्लो.१७.

# गुल्मनिदान

दुष्टा वातादयोऽत्यर्थं मिथ्याहारविहारतः ॥
कुर्वन्ति पञ्चधा गुल्मं कोष्ठान्तर्ग्रन्थिरूपिणम् ॥
तस्य पञ्चविधं स्थानं पार्श्वहृन्नाभिवस्तयः ॥ १ ॥

મિથ્યા આહાર વિહાર કરવાથી, અત્યંત વિકારયુક્ત થયેલા વાતાદિક દોષો, પેટમાં ગાંઠના જેવા પાંચ પ્રકારના ગુલ્મ રોગને ઉત્પન્ન કરે છે. તે ગાંઠો બંને બાજુનાં પાંસળાં, હૃદય, નાભિ અને બસ્તિ એ પ્રમાણે પાંચ સ્થાનોમાં થાય છે,

**ગુલ્મનું સામાન્ય રૂપ**

हृन्नाभ्योरन्तरे ग्रन्थिः संचारी यदि वाऽचलः ॥
वृत्तश्चयापचयवान् स गुल्म इति कीर्तितः ॥ २ ॥

હૃદય અને નાભિ (બસ્તિ)ના વચલા ભાગમાં જે ફરતી કિંવા અચળ અને ગોળ ગાંઠ થાય છે તથા જે ગાંઠ કોઈ વખત વધી જાય છે તો કોઈ વાર ઘટી જાય છે તેને ગુલ્મ કહે છે.

**ગુલ્મની સંપ્રાપ્તિ**

स व्यस्तैर्जायते दोषैः समस्तैरपि चोच्छ्रितैः ॥
पुरुषाणां तथा स्त्रीणां ज्ञेयो रक्तेन चापरः ॥ ३ ॥

કુપિત થયેલા જુદા જુદા દોષોથી ૩, અને બધા દોષોથી ૧ મળી ચાર પ્રકારની ગુલ્મની ગાંઠ પુરુષોને થાય છે; આ ઉપરાંત સ્ત્રીઓને એક જાતની લોહીની ગાંઠ થાય છે.

**ગુલ્મનું પૂર્વરૂપ**

उद्गारबाहुल्यपुरीषबन्धतृप्त्यक्षमत्वान्त्रनिकूजनानि ॥
आटोपमाध्मानमपक्तिशक्तिरासन्नगुल्मस्य वदन्ति चिह्नम् ॥४

જ્યારે ગુલ્મ થવાનો હોય છે, ત્યારે ઓડકાર ઘણા આવે છે; દસ્ત કબજ થાય છે; અન્નપરથી પ્રીતિ ઉઠી જાય છે; શરીરમાં શક્તિ રહેતી નથી; આંતરડામાં અવાજ થયા કરે છે; દુઃખાવો થઈ પેટ ચઢે છે, અને પાચનશક્તિ મંદ પડી જાય છે.

**ગુલ્મનાં સાધારણ રૂપો.**

अरुचिः कृच्छ्रविण्मूत्रं वातेनान्त्रविकूजनम् ॥
आनाहश्चोर्ध्ववातत्वं सर्वगुल्मेषु लक्षयेत् ॥ ५ ॥

ગુલ્મમાં નીચેનાં લક્ષણો થાય છે. અન્નપર અભાવો થાય છે; મળ, મૂત્ર ઉતરતાં કષ્ટ થાય છે; વાયુથી આંતરડાંમાં "ગુડગુડ" શબ્દ થાય છે. ઝાડાની કબજીયત રહે છે; તથા ઊર્ધ્વ વાયુ થાય છે.

**વાતગુલ્મનાં કારણો અને લક્ષણો.**

रूक्षान्नपानं विषमातिमात्रं विचेष्टनं वेगविनिग्रहश्च ॥
शोकोऽभिघातोऽतिमलक्षयश्च निरन्नता चानिलगुल्महेतुः ॥
यःस्थानसंस्थानरुजाविकल्पं विड्वातसङ्गं गलवक्त्रशोषम् ॥
श्यावारुणत्वं शिशिरज्वरं च हृत्कुक्षिपार्श्वांसशिरोरुजं च ॥
करोति जीर्णेऽप्यधिकं च कोपं भुक्ते मृदुत्वं समुपैति पश्चात् ॥
वातात्स गुल्मो न च तत्र रूक्षं कषायतिक्तं कटु चोपशेते ॥ ८ ॥

---

२ सु.उ.अ.४२ श्लो.३. ३ सु.उ.अ.४२ श्लो.७, ४ वा.नि.अ.११ श्लो.६२. ६थी८ च.चि. अ.५ श्लो. ७थी९.

લુખ્ખું, વિષમ એટલે પ્રકૃતિને અનુકૂલ ન પડે એવું અને અત્યંત અન્નપાનનું સેવન કરવાથી; બળવાન પુરુષ સાથે કુસ્તિ લડવા જેવી ઉંધી ક્રિયા કરવાથી; મળ મૂત્રાદિકના વેગને રોકવાથી; શોક કરવાથી; લાકડી ઇત્યાદિનો શરીરપર પ્રહાર થવાથી; વારંવાર જુલાબ લેઇ મળનો તદ્દન ક્ષય કરવાથી; અને અપવાસ કરવાથી; વાતગુલ્મ રોગ ઉત્પન્ન થાય છે.

આ વાતગુલ્મની ગાંઠ કોઈ વખત નાભીમાં તો કદી પાંસળાંમાં કે કદી બસ્તિમાં એમ જુદા જુદા સ્થાનમાં ફરે છે, તે, વખતે મોટી તો વખતે નાની લાગે છે, આકારમાં ગોળ કે લાંબી હોય છે, તથા એની પીડા વખતે ઘણી અને વખતે થોડી અને કોઇ વખત સોયો ખોંચ્યા જેવી તો કોઈ વખત બીજી જાતની થાય છે, એમાં મળ તથા અપાન વાયુની છૂટ થતી નથી; ગળું અને મુખ સૂકાય છે; રોગીના શરીરનો વર્ણ આશમાની કે રતાશ પડતો થાય છે; શરીરમાં ટાઢની કમકમાટી સાથે તાવ ભરાઇ આવે છે; હૃદય, કુખ, પાંસળાં, ખભા અને માથું દુ:ખે છે; અન્નનું પાચન થયા પછી (પેટ ખાલી હોય ત્યારે) ગાંઠ વધારે જોર કરે છે; અને જમ્યા પછી તરત તેનું જોર નરમ થઈ જાય છે. આ દરદમાં રુક્ષ, તુરા, તીખા અને કડવા પદાર્થો માફક આવતા નથી.

**પિત્તગુલ્મનાં કારણો અને લક્ષણો.**

**कट्वम्लतीक्ष्णोष्णविदाहिरूक्षक्रोधातिमद्यार्कहुताशसेवा ॥**
**आमाभिघातो रुधिरं च दुष्टं पैत्तस्य गुलमस्य निमित्तमुक्तम् ॥**
**ज्वरः पिपासा वदनाङ्गरागः शूलं महज्जीर्यति भोजने च ॥**
**स्वेदो विदाहो व्रणवच्च गुल्मः स्पर्शासहः पैत्तिकगुल्मरूपम् ॥**

તીખા, ખાટા, તીક્ષ્ણ, ઉષ્ણ, બળત્રા કરવાવાળા અને લુખ્ખા પદાર્થો; ક્રોધ; અત્યંત મદિરાપાન; તડકામાં ફરવું; અગ્નિ સમીપે બેસવું; પેટમાં આમનો વધારો, અને લોહીનો બગાડો, એ સર્વે; પિત્તગુલ્મ થવાનાં કારણો છે. પિત્તગુલ્મમાં, તાવ આવે છે; તરશ લાગે છે; મુખ અને શરીરનો રંગ લાલ થાય છે; ખોરાક પચતો હોય ત્યારે પેટમાં સખત શૂળ આવે છે; પરસેવો વળે છે; શરીરની અંદર બળત્રા થાય છે; અને વ્રણની પેઠે ગુલ્મની ગાંઠપર હાથનો સ્પર્શ પણ સહન થઈ શકતો નથી.

**શ્લૈષ્મિક અને સાન્નિપાતિક ગુલ્મનાં કારણોઅને લક્ષણો.**

**शीतं गुरुस्निग्धमचेष्टनं च संपूरणं प्रस्वपनं दिवा च ॥**
**गुल्मस्य हेतुः कफसम्भवस्य सर्वस्तु दुष्टो निचयात्मकस्य ॥**
**स्तैमित्यशीतज्वरगात्रसादहृल्लासकासारुचिगौरवाणि ॥**
**शैत्यं रुगल्पा कठिनोन्नतत्वं गुलमस्य रूपाणि कफात्मकस्य ॥**

ટાઢા, જડ અને ચીકણા પદાર્થોનું સેવન કરવાથી; ધરાયા છતાં તેપર પરાણે દાબીને ભોજન કરવાથી; અને દિવસે ઊંઘવાથી, કફજન્ય ગુલ્મ ઉત્પન્ન થાય છે. ઉપર વાતાદિ જુદા જુદા ગુલ્મનાં જે કારણો વર્ણવ્યાં તે સર્વે જ્યારે એકત્ર થાય ત્યારે સન્નિપાતજ ગુલ્મ થાય છે. કફાત્મક ગુલ્મની ગાંઠમાં રોગીનું શરીર તેને ભીંનું લોચા જેવું લાગે છે; ટાઢીયો તાવ

---

૯,૧૦ च.चि.अ.५श्लो.१०,११. ११,१२ च.चि.अ.५ श्लो.१२,१३.

આવે છે; શરીર સુસ્ત બની સૂકાતું જાય છે; મોળ આવે છે; ઉધરસ આવે છે; અરુચિ થાય છે; શરીર ભારે બનતું જાય છે; ટાઢ ચઢે છે, અને પીડા થોડી હોય છે; પણ ગુલ્મની ગાંઠ કઠણ અને ઉપસેલી હોય છે.

**દ્વંદ્વજ ગુલ્મનાં લક્ષણો.** **निमित्तलिङ्गान्युपलभ्य गुल्मे संसर्गजे दोषबलाबलं च ॥**
**व्यामिश्रलिङ्गानपरांश्च गुल्मांस्त्रीनादिशेदौषधकल्पनार्थम् ॥**

સંસર્ગજન્ય (બેદોષ સાથે કોપવાથી થયેલા) ગુલ્મનાં કારણ, લક્ષણ અને તેના સંબંધમાં રહેલા જુદાં જુદા દોષનાં વધતાં ઓછાં બળ ઉપરની મિશ્રિત લક્ષણોવાળા બીજા ત્રણ ગુલ્મ ઓળખી લેવા; જેથી ચિકિત્સા કરવામાં સરળતા થાય.

**સન્નિપાતજ ગુલ્મનાં લક્ષણો.** **महारुजं दाहपरीतमश्मवत् घनोन्नतं शीघ्रविदाहि दारुणम् ॥**
**मनःशरीराग्निबलापहारिणं त्रिदोषजं गुल्ममसाध्यमादिशेत्॥**

ત્રિદોષજ ગુલ્મની ભયંકર ગાંઠ બહુ પીડા કરે છે, એ બળત્રાથી વ્યાપ્ત હોય છે અને પથ્થરના જેવી કઠણ તથા ઉપડી આવેલી હોય છે. એમાં ઘણી બળત્રા થાય છે. અને તે બુદ્ધિ શરીર, અગ્નિ અને બળને હરી લે છે. આ ત્રિદોષજ ગુલ્મની ગાંઠ અસાધ્ય છે એમ સમજવું.

**રક્તગુલ્મનાં લક્ષણો.** **नवप्रसूताऽहितभोजना या या चामगर्भं विसृजेत् ऋतौ वा ॥**
**वायुर्हि तस्याः परिगृह्य रक्तं करोति गुल्मं सरुजं सदाहम् ॥**
**पैत्तस्यलिङ्गेन समानलिङ्गं विशेषणं चाप्यपरं निबोध ॥१५॥**
**यः स्पन्दते पिण्डित एव नाङ्गैश्चिरात्सशूलः समगर्भलिङ्गः ॥**
**स रौधिरः स्त्रीभव एव गुल्मो मासे व्यतीते दशमे चिकित्स्यः॥**

બાળકનો પ્રસવ થયા પછી, તરતજ જો સુવાવડી સ્ત્રી અપથ્ય ભોજન કરે; જો અધુરે ગર્ભપાત થાય અથવા જો ઋતુ વખતે તે અપથ્ય ભોજન કરે તો વાયુ વિકારયુક્ત થઈ રજ (અટકાવનું લોહી)ની ગાંઠ બનાવે છે. આવા રક્તની ગાંઠ દાહયુક્ત તથા પીડાકારી હોય છે અને પિત્તગુલ્મનાં જે લક્ષણો કહ્યાં છે, તેવાં લક્ષણો આમાં પણ થાય છે. વળી એ ઉપરાંત બીજાં લક્ષણો નીચે મુજબ થાય છે. આ ગુલ્મની ગાંઠ ઘણી વખત આખી ગોળો ને ગોળો જ હાલે છે, પણ જુદા જુદા અવયવો લાંબે વખતે, હલે એમ બનતું નથી. (ગર્ભના અવયવો જુદા જુદા હલે અને ગાંઠ આખી હલે એ રીતે ગર્ભ અને ગાંઠનો ફેર બતાવ્યો છે). તેનાથી શૂળો ફૂટે છે, અને તેમાં ગર્ભ ધારણ થતાં જેવાં લક્ષણો થાય છે, તેવાં લક્ષણો દૃષ્ટિએ પડે છે. (એટલે અટકાવ આવતો નથી; મુખમાંથી ફિક વળી પાણી છૂટે છે; સ્તનની દિંટડીઓ કાળી પડે છે: અને જેમ એ જીવવાળી કોઈ સ્ત્રી ઉદાસ વૃત્તિની બની કશાની આતુરતાથી વાટ જુવે છે, તેમ આ માં પણ થાય છે. આવાં વિચિત્ર લક્ષણો વ્યાધિના સ્વભાવથી થાય છે.) આ રક્તગુલ્મ સ્ત્રીઓને થાય છે. રક્તગુલ્મ થયાને દશ મહિના વીતી ગયા પછી તેનું ઔષધ કરવું.

---

૧૩ च.चि.अ.५श्लो.१४. १४च.चि.अ.५ श्लो.१५. १५सु.उ.अ.४२ श्लो.१३. १६ च.चि.अ.५ श्लो.१७.

ગુલ્મનાં અસાધ્ય લક્ષણો.

संचितः क्रमशो गुल्मो महावास्तुपरिग्रहः ॥
कृतमूलः शिरानद्धो यदा कूर्म इवोन्नतः ॥ १७ ॥
दौर्बल्यारुचिहृल्लासकासच्छर्द्यरतिज्वरैः ॥
तृष्णातन्द्राप्रतिश्यायैर्युज्यते न स सिध्यति ॥ १८ ॥
गृहीत्वा सज्वरं श्वासच्छर्द्यतीसारपीडितम् ॥
हृन्नाभिहस्तपादेषु शोथः क्षिपति गुल्मिनम् ॥ १९ ॥
श्वासः शूलं पिपासान्नविद्वेषो ग्रन्थिमूढता ॥
जायते दुर्बलत्वं च गुल्मिनां मरणाय वै ॥ २० ॥

ધીરે ધીરે વૃદ્ધિ પામનાર ગુલ્મની ગાંઠ જ્યારે આખા પેટમાં છવાઈ જાય છે, અને તેનાં મૂળ, ધાતુઓ સુધી પહોંચી જાય છે, અને વળી તેનાપર નાડીઓનાં જાળાં વિંટાઈ વળે છે, અને જ્યારે તે ગાંઠ કાચબાની પીઠ માફક ઉપસેલી દેખાય છે ત્યારે અસાધ્ય થાય છે. એટલી સ્થિતિએ ગુલ્મ પહોંચતાં રોગી અશક્ત બને છે; તેને અરુચિ, ગભરાટ અને સંતાપ થાય છે; ઉધરસ અને ઉલટી થાય છે; કંઈ ગમતું નથી; તાવ આવે છે; તરશ લાગે છે; તે ઘેનમાં પડ્યાં રહે છે; અને તેને સલેખમ થાય છે. આ ગુલ્મ અસાધ્ય છે.

ઉલટી અને પાતળા ઝાડાથી જે ઘણો હેરાન હોય, જે ગુલ્મમાં રોગીના હાથ, પગ, હૃદય અને નાભિપર સોજો ચઢી આવે તથા તાવ અને દમ ચઢી આવે તે ગુલ્મ અસાધ્ય નીવડે છે. વળી દમ, શૂળ, તરશ, અન્નદ્વેષ ગુલ્મની ગાંઠનું જડપણું અને રોગીની દુર્બળતા એ આ રોગમાં મરણસૂચક છે.

इति गुल्मनिदानम्

## हृद्रोगनिदान

હૃદ્રોગની સંપ્રાપ્તિ

अत्युष्णगुर्वम्लकषायतिक्तैः श्रमाभिघाताध्यशनप्रसङ्गैः ॥
संचिन्तनैर्वेगविधारणैश्च हृदामयः पञ्चविधः प्रदिष्टः ॥ १ ॥

બહુ ઉષ્ણ, ઘણા ભારે અથવા બહુ ખાટા, તુરા કે કડવા પદાર્થો ભક્ષણ કરવાથી, બહુ થાક લાગવાથી, લાકડી જેવી કોઈ પણ ચીજનો અંગપર પ્રહાર થવાથી, દરરોજ જમ્યાપર ફરી જમવાથી, ફીકરથી, અને મળ, મૂત્રાદિકના વેગને અટકાવવાથી હૃદ્રોગ થાય છે, જે પાંચ પ્રકારનો છે.

હૃદ્રોગનાં સામાન્ય લક્ષણો.

दूषयित्वा रसं दोषा विगुणा हृदयं गताः ॥
हृदि बाधां प्रकुर्वन्ति हृद्रोगं तं प्रचक्षते ॥ २ ॥

વિકારયુક્ત થયેલા વાત, પિત્તાદિ દોષો હૃદયમાં રહેલા રસને દુષ્ટ કરી, હૃદયમાં જે ઘણી જાતની પીડા ઉત્પન્ન કરે છે, તેને હૃદ્રોગ કહે છે.

---

૧૭થી૧૯ च.चि.अ.५श्लो.१६५थी१६८. २० सु.सू.अ.३३ श्लो.१५. २ सु.उ.अ.४३ श्लो.४.

**વાતજ હૃદ્રોગનાં લક્ષણો**

**आयम्यते मारुतजे हृदयं तुद्यते तथा ॥**
**निर्मथ्यते दीर्यते च स्फोट्यते पाट्यतेऽपि च ॥ ३ ॥**

વાતજ હૃદ્રોગમાં હૃદય તણાય છે, તેમાં કોઈ સોયો ખોસતું હોય એવી પીડા થાય છે, વળી રવૈયાથી જેમ દહીં વલોવાય છે, તેમ હૃદય જાણે પીડાથી વલોવાય છે, આ ઉપરાંત હૃદયના જાણે બે ભાગ થતા હોય એવી, તથા એ વીંધણાથી વીંધાતું હોય એવી અને કુવાડીથી ચીરાતું હોય એવી વેદના થાય છે.

**પિત્તજ હૃદ્રોગનાં લક્ષણો**

**तृष्णोष्मादाहचोषाः स्युः पैत्तिके हृदयक्लमः ॥**
**धूमायनं च मूर्च्छा च स्वेदः शोषो मुखस्य च ॥ ४ ॥**

પિત્તજ હૃદ્રોગમાં રોગીને તરશ લાગે છે; હૃદયમાં ઊનું લાગીને બળત્રા થાય છે; રોગીનું હૃદય ચુસાતું હોય એવી વેદના થાય છે; હૃદય સુસ્ત અને થાકેલા જેવું બને છે; હૃદયમાંથી ગળાવાટે ધુમાડા નીકળ્યા જેવો ભાસ થાય છે; મૂર્ચ્છા આવે છે; પરસેવો વળે છે; અને મુખ સૂકાય છે.

**કફજ હૃદ્રોગનાં લક્ષણો**

**गौरवं कफसंस्रावोऽरुचिः स्तम्भोऽग्निमार्दवम् ॥**
**माधुर्यमपि चास्यस्य बलासावतते हृदि ॥ ५ ॥**

જ્યારે હૃદય કફથી ભરાય છે ત્યારે રોગીને હૃદય ભારે લાગે છે: મોઢામાંથી કફ ગળે છે; અન્ન અળખામણું થાય છે; હૃદય જકડાઈ ગયું હોય એવું લાગે છે; જઠરાગ્નિ મંદ પડે છે; અને મુખનો સ્વાદ ગળચટ્ટો લાગે છે.

**ત્રિદોષજ અને કૃમિજન્ય હૃદ્રોગનાં લક્ષણો**

**विद्यात्त्रिदोषं त्वपि सर्वलिङ्गम् ॥**
**तीव्रार्तितोदं क्रिमिजं सकण्डूम् ॥ ६ ॥**
**उत्क्लेदः ष्ठीवनं तोदः शूलं हृल्लासकस्तमः ॥**
**अरुचिः श्यावनेत्रत्वं शोथश्च कृमिजे भवेत् ॥ ७ ॥**

જે હૃદ્રોગમાં બધા દોષનાં લક્ષણો દષ્ટિએ પડે, તેને ત્રિદોષજન્ય હૃદ્રોગ કહે છે. એમાં રોગીને છાતીમાં તીવ્ર પીડા થાય છે, તથા સોયો ઘોંચાતી હોય તેવી વેદના થાય છે.

કૃમિજન્ય હૃદ્રોગમાં બીમારને ચેળ આવે છે; ઉબકા આવે છે; વારંવાર થુંક આવે છે; સોયો ખોંચ્યા જેવી પીડા થાય છે; શૂળો ફૂટે છે; બેચેની જણાય છે; આંખે અંધારાં આવે છે; અન્નપર અભાવો થાય છે; આંખોને કાળિયા આવે છે, તથા સોજા ચઢે છે.

**હૃદ્રોગના ઉપદ્રવો**

**क्लमः सादो भ्रमः शोषो ज्ञेयास्तेषामुपद्रवाः ॥**
**कृमिजे कृमिजातीनां श्लेष्मिकाणां च ये मताः ॥ १० ॥**

હૃદ્રોગમાં મહેનત વગર થાક, ગ્લાનિ, ભ્રમ, અને શોષ વગેરે ઉપદ્રવો થાય છે. કફજ કૃમિના જે ઉપદ્રવો (હૃદયમાં પીડા, મોઢાંનો પાક, અરુચિ વગેરે) વર્ણવ્યા છે, તે કૃમિજ હૃદ્રોગમાં દષ્ટિએ પડે છે.

इति हृद्रोगनिदानम्

—※□◆□※—

३,४ सु.उ.अ.४३ श्लो.२थी४. ५ सु.उ.अ.४३ श्लो.४,५. ६ च.चि.अ.२६ श्लो.९
७ सु.उ.अ.४३ श्लो.९.

## मूत्रकृच्छ्रनिदाने

व्यायामतीक्ष्णौषधिरूक्षमद्यप्रसङ्गनित्यद्रुतपृष्ठयानात् ॥
आनूपमांसाध्यशनादजीर्णात्स्युर्मूत्रकृच्छ्राणि नृणामिहाष्टौ॥

શક્તિ ઉપરાંત કસરત કરવાથી, તીક્ષ્ણ ઔષધના સેવનથી, લુખ્ખા પદાર્થોના ભક્ષણથી, પ્રતિદિન મદિરાપાન કરવાથી, હમ્મેશાં દોડતાં વાહનપર બેસી પ્રવાસ કરવાથી, જળ સમીપ ઉડનારાં પક્ષીઓનું માંસ ભક્ષણ કરવાથી, જમ્યાપર ફરીને જમવાની ટેવથી, અને અજીર્ણથી મૂત્રકૃચ્છ્રનો વ્યાધિ થાય છે. આ વ્યાધિ (જૂદા જૂદા પ્રત્યેક દોષથી ૩, સન્નિપાતથી ૧, મલથી ૧, વીર્યથી ૧ અને પથરીથી ૧. મળી) આઠ પ્રકારનો થાય છે.

**મૂત્રકૃચ્છ્રની સંપ્રાપ્તિ** पृथङ्मलाः स्वैः कुपिता निदानैः सर्वेऽथवा कोपमुपेत्य बस्तौ
मूत्रस्य मार्गं परिपीडयन्ति यदा तदा मूत्रयतीह कृच्छ्रात् ॥२॥

જ્યારે તે તે દોષનાં પ્રકોપક કારણોથી, કુપિત થયેલો કોઈપણ એક દોષ (વાત, પિત્ત કે કફ) અથવા કુપિત થયેલા સર્વ દોષો બસ્તિમાં જઈને મૂત્રના માર્ગને દબાવે છે; ત્યારે માણસને પેશાબ મુશ્કેલીથી પીડા સાથે થાય છે.

**વાતિક મૂત્રકૃચ્છ્રનાં લક્ષણો** तीव्रार्तिरुग्वङ्क्षणबस्तिमेढ्रे स्वल्पं मुहुर्मूत्रयतीह वातात् ॥

વાતિક મૂત્રકૃચ્છ્રમાં આડસંધિ, મૂત્રાશય અને શિશ્નમાં તીવ્ર વેદના થાય છે, અને વારંવાર થોડો થોડો પેશાબ આવે છે.

**પૈત્તિક મૂત્રકૃચ્છ્રનાં લક્ષણો** पीतं सरक्तं सरुजं सदाहं कृच्छ्रं मुहुर्मूत्रयतीह पित्तात् ॥३॥

પૈત્તિક મૂત્રકૃચ્છ્રમાં, પીળો, લોહીવાળો અને થોડો પેશાબ વારંવાર કષ્ટ સાથે ઉતરે છે અને પેશાબ આવતી વખતે બળત્રા તથા વેદના થાય છે.

**કફજ મૂત્રકૃચ્છ્રનાં લક્ષણો** बस्तेः सलिङ्गस्य गुरुत्वशोथौ मूत्रं सपिच्छं कफमूत्रकृच्छ्रे ॥

કફજ મૂત્રકૃચ્છ્રમાં શિશ્ન અને બસ્તિ ભારે થઈ, તેમનાપર સોજો ચઢે છે, અને મૂત્રનો રંગ તેલીયો અને ચીકણો જોવામાં આવે છે.

**સન્નિપાતજ મૂત્રકૃચ્છ્રનાં લક્ષણો** सर्वाणि रूपाणि तु सन्निपाताद्भवन्ति तत्कृच्छ्रतमं तु कृच्छ्रम्

સન્નિપાત જ મૂત્રકૃચ્છ્રમાં ઉપર વર્ણવેલા જુદા જુદા મૂત્રકૃચ્છ્રનાં લક્ષણો મિશ્રિત દષ્ટિએ પડે છે. અને તે વ્યાધિ અતિશય કષ્ટસાધ્ય છે.

**શલ્યજ મૂત્રકૃચ્છ્ર** मूत्रवाहिषु शल्येन क्षतेष्वभिहतेषु च ॥
मूत्रकृच्छ्रं तदाघाताज्जायते भृशदारुणम् ॥ ५ ॥
वातकृच्छ्रेण तुल्यानि तस्य लिङ्गानि लक्षयेत् ॥

મૂત્રને વહેનારા માર્ગોમાં કોઈપણ જાતનાં શલ્યથી જખમ થતાં અથવા કાંઈ વાગતાં એ આઘાતને લીધે ભયંકર મૂત્રકૃચ્છ્ર રોગ થઈ આવે છે; તેનાં લક્ષણો વાતજ મૂત્રકૃચ્છ્રનાં લક્ષણો જેવાં હોય છે.

---

૧ मूत्रकृच्छ्र=પેશાબની મુશ્કેલી=Dysuria. ૧ च.चि.अ.२६ श्लो. ३०. २, ३ च.चि. अ.२६ श्लो. ३१, ३२: ४ च.चि.अ.२६ श्लो.३३.

**પુરીષજન્ય મૂત્રકૃચ્છ્ર**

**शकृतस्तु प्रतीघाताद्वायुर्विगुणतां गतः ॥ ६ ॥**
**आध्मानं वातशूलं च मूत्रसङ्गं करोति च ॥**

ઝાડાને અટકાવવાથી દૂષિત થયેલો વાયુ વાતજન્ય શૂળ અને આફરા સાથે પેશાબની અટકાયતને ઉત્પન્ન કરે છે.

**આમરીશજન્ય મૂત્રકૃચ્છ્ર**

**अश्मरीहेतु तत्पूर्वं मूत्रकृच्छ्रमुदाहरेत् ॥ ७ ॥**

પથરી બાઝવાથી જે મૂત્રકૃચ્છ્ર થાય છે તેને અશ્મરીજન્ય મૂત્રકૃચ્છ્ર કહે છે.

**શુક્રજ મૂત્રકૃચ્છ્રનાં લક્ષણો**

**शुक्रे दोषैरुपहते मूत्रमार्गे विधाविते ॥**
**सशुक्रं मूत्रयेत्कृच्छ्रात् बस्तिमेहनशूलवान् ॥ ८ ॥**

દૂષિત થયેલા વાત પિત્તાદિ દોષોથી બગડેલું વીર્ય પેશાબના માર્ગમાં જતાં મૂત્ર મુશ્કેલી સાથે છૂટે છે. તેમાં પેશાબ સાથે વીર્યનો પણ થોડો થોડો સ્રાવ થાય છે, અને પેડુમાં તથા શિશ્નમાં તીવ્ર વેદના થાય છે.

**અશ્મરી અને શર્કરાનો ભેદ**

**अश्मरी शर्करा चैव तुल्यसम्भवलक्षणे ॥**
**विशेषणं शर्करायाः शृणु कीर्तयतो मम ॥ ९ ॥**
**पच्यमानाऽश्मरी पित्ताच्छोष्यमाणा च वायुना ॥**
**विमुक्तकफसन्धाना क्षरन्ती शर्करा मता ॥ १० ॥**
**हृत्पीडा वेपथुः शूलं कुक्षावग्निश्च दुर्बलः ॥**
**तया भवति मूर्च्छा च मूत्रकृच्छ्रं च दारुणम् ॥ ११ ॥**

અશ્મરી અને શર્કરા, એ બન્નેનાં લક્ષણો અને ઉત્પત્તિ એક સરખાં છે. પણ તે બન્નેમાં જે કંઈ તફાવત છે, તે કહું છું. જો પિત્તથી પાકીને અને વાયુથી સુકાઇને અશ્મરીમાં રહેલા કફના અવયવો છૂટા પડી જાય તો તેના–પથરીના–રેતીના જેવા કણ પેશાબ સાથે ખરી પડે છે, તે જ શર્કરા કહેવાય છે. શર્કરાના રોગથી હૃદયમાં પીડા સાથે કંપારી છૂટે છે; કૂખોમાં શૂળો ફૂટે છે; જઠરાગ્નિ મંદ થાય છે; મૂર્ચ્છા આવે છે; તથા દારુણ મૂત્રકૃચ્છ્ર વ્યાધિ ઉત્પન્ન થાય છે.

इति मूत्रकृच्छ्रनिदानम्

# मूत्राघातनिदान

**जायन्ते कुपितैर्दोषैर्मूत्राघातास्त्रयोदश ॥**
**प्रायो मूत्रविघाताद्यैर्वातकुण्डलिकादयः ॥ १ ॥**

મૂત્રનો વેગ રોકવો વગેરે કારણોથી (વગેરે શબ્દથી ઝાડો, વીર્ય વગેરેની અટકાયત સૂચવી છે) કોપાયમાન થયેલા વાતાદિક દોષોથી **વાતકુંડલિકાદિક** તેર પ્રકારના મૂત્રાઘાત થાય છે.

---

૫થી ૭ સુ.ઉ.અ.૫૯ શ્લો.૭થી૯. ૧થી૧૧ સુ.ઉ.અ.૫૯ શ્લો.૧૦.

**વાતકુંડલિકાનાં લક્ષણો.[1]**

**रौक्ष्याद्वेगविघाताद्वा वायुर्बस्तौ सवेदनः ॥**
**मूत्रमाविश्य चरति विगुणः कुण्डलीकृतः ॥ २ ॥**
**मूत्रमल्पाल्पमथवा सरुजं संप्रवर्तते ॥**
**वातकुण्डलिकां तां तु व्याधिं विद्यात्सुदारुणम् ॥ ३ ॥**

રૂક્ષપણાથી કિંવા મળ, મૂત્રાદિકના વેગને ધારણ કરવાથી, કુપિત થયેલો વાયુ, બસ્તિમાં જઈ વેદના સાથે મૂત્રને રોકી, સ્વાભાવિક ગતિથી વિરુદ્ધ વંટોળીઆની પેઠે ઘૂમતો ફરે છે, તેથી પેશાબ પીડા સાથે મુશ્કેલીથી થોડો થાય છે. આ દારુણ રોગને વાતકુંડલિકા કહે છે.

**અષ્ઠીલાનાં લક્ષણો.[2]**

**आध्मापयन्बस्तिगुदं रुद्ध्वा वायुश्चलोन्नताम् ॥**
**कुर्यात्तीव्रार्तिमष्ठीलां मूत्रमार्गावरोधिनीम् ॥ ४ ॥**

વાયુ, બસ્તિ અને મળદ્વારને ફૂલાવી તથા તેમના માર્ગને રોકી, પછી પથ્થરના જેવી કઠણ ઊંચી અને ચંચલ એક ગાંઠ ઉત્પન્ન કરે છે; જે ગાંઠ પેશાબના માર્ગને રોકે છે, અને તીવ્ર વેદના ઉત્પન્ન કરે છે. આ ગાંઠને અષ્ઠીલા કહે છે.

**વાતબસ્તિનાં લક્ષણો.[3]**

**वेगं विधारयेद्यस्तु मूत्रस्याकुशलो नरः ॥**
**निरुणद्धि मुखं तस्य बस्तेर्बस्तिगतोऽनिलः ॥ ५ ॥**
**मूत्रसङ्गो भवेत्तेन बस्तिकुक्षी निपीडयन् ॥**
**वातबस्तिः स विज्ञेयो व्याधिः कृच्छ्रप्रसाधनः ॥ ६ ॥**

જે અનાડી માણસ પેશાબની હાજત થયા છતાં પેશાબ કરતો નથી, તેનો બસ્તિમાંનો વાયુ, બસ્તિનું મોઢું બંધ કરે છે, તેથી પેશાબ અટકી જાય છે. તથા બસ્તિમાં અને પડખામાં પીડા થાય છે. આ રોગને વાતબસ્તિ કહે છે. આ રોગ મુશ્કેલીથી મટે એવો છે.

**મૂત્રાતીતનાં લક્ષણો.**

**चिरं धारयतो मूत्रं त्वरया न प्रवर्तते ॥**
**मेहमानस्य मन्दं वा मूत्रातीतः स उच्यते ॥ ७ ॥**

પેશાબની હાજત થયા છતાં ઘણો વખત પરાણે મૂત્રને દાબી રાખવાથી પછી પેશાબ તરત આવતો નથી, અને પેશાબ કરવા બેસતાં તે, ધીરે ધીરે થોડો થોડો થાય છે. આ વ્યાધિ મૂત્રાતીત કહેવાય છે.

**મૂત્રજઠરનાં લક્ષણો.**

**मूत्रस्य वेगेऽभिहते तदुदावर्तहेतुकः ॥**
**अपानः कुपितो वायुरुदरं पूरयेद्भृशम् ॥ ८ ॥**
**नाभेरधस्तादाध्मानं जनयेत्तीव्रवेदनम् ॥**
**तन्मूत्रजठरं विद्यादधोबस्तिनिरोधनम् ॥ ९ ॥**

મૂત્રનો વેગ રોકાવાથી થયેલા ઉદાવર્તથી કોપેલો અપાન વાયુ પેટ ઘણું ભરી નાખે છે; જેથી નાભિના નીચેના ભાગમાં ઘણી પીડાવાળો આફરો થાય છે. બસ્તિના નીચલા ભાગને (ઝાડા પેશાબને) બંધ કરી દેનાર આ વ્યાધિને મૂત્રજઠર કહે છે.

---

१ वातकुण्डलिका=Spasmodic stricture. २ अष्ठीला=Enlargement of Prostate gland. ३ वातबस्ती=Retention of Urine. २,३ सु.उ.अ.५८ श्लो.३. ५,६ सु.उ.अ.५८ श्लो.५. ८,९ सु.उ.अ.५८ श्लो.७.

મૂત્રોત્સંગનાં લક્ષણો.[૧]

**वस्तौ वाप्यथवा नाले मणौ वा यस्य देहिनः ॥**
**मूत्रं प्रवृत्तं सज्जेत सरक्तं वा प्रवाहतः ॥ १० ॥**
**स्रवेच्छनैरल्पमल्पं सरुजं वाथ नीरुजम् ॥**
**विगुणानिलजो व्याधिः स मूत्रोत्सङ्गसंज्ञितः ॥ ११ ॥**

વિકાર પામેલા અપાન વાયુથી પેશાબ બસ્તિમાં કિંવા શિશ્નમાં કિંવા શિશ્નના અગ્ર ભાગમાં આવીને એકદમ અટકી પડે છે, અથવા કરાંજીને પરાણે પેશાબ કરતાં જે પેશાબ થાય છે, તે ધીરે ધીરે પીડા સાથે કે વખતે પીડા વગર ઘણો જ થોડો અને વળી રક્તમિશ્રિત થાય છે, આ વ્યાધિને મૂત્રોત્સંગ કહે છે.

મૂત્રક્ષયનાં લક્ષણો.[૨]

**रूक्षस्य क्लान्तदेहस्य बस्तिस्थौ पित्तमारुतौ ॥**
**मूत्रक्षयं सरुग्दाहं जनयेतां तदाह्वयम् ॥ १२ ॥**

જે પુરુષના શરીરમાંની રસાદિક સપ્ત ધાતુઓ સુકાઈ જવાથી તેનું શરીર લુખ્ખું થઈ ગયું હોય, તથા જે ખેદ, ચિંતા વગેરે કારણોથી શરીરે કૃશ અને દુર્બળ થઈ ગયો હોય તે પુરુષની બસ્તિમાંનાં પિત્ત અને અપાન વાયુ, મૂત્રનો ક્ષય કરે છે. જેથી પીડા સાથે બળત્રા થાય છે. આ વ્યાધિને મૂત્રક્ષય કહે છે.

મૂત્રગ્રંથિનાં લક્ષણો.[૩]

**अन्तर्बस्तिमुखे वृत्तः स्थिरोऽल्पः सहसा भवेत् ॥**
**अश्मरीतुल्यरुग्ग्रन्थिर्मूत्रग्रन्थिः स उच्यते ॥ १३ ॥**

બસ્તિના મુખની અંદર જે ગોળ, સ્થિર અને નાની પથરી જેવી ગાંઠ અણધારી બાઝે છે, અને જેની પીડા પથરીના જેવી હોય છે. તેને મૂત્રગ્રંથી કહે છે.

મૂત્રશુક્રનાં લક્ષણો.

**मूत्रितस्य स्त्रियं यातो वायुना शुक्रमुद्धतम् ॥**
**स्थानाच्च्युतं मूत्रयतः प्राक् पश्चाद्वा प्रवर्तते ॥ १४ ॥**
**भस्मोदकप्रतीकाशं मूत्रशुक्रं तदुच्यते ॥**

પેશાબ લાગ્યા છતાં સ્ત્રીસંગ કરવાથી વાયુ પોતાના સ્થાનમાંથી નીકળેલા વીર્યને પકડી રાખે છે. આ વીર્ય પેશાબ પ્હેલાં કે પેશાબ પછી બ્હાર નીકળે છે. પાણીમાં ભસ્મ (રાખોડી) પલાળી હોય, એવો રંગ તે શુક્રનો દેખાય છે. આ વ્યાધિને મૂત્રશુક્ર કહે છે.

ઉષ્ણવાતનાં લક્ષણો.

**व्यायामाध्वातपैः पित्तं बस्तिं प्राप्यानिलान्वितम् ॥ १५ ॥**
**बस्तिं मेढ्रं गुदं चैव प्रदहेत्स्रावयेदधः ॥**
**मूत्रं हारिद्रमथवा सरक्तं रक्तमेव च ॥ १६ ॥**
**कृच्छ्रात् पुनः पुनर्जन्तोरुष्णवातं वदन्ति तम् ॥**

અત્યંત કસરત કરવાથી, લાંબી મુસાફરીથી, કે તડકો ખાધાથી, વિકારયુક્ત થયેલું પિત્ત, બસ્તિમાં સંચાર કરી, બસ્તિમાં, ઉપસ્થમાં તથા ગુદામાં બળત્રા ઉત્પન્ન કરે છે. આ

---

૧ मूत्रोत्सङ्ग=Stricture. २ मूत्रक्षय=Supressoin of Urine. ३ मूत्रग्रंथि=Abscess bladder. १०,११ सु.उ.अ.५८ श्लो.८,९. १२ सु.उ.अ.५८ श्लो.९. १३ वा.नि.अ.९ श्लो.३१. १४,१५ वा.नि.अ.९ श्लो.३२,३३. १५ १६,सु.उ.अ.५८ श्लो. २१.

રોગમાં હળદરના જેવો પીળો અથવા રાતો અથવા લોહીવાળો પેશાબ રોગીને વારે ઘડીએ કષ્ટ સાથે થતો રહે છે. આવાં લક્ષણોવાળા વ્યાધિને ઉષ્ણવાત–ઉનવા કહે છે.

મૂત્રસાદનાં લક્ષણો.[1]

**पित्तं कफो वा द्वौ वापि संहन्येतेऽनिलेन चेत् ॥ १७ ॥**
**कृच्छ्रान्मूत्रं तदा पीतं रक्तं श्वेतं घनं सृजेत् ॥**
**सदाहं रोचनाशङ्खचूर्णवर्णं भवेत्तु तत् ॥ १८ ॥**
**शुष्कं समस्तवर्णं वा मूत्रसादं वदन्ति तम् ॥**

પિત્ત કે કફ અથવા એ બન્ને, જો વાયુ સાથે એકઠા મળે તો પીળું, લાલ કે ધોળું અને ઘટ્ટ મૂત્ર કષ્ટ સાથે આવે છે, અને તે સાથે બળત્રા થાય છે. તેવું મૂત્ર સૂકાતાં રંગે ગોરોચનના જેવું કે શંખનાં ચૂર્ણ જેવું, કિંવા આ બેય રંગના મિશ્રણવાળું હોય છે. આ વ્યાધિનું નામ મૂત્રસાદ છે.

વિડ્વિઘાતનાં લક્ષણો.[2]

**रूक्षदुर्बलयोर्वातेनोदावृत्तं शकृद्यदा ॥ १९ ॥**
**मूत्रस्रोतोऽनुपद्येत विट्संसृष्टं तदा नरः ॥**
**विड्गन्धं मूत्रयेत्कृच्छ्राद्विड्विघातं विनिर्दिशेत् ॥ २० ॥**

શરીરે સૂકાયલા અને દુર્બળ થયેલા પુરુષનો મળ જ્યારે વાયુથી ઉંચો ચઢીને મૂત્રના માર્ગમાં જાય છે, ત્યારે પેશાબ કરતાં મુશ્કેલીથી મૂત્ર છૂટ થાય છે અને મળ સાથે મળેલું મૂત્ર મળના જેવી વાસવાળું હોય છે. આ વ્યાધિને વિડ્વિઘાત કહે છે.

બસ્તિકુંડલનાં લક્ષણો.

**द्रुताध्वलङ्घनायासैरभिघातात् प्रपीडनात् ॥**
**स्वस्थानाद्बस्तिरुद्वृत्तः स्थूलस्तिष्ठति गर्भवत् ॥ २१ ॥**
**शूलस्पन्दनदाहार्तो बिन्दुं बिन्दुं स्रवत्यपि ॥**
**पीडितस्तु सृजेद्धारां संरम्भोद्वेष्टनार्तिमान् ॥ २२ ॥**
**बस्तिकुण्डलमाहुस्तं घोरं शस्त्रविषोपमम् ॥**
**पवनप्रबलं प्रायो दुर्निवारमबुद्धिभिः ॥ २३ ॥**

ઉતાવળે ઘણું ચાલવાથી, ઘણી લાંઘણો ખેંચવાથી, શક્તિ કરતાં વધારે પરિશ્રમ કરવાથી, પત્થર, કાષ્ઠાદિકનો શરીરપર પ્રહાર થવાથી કે કોઇ વસ્તુનું દબાણ લાગવાથી જ્યારે બસ્તિ સ્વસ્થાન મૂકી ઉપર જાય છે, ત્યારે તે ગર્ભની પેઠે સ્થૂળ લાગે છે. પછી તેનાથી શૂળો ફૂટે છે; ધ્રુજારી આવે છે; બળત્રા થાય છે અને ટીપે ટીપે પેશાબ આવે છે. પેશાબની વધારે છૂટ કરવા જો નાભિની નીચે દાબવામાં આવે તો પેશાબની એકદમ ફૂવારાની પેઠે ધાર છૂટે છે. અને થોડી વાર પછી ઇંદ્રિયપર સોજો આવે છે, તથા કળતર જેવી પીડા થાય છે. આવો બસ્તિકુંડલ વ્યાધિ હથિયાર કે ઝેરના જેવો ભયંકર છે. આ વ્યાધિમાં વાયુ પ્રધાન હોય છે. અલ્પબુદ્ધિવાળા વૈદ્યથી, આ વ્યાધિનું નિવારણ થઈ શકતું નથી.

---

१मूत्रसाद=Cystitis. २विड्विघात=Vesico-intestinal fistula. १७,१८,१९वा. नि.अ.९श्लो.३८,३९. १९,२०वा.नि.अ.९श्लो.३३,३४.

तस्मिन्पित्तान्विते दाहः शूलं मूत्रविवर्णता ॥
श्लेष्मणा गौरवं शोथः स्निग्धं मूत्रं घनं सितम् ॥ २४ ॥
श्लेष्मरुद्धबिलो बस्तिः पित्तोदीर्णो न सिध्यति ॥
अविभ्रान्तबिलः साध्यो न च यः कुण्डलीकृतः ॥
स्याद्वस्तौ कुण्डलीभूते तृण्मोहः श्वास एव च ॥ २५ ॥

બસ્તિકુંડલ વ્યાધિ પિત્તયુક્ત હોય તો પેશાબમાં બળત્રા બળે છે તથા મૂત્રનો રંગ બદલાઈ જાય છે; અને તે કફયુક્ત થતાં જડત્વ આવે છે, સોજો ચઢે છે અને મૂત્ર, ચીકણું, ઘટ્ટ તથા ધોળા રંગનું થાય, બસ્તિનું મોઢું કફથી બંધ થઈ જાય, અને અંદર પિત્તનું જોર વધી જાય તો આ રોગ મટતો નથી, પણ જો બસ્તિનું મોઢું ખુલ્લું હોય તો એ મટે છે; તેમ જ જો બસ્તિ કુંડલાકાર ન થયો હોય તો તે સાધ્ય છે. બસ્તિકુંડલાકાર થતાં આ વ્યાધિમાં તૃષા, મૂર્ચ્છા અને શ્વાસ જેવા ઉપદ્રવો થાય છે.

इति मूत्राघातनिदानम्

## अश्मरीनिदानं

वातपित्तकफैस्तिस्रश्चतुर्थी शुक्रजाऽपरा ॥

**અશ્મરી-પથરીની સંપ્રાપ્તિ**

प्रायः श्लेष्माश्रयाः सर्वा अश्मर्यः स्युर्यमोपमाः ॥ १ ॥
विशोषयेद्बस्तिगतं सशुक्रं मूत्रं सपित्तं पवनः कफं वा ॥
यदा तदाश्मर्युपजायते च क्रमेण पित्तेष्विव रोचना गोः ॥२॥

વાત, પિત્ત અને કફ એ ત્રણ દોષોથી ૩, અને શુક્રજન્ય ૧, મળી ચાર પ્રકારની અશ્મરી થાય છે. ઘણુંકરીને બધી પથરીઓ કફનો આશ્રય લઇને થાય છે. જો તેનાપર વખતસર અસરકારક ઔષધોપચાર કરવામાં આવતો નથી, તો તે ભયંકર નીવડે છે.

જ્યારે વાયુ, બસ્તિની અંદર વીર્યયુક્ત કે પિત્તયુક્ત મૂત્રને કિંવા કફને તેના રૂક્ષ ગુણથી સૂકવે છે, ત્યારે તેમાંથી ક્રમે ક્રમે અશ્મરી (પથરી) જામે છે. જેમ ગાયના પિત્તમાં ગોરોચન થાય છે, તેમ બસ્તિમાં પથરી થાય છે.

**અશ્મરીનાં પૂર્વરૂપો**

नैकदोषाश्रयाः सर्वा अथासां पूर्वलक्षणम् ॥
बस्त्याध्मानं तदासन्नदेशेषु परितोऽतिरुक् ॥ ३ ॥
मूत्रे बस्तसगन्धत्वं मूत्रकृच्छ्रं ज्वरोऽरुचिः ॥

બધી જાતની અશ્મરી (પથરી) ત્રિદોષજન્ય છે. પથરી થવાની હોય છે ત્યારે નીચેનાં લક્ષણો થાય છે. પેડુ ફૂલી આવે છે; તેની આસપાસ ઘણી પીડા થાય છે; પેશાબની વાસ બકરાના મૂત્ર જેવી આવે છે; મૂત્રકૃચ્છ્ર થાય છે; તાવ આવે છે; અને અન્નપર અભાવો થાય છે.

---

१ अश्मरी=પથરી=Calculi  २ च.चि.अ. २६ श्लो. ३४,  ३ (નીચલી પંક્તી)થી ९ वा.नि.अ. ९ श्लो. ८ थी १३.

सामान्यलिङ्गं रुङ्नाभिसेवनीबस्तिमूर्धसु ॥ ४ ॥
अश्मरीनां सामान्य लक्षणो.
विशीर्णधारं मूत्रं स्यात्तया मार्गे निरोधिते ॥
तद्व्यपायात्सुखं मेहेदच्छं गोमेदकोपमम् ॥ ५ ॥
तत्संक्षोभात्क्षते सास्रमायासाच्चातिरुग्भवेत् ॥

પથરીમાં નીચેનાં લક્ષણો થાય છે. નાભિ, સિવણી અને પેડુમાં શૂળો ફૂટે છે, અને પથરીથી મૂત્રમાર્ગ રોકાતાં પેશાબની ધાર ફાટે છે. પથરી જ્યારે નીકળી જાય ત્યારે પેશાબ કરતાં લગારે દુ:ખ થતું નથી, અને મૂત્રનો રંગ સ્વચ્છ ગોમેદ મણી જેવો (ગૌમૂત્રના રંગ જેવો) થાય છે. પથરીને લીધે જો (મૂત્રમાર્ગમાં) જખમ પડે તો મૂત્ર લોહીવાળું આવે છે, અને પેશાબ કરતાં પડતી મહેનતથી બહુ પીડા થાય છે.

વાતશ્મરીનાં લક્ષણો.
तत्र वाताद्भृशं चार्तो दन्तान् खादति वेपते ॥ ६ ॥
मृद्नाति मेहनं नाभिं पीडयत्यनिशं क्वणन् ॥
सानिलं मुञ्चति शकृत् मुहुर्मेहति बिन्दुशः ॥ ७ ॥
श्यावारुणाश्मरी चास्य स्याच्चिता कण्टकैरिव ॥

વાયુજન્ય અશ્મરી થતાં રોગી અત્યંત પીડાથી રીબાય છે; દાંત કરડતો ને (રોગી) કાંપે છે; શિશ્નને તથા નાભિને પકડે છે તથા ચોળ્યા કરે છે; રાત દિવસ, દુ:ખ સહન ન થવાથી તે બરાડા પાડે છે; તેને ઝાડા સાથે હંમેશાં પવન છૂટે છે; અને વારે ઘડીએ ટીપે ટીપે પેસાબ ઉતરે છે પથરી રંગે આસ્માની રાતા રંગની તથા કાંટાકાંટાવાળી હોય છે.

પિત્તાશ્મરીનાં લક્ષણો.
पित्तेन दह्यते बस्तिः पच्यमान इवोष्मवान् ॥ ८ ॥
भल्लातकास्थिसंस्थाना रक्ता पीतासिताऽश्मरी ॥

પિત્તજન્ય અશ્મરીથી બસ્તિમાં બળત્રા થાય છે અને ક્ષાર પદાર્થથી જેવો દાહ થાય છે, તેવી વેદના થાય છે. તથા એ ભાગ ઘણો જ ગરમ લાગે છે. પિત્તજન્ય અશ્મરી કદે ભીલામાના બીજ જેવડી, તથા રંગે લાલ, પીળી કિંવા કાળી હોય છે.

કફાશ્મરીનાં લક્ષણો.
बस्तिर्निस्तुद्यत इव श्लेष्मणा शीतलो गुरुः ॥ ९ ॥
अश्मरी महती श्लक्ष्णा मधुवर्णाऽथवा सिता ॥

કફજન્ય અશ્મરીથી સોયો ખોંચ્યા જેવી પેડુમાં પીડા થાય છે, અને એ ભાગ ઠંડો તથા જડ લાગે છે. આ અશ્મરી કદમાં મોટી તથા લીસી દેખાય છે અને તેનો રંગ મધના જેવો અથવા ધોળો હોય છે.

પથરી ઘણુંકરી બાળકને થાય છે
एता भवन्ति बालानां तेषामेव च भूयसा ॥ १० ॥
आश्रयोपचयाल्पत्वात् ग्रहणाहरणे सुखाः ॥

પથરી ઘણુંકરી બાળકોને થાય છે, (કારણ કે, બાળકોના ખાવામાં ભારે, મીઠા, ઠંડા અને ચીકણા એવા પદાર્થો ઘણા આવે છે.) અને બાળકનો મૂત્રાશય (પથરી રહેવાનું સ્થાન) ન્હાનો હોવાથી તથા શરીરમાં ચરબી ઓછી હોવાથી પથરી પકડવામાં અને ખેંચી લેવામાં મુશ્કેલી નથી પડતી.

શુક્રાશ્મરીનાં લક્ષણો.

शुक्राश्मरी तु महतां जायते शुक्रधारणात् ॥ ११ ॥
स्थानाच्च्युतममुक्तं हि मुष्कयोरन्तरेऽनिलः ॥
शोषयत्युपसंहृत्य शुक्रं तच्छुक्रमश्मरी ॥ १२ ॥
बस्तिरुक्कृच्छ्रमूत्रत्वमुष्कश्वयथुकारिणी ॥
तस्यामुत्पन्नमात्रायां शुक्रमेति विलीयते ॥ १३ ॥

ઘણું કરી પુખ્ત વયના પુરુષોને વીર્યને પરાણે રોકી રાખવાથી, શુક્રાશ્મરી થાય છે. સ્ત્રીસંગ કરતાં સ્થાનમાંથી છૂટેલાં શુક્રને, જો પરાણે પકડી રાખવામાં આવે તો વાયુ તેવા સ્થાનભ્રષ્ટ થયેલા શુક્રને ઉપસ્થ અને અંડકોષની વચ્ચે લાવીને સૂકવે છે અને તેની—એટલે તે સૂકાઈ ગયેલા શુક્રની અશ્મરી બને છે. આ અશ્મરીને લીધે બસ્તિમાં શૂળો ફૂટે છે; પેશાબ મુશ્કેલીથી થાય છે; અને અંડકોશપર સોજો આવે છે. આ શુક્રાશ્મરી નવી થઈ હોય ત્યારે શુક્ર બ્હાર આવી શકે છે અને શુક્રાશ્મરીવાળા ભાગને દબાવવાથી એ પથરી લીન થઈ જાય છે (દેખાતી નથી.)

અશ્મરી અને શર્કરા[1]

पीडिते त्ववकाशेऽस्मिन् अश्मर्येव च शर्करा ॥
अणुशो वायुना भिन्ना सा तस्मिन्ननुलोमगे ॥ १४ ॥
निरेति सह मूत्रेण प्रतिलोमे विबध्यते ॥
मूत्रस्रोतःप्रवृत्ता सा सक्ता कुर्यादुपद्रवान् ॥ १५ ॥
दौर्बल्यं सदनं कार्श्यं कुक्षिशूलमथारुचिम् ॥
पाण्डुत्वमुष्णवातं च तृष्णां हृत्पीडनं वमिम् ॥ १६ ॥

વાયુથી ન્હાના ન્હાના કટકા થઈ ગયેલી પથરી જ શર્કરા કહેવાય છે. એ શર્કરાના કણો જો વાયુ અનુકૂળ હોય તો મૂત્ર સાથે બ્હાર નીકળી પડે છે; પણ જો બસ્તિનો વાયુ પ્રતિકૂળ ગતિ ધારણ કરે તો તે (શર્કરા) મૂત્રમાર્ગમાં આવીબેસે છે. મૂત્રમાર્ગમાં પ્રવૃત્ત થયેલી અને ત્યાંજ બેસી ગયેલી શર્કરા અનેક ઉપદ્રવો કરે છે. એથી નબળાઈ, ગ્લાનિ, કૃશતા, કૂખમાં શૂળો ફૂટવાં, અરુચિ, પાંડુપણું, ઊનવા, તૃષા, હૃદયમાં પીડા અને ઉલટી થાય છે.

અશ્મરીનાં અસાધ્ય લક્ષણો.

प्रशूननाभिवृषणं बद्धमूत्रं रुजान्वितम् ॥
अश्मरी क्षपयत्याशु शर्करासिकतान्विता ॥ १७ ॥

અશ્મરીના જે રોગીનાં નાભિ અને અંડકોષપર સોજો ચઢ્યો હોય જેનો પેશાબ બંધ થયો હોય જે અશ્મરીના રોગીને અસહ્ય, તીવ્ર વેદના થતી હોય અને જે અશ્મરીમાં શર્કરા અને સિકતા પણ મળેલાં હોય છે, તે અશ્મરીથી પીડિત રોગી પરિણામે મરણ પામે છે.

इति अश्मरीनिदानम्

---

[1] शर्करा=Gravel=Calculi Renal. ૧૦થી૧૩વા.નિ.અ.९श्लो.१४थी१७. १४,१५ (પ્હેલી પંક્તિ) वा.नि.अ.८श्लो.१८,१९. १५,१६ सु.नि.अ.३श्लो.१२. १७ सु.सू.अ.३३ श्लो.९.

# मेहनिदान

**મેહનાં કારણો અને સંપ્રાપ્તિ**

**आस्यासुखं स्वप्नसुखं दधीनि ग्राम्यौदकानूपरसाः पयांसि ॥**
**नवान्नपानं गुडवैकृतं च प्रमेहहेतुः कफकृच्च सर्वं ॥ १ ॥**

બેસી રહીને અત્યંત આશાએશ કે સુખ ભોગવવાથી, બહુ ઊંઘવાથી, દહીં ખાવાથી, ગ્રામચર, જળચર અને પાનથળ પ્રદેશમાં ફરનારાં પ્રાણીઓના માંસરસથી, ઘણું દૂધ પીવાથી, નવું અન્ન અને નવું પાણી ખાધાપીધામાં આવ્યાથી, ગોળના બનાવેલા મિષ્ટ પદાર્થોનો આહાર કરવાથી તથા કફકારક પદાર્થોના સેવનથી મેહની ઉત્પત્તિ થાય છે.

**ત્રિદોષજ મેહની અનુક્રમે સંપ્રાપ્તિ**

**मेदश्च मांसं च शरीरजं च क्लेदं कफो बस्तिगतः प्रदूष्य ॥**
**करोति मेहान्समुदीर्णमुष्णैस्तानेव पित्तं परिदूष्य चापि ॥२ ॥**
**क्षीणेषु दोषेष्ववकृष्य धातून् सन्दूष्य मेहान्कुरुतेऽनिलश्च॥**
**साध्याः कफोत्था दश, पित्तजाः षड् याप्या, न साध्यः पवनाच्चतुष्कः ॥**
**समक्रियत्वाद्विषमक्रियत्वान्महात्ययत्वाच्च यथाक्रमं ते ॥३॥**

બસ્તિમાં સંચરેલો કફ, મેદ, માંસ અને શરીરમાંના જળભાગને દુષ્ટ કરી મેહને ઉત્પન્ન કરે છે, તેમજ ઉષ્ણ પદાર્થોથી કુપિત થયેલું પિત્ત, તેજ મેદાદિને દુષ્ટ કરી, માણસને મેહવ્યાધિ લાગુ પાડે છે. કફ ને પિત્તથી જેમ મેહ થાય છે, તેમ વાયુથી પણ થાય છે. અન્ય દોષનું બળ ક્ષીણ થતાં, વાયુ પ્રબળ થવાથી ધાતુને (વસા, મજ્જાદિકને) બસ્તિના મુખ સુધી લાવી મેહને ઉત્પન્ન કરે છે. કફજન્ય મેહ દશ છે, જે સાધ્ય છે, પિત્તજન્ય મેહ ૭ છે જે યાપ્ય છે અને વાતજન્ય મેહ ચાર છે જે અસાધ્ય છે. કારણ કે, કફ અને મેદનો સ્વભાવ સરખો હોવાથી કફજન્ય પ્રમેહ ઉપર તીખી ક્રિયા પણ સમાન છે, પિત્તજ મેહની ચિકિત્સા એટલી સહેલી નથી. કારણ કે, ઠંડા, મધુર વગેરે જે પિત્તનાશક પદાર્થો, તે મેદાદિકની વૃદ્ધિ કરે છે અને ઊષ્ણ, કટુ આદિ મેદનાશક પદાર્થો તે, પિત્તકારક છે. એવી રીતે તેમની કૃતિ અન્યોન્યના સંબંધમાં પ્રતિકૂળ છે. વાયુજન્ય મેહમાં મજ્જાદિક ગંભીર ધાતુઓ થઈ જવાથી રોગ તરત ગંભીર થઈ જાય છે. માટે એ પણ અસાધ્ય છે.

**कफः सपित्तः पवनश्च दोषा मेदोऽस्रशुक्राम्बुवसालसीकाः ॥**
**मज्जा रसौजः पिशितं च दूष्याः प्रमेहिणां विंशतिरेव मेहाः ॥**

કફ, પિત્ત અને વાયુ, એ ત્રણ દોષ અને મેદ, રક્ત, શુક્ર, ઉદક, વસા, માંસ, સ્નેહ, લસીકા, મજ્જા, રસ અને ઓજ એ મેહનાં દૂષ્ય એટલે વાત, પિત્તાદિ દોષથી બગડનારા પદાર્થો છે. એ બધાથી માણસને વીશ પ્રકારના પ્રમેહ થાય છે.

**મેહનાં પૂર્વરૂપો**

**दन्तादीनां मलाढ्यत्वं प्राग्रूपं पाणिपादयोः ॥**
**दाहश्चिक्कणता देहे तृट्श्वासश्चोपजायते ॥ ५ ॥**

---

१थी३ च.चि.अ.६ श्लो.२थी६. ४ थी७ वा.नि.अ.१० श्लो.७ थी९.

પ્રમેહ થવાનો હોય ત્યારે દાંત, જીભ અને તાળવાપર પુષ્કળ મેલ જામી જાય છે; હાથ પગમાં બળત્રા બળે છે; શરીર ચીકણું થાય છે; તૃષા લાગે છે; શ્વાસ ચઢે છે; (માથાના વાળ બાઝી જાય છે; અને નખની વૃદ્ધિ થાય છે.)

**મેહનાં સામાન્ય લક્ષણો.**

**सामान्यं लक्षणं तेषां प्रभूताविलमूत्रता॥** [સામાન્ય લક્ષણ છે. ડહોળાયલા પાણી જેવો મેલો અને ઘણો પેશાબ થવો, તે મેહનું

**મેહનાં કારણો.**

**दोषदूष्याविशेषेऽपि तत्संयोगविशेषतः ॥ ६ ॥**
**मूत्रवर्णादिभेदेन भेदो मेहेषु कल्प्यते ॥**

દોષ અને દૂષ્ય એના એ હોવા છતાં તેમના સંયોગના પ્રકારમાં ફેર પડવાથી, તથા પેશાબના રંગમાં જે તફાવત જોવામાં આવે છે તે પરથી જૂદા જૂદા પ્રકારના મેહ મનાય છે.

**કફથી થનારા દશ મેહનાં લક્ષણો.**

**अच्छं बहु सितं शीतं निर्गन्धमुदकोपमम् ॥ ७ ॥**
**मेहत्युदकमेहेन किञ्चिदाविलपिच्छिलम् ॥**
**इक्षो रसमिवात्यर्थं मधुरं चेक्षुमेहतः ॥ ८ ॥**
**सान्द्रीभवेत्पर्युषितं सान्द्रमेहेन मेहति ॥**
**सुरामेही सुरातुल्यमुपर्यच्छमधोघनम् ॥ ९ ॥**
**संहृष्टरोमा पिष्टेन पिष्टवद्बहुलं सितम् ॥**
**शुक्राभं शुक्रमिश्रं वा शुक्रमेही प्रमेहति ॥ १० ॥**
**मूर्ताणून्सिकतामेही सिकतारूपिणो मलान् ॥**
**शीतमेही सुबहुशो मधुरं भृशशीतलम् ॥ ११ ॥**
**शनैः शनैः शनैर्मेही मन्दं मन्दं प्रमेहति ॥**

ઉદકમેહમાં સ્વચ્છ, પુષ્કળ, ધોળું ઠંડું, ગંધરહિત, પાણી જેવું, લગાર મેલું અને તેલિયું મૂત્ર રોગીને થાય છે. ઇક્ષુમેહમાં શેરડીના રસ પ્રમાણે અત્યંત મીઠો પેશાબ થાય છે. સાંદ્રમેહમાં, વાસી થયેલો રોગીનો પેશાબ જામી જાય છે. સુરામેહમાં રોગીને જે પેશાબ આવે છે, તે વાસણમાં રાખતાં દારુ જેવો તથા ઉપરથી સ્વચ્છ તથા નીચેથી મલીન, દેખાય છે. પિષ્ટમેહમાં[1] જે પેશાબ થાય છે, તે પલાળેલા લોટ પ્રમાણે જાડો ધોળો હોય છે. શુક્રમેહમાં[2] વીર્યના જેવો કિંવા વીર્યમિશ્રિત પેશાબ થાય છે. સિક્તા[3] મેહમાં પેશાબમાં રેતીના કણ જેવા રજકણો દૃષ્ટિએ પડે છે. શીતમેહમાં મીઠો તથા અત્યંત ઠંડો પેશાબ વારંવાર થાય છે. શનૈર્મેહમાં[4] રોગીને ધીમે ધીમે થોડો પેશાબ થાય છે લાલા મેહથી થનારો પેશાબ લાળ પ્રમાણે તંતુયુક્ત અને દેખાવમાં તેલિયો હોય છે.

**પિત્તથી થનારાં ૭ મેહનાં લક્ષણો.**

**लालातन्तुयुतं मूत्रं लालामेहेन पिच्छिलम् ॥ १२ ॥**
**गन्धवर्णरसस्पर्शैः क्षारेण क्षारतोयवत् ॥**
**नीलमेहेन नीलाभं कालमेही मषीनिभम् ॥ १३ ॥**

---

૧ पिष्टमेह=Chyluria. ૨ शुक्रमेह=Spermatorrhoea. ૩ सिकतामेह=Uric acid diatheses. ૪ शनैर्मेह=Enuresis. ૮થી ૧૨ वा.नि.अ.१० श्लो.१०थी १३. १३ थी १५ वा.नि.अ.१० श्लो.१४थी१६.

हारिद्रमेही कटुकं हरिद्रासन्निभं दहत् ॥
विस्रं माञ्जिष्ठमेहेन मञ्जिष्ठासलिलोपमम् ॥ १४ ॥
विस्रमुष्णं सलवणं रक्ताभं रक्तमेहतः ॥

ક્ષારમેહમાં[1] થનારો પેશાબ–સ્પર્શ, ગંધ, વર્ણ અને રસમાં ક્ષાર જેવો હોય છે. નીલમેહમાં જે પેશાબ થાય છે, તેનો રંગ આશમાની હોય છે. કાળો શાહી જેવો પેશાબ કાલમેહમાં થાય છે. હારિદ્રમેહમાં જે પેશાબ થાય છે તે રંગે હળદરના જેવો તથા સ્વાદે તીખો હોય છે. અને બળત્રા કરે છે. માંજીષ્ઠમેહમાં થનારો પેશાબ દુર્ગન્ધયુક્ત અને મજીઠના ઉકાળા જેવો હોય છે. રક્તમેહનો[2] પેશાબ દુર્ગન્ધયુક્ત, અત્યંત ગરમ, ખારો અને રક્તના જેવો લાલ થાય છે.

**વાતથી થનારા ચાર મેહનાં લક્ષણો**

वसामेही वसामिश्रं वसाभं मूत्रयेन्मुहुः ॥ १५ ॥
मज्जाभं मज्जमिश्रं वा मज्जमेही मुहुर्मुहुः ॥
कषायमधुरं रूक्षं क्षौद्रमेहं वदेद्बुधः ॥ १६ ॥
हस्ती मत्त इवाजस्रं मूत्रं वेगविवर्जितम् ॥
सलसीकं विबद्धं च हस्तिमेही प्रमेहति ॥ १७ ॥

વસામેહમાં પેશાબ વસાયુક્ત (ચરબીવાળો) અથવા વસા (ચરબી) જેવો હોય છે, અને તે વારંવાર થાય છે. મજ્જામેહમાં જે પેશાબ થાય છે, તે મજ્જામિશ્રિત કિંવા મજ્જાના જેવો, વારંવાર થાય છે.

ક્ષૌદ્રમેહમાં પેશાબ તુરો મીઠો અને રૂક્ષ હોય છે. હસ્તિમેહમાં દરદી મદોન્મત્ત હાથીની પેઠે વેગરહિત તથા અટકતી ધારથી નિરંતર પેશાબ કર્યા કરે છે. ને તે મૂત્ર લસિકા (લાળ–થુંક જેવો પદાર્થ)મિશ્રિત હોય છે.

**કફજ મેહના ઉપદ્રવો.**

अविपाकोऽरुचिश्छर्दिर्ज्वरः कासः सपीनसः ॥
उपद्रवाः प्रजायन्ते मेहानां कफजन्मनाम् ॥ १८ ॥

કફજન્ય પ્રમેહમાં નીચેના ઉપદ્રવો થાય છે: અન્ન પાચન થતું નથી, અરુચિ થાય છે, ઉલટી આવે છે, તાવ આવે છે, અને સળેખમ થાય છે.

**પિત્તજ મેહના ઉપદ્રવો.**

बस्तिमेहनयोः शूलं मुष्कावदरणं ज्वरः ॥
दाहस्तृष्णाम्लिका मूर्च्छा विड्भेदः पित्तजन्मनाम् ॥ १९ ॥

પિત્તજન્ય પ્રમેહમાં નીચેના ઉપદ્રવો થાય છે: મળદ્વાર અને શિશ્નમાં શૂળ નીકળે છે, અંડકોશપરની ચામડી પાકીને ફાટે છે, જ્વર આવે છે, તૃષા લાગે છે, ખાટા ઓડકાર આવે છે, મૂર્ચ્છા આવે છે અને દસ્ત પાતળો થાય છે,

**વાતજ મેહના ઉપદ્રવો.**

वातजानामुदावर्तकण्ठहृद्ग्रहलोलताः ॥
शूलमुन्निद्रता शोषः कासः श्वासश्च जायते ॥ २० ॥

---

१ क्षारमेह=Phosphaturia. २ रक्तमेह=Hæmaturia. १६.१७. वा.नि.अ.१० श्लो.१७.१८. १८थी२० वा.नि.अ.१० श्लो.२२थी २४.

વાતજન્ય પ્રમેહમાં નીચેના ઉપદ્રવો થાય છે. ઉદાવર્ત થાય છે (એટલે વાતાદિ દોષ સ્થાન છોડીને ઉલટે માર્ગે પ્રવૃત્ત થાય છે); ગળું અને હૃદય પકડાય છે; રોગીને ખાવાની લોલુપતા વધી જાય છે; શૂળો ફૂટે છે; ઉંઘ ઉડી જાય છે; પાણીનો શોષ પડે છે; સુક્કી ઉધરસ થાય છે અને શ્વાસ ચઢે છે.

**મેહનાં અસાધ્ય લક્ષણો.**

**यथोक्तोपद्रवाविष्टमतिप्रस्रुतमेव च ॥**
**पीडिकापीडितं गाढं प्रमेहो हन्ति मानवम् ॥ २१ ॥**
**जातः प्रमेही मधुमेहिनो वा न साध्य उक्तः स हि बीजदोषात् ॥**

ઉપર કહેલા અવિપાકાદિ (અન્ન પાચન ન થવું વગેરે) ઉપદ્રવો જેમાં દેખાતા હોય, જેને મૂત્રસ્રાવ અતિશય હોય, જેને શરાવિકાદિ ફોલ્લિઓ થતી હોય અને જેના શરીરમાં પ્રમેહ ઘર કરી બેઠો હોય, તે દરદીના પ્રમેહથી પ્રાણ જાય છે.

પ્રમેહના દરદીની પ્રમેહી પ્રજા સાધ્ય નથી ગણાતી; કારણ કે, એમાં દોષ બીજમાં જ રહેલો છે.

**કુલપરંપરાથી ઉતરતા આવેલા વ્યાધિનું અસાધ્યત્વ**

**ये चापि केचित्कुलजा विकारा भवन्ति तांश्च प्रवदन्त्यसाध्यान्**

એજ રીતે વંશપરંપરાથી ઉતરતા આવેલા કુષ્ઠાદિક રોગો અસાધ્ય છે.

**મધુમેહ[1]**

**सर्व एव प्रमेहास्तु कालेनाप्रतिकारिणः ॥**
**मधुमेहत्वमायान्ति तदाऽसाध्या भवन्ति हि ॥ २३ ॥**
**मधुमेहे मधुसमं जायते स किल द्विधा ॥**
**क्रुद्धे धातुक्षयाद्वायौ दोषावृतपथेऽथवा ॥ २४ ॥**

બધી જાતના પ્રમેહવ્યાધિઓ ઉપર જો સત્વર ઔષધોપચાર કરવામાં આવતો નથી, (અથવા વિરુદ્ધ ઉપચાર કરવામાં આવે છે) તો પછી તે બધા મધુમેહની અવસ્થા પામી, અસાધ્યપણાને ધારણ કરે છે.

મધુમેહમાં મૂત્રનો રંગ મધના જેવો થાય છે. મધુમેહ બે રીતે ઉત્પન્ન થાય છે; (૧) ધાતુક્ષય થવાથી વાયુ કુપિત થઇને મધુમેહ ઉત્પન્ન થાય છે; અને (૨) અન્ય દોષો જ્યારે વાયુનો માર્ગ રોકે છે, ત્યારે તેમાંથી મધુમેહ થાય છે.

**વાયુગતિ રોકાવાથી થતા મધુમેહનાં લક્ષણો**

**आवृतो दोषलिङ्गानि सोऽनिमित्तं प्रदर्शयन् ॥**
**क्षीणः क्षणात्क्षणात्पूर्णो भजते कृच्छ्रसाध्यताम् ॥ २५ ॥**

વાયુની ગતિ રોકાવાથી થતા મધુમેહમાં જે દોષથી વાયુ રોકાયો હોય, તેનાં લક્ષણો અણધાર્યાં દૃષ્ટિએ પડે છે. તે મધુમેહ ક્ષણમાં ક્ષીણ અને ક્ષણમાં પૂર્ણ થાય છે. આ વ્યાધિ કષ્ટસાધ્ય છે.

---

१ मधुमेह=Diabetes Mellitus. २१ सु.सू.अ.३३ श्लो.५. २२च.चि.अ.६ श्लो.५५. २३ सु.नि.अ. ६ श्लो.२१. २४ वा.नि.अ.१० श्लो.१८,१९. २५वा.नि.अ.१० श्लो.१९,२०.

**મધુમેહ શબ્દનો ઉપયોગ** — **मधुरं यच्च मेहेषु प्रायो मध्विव मेहति ॥**
**सर्वेऽपि मधुमेहाख्या माधुर्याच्च तनोरतः ॥ २६ ॥**

મેહ વ્યાધિમાં રોગીને ઘણુંકરી મધના રંગનો મધુર પેશાબ થાય છે, તથા તેના આખા શરીરમાં મધુરત્વ આવે છે, તેથી બધી જાતના મેહને મધુમેહની એક સાધારણ સંજ્ઞાથી કેટલીક વાર ઓળખવામાં આવે છે.

इति मेहनिदानम्

## प्रमेहपिटिकानिदानं

**शराविका कच्छपिका जालिनी विनताऽलजी ॥**
**मसूरिका सर्षपिका पुत्रिणी सविदारिका ॥ १ ॥**
**विद्रधिश्चेति पिटिकाः प्रमेहोपेक्षया दश ॥**
**सन्धिमर्मसु जायन्ते मांसलेषु च धामसु ॥ २ ॥**

પ્રમેહની ઉપેક્ષા કરવાથી, એટલે તેના ઉપર ઔષધોપચાર કરતાં વાર લગાડ્યાથી, શરાવિકા, કચ્છપિકા, જાલિની, વિનતા, અલજી, મસૂરિકા, સર્ષપિકા, પુત્રિણી, વિદારિકા અને વિદ્રધિ એ પ્રમાણે દશ જાતની ફોલ્લીઓ શરીરના સાંધાપર, મર્મસ્થાનો પર તથા શરીરના માંસવાળા ભાગપર થાય છે.

**બધી જાતની પ્રમેહ-પિટિકાનાં લક્ષણો** — **अन्तोन्नता च तद्रूपा निम्नमध्या शराविका ॥**
**सदाहा कूर्मसंस्थाना ज्ञेया कच्छपिका बुधैः ॥ ३ ॥**
**जालिनी तीव्रदाहा तु मांसजालसमावृता ॥**
**अवगाढरुजोत्क्लेदा पृष्ठे वाऽप्युदरेऽपि वा ॥ ४ ॥**
**महती पिटिका नीला सा बुधैर्विनता स्मृता ॥**
**रक्ता सिता स्फोटवती दारुणा त्वलजी भवेत् ॥ ५ ॥**
**मसूरदलसंस्थाना विज्ञेया तु मसूरिका ॥**
**गौरसर्षपसंस्थाना तत्प्रमाणा च सर्षपी ॥ ६ ॥**
**महत्यल्पचिता ज्ञेया पिटिका चापि पुत्रिणी ॥**
**विदारीकन्दवद्वृत्ता कठिना च विदारिका ॥ ७ ॥**
**विद्रधेर्लक्षणैर्युक्ता ज्ञेया विद्रधिका तु सा ॥**

**શરાવિકા**—આ જાતની પિટિકા (ફોલ્લી) તેના છેડા આગળથી ઊંચી અને અંદરથી ઊંડી કોડીયા જેવી હોય છે. **કચ્છપિકા,** આ ફોલ્લી કાચબાની પીઠ પેઠે લગાર ઉપસેલી તથા દાહયુક્ત હોય છે. **જાલિની** નામની પિટિકા તીવ્ર દાહયુક્ત અને માંસના તંતુઓનાં જાળાંથી વીંટળાયલી હોય છે. **વિનતા** નામની પિટિકા, બરડા કે પેટપર થાય છે, એ મોટી અને

---

૧ प्रमेहपिटिका=પાંડુ=Carbuncles. २६ वा.नि.अ.१० श्लो.२१. १,२ वा.नि.अ.१० श्लो.२५,२६. ३थी८ सु.नि.अ.६ श्लो.१५,१६ ઉપરથી.

રંગે આશમાની હોય છે, તેમાં ઊંડી પીડા થાય છે, તથા તેમાં ઘણો સડો થાય છે. રંગે રાતી, કાળી તથા ઝીણી ફોલ્લીઓવાળી **અલજી** નામની પિટિકા ભયંકર ગણાય છે. **મસૂરિકા** નામની પિટિકા રંગે તથા કદમાં મસૂરની દાળ જેવી, હોય છે. **સર્ષપિકા** નામની પિટિકા સફેદ સરશવ જેવી અને તેવડી જ હોય છે. ન્હાની ન્હાની ઘણી ફોડલીઓથી ઘેરાયેલી મોટી પિટિકા તે **પુત્રિણી** કહેવાય છે. વિદારીકંદના કંદ જેવી ગોળ અને કઠણ જે પિટિકા તે **વિદારિકા** જાણવી. જેમાં વિદ્રધિનાં લક્ષણો દેખાય તેને **વિદ્રધિકા** નામે પિટિકા જાણવી.

**તે પિટિકાઓ ઉત્પન્ન થવાનાં કારણો**

**ये यन्मयाः स्मृता मेहास्तेषामेतास्तु तन्मयाः ॥ ८ ॥**
**विना प्रमेहमप्येता जायन्ते दुष्टमेदसः ॥**
**तावच्चैता न लक्ष्यन्ते यावद्वास्तुपरिग्रहाः ॥ ९ ॥**

જે દોષોમાંથી જે મેહની ઉત્પત્તિ થાય છે, તે મેહની પિટિકાઓ તે જ દોષમાંથી ઉત્પન્ન થાય છે. પ્રમેહ થયા વિના પણ જે માણસનું મેદ દુષ્ટ થાય છે, તેને આ પિટિકાઓ થાય છે. આ પિટિકાઓ જ્યાં સુધી તેમની ગાંઠ પૂરતી બંધાતી નથી, ત્યાં સુધી દેખાતી નથી.

**અસાધ્ય પિટિકાનાં લક્ષણો**

**गुदे हृदि शिरस्यंसे पृष्ठे मर्मसु चोत्थिताः ॥**
**सोपद्रवा दुर्बलाग्नेः पिटिकाः परिवर्जयेत् ॥ १० ॥**

જે પિટિકા મળદ્વાર, હૃદય, માથું, ખભો, બરડો કે મર્મસ્થાનો પર થઈ હોય, જે ઉપદ્રવયુક્ત[1] હોય તથા મંદ જઠરાગ્નિવાળા પુરુષને જે પિટિકા થઈ હોય, તે પિટિકા મટાડવાની આશા ન રાખવી.

इति प्रमेहपिटिकानिदानम्

# मेदोनिदान

**મેદનાં કારણ અને સંપ્રાપ્તિ[2]**

**अव्यायामदिवास्वप्नश्लेष्मलाहारसेविनः ॥**
**मधुरोऽन्नरसः प्रायः स्नेहान्मेदः प्रवर्धयेत् ॥ १ ॥**
**मेदसावृतमार्गत्वात्पुष्यन्त्यन्ये न धातवः ॥**
**मेदस्तु चीयते यस्मादशक्तः सर्वकर्मसु ॥ २ ॥**

કસરત ન કરનારનો, દિવસે ઊંઘનારનો, તથા કફકારક પદાર્થોનું સેવન કરનારનો; મધુર અન્નરસ, સ્નેહરસથી મેદની વૃદ્ધિ કરે છે. મેદથી અન્ય ધાતુઓના માર્ગ બંધ થતાં શરીરમાંની બીજી ધાતુઓ પુષ્ટ થઈ શકતી નથી; અને મેદનો સંચય જેમ જેમ વધારે થતો જાય છે, તેમ તેમ રોગી બધાં કામો કરવાને અશક્ત થતો જાય છે.

---

૧ ચરકે પિટિકાના આ ઉપદ્રવો કહ્યા છેઃ—

तृट्कासमांससङ्कोचमोहहिक्कामदज्वराः ॥ विसर्पमर्मसंरोधाः पिटिकानामुपद्रवाः ॥

પિટિકામાં નીચેના ઉપદ્રવો થાય છેઃ—તરશ, ઉધરસ, માંસનો સંકોચ, મોહ, હેડકી, મદ, જ્વર, વિસર્પ અને સાંધાઓનું જકડાવું. च.सू.अ. १७ श्लो.१०७

૨ मेदोवृद्धि=Obesity. ९ च.सू.अ.१७ श्लो.१००, १० सु.नि.अ.६ श्लो.१७.

મેદસ્વી પુરુષનાં લક્ષણો.

क्षुद्रश्वासतृषामोहस्वप्नक्रथनसादनैः ॥
युक्तः क्षुत्स्वेददौर्गन्ध्यैरल्पप्राणोऽल्पमैथुनः ॥ ३ ॥
मेदस्तु सर्वभूतानामुदरेष्वस्थिषु स्थितम् ॥
अत एवोदरे वृद्धिः प्रायो मेदस्विनो भवेत् ॥ ४ ॥
मेदसावृतमार्गत्वाद्वायुः कोष्ठे विशेषतः ॥
चरन्सन्धुक्षयत्यग्निमाहारं शोषयत्यपि ॥ ५ ॥
तस्मात्स शीघ्रं जरयत्याहारं चापि काङ्क्षति ॥
विकारांश्चाश्नुते घोरान्कांश्चित्कालव्यतिक्रमात् ॥ ६ ॥
एतावुपद्रवकरौ विशेषादग्निमारुतौ ॥
एतौ हि दहतः स्थूलं वनं दावानलो यथा ॥ ७ ॥
मेदस्यतीव संवृद्धे सहसैवानिलादयः ॥
विकारान्दारुणान् कृत्वा नाशयन्त्याशु जीवितम् ॥ ८ ॥
मेदोमांसातिवृद्धत्वाच्चलस्फिगुदरस्तनः ॥
अयथोपचयोत्साहो नरोऽतिस्थूल उच्यते ॥ ९ ॥

મેદવાળા પુરુષને ક્ષુદ્ર શ્વાસ થાય છે; તરશ લાગે છે; ઊંઘ આવે છે; એકદમ શ્વાસ રુંધાય છે; અંગો ગ્લાનિ પામે છે; ભૂખ ઘણી લાગે છે; પરશેવો વળે છે; અને શરીરમાંથી દુર્ગંધી ફેલાય છે. રોગી બેશુદ્ધ બને છે, અશક્ત થઈ જાય છે, તથા બરાબર સ્ત્રીસંગ કરી શકતો નથી. મેદ (ચરબી) બધાં પ્રાણીઓનાં હાડકાંઓમાં તથા ઉદરમાં રહે છે. તેથી મેદસ્વી પુરુષનું પેટ ઘણું વધે છે.

મેદથી વાયુનો માર્ગ બંધ થતાં તેનો (વાયુનો), પેટમાં સંચાર વિશેષ થાય છે અને પછી તે જઠરાગ્નિને પ્રદીપ્ત કરે છે; તથા આહારનું શોષણ કરે છે. આથી જમેલાં અન્નનું પાચન ત્વરાથી થાય છે અને રોગી જમવાની ફરી ઇચ્છા કરે છે. જો ફરી આહાર કરતાં તેને લગાર વાર થાય છે, તો તેને કાંઇક વિકાર થઈ આવે છે. આ વ્યાધિમાં વાયુ અને જઠરાગ્નિ બંને અત્યંત પીડાકારક થાય છે. જેમ દાવાનલ વનમાં ઝાડોને બાળે છે, તેમ આ વાયુ અને અગ્નિ સ્થૂલ (જાડા) પુરુષને બાળી દે છે.

શરીરમાં મેદ ઘણો વધી જતાં, વાયુઆદિ વિકારો, પ્રમેહપિટિકા, જ્વર, ભગંદર, વિદ્રધિ વાતરોગમાંનો કોઈ રોગ, વગેરે ભયંકર વ્યાધિઓને ઉત્પન્ન કરી રોગીના જીવિતનો અંત લાવે છે.

મેદ અને માંસની અંગમાં અત્યંત વૃદ્ધિ થતાં, જે પુરુષના નિતંબ (કુલા), પેટ અને સ્તનના ભાગો પ્રમાણ વગર ગમે તેમ વધી જાય છે. તથા જેનામાં બીલકુલ ઉત્સાહ નથી રહેતો. તે માણસ અતિ સ્થૂલ ગણાય છે.

## इति मेदोनिदानम्

---

૫ થી ૯ च.सू.अ. २१ श्लो. ५ थी ९.

# उदरनिदान

ઉદરરોગનું મુખ્ય કારણ

रोगाः सर्वेऽपि मन्देऽग्नौ सुतरामुदराणि च ॥
अजीर्णान्मलिनैश्चान्नैर्जायन्ते मलसञ्चयात् ॥ १ ॥

જઠરાગ્નિ મંદ થતાં કે નાશ પામતાં, ઘણું કરી બધા રોગ થાય છે; તેમાં ઉદરરોગ તો જરૂર તેથીજ થાય છે. મંદ જઠરાગ્નિની ઉત્પત્તિ જેમ ત્રણ દોષમાંથી છે, તેમ ઉદરરોગ પણ અજીર્ણથી, મલિન અન્ન કિંવા વિરુદ્ધાશન એટલે તબિયતને માફક ન આવે તેવું અન્ન ભક્ષણ કરવાથી, અને મળના સંચયથી ઉત્પન્ન થાય છે.

ઉદરરોગની સંપ્રાપ્તિ

रुद्ध्वा स्वेदाम्बुवाहीनि दोषाः स्रोतांसि सञ्चिताः ॥
प्राणाग्न्यपानान्सन्दूष्य जनयन्त्युदरं नृणाम् ॥ २ ॥

કોપેલા વાયુ વગેરે દોષો પરશેવો અને પાણી વહેનારા સ્રોતોને રુંધી નાખે છે, અને પછી તે દોષ વૃદ્ધિ પામી, પ્રાણવાયુ, જઠરાગ્નિ અને અપાનવાયુને અત્યંત દુષ્ટ કરી, ઉદરરોગને ઉત્પન્ન કરે છે.

ઉદરરોગનાં સામાન્ય રૂપો

आध्मानं गमनेऽशक्तिर्दौर्बल्यं दुर्बलाग्निता ॥
शोथः सदनमङ्गानां सङ्गो वातपुरीषयोः ॥ ३ ॥
दाहस्तन्द्रा च सर्वेषु जठरेषु भवन्ति हि ॥

ઉદરરોગમાં સામાન્ય રીતે નીચેનાં લક્ષણો જોવામાં આવે છે. વાયુથી પેટ ચઢી ઢમઢોલ થાય છે; રોગીમાં ચાલવાની શક્તિ રહેતી નથી; શરીર દુર્બળ બને છે; જઠરાગ્નિ મંદ પડે છે; સોજા આવે છે; અંગ ગ્લાનિ પામે છે; અપાન વાયુ અને મળનો અટકાવ થાય છે; બળત્રા થાય છે અને રોગી જાણે ઘેનમાં રહે છે.

ઉદરરોગની સંખ્યા

पृथग्दोषैः समस्तैश्च प्लीहबद्धक्षतोदकैः ॥ ४ ॥
सम्भवन्त्युदराण्यष्टौ तेषां लिङ्गं पृथक् शृणु ॥

જુદા જુદા દોષોથી ૩, સન્નિપાતથી ૧, પ્લીહોદર ૧, બદ્ધોદર ૧, ક્ષતોદર ૧ અને જલોદર ૧, એ પ્રમાણે આઠ પ્રકારના ઉદરરોગ થાય છે. તેનાં ચિહ્નો જૂદાં જૂદાં કહું છું:-

વાતોદરનાં લક્ષણો

तत्र वातोदरे शोथः पाणिपन्नाभिकुक्षिषु ॥ ५ ॥
कुक्षिपार्श्वोदरकटीपृष्ठरुक्पर्वभेदनम् ॥
शुष्ककासोऽङ्गमर्दोऽधोगुरुता मलसंग्रहः ॥ ६ ॥
श्यावारुणत्वगादित्वमकस्माद्वृद्धिह्रासवत् ॥
सतोदभेदमुदरं तनुकृष्णशिराततम् ॥ ७ ॥
आध्मानदृतिवच्छब्दमाहतं प्रकरोति च ॥
वायुश्चात्र सरुक्शब्दो विचरेत्सर्वतोगतिः ॥ ८ ॥

---

૧ वा.नि.अ. १२ श्लो. १. २ च.चि.अ.१८श्लो.२०. ३,४ (પેહેલી પંક્તિ) सु.नि.अ.७ श्लो.१५. ४ (પાછલી પંક્તિ) ५(પેહેલી પંક્તિ) च.चि.अ.१८ श्लो.२०. ५थी९ वा.नि.अ.१२ श्लो.१२थी १५.

વાતોદરમાં હાથ, પગ, નાભી અને કૂખપર સોજો આવે છે; વળી, કૂખ, પાસાં, પેટ, કરોડ અને પીઠ, એ જગ્યાઓમાં પીડા થાય છે. સાંધાઓ તૂટે છે, સુક્કી ઉધરસ થાય છે; શરીર કળે છે; કમ્મરની નીચેનો શરીરનો ભાગ જડ લાગે છે; પેટમાં મળ એકઠો થાય છે; ત્વચા, નખ, આંખ વગેરેનો રંગ કાળો કે રાતો થાય છે; કારણ વગર એકાએક પેટ વધેઘટે છે; પેટમાં સોયો ખોંચાતી હોય તથા તે ફાટી જતું હોય એવી વેદના થાય છે; રોગીના પેટપર ચારે બાજુએ કાળી ઝીણી રગો ઉપસી આવે છે; પેટપર આંગળી મારતાં પખાલના જેવો ગંભીર પોલો અવાજ થાય છે; અને વાયુ પેટમાં બધી બાજુએ ફરી શૂળો સાથે ગડગડાટ ભરેલો અવાજ ઉત્પન્ન કરે છે.

**પિત્તોદરનાં લક્ષણો**

**पित्तोदरे ज्वरो मूर्च्छा दाहस्तृट् कटुकास्यता ॥**
**भ्रमोऽतिसारः पीतत्वं त्वगादावुदरं हरित् ॥ ९ ॥**
**पीतताम्रशिरानद्धं सस्वेदं सोष्म दह्यते ॥**
**धूमायते मृदुस्पर्शं क्षिप्रपाकं प्रदूयते ॥ १० ॥**

પિત્તોદરમાં જ્વર આવે છે; રોગી મૂર્ચ્છિત થાય છે; બળત્રા થાય છે; તરશ લાગે છે; મુખનો સ્વાદ કડવો લાગે છે; ચકરી આવે છે; ઝાડા થાય છે; ચામડી, નખ અને નેત્રનો રંગ પીળો થાય છે; પેટ લીલાશ પડતું દેખાય છે; અને તેનાપર પીળા–રાતા રંગની રગો ઉપસેલી જોવામાં આવે છે; પરસેવાથી શરીર ભીનું રહે છે અને તે ગરમ રહી બળ્યા કરે છે; મુખમાંથી ધૂમાડો નિકળતો હોય, એવું રોગીને લાગે છે; પેટને હાથ લગાડતાં તે પોચું લાગે છે; અને તરત પાકી જાય છે–(અર્થાત્ પિત્તોદરમાંથી જલોદર થઇ જાય છે.) અને તેમાં ઘણો દુઃખાવો થાય છે.

**કફોદરનાં લક્ષણો**

**श्लेष्मोदरेऽङ्गसदनं स्वापश्वयथुगौरवम् ॥**
**निद्रोत्क्लेशोऽरुचिः श्वासः कासः शुक्लत्वगादिता ॥ ११ ॥**
**उदरं स्तिमितं स्निग्धं शुक्लराजीततं महत् ॥**
**चिराभिवृद्धं कठिनं शीतस्पर्शं गुरु स्थिरम् ॥ १२ ॥**

કફોદરમાં અંગોમાં ગ્લાનિ આવે છે; એ બ્હેરાં થઈ જાય છે; સોજો આવે છે; શરીર ભારે થાય છે; ઊંઘ ઘણી આવે છે; મોળ આવે છે; અરુચિ થાય છે; શ્વાસ થાય છે; ઉધરસ આવે છે; ચામડી, નખ અને નેત્રનો રંગ સફેદ બને છે; પેટ અક્કડ, સ્નિગ્ધ અને મોટું લાગે છે અને તેનાપર ઉપસેલી રગોનો રંગ સફેદ હોય છે. કફોદરમાં પેટ લાંબી મુદતે વધે છે અને તે કઠણ, શીતળ, ભારે અને સ્થિર લાગે છે.

**સન્નિપાતોદરનાં લક્ષણો.**

**स्त्रियोऽन्नपानं नखरोममूत्रविडार्तवैर्युक्तमसाधुवृत्ताः ॥**
**यस्मै प्रयच्छन्त्यरयो गरांश्च दुष्टाम्बुदूषीविषसेवनाद्वा ॥१३॥**

---

९,१० वा.नि.अ.१२ श्लो.१६,१७. ११थी१४ वा.नि.अ.१२ श्लो.१८,१९.

**तेनाशु रक्तं कुपिताश्च दोषाः कुर्युः सुघोरं जठरं त्रिलिङ्गम् ॥**
**तच्छीतवाते भृशदुर्दिने वा विशेषतः कुप्यति दह्यते च १४**
**स चातुरो मूर्च्छति हि प्रसक्तं पाण्डुः कृशः शुष्यति तृष्णयार्तः**
**दूष्योदरं कीर्तितमेतदेव—**

વ્યભિચારિણી સ્ત્રીઓ નખ, કેશ, મૂત્ર, વિષ્ઠા તથા આર્તવ (અટકાવ) વગેરે કોઈ વસ્તુ ખાધાપીધાના પદાર્થ સાથે જે પુરુષને ખવરાવે છે; કિંવા જેને કોઈ શત્રુ ઝેર આપે છે, અથવા જે ઝેરી જનાવરોના વસવાટથી કે પાંદડાં વગેરેના સડાથી ખરાબ થયેલું પાણી પીયે છે કે દૂષી વિષ (જૂનું અથવા ઓછી અસરવાળું ઝેર) ખાય છે તેના રક્ત અને વાતાદિ દોષો જલદીથી વિકારયુક્ત થઈ, અત્યંત ભયંકર એવું ત્રિદોષાત્મક સન્નિપાતોદર ઉત્પન્ન કરે છે. શિયાળાની ઋતુમાં, કિંવા જ્યારે ટાઢો પવન ઘણો ફૂંકાતો હોય ત્યારે આ વ્યાધિ ઘણું જોર દાખવે છે અને બળાત્રા કરે છે. આને લીધે રોગી વારંવાર મૂર્ચ્છિત થાય છે. તેના શરીરનો વર્ણ પાંડુ થઈ જાય છે, તે પ્રતિદિન કૃશ (દુબળો) થઈને સૂકાતો જાય છે; અને તે તરશથી પીડાય છે. આ જ રોગને દૂષ્યોદર પણ કહે છે.

**प्लीहोदरं कीर्तयतो निबोध ॥ १५ ॥**

**પ્લીહોદરનાં લક્ષણો.**[1]

**विदाह्यभिष्यन्दिरतस्य जन्तोः प्रदुष्टमत्यर्थमसृक्कफश्च ॥**
**प्लीहाभिवृद्धिं कुरुतः प्रवृद्धौ प्लीहोत्थमेतज्जठरं वदन्ति ॥१६॥**
**तद्वामपार्श्वे परिवृद्धिमेति विशेषतः सीदति चातुरोऽत्र ॥**
**मन्दज्वराग्निः कफपित्तलिङ्गैरुपद्रुतः क्षीणबलोऽतिपाण्डुः ॥**

શરીરમાં બળાત્રા કરવાવાળા અન્નનું વારંવાર સેવન કરવાથી તથા અભિષ્યંદી (દહીં ઇત્યાદિ) પદાર્થોના સેવનથી, વિકારયુક્ત થયેલાં રક્ત અને કફ, વૃદ્ધિ પામી બરોલની પણ વૃદ્ધિ કરે છે. આ વ્યાધિને પ્લીહોદર કહે છે. આ વ્યાધિમાં પેટનો ડાબી બાજુનો ભાગ વધે છે, અને તેનાથી રોગી શરીરે ઘણો ગળી જાય છે; શરીરમાં ઝીણો તાવ રહે છે; જઠરાગ્નિ મંદ થાય છે; બળ ક્ષીણ થઈ અંગનો વર્ણ ધોળો પુણી જેવો થાય છે અને કફ-પિત્તોદરનાં લક્ષણો દૃષ્ટિએ પડે છે.

**યકૃદાલ્યુદરનાં લક્ષણો.**[2]

**सव्यान्यपार्श्वे यकृति प्रदुष्टे ज्ञेयं यकृद्दाल्युदरं तदेव ॥ १७ ॥**

જમણી બાજીએ જે યકૃત્ (કલેજું) છે, તે રોગયુક્ત થતાં પ્લીહોદરના જેવું જે જમણી બાજુએ ઉદર થાય છે, તેને યકૃદાલ્યુદર કહે છે.

**પ્લીહોદરમાં અને યકૃદાલ્યુદરમાં દોષનો સંબંધ**

**उदावर्तरुजानाहैर्मोहतृड्दहनज्वरैः ॥**
**गौरवारुचिकाठिन्यैर्विद्यात्तत्र मलान् क्रमात् ॥ १८ ॥**

પ્લીહોદરમાં તથા યકૃદાલ્યુદરમાં જો ઉદાવર્ત, શૂળ, કબજીયત વગેરે લક્ષણો દેખાય તો વાયુનું; જો મેહ, તૃષા અને જ્વરથી રોગી પીડાય તો પિત્તનું અને જો જડત્વ, અરુચિ અને પેટનું કઠણપણું વધારે હોય તો કફનું જોર સમજવું.

---

૧ प्लीहोदर=Splenic Enlargement. ૨ यकृद्दाल्युदर=Hepatic Enlargement.
१५थी१७ सु.नि.अ.७ श्लो.११. १८वा.नि.अ.१२ श्लो.२७.

બદ્ધગુદોદરનાં લક્ષણો.[1]

**यस्यान्त्रमन्नैरुपलेपिभिर्वा बालाश्मभिर्वा पिहितं यथावत् ॥**
**सञ्चीयते तस्य मलः सदोषः शनैः शनैः सङ्करवच्च नाड्याम् ॥**
**निरुध्यते तस्य गुदे पुरीषं निरेति कृच्छ्रादति चाल्पमल्पम् ॥**
**हृन्नाभिमध्ये परिवृद्धिमेति तस्योदरं बद्धगुदं वदन्ति ॥२०॥**

જે પુરુષનાં આંતરડાં લેપાઈ રહે એવાં ચીકણાં અન્નથી વાળથી કે કાંકરીઓથી બંધ થઈ જાય છે, તેનો દોષયુક્ત મલ, કચરો જેમ પરનાળમાં એકઠો થાય છે, તેમ આંતરડાંની નળીમાં એકઠો થાય છે. પછી આ માણસનો ઝાડો મળદ્વારમાં આવી રોકાઈ રહે છે અને થોડો મુશ્કેલીથી મળદ્વારમાંથી બહાર પડે છે. આ રોગમાં ઉદર, હૃદય અને નાભિની વચ્ચે વૃદ્ધિ પામે છે, આને બદ્ધગુદોદર (ગુદાના ઉપલા ભાગમાં કોઈ ઠેકાણે આંતરડું બંધાઈ જવાથી પેટનું વધવું) કહે છે.

પરિસ્રાવિ ઉદરનાં લક્ષણો.[2]

**शल्यं तथाऽन्नोपहितं यदन्त्रं भुक्तं भिनत्त्यागतमन्यथा वा ॥**
**तस्मात्स्रुतोऽन्त्रात्सलिलप्रकाशः स्रावः स्रवेद्वै गुदतस्तु भूयः**
**नाभेरधश्चोदरमेति वृद्धिं निस्तुद्यते दाल्यति चातिमात्रम्॥**
**एतत्परिस्राव्युदरं प्रदिष्टं**

ખોરાક સાથે અથવા બીજી કોઈ રીતે પેટમાં ગયેલા કાંકરા, કાંટા વગેરે શલ્યથી આંતરડાંમાં કાણું પડે તો તેમાંથી ગળીને પાણી જેવો એક પ્રવાહી પદાર્થ મળદ્વારેથી ગળ્યા કરે છે. આ વ્યાધિથી નાભિ નીચેનો પેટનો ભાગ મોટો થાય છે, પેટ ફાટે છે અને તેમાં સોયો ખોંચ્યા જેવી વ્યથા થાય છે, આને પરિસ્રાવિઉદર કહે છે.

જલોદરની ઉત્પત્તિ અને લક્ષણો.

**दकोदरं कीर्तयतो निबोध ॥ २२ ॥**
**यः स्नेहपीतोऽप्यनुवासितो वा वान्तो विरिक्तोऽप्यथवा निरूढः**
**पिबेज्जलं शीतलमाशु तस्य स्रोतांसि दूष्यन्ति हि तद्वहानि ॥**
**स्नेहोपलिप्तेष्वथवापि तेषु दकोदरं पूर्ववदभ्युपैति ॥**
**स्निग्धं महत्तत्परिवृद्धनाभि समाततं पूर्णमिवाम्बुना च ॥**
**यथा दृतिः क्षुभ्यति कम्पते च शब्दायते चापि दकोदरं तत् ॥**

સ્નેહપાન કરીને, અનુવાસનબસ્તિ લઈને, નિરૂહબસ્તિ લઈને, ઉલટીની દવા લઈને, અથવા જુલાબ લઈને જે માણસ તરત ટાઢું પાણી પીએ તેના પાણીને વહેનારા માર્ગો બગડી જાય અથવા ચીકણા પદાર્થોથી એ માર્ગો લેપાઈ જતાં પરિસ્રાવિ ઉદર પેઠે જળોદર ઉત્પન્ન થાય છે. આ રોગમાં પેટ મોટું, ઉથલી પડેલી નાભિવાળું, ઘણું ઉંચું. અને પાણીથી ભરેલું હોય એવું લાગે છે. આ રોગમાં પેટ પાણીથી ભરેલી પખાલ પેઠે લચકલચક હાલે છે તથા ડબક ડબક વાગે છે.

---

१ बद्धगुदोदर=Intestinal Obstruction. २ परिस्राव्युदर=Ulceration of the bowel. ३ जलोदर=Ascites. १९थी२३ सु.नि.अ.७ श्लो.१२.१३. २४ सु.नि.अ.७ श्लो.१४.

સાધ્યાસાધ્ય વિચાર

**जन्मनैवोदरं सर्वं प्रायः कृच्छ्रतमं विदुः ॥**
**बलिनस्तदजाताम्बु यत्नसाध्यं नवोत्थितम् ॥ २५ ॥**

બધી જાતના ઉદરરોગ મૂળથી જ ઘણું કરી કષ્ટસાધ્ય મનાય છે. પણ બળવાન માણસને થયેલો, નવો તથા જેમાં પાણી ન થયું હોય એવો ઉદરરોગ[1] મહેનત કરતાં [મટી શકે છે.

**पक्षाद्बद्धगुदं तूर्ध्वं सर्वं जातोदकं तथा ॥**
**प्रायो भवत्यभावाय छिद्रान्त्रं चोदरं नृणाम् ॥ २६ ॥**
**शूनाक्षं कुटिलोपस्थमुपक्लिन्नतनुत्वचम् ॥**
**बलशोणितमांसाग्निपरिक्षीणं च वर्जयेत् ॥ २७ ॥**
**पार्श्वभङ्गान्नविद्वेषशोथातीसारपीडितम् ॥**
**विरिक्तं चाप्युदरिणं पूर्यमाणं विवर्जयेत् ॥ २८ ॥**

જે બદ્ધગુદોદર થયાને પંદર દિવસ થઈ ગયા હોય, તેને અસાધ્ય જાણવું. તેમ જ જળોદર પણ પંદર દિવસમાં અસાધ્ય થઈ જાય છે અને છિદ્રાંત્રોદર ઘણું કરી અસાધ્ય છે. (તોપણ જો ઉદર રોગમાં વાઢકાપ સાથે યોગ્ય ઉપચારો થાય, તો છિદ્રાંત્રોદર જળોદર તેમ જ બદ્ધગુદોદર પણ વખતે સાધ્ય થાય છે, એમ 'ઘણું કરી' એ શબ્દોથી સૂચવ્યું છે.)

જે ઉદર રોગીના નેત્રપર સોજા આવ્યા હોય (નેત્ર ફૂલી ગયાં હોય) શિશ્ન વાંકું થયું હોય, પેટપરની ત્વચા ભીની અને પાતળી થઇ હોય, તથા જેનાં બળ, રક્ત, માંસ અને જઠરાગ્નિ તદ્દન ક્ષીણ થયાં હોય, તે રોગીની આશા છોડી દેવી.

જે ઉદરરોગીનાં પાસળાં ભાંગી ગયાં હોય, જેને અન્નપર અભાવો થયો હોય, જેને શરીરે સોજા આવ્યા હોય, ઝાડા થતા હોય અને જુલાબ લાગ્યા પછી જેનું પેટ પાછું ભરાઈ જતું હોય, આવા ઉદર રોગીનો સુજ્ઞ વૈદ્યે ત્યાગ કરવો.

इति उदरनिदानम्

## शोथनिदानं

શોથ (સોજા)ની સંપ્રાપ્તિ

**रक्तपित्तकफान्वायुर्दुष्टो दुष्टान् बहिः शिराः ॥**
**नीत्वा रुद्धगतिस्तैर्हि कुर्यात्त्वङ्मांससंश्रयम् ॥ १ ॥**
**उत्सेधं संहतं शोथं तमाहुर्निचयादतः ॥**

દુષ્ટ થયેલો વાયુ, બગડેલા રક્ત, પિત્ત તથા કફને શરીરમાંથી બહારની શિરાઓમા ખેંચી જાય છે. પછી એ રક્ત, પિત્ત અને કફથી ત્યાં રોકાઈ ગયેલો વાયુ એ સ્થળે ચામ-

---

૧ ઉદરરોગમાં પેટમાં જે સમયે પાણી થયું નથી હોતું, તે વેળાનાં લક્ષણો ચરકે ચ.ચિ. અ.૧૮ શ્લો.૫૪થી૫૭ સુધીમાં આપ્યાં છે. ૨ शोथ=સોજા=(1) Swelling. (2) Dropsy. २६.२७च.चि.अ.१८ श्लो.५०.५१. २८सु.सू.अ.३४श्लो.११. १,२ वा.नि.अ.१३श्लो.२१थी२३.

ડીને તથા માંસને ઉપસાવે છે. આ ઉપસેલી સ્થિતિને શોથ–સોજા–કહે છે. સર્વે પ્રકારના સોજા, લોહી તથા ત્રણે દોષના બગાડથી થાય છે.

**શોથની સંખ્યા** **सर्वं हेतुविशेषैस्तु रूपभेदान्नवात्मकम् ॥ २ ॥**
**दोषैः पृथग्द्वयैः सर्वैरभिघाताद्विषादपि ॥**

તે સોજો, કારણભેદથી તથા લક્ષણભેદથી નવ પ્રકારનો થાય છે. ત્રણ દોષોથી ૩, દ્વંદ્વજ ૩, સન્નિપાત જ ૧, અભિઘાતજ ૧ અને વિષજન્ય. ૧.

**શોથનાં પૂર્વરૂપો** **तत्पूर्वरूपं दवथुः शिरायामोऽङ्गगौरवम् ॥ ३ ॥**

સોજો થવાનો હોય ત્યારે સંતાપ થાય છે; રગો તણાયા જેવી પીડા થાય છે; અને શરીર ભારે થઇ જાય છે.

**શોથનાં કારણો** **शुद्ध्यामयाभुक्तकृशाबलानां क्षाराम्लतीक्ष्णोष्णगुरूपसेवा ॥**
**दध्याममृच्छाकविरोधिदुष्टगरोपसृष्टान्ननिषेवणं च ॥ ४ ॥**
**अर्शांस्यचेष्टा न च देहशुद्धिर्मर्मोपघातो विषमा प्रसूतिः ॥**
**मिथ्योपचारः प्रतिकर्मणां च निजस्य हेतुः श्वयथोः प्रदिष्टः ॥**

ઉલટી તથા જુલાબથી, કોઇપણ જાતના રોગથી અને લાંઘણો ખેંચવાથી શરીરે સુકાઇને દુર્બળ થયેલા પુરુષે, ખારા, ખાટા, તીખા ગરમ અને જડ પદાર્થોનું સેવન કરવાથી; દહીંથી, કાચું અન્ન ખાધાથી, માટી ખાવાથી, શાક ભાજી વિશેષ જમ્યાથી, (દૂધ અને માછલાં વગેરે) વિરુદ્ધ ભોજનથી, ઝેરથી, બગડેલું અન્ન વપરાશમાં લીધાથી, હરશથી; બેઠાડુ જીંદગીથી, જુલાબની અગત્ય છતાં રેચ નહીં લીધાથી હૃદયાદિ મર્મસ્થાનોમાં દોષોએ (વાત, પિત્તાદિ) ઉત્પન્ન કરેલા રોગોથી, કસુવાવડ થવાથી, અને વમન, વિરેચન વગેરે ઉપચારો ખોટી રીતે કરવાથી, દોષજન્ય સોજા ઉત્પન્ન થાય છે.

**શોથનાં સામાન્ય લક્ષણો** **सगौरवं स्यादनवस्थितत्वं सोत्सेधमूष्माथ शिरातनुत्वम् ॥**
**सलोमहर्षश्च विवर्णता च सामान्यलिङ्गं श्वयथोः प्रदिष्टम् ॥**

સામાન્ય રીતે સોજામાં નીચેનાં લક્ષણો થાય છે. શરીર જડ થાય છે; બેચેની થાય છે; ચામડીનો ભાગ ઉંચો ચઢી તેમાં ગરમી થાય છે; રગો બારીક બને છે; રુંવાડાં ઉભાં થાય છે; અને સોજાવાળા ભાગનો રંગ બદલાઈ જાય છે.

**વાતજ શોથનાં લક્ષણો** **चलस्तनुत्वक्परुषोऽरुणोऽसितः**
**सुषुप्तिहर्षार्तियुतोऽनिमित्ततः ॥**
**प्रशाम्यति प्रोन्नमति प्रपीडितो**
**दिवा बली स्यात् श्वयथुः समीरणात् ॥ ७ ॥**

વાતજન્ય સોજો ચંચળ, પાતળી ત્વચાવાળો, ખરબચડો, રાતા–કાળા રંગનો, બેહેર મારી ગયેલી ચામડીવાળો અને ઝણઝણાટવાળી વેદનાવાળો હોય છે. આ સોજો કોઈ વખત

---

३ वा.नि.अ.१३ श्लो.३०.

કારણ વિના ઉતરી જાય છે, અને તેનાપર આંગળી દાબતાં તે સ્થળે ખાડો પડી પાછું નરત ઉપસી આવે છે. વાતજન્ય સોજાનું જોર દિવસે ઘણું જણાય છે.

**પિત્તજ શોથનાં લક્ષણો.** मृदुः सगन्धोऽसितपीतरागवान् भ्रमज्वरस्वेदतृषामदान्वितः।
य उष्यते स्पर्शरुगक्षिरागकृत् स पित्तशोथो भृशदाहपाकवान्॥

પિત્તજનિત સોજો મૃદુ (નરમ), થોડી વાસવાળો, કાળાશ કે પીળાશ પડતો લાલ હોય છે. આ સોજામાં રોગીને ચકરી, તાવ, પરશેવો, તરશ અને મદ (નીશા જેવી સ્થિતિ) જેવા ઉપદ્રવો થાય છે. પિત્તજન્ય સોજો આગ મૂકી હોય તેમ બળે છે, ત્યાં હાથથી સ્પર્શ કરતાં દુઃખ થાય છે. તેમાં રોગીનાં નેત્રો લાલ રહે છે. આ સોજો પાકે છે તથા અત્યંત બળત્રાવાળો હોય છે.

**કફજ શોથનાં લક્ષણો.** गुरुः स्थिरः पाण्डुररोचकान्वितः प्रसेकनिद्रावमिवह्निमान्द्यकृत्
स कृच्छ्रजन्मप्रशमो निपीडितो न चोन्नमेद्रात्रिबली कफात्मकः॥

જે સોજાની ઉત્પત્તિ કફમાંથી થઈ હોય છે, તે સોજો જડ, સ્થિર, અને સફેદ રંગનો હોય છે કફજન્ય સોજામાં રોગીને અન્ન ભાવતું નથી; એના મોઢામાંથી થુંક ગળે છે; ઊંઘ આવે છે; ઉલટી થાય છે; અને જઠરાગ્નિ મંદ પડે છે. આ સોજો થતાં અને મટતાં ઘણી વાર લાગે છે અને સોજાને દાબતાં તે પાછો ઉપર ચઢી આવતો નથી. રાત્રે આ સોજાનું જોર વધે છે.

**દ્વંદ્વજ અને સન્નિપાતજ શોથનાં લક્ષણો.** निदानाकृतिसंसर्गाच्छ्वयथुः स्याद्द्विदोषजः ॥
सर्वाकृतिः सन्निपाताच्छोथो व्यामिश्रलक्षणः ॥ १० ॥

બબ્બે દોષોનાં લક્ષણો અને કારણો જે સોજામાં એકઠાં દૃષ્ટિએ પડે, તે દ્વંદ્વજ શોથ; અને બધા દોષોનાં લક્ષણો જે સોજામાં એકત્ર જોવામાં આવે, તે સન્નિપાતજ શોથ જાણવો.

**અભિઘાતજ શોથનાં લક્ષણો.** अभिघातेन शस्त्रादिच्छेदभेदक्षतादिभिः ॥
हिमानिलोदध्यनिलैर्भल्लातकपिकच्छुजैः ॥ ११ ॥
रसैः शूकैश्च संस्पर्शाच्छ्वयथुः स्याद्विसर्पवान् ॥
भृशोष्मा लोहिताभासः प्रायशः पित्तलक्षणः ॥ १२ ॥

કાષ્ટાદિકનો શરીરપર માર પડવાથી, શસ્ત્રથી શરીરનો કોઈ ભાગ કપાવાથી, ધારાંથી, શીતળ વાયુના સ્પર્શથી કિંવા સમુદ્રના પવનથી, ભીલામાના તેલનો કે કૌવચની શીંગનો સ્પર્શ થવાથી, જે સોજો આવે છે, તે ફેલાય છે, તેમાં બળત્રા ઘણી તીવ્ર હોય છે, અને સોજાનો રંગ લાલ હોય છે. પિત્તજન્ય સોજાનાં જે લક્ષણો ઉપર વર્ણવ્યા. તે જ આમાં જોવામાં આવે છે.

**વિષજ શોથનાં લક્ષણો.** विषजः सविषप्राणिपरिसर्पणमूत्रणात् ॥
दंष्ट्रादन्तनखाघातादविषप्राणिनामपि ॥ १३ ॥
विण्मूत्रशुक्रोपहतमलवद्वस्त्रसङ्करात् ॥
विषवृक्षानिलस्पर्शाद्गरयोगावचूर्णनात् ॥ १४ ॥
मृदुश्चलोऽवलम्बी च शीघ्रो दाहरुजाकरः ॥

१० च. सू. अ. १८ श्लो. ८. ११ थी १५ (પ્હેલી પંક્તિ) वा. नि. अ. १३ श्लो. ३८ थी ४२.

કોઈ ઝેરી જીવ શરીરપરથી ચાલી જવાથી, કે તેનું મૂત્ર શરીર ઉપર પડવાથી, વિષ વગરના પણ કોઈ પ્રાણીના દાંત કે નખો શરીરને લાગવાથી, મળ, મૂત્ર તથા શુક્રથી ખરડાયલાં વસ્ત્રના સ્પર્શથી, કોઈ ઝેરી ઝાડ તરફથી આવતા વાયુનો અંગને સ્પર્શ થવાથી, અથવા ઝેરી દવા શરીરે ચોળાવાથી, જે સોજો આવે છે તે વિષજન્ય સોજો કોમળ, ફરતો. નીચે પ્રસરતો ત્વરાથી થનારો તથા પીડાયુક્ત બળત્રા કરવાવાળો હોય છે.

**સોજાનાં સ્થાનો**

**दोषाः श्वयथुमूर्ध्वं हि कुर्वन्त्यामाशयस्थिताः ॥ १५ ॥**
**पक्काशयस्था मध्ये तु वर्चःस्थानगतास्त्वधः ॥**
**कृत्स्नदेहमनुप्राप्ताः कुर्युः सर्वसरं तथा ॥ १६ ॥**

આમાશયમાં રહેલો દોષ છાતી વગેરે ઉપરના ભાગમાં સોજો લાવે છે. પકવાશયમાં રહેલા દોષથી, વચલા ભાગમાં છાતી અને પકવાશયની (પેટ) વચ્ચે સોજો આવે છે. અને મલસ્થાનગત દોષથી નીચે પગપર સોજો આવે છે. આખા શરીરમાં દોષ ફેલાતાં તેથી સર્વ શરીરમાં ફેલાનારો સોજો થાય છે.

**સાધ્યાસાધ્ય વિચાર**

**यो मध्यदेशे श्वयथुः स कष्टः सर्वगश्च यः ॥**
**अर्धाङ्गेऽरिष्टभूतः स्याद्यश्चोर्ध्वं परिसर्पति ॥ १७ ॥**

જે સોજો વચલા ભાગમાં થયો હોય છે, તે અને જે સર્વાંગપર પ્રસરી વળ્યો હોય છે, તે બંને મટવા મુશ્કેલ છે. વળી જે સોજો અર્ધા શરીરમાં થયો હોય અને જે નીચેથી ઉપર ચડતો જતો હોય તે રોગીના મોતની નિશાની જેવા છે.

**શોથનાં અસાધ્ય લક્ષણો**

**श्वासः पिपासा छर्दिश्च दौर्बल्यं ज्वर एव च ॥**
**यस्य चान्ने रुचिर्नास्ति श्वयथुं तं विवर्जयेत् ॥ १८ ॥**

સોજાના જે રોગીને શ્વાસ, તરશ, ઉલટી, નબળાઈ અને તાવ વગેરે ઉપદ્રવો થયા હોય, તથા જેને અન્નપર અરુચિ થઈ ગઈ હોય તેના જીવ્યાની આશા છોડવી.

**બીજાં અસાધ્ય લક્ષણો**

**अनन्योपद्रवकृतः शोथः पादसमुत्थितः ॥**
**पुरुषं हन्ति नारीं तु मुखजो गुह्यजो द्वयम् ॥**
**नवोऽनुपद्रवः शोथः साध्योऽसाध्यः पुरेरितः ॥ १९ ॥**

બીજા કોઈ રોગના પરિણામ તરીકે જે સોજો ઉત્પન્ન થયો ન હોય (પોતાનાં જ કારણોથી ઉપત્ન્ન થયેલો) અને પહેલાં પગપર ચઢી પછી ઉપર ચઢતો જતો હોય, તે સોજો પુરુષનો નાશ કરે છે; અને જે પહેલાં મુખ પર ચઢી પછી નીચે ઉતરતો જાય છે, તે સ્ત્રીના સંબંધમાં જીવઘાતક છે. પણ જે સોજો સ્ત્રીપુરુષની ગુહ્યેન્દ્રિયપર પહેલ વહેલાં થઈ, પછી ધીરે ધીરે સર્વાંગપર ફેલાય છે, તે સ્ત્રી-પુરુષ બંનેને ઘાતક છે. જે સોજામાં શ્વાસાદિક ઉપદ્રવો ન થયા હોય અને જે નવો હોય છે, તે સાધ્ય છે. અસાધ્ય સોજાનાં લક્ષણો પ્હેલાં કહ્યાં છે.

इति शोथनिदानम्

---

१६ सु.चि.अ.२३श्लो.९. १७,१८( પહેલી પંક્તિ ) सु.चि.अ.२३श्लो.१०,११.
१९ (છેલ્લી પંક્તિ) वा.नि.अ.१३श्लो.४२.

## वृद्धिनिदान

**અંડવૃદ્ધિની સંપ્રાપ્તિ**

**क्रुद्धोऽनूर्ध्वगतिर्वायुः शोथशूलकरश्चरन् ॥**
**मुष्कौ वङ्क्षणतः प्राप्य फलकोशाभिवाहिनीः ॥ १ ॥**
**प्रपीड्य धमनीर्वृद्धिं करोति फलकोशयोः ॥**

નીચી ગતિવાળો, તથા સોજા અને શૂળો ઉત્પન્ન કરનાર કુપિત થયેલો વાયુ આડસંધિને (સાથળ અને પેડુ વચ્ચેની જગ્યા, જ્યાં બદ થાય છે, તે) રસ્તે વૃષણમાં ભરાઈ, પછી, તેમાંની ગાંઠ સાથે સંબંધ ધરાવનારી ધમનીઓને દુષ્ટ કરી (બગાડી) અંડની બે બાજુની કે એક બાજુની વૃદ્ધિ કરે છે.

**અંડવૃદ્ધિની સંખ્યા**

**दोषास्रमेदोमूत्रान्त्रैः स वृद्धिः सप्तधा गदः ॥ २ ॥**
**मूत्रान्त्रजावप्यनिलाद्धेतुभेदस्तु केवलम् ॥**

જુદા જુદા દોષોથી ૩, રક્તથી ૧, મેદથી ૧, મૂત્રથી ૧ અને આંતરડાથી ૧, એ પ્રમાણે સાત જાતની અંડવૃદ્ધિ છે. મૂત્રજ અને અંત્રજ વૃદ્ધિ વાયુકોપથી થાય છે, માત્ર તે થવાનાં કારણો જુદાં છે.

**વાત[1] પિત્ત, કફ, રક્ત,[2] અને મેદમાંથી[3] થયેલી અંડવૃદ્ધિનાં લક્ષણો**

**वातपूर्णदृतिस्पर्शो रूक्षो वातादहेतुरुक् ॥ ३ ॥**
**पक्वोदुम्बरसङ्काशः पित्ताद्दाहोष्मपाकवान् ॥**
**कफाच्छीतो गुरुः स्निग्धः कण्डूमान्कठिनोऽल्परुक् ॥ ४ ॥**
**कृष्णस्फोटावृतः पित्तवृद्धिलिङ्गश्च रक्तजः ॥**
**कफवन्मेदसा वृद्धिर्मृदुस्तालफलोपमः ॥ ५ ॥**

વાયુથી ભરેલી મસક (અથવા રબ્બરનો ફુક્કો) જેવી હાથને લાગે છે તેવી વાતજન્ય અંડવૃદ્ધિ હોય છે. અને તેમાં કારણ વિના પીડા થાય છે. પિત્તજન્ય વધરાવળ પાકેલાં ઉમ્બરાનાં ફળ જેવી લાગે છે અને તેમાં બળત્રા ગરમી તથા પાક થાય છે. કફજન્ય વધરાવળ ટાઢી, ભારે, સ્નિગ્ધ, કડણ, ઓછી પીડાવાળી તથા ખંજવાળવાળી હોય છે. રક્તજન્ય વધરાવળમાં પિત્તજન્યનાં બધાં લક્ષણો ઉપરાંત કાળા ફોડલાઓ થાય છે. જે અંડવૃદ્ધિ મેદમાંથી થાય છે, તે કફજનિત અંડવૃદ્ધિની પેઠે મૃદુ અને તાડફળ જેવી રંગે તથા આકૃતિમાં હોય છે.

**મૂત્રજ અંડવૃદ્ધિનાં લક્ષણો[4]**

**मूत्रधारणशीलस्य मूत्रजः स तु गच्छतः ॥**
**अम्भोभिः पूर्णदृतिवत् क्षोभं याति सरुङ् मृदुः ॥ ६ ॥**
**मूत्रकृच्छ्रमधः स्याच्च चालयन्फलकोशयोः ॥**

પેશાબ પકડી રાખવાની જેની આદત હોય છે, તેને આ રોગ થાય છે. મૂત્રજ અંડવૃદ્ધિ ચાલતી વખતે પાણી ભરેલી પખાલની પેઠે ડબક ડબક હાલે છે, તથા તેનો અવાજ પણ તેવો થાય છે. અને સ્પર્શ કરતાં કોમળ લાગે છે. તેનાથી પેશાબ કરતાં થોડી વેદના

---

૧ वृद्धि (दोषज)=વધરાવળ=Orchitis. २ रक्तवृद्धि=Hoematocele. ३ मेदोवृद्धि=Elephantiasis of Sorotum. ४ मूत्रजवृद्धि=Hydrocele. १ थी ३ वा.नि.अ.११ श्लो.२१थी२४. ४थी८ वा.नि.अ.११ श्लो.२५थी२८.

થાય છે. અને અંડકોષ એટલો લાંબો થાય છે કે, તેને લગાર ગતિ મળતાં તે બે પગ વચ્ચે ઝોલાં ખાતો અથડાય છે.

અંત્રવૃદ્ધિ–સારણ-નાં લક્ષણો[1]

वातकोपिभिराहारैः शीततोयावगाहनैः ॥ ७ ॥
धारणेरणभाराध्वविषमाङ्गप्रवर्तनैः ॥
क्षोभणैः क्षोभितोऽन्यैश्च क्षुद्रान्त्रावयवं यदा ॥ ८ ॥
पवनो विगुणीकृत्य स्वनिवेशादधो नयेत् ॥
कुर्याद्वङ्क्षणसन्धिस्थो ग्रन्थाभं श्वयथुं तदा ॥ ९ ॥
उपेक्ष्यमाणस्य च मुष्कवृद्धिमाध्मानरुक्स्तम्भवतीं स वायुः ॥
प्रपीडितोऽन्तःस्वनवान्प्रयाति प्रध्मापयन्नेति पुनश्च मुक्तः॥१०

વાયુ કુપિત થાય એવા પદાર્થોનો આહાર કરવાથી, શીતળ પાણીમાં ડુબકી મારવાથી, જેની ગતિ શરુ થઈ હોય, તેવા કોઈ પદાર્થની કે પ્રાણીની ગતિને પરાણે રોકવાથી, જે ગતિ આપી કે મેળવી ન શકાય, તેવી અશક્ય ગતિને ઉત્પન્ન કરવા માટે બળ અજમાવવાથી, ભારે બોજો ઉંચકી લેઈ જવાથી, લાંબી મજલ કરવાથી, અવયવો વિષમ રીતે ફેરવવાથી, અને આવાં બીજાં પ્રકોપક કારણોથી કોપાયમાન થયેલો વાયુ નાનાં આંતરડાંના એક ભાગને સંકોચી તેને સ્વસ્થાનમાંથી જ્યારે નીચે ખેંચી લાવે છે, ત્યારે તે, અંડવૃદ્ધિમાં રહીને ગાંઠના જેવો સોજો ઉત્પન્ન કરે છે.

આ પ્રમાણે પવનથી ફુલેલા દડા જેવી તીવ્ર વેદનાવાળી તથા સ્તબ્ધ અંત્રવૃદ્ધિની જો ઉપેક્ષા કરવામાં આવે (ઉપાય કરવામાં ન આવે) તો પછી વૃષણને દાબતાં તેમાં ભરાયલો વાયુ અવાજ કરતો ઉપર ચઢે છે.વૃષણને છોડી દેતાં વાયુ પાછો અંડકોશમાં ભરાઈ તેને ફુલાવે છે.

अन्त्रवृद्धिरसाध्योऽयं वातवृद्धिसमाकृतिः ॥ ११ ॥

આ અંત્રવૃદ્ધિ અસાધ્ય છે, અને તેમાં વાતવૃદ્ધિને મળતાં લક્ષણો થાય છે.*

इति वृद्धिनिदानम्

---

१ अन्त्रवृद्धि=Hernia=સારણ.

*ટીકાકારે બીજા ગ્રન્થમાંથી બ્રધ્નના નિદાન તરીકે નીચેનો શ્લોક લખ્યો છે:

अत्यभिष्यन्दिगुर्वामसेवनान्निचयङ्गतः ॥
करोति ग्रन्थिवच्छोथं दोषो वङ्क्षणसन्धिषु ॥
ज्वरशूलाङ्गसादाढयं तं ब्रध्नमिति निर्दिशेत् ॥

બહુ અભિષ્યન્દિ (ચીકણા) ભારે અને કાચા પદાર્થોના સેવનથી કોપેલો દોષ સાથળના મૂળમાં ગાંઠ જેવો સોજો ઉત્પન્ન કરે છે. જેથી તાવ, શૂળ અને ઢીલાપણું આવે છે, આ ગાંઠને બ્રધ્ન કહે છે. (બદ હોય એમ લાગે છે.)

९थी११वा.नि.अ.११श्लो.२९थी३१.

## गलगंडनिदान

निबद्धः श्वयथुर्यस्य मुष्कवल्लम्बते गले ॥
महान्वा यदि वा ह्रस्वो गलगण्डं तमादिशेत् ॥ १ ॥

પુરુષના ગળાપર જે મોટો કિંવા નાનો સોજો અંડકોષની પેઠે લટકે છે, તેને ગલગંડના નામથી (વૈદ્યો) ઓળખે છે.

**ગલગંડની સંપ્રાપ્તિ[1]**

वातः कफश्चापि गले प्रदुष्टौ मन्ये समाश्रित्य तथैव मेदः ॥
कुर्वन्ति गण्डं क्रमशस्त्रिलिङ्गैः समन्वितं तं गलगण्डमाहुः ॥२॥

ગળામાં દુષ્ટ થયેલા (બગડેલા) વાત, કફ અને મેદ ગળાની પાછળની રગોમાં રહીને ક્રમથી પોતપોતાનાં લક્ષણોયુક્ત એવી જે ગાંઠો ઉત્પન્ન કરે છે, તે ગલગંડ કહેવાય છે.

**વાતિક ગલગંડનાં લક્ષણો.**

तोदान्वितः कृष्णशिरावनद्धः श्यावोऽरुणो वा पवनात्मकस्तु॥
पारुष्ययुक्तश्चिरवृद्ध्यपाको यदृच्छया पाकमियात्कदाचित् ३
वैरस्यमास्यस्य च तस्य जन्तोर्भवेत्तथा तालुगलप्रशोषः ॥

વાતમાંથી જે ગલગંડ ઉત્પન્ન થાય છે, તેમાં સોયો ખોંચ્યા જેવી પીડા થાય છે, અને તે ગલગંડ કાળી નસોથી વ્યાપ્ત તથા રંગે આશમાની કે રાતો હોય છે. ગલગંડની ગાંઠો સ્પર્શ કરતાં ખડબચડી લાગે છે. તે (ગાંઠો) ઘણી લાંબી મુદતે વૃદ્ધિ પામે છે અને પાકતી નથી, અથવા કદાચિત્ એની મેળે પાકે છે. આ ગલગંડના રોગીનું મોઢું બેસ્વાદ રહે છે, અને તેનું તાળવું તથા ગળું સુકાય છે.

**કફજ ગલગંડનાં લક્ષણો.**

स्थिरः सवर्णो गुरुरुग्रकण्डूः शीतो महांश्चापि कफात्मकस्तु॥४
चिराभिवृद्धिं भजते चिराद्वा प्रपच्यते मन्दरुजः कदाचित् ॥
माधुर्यमास्यस्य च तस्य जन्तोर्भवेत्तथा तालुगलप्रलेपः ॥५॥

કફજનિત ગલગંડની ગાંઠો સ્થિર, થોડી પીડાવાળી, જડ, અત્યંત ખરજયુક્ત, શીતળ, મોટી અને રંગે ચામડીના જેવી હોય છે. તે બહુ દિવસે વધે છે. અને ઘણી વાર લાગ્યા પછી કદાચિત્ પાકે છે. તેના રોગીનું મોઢું સ્વાદમાં ગળચટું બને છે, અને તેનું તાળવું તથા ગળું કફથી લેપાયલું રહે છે.

**મેદજ ગલગંડનાં લક્ષણો.**

स्निग्धो गुरुः पाण्डुरनिष्टगन्धो मेदोभवः स्वल्परुजोऽतिकण्डूः
प्रलम्बतेऽलाबुवदल्पमूलो देहानुरूपक्षयवृद्धियुक्तः ॥६॥
स्निग्धास्यता तस्य भवेच्च जन्तोर्गलेऽनुशब्दं कुरुते च नित्यम्॥

જે ગલગંડની ગાંઠો મેદમાંથી થાય છે તે, તેલના જેવી ચીકણી, જડ, ધોળા રંગની, બદબો મારતી, મંદ પીડાયુક્ત અને ઘણી ખરજવાળી હોય છે. એ તુંબડીની પેઠે ઝુલતી રહે છે અને મૂળમાં, એટલે જ્યાં તે થઈ હોય છે ત્યાં, નાની હોય છે. રોગીનું શરીર જેમ જાડું કે પાતળું

१ गलगंड=Goitre २थी५ सु.नि.अ.११ श्लो.१७थी २०. ६,७ सु.नि.अ.११ श्लो.२१.

થતું જાય છે. તેમ આ ગાંઠો વૃદ્ધિ કિંવા ક્ષીણતા (શુષ્કતા) પામે છે. તેનાથી દર્દીનું મુખ તેલ ચોપડયાની પેઠે ચીકણું દેખાય છે, અને તેના ગળામાંથી હમેશાં અવાજ નીકળ્યા કરે છે.

**ગલગંડનાં અસાધ્ય લક્ષણો.** **कृच्छ्राच्छ्वसन्तं मृदुसर्वगात्रं संवत्सरातीतमरोचकार्तम् ॥ क्षीणं च वैद्यो गलगण्डजुष्टं भिन्नस्वरं चापि विवर्जयेत्तु ॥७॥**

જે ગલગંડનો રોગી મુશ્કેલીથી શ્વાસ લેતો હોય; જેનું સર્વ શરીર કોમળ થઈ ગયું હોય; જે રોગીને ગલગંડ થયાને એક વર્ષ થઈ ગયું હોય; જે રોગી અરોચક અને સ્વર ભેદથી પીડિત હોય અને જે સુકાઇને હાડપિંજર થયેલો હોય, તે ગલગંડથી પીડિત રોગીની વૈદ્યે આશા મૂકવી.

इति गलगण्डनिदानम्

## गण्डमालापचिनिदानं

**कर्कन्धुकोलामलकप्रमाणैः कक्षांसमन्यागलवङ्क्षणेषु ॥**
**मेदःकफाभ्यां चिरमन्दपाकैः स्याद्गण्डमाला बहुभिस्तु गण्डैः**
**ते ग्रन्थयः केचिदवाप्तपाकाः स्रवन्ति नश्यन्ति भवन्ति चान्ये॥**
**कालानुबन्धं चिरमादधाति सैवापचीति प्रवदन्ति केचित् ॥**

મેદ અને કફથી, બગલ, ખભા, ઓડ, ગળું અને આડસંધિ(સાથળના મૂળમાં બદ થવાનું ઠેકાણું), એટલે ઠેકાણે નાના ચણીબોર જેવડી, કિંવા મોટા બોર જેવડી, કિંવા આંબળાં જેવડી, જે ઘણી ગાંઠો થાય છે, અને જે બહુ દિવસે ધીરે ધીરે પાકે છે, તે ગાંઠોની હારને ગંડમાલા કહે છે.

તે ગાંઠોમાંથી થોડી પાકે છે, કેટલીકમાંથી રસી ઝરે છે, કેટલીક મટી જાય છે અને બીજી નવી ઉત્પન્ન પણ થાય છે, તથા તેની પીડા ઘણા દિવસ રહે છે; આ ગાંઠોને કેટલાક અપચીના નામથી ઓળખે છે. (ગાંઠોની હાર હોય તો ગંડમાળા અને છૂટી છૂટી હોય તો એ અપચી કહેવાય છે. જુવો માધવની ટીકા.)

**અપચીનાં સાધ્યાસાધ્ય લક્ષણો.** **साध्याःस्मृताः, पीनसपार्श्वशूल- कासज्वरच्छर्दियुता न साध्याः ॥ २**

આ ગાંઠો સાધ્ય છે: પણ તે સાથે જો રોગીને પીનસ, પડખામાં શૂળ, ખાંસી, તાવ અને ઉલટી હોય, તો તે અસાધ્ય છે એમ સમજવું.

इति गण्डमालापचीनिदानम्

१ गण्डमाला अपची=Scrofula. १ सु.नि.अ.११ श्लो. २.

## ग्रन्थिनिदान

वातादयो मांसमसृक्प्रदुष्टाः सन्दूष्य मेदश्च तथा शिराश्च ॥
वृत्तोन्नतं विग्रथितं तु शोथं कुर्वन्त्यतो ग्रन्थिरिति प्रदिष्टः॥१॥

અત્યંત દુષ્ટ થયેલા વાતપિત્તાદિ દોષો, માંસ, રક્ત, મેદ અને શિરાઓને દુષ્ટ કરીને (શરીરના કોઇપણ ભાગમાં) ગોળ, ઉંચો, ગાંઠોવાળો અને કઠણ જે સોજો ઉત્પન્ન કરે છે; તેને ગ્રંથિનું નામ આપ્યું છે.

**વાતજ ગ્રંથિનાં લક્ષણો.** आयम्यते वृश्च्यति तुद्यते च प्रत्यस्यते मथ्यति भिद्यते च ॥
कृष्णो मृदुर्बस्तिरिवाततश्च भिन्नः स्रवेच्चानिलजोऽस्रमच्छम्

વાતજનિત ગ્રંથિમાં નીચેનાં લક્ષણો થાય છે. એ ગાંઠોને ખેંચીને જાણે કોઈ લાંબી કરતું હોય, કોઈ કાપી નાંખતું હોય; કોઈ તેમાં સોયો ભોંકતું હોય, કોઈ તેને એક જગ્યાથી બીજી જગ્યાપર બળથી ફેંકી દેતું હોય; તેનું કોઈ મંથન કરતું હોય અથવા કોઈ તોડી નાંખતું હોય એવી તેમાં વેદના થાય છે. તે (ગાંઠો) કાળા રંગની, પોચી અને બસ્તી જેવી પ્હોળી હોય છે—આ ગાંઠો ફૂટતાં તેમાંથી સ્વચ્છ લોહી ઝરે છે.

**પિત્તજ ગ્રંથિનાં લક્ષણો.** दन्दह्यते धूप्यति चूष्यते च पापच्यते प्रज्वलतीव चापि ॥
रक्तः सपीतोऽप्यथवापि पित्ताद्भिन्नः स्रवेदुष्णमतीव चास्रम् ३

પિત્તજન્ય ગ્રંથિ (ગાંઠ)માં નીચેનાં લક્ષણો થાય છે. ગાંઠમાં બળત્રા, સંતાપ, ચોપ અને પાક બહુ થાય છે. તથા એ ઠેકાણે જાણે શરીર બળતું હોય એવી વેદના થાય છે. ગાંઠ ઘણી પાકી જાય છે અને પાકતાં બહુ બળે છે. તે રંગે રાતી કિંવા લગાર પીળાશ-પર હોય છે, અને જ્યારે તે ફૂટે છે ત્યારે તેમાંથી બગડેલું ઘણું લોહી વહી જાય છે.

**કફજ ગ્રંથિનાં લક્ષણો.** शीतोऽविवर्णोऽल्परुजोऽतिकण्डूः पाषाणवत्संहननोपपन्नः ॥
चिराभिवृद्धश्च कफप्रकोपाद्भिन्नः स्रवेच्छुक्लघनं च पूयम् ४

કફજન્ય ગ્રંથિમાં નીચેનાં લક્ષણો થાય છે. એ ગાંઠો સ્પર્શ કરતાં શીતળ અને રંગે ચામડી જેવા રંગની હોય છે. આ ગ્રંથિથી દુઃખ થોડું થાય છે, અને તેમાં વલૂર ઘણી આવે છે, તે પથ્થરના જેવી કઠણ અને મોટી હોય છે, અને લાંબી મુદતે તેના કદમાં વૃદ્ધિ થાય છે. આ ગાંઠો ફૂટતાં સફેદ અને જાડું પરુ વહે છે.

**મેદજ ગ્રંથિનાં લક્ષણો.** शरीरवृद्धिक्षयवृद्धिहानिः स्निग्धो महान्कण्डुयुतोऽरुजश्च ॥
मेदःकृतो गच्छति चात्र भिन्ने पिण्याकसर्पिःप्रतिमं तु मेदः ॥

જે ગ્રંથી મેદમાંથી થાય છે, તે જેમ શરીર વધે ઘટે તેમ વધે ઘટે છે. તે તેલના જેવી ચીકણી, મોટી અને ખંજવાળયુક્ત તથા પીડા રહિત હોય છે. આ ગાંઠો ફુટતાં તેમાંથી તલના ખોળ જેવો કે ઠરેલા ઘી જેવો મેદ (ચરબી) નીકળે છે.

---

२ थी ५ सु.नि.अ.११ श्लो. २ थी ५.

શિરાજ ગ્રંથિની સંપ્રાપ્તિ

व्यायामजातैरबलस्य तैस्तैराक्षिप्य वायुस्तुशिराप्रतानम् ॥
सङ्कुच्य संपीड्य विशोष्य चापि ग्रन्थिं करोत्युन्नतमाशुवृत्तम् ६

અત્યંત પરિશ્રમ પડે એવી મહેનત કે કસરત જો નિર્બળ શરીરવાળો પુરુષ કરે તો તેથી કુપિત થયેલો વાયુ શિરાઓનાં જાળને ખેંચી, સંકોચી, દબાવી તથા પોતાના રુક્ષ ગુણથી સૂકાવી નાંખી, એક ઉંચી ગાંઠ કરે છે, જે શિરાજન્યગ્રંથિ કહેવાય છે.

શિરાજ ગ્રંથિનાં સાધ્યાસાધ્ય લક્ષણો.

ग्रन्थिः शिराजः स च कृच्छ्रसाध्यो भवेद्यदि स्यात्सरुजश्चलश्च
स चारुजश्चाप्यचलो महांश्च मर्मोत्थितश्चापि विवर्जनीयः ॥७

આ શિરાજગ્રંથિ જો પીડાયુક્ત અને ચંચળ હોય તો કષ્ટસાધ્ય સમજવી. પણ જો શિરાજગ્રંથિ શરીરમાંના એકાદા મર્મસ્થાનપર થઈ હોય, મોટી અને સ્થિર તથા પીડા વગરની હોય તો તે અસાધ્ય છે.

इति ग्रन्थिनिदानम्

## अर्बुदनिदानं[1]

અર્બુદના સંપ્રાપ્તિ

गात्रप्रदेशे क्वचिदेव दोषाः संमूर्च्छिता मांसमसृक्प्रदूष्य ॥
वृत्तं स्थिरं मन्मरुजं महान्तमनल्पमूलं चिरवृद्ध्यपाकम् ॥१॥
कुर्वन्ति मांसोच्छ्रयमत्यगाधं तदर्बुदं शास्त्रविदो वदन्ति ॥

વિકારયુક્ત થયેલા દોષો માંસ અને લોહીને પણ બગાડી શરીરના કોઈ પણ ભાગ ઉપર ગોળ, સ્થિર, મંદ પીડાયુક્ત, મોટી, અંદરથી ઉંડી ગયેલી, લાંબી મુદતે વધનારી તથા ન પાકનારી એવી જે માંસની ઉપસેલી ગાંઠ ઉત્પન્ન કરે છે, તેને આયુર્વેદને જાણનારાઓ અર્બુદવ્યાધિ કહે છે.

અર્બુદની સંખ્યા.

वातेन पित्तेन कफेन चापि रक्तेन मांसेन च मेदसा च ॥ २ ॥
तज्जायते तस्य च लक्षणानि ग्रन्थेः समानानि सदा भवन्ति ॥

વાયુથી, પિત્તથી, કફથી, રક્તથી, માંસથી અને મેદથી, એવો છ પ્રકારનો અર્બુદરોગ થાય છે. તેમનાં લક્ષણો સાધારણ રીતે હમ્મેશાં ગ્રંથિ જેવાં હોય છે.

રક્તાર્બુદનાં લક્ષણો.

दोषः प्रदुष्टो रुधिरं शिराश्च सङ्कुच्य संपीड्य ततस्त्वपाकम् ३
सास्रावमुन्नह्यति मांसपिण्डं मांसाङ्कुरैराचितमाशु वृद्धम् ॥
करोत्यजस्रं रुधिरप्रवृत्तिमसाध्यमेतद्रुधिरात्मकं तु ॥४॥
रक्तक्षयोपद्रवपीडितत्वात्पाण्डुर्भवेदर्बुदपीडितस्तु ॥

વિકારયુક્ત થયેલો દોષ લોહીને તથા શિરાઓને ખેંચી તેને દબાવીને ન પાકે એવા, સ્રાવવાળા, માંસના અંકુરોથી વીંટાયેલા, અને તુરત વધે એવા માંસના પિંડને ઉંચો કરે છે.

---

1 अर्बुद=Tumour. ६,७ सु. नि. अ. ११ श्लो. ६, ७. १ सु. नि. अ. ११ श्लो. १०. २ थी ६ सु. नि. अ. ११ श्लो. ११ थी १५.

ઉપસાવે છે. તેમાંથી ખરાબ લોહી નિરંતર વહ્યા કરે છે. આ રક્તાર્બુદ અસાધ્ય છે, અને તેનો રોગી લોહીના ક્ષયથી થતા ઉપદ્રવોથી પીડાઇને ફીક્કો પડી જાય છે.

માંસાર્બુદની સંપ્રાપ્તિ

**मुष्टिप्रहारादिभिरर्दितेऽङ्गे मांसं प्रदुष्टं जनयेद्धि शोथम् ॥५॥**
**अवेदनं स्निग्धमनन्यवर्णमपाकमश्मोपममप्रचाल्यम् ॥**
**प्रदुष्टमांसस्य नरस्य गाढमेतद्भवेन्मांसपरायणस्य ॥ ६ ॥**
**मांसार्बुदं त्वेतदसाध्यमुक्तं**

મુષ્ટિપ્રહાર વગેરેથી શરીરને પીડા થવાથી બગડેલું માંસ, સોજો ઉત્પન્ન કરે છે. આ સોજો બીજા સોજાની માફક દુઃખતો નથી અને તે રંગે ચળકતો, ન પાકે એવો ચામડીના રંગનો પથ્થર જેવો કઠણ અને સ્થિર હોય છે. જે માણસનું માંસ બગડેલું હોય છે, તથા જે દરરોજ માંસાહાર કરે છે, તેને આ માંસાર્બુદ ઘણું કરી થાય છે. આ અર્બુદને અસાધ્ય કહ્યો છે.

સાધ્યાસાધ્ય પ્રકાર

**साध्येष्वपीमानि तु वर्जयेच्च ॥**
**संप्रस्रुतं मर्मणि यच्च जातं स्रोतःसु वा यच्च भवेदचाल्यम् ॥७॥**

અર્બુદોની સાધ્ય જાતોમાં પણ જે અર્બુદમાંથી રસી ઝરતી હોય, જે મર્મસ્થાનપર થયો હોય, જે અંદરના કે બ્હારના સ્રોતમાં થયો હોય તથા જે સ્થિર હોય તેને અસાધ્ય ગણવો.

અધ્યર્બુદનાં લક્ષણો

**यज्जायतेऽन्यत्खलु पूर्वजाते ज्ञेयं तदध्यर्बुदमर्बुदज्ञैः ॥**

એક અર્બુદ રોગ ઉપર અર્બુદની બીજી ગાંઠ ઉપડે, તેને અધ્યર્બુદ કહે છે.

દ્વિરર્બુદ

**यद्द्वन्द्वजातं युगपत्क्रमाद्वा द्विरर्बुदं तच्च भवेदसाध्यम् ॥ ८ ॥**

એક સમયે કિંવા એક પછી એક, એમ શરીરના એક જ ભાગપર પાસે પાસે જો બે અર્બુદ થાય તો તેને દ્વિરર્બુદ કહે છે; આ અસાધ્ય છે.

અર્બુદ રોગ પાકતો નથી તેનું કારણ

**न पाकमायान्ति कफाधिकत्वात् मेदोबहुत्वाच्च विशेषतस्तु ॥**
**दोषस्थिरत्वाद्ग्रथनाच्च तेषां सर्वार्बुदान्येव निसर्गतस्तु ॥९॥**

કફ અધિક હોવાને લીધે, મેદનો ભાગ પુષ્કળ હોવાને લીધે, દોષ એક જગોપર સ્થિર રહેવાને લીધે, અને દોષની ગાંઠ પડી જવાને લીધે બધી જાતના અર્બુદ રોગો સ્વભાવથી પાકતા નથી.

इति अर्बुदनिदानम्

---

# श्लीपदनिदानं

શ્લીપદ (હાથીપગાં)ના સંપ્રાપ્તિ

**यः सज्वरो वङ्क्षणजो भृशार्तिः शोथो नृणां पादगतः क्रमेण ॥**
**तच्छ्लीपदं स्यात्करकर्णनेत्रशिश्नौष्ठनासास्वपि केचिदाहुः॥१॥**

જે સોજો પહેલવહેલાં આડસંધિમાં ઉત્પન્ન થઈ, પછી ધીમે ધીમે પગ ઉપર નીચે ઉતરતો જાય છે, અને જેની સાથે રોગીને તાવ પણ આવે છે. તે સોજાને શ્લીપદ–હાથીપગું કહે છે. (અહિં સોજો સાથળના મૂળમાં થાય છે એમ લખ્યું છે. પણ મૂળ દોષો સાથળના

---

૧ श्लीपद=હાથી પગું=Elephantiasis. ૭ થી ૯ सु. नि. अ. ११ श्लो १२ थी १६

મૂળમાં ઉત્પન્ન થઈ નીચે ઉતરી પગમાં સોજો ઉત્પન્ન કરે છે; એમ આશય છે. (જુઓ સુશ્રુત અ૦ ૧૧). કેટલાકના કહેવા પ્રમાણે આ રોગ હાથ, કાન, નેત્ર, શિશ્ન, હોઠ અને નાક ઉપર પણ થાય છે.

**વાતજ શ્લીપદનાં લક્ષણો.** **वातजं कृष्णरूक्षं च स्फुटितं तीव्रवेदनम् ॥**
**अनिमित्तरुजं तस्य बहुशो ज्वर एव च ॥ २ ॥**

વાયુજન્ય જે હાથીપગું છે, તે રંગે કાળું તથા દેખાવે ખરબચડું, ફાટેલું, તીવ્ર વેદના-યુક્ત અને કારણ વગર દુઃખાવાવાળું હોય છે. તેમાં ઘણું કરી રોગીને તાવ આવે છે.

**પિત્તજ શ્લીપદનાં લક્ષણો.** **पित्तजं पित્તसङ्काशं दाहज्वरयुतं मृदु ॥**

પિત્તમાંથી થયેલું હાથીપગું પીળા રંગનું હોય છે અને તેમાં બળત્રા થાય છે, તથા તાવ આવે છે; સ્પર્શ કરતાં તે મૃદુ લાગે છે.

**શ્લૈષ્મિક શ્લીપદનાં લક્ષણો.** **श्लैष्मिकं स्निग्धवर्णं च श्वेतं पाण्डु गुरु स्थिरम् ॥ ३ ॥**

કફજન્ય હાથીપગું, ચળકતું, સફેદ, ફીકું, જડ અને કઠણ હોય છે.

**શ્લીપદનાં અસાધ્ય લક્ષણો.** **वल्मीकमिव सञ्जातं कण्टकैरुपचीयते ॥**
**अब्दात्मकं महत्तच्च वर्जनीयं विशेषतः ॥ ४ ॥**

રાફડા પેઠે કાણાં કાણાંવાળું થઈ ગયેલું તથા માથે કાંટા પથરાઈ ગયા હોય એવું દેખાતું, એક વર્ષનું જુનું તથા ઘણું મોટું થઈ ગયેલું હાથીપગું અસાધ્ય છે.

**શ્લીપદમાં કફનું પ્રાધાન્ય** **त्रीण्यप्येतानि जानीयात् श्लीपदानि कफोच्छ्रयात् ॥**
**गुरुत्वं च महत्त्वं च यस्मान्नास्ति कफं विना ॥ ५ ॥**

ઉપર વર્ણવેલા ત્રણે શ્લીપદોમાં કફનું બળ અધિક રહે છે. કારણ કે મોટાપણું અને જડપણું તેના વિના આવતું નથી.

**કેવા દેશમાં શ્લીપદ વ્યાધિનું જોર વિશેષ હોય છે?** **पुराणोदकभूयिष्ठाः सर्वर्तुषु च शीतलाः ॥**
**ये देशास्तेषु जायन्ते श्लीपदानि विशेषतः ॥ ६ ॥**

જેમાં જુનું પાણી ભરાઈ રહેતું હોય એવા તથા બધી ઋતુઓમાં ઠંડા દેશોમાં, ઘણું કરી આ શ્લીપદ વ્યાધિનો ઉદ્‌ભવ વિશેષ થાય છે.

**શ્લીપદનાં બીજા અસાધ્ય લક્ષણો.** **यच्छ्लेष्मलाहारविहारजातं पुंसः प्रकृत्या च कफात्मकस्य ॥**
**सास्रावमत्युन्नतसर्वलिङ्गं सकण्डुरं श्लेष्मयुतं विवर्ज्यम् ॥७॥**

કફપ્રકૃતિના માણસને કફકારક આહારવિહારથી થયેલું, સ્રાવવાળું બહુ ઊંચુ થયેલું ખંજવાળવાળું તથા સર્વ દોષોના ચિન્હોવાળું હાથીપગું ત્યાગ કરવા યોગ્ય—અસાધ્ય—છે.

इति श्लीपदनिदानम्

# विद्रधिनिदान

**વિદ્રધિની સંપ્રાપ્તિ તથા સંખ્યા[1]**

**त्वग्रक्तमांसमेदांसि प्रदूष्यास्थिसमाश्रिताः ॥**
**दोषाः शोथं शनैर्घोरं जनयन्त्युच्छ्रिता भृशम् ॥ १ ॥**
**महामूलं रुजावन्तं वृत्तं वाप्यथवायतम् ॥**
**स विद्रधिरिति ख्यातो विज्ञेयः षड्विधश्च सः ॥ २ ॥**
**पृथग्दोषैः समस्तैश्च क्षतेनाप्यसृजा तथा ॥**
**षण्णामपि हि तेषां तु लक्षणं संप्रवक्ष्यते ॥ ३ ॥**

અત્યંત વૃદ્ધિ પામેલા તથા હાડકાંનો આશ્રય કરી રહેલા વાતાદિ દોષો ત્વચા, લોહી, માંસ અને મેદને બગાડી, ધીમે ધીમે ભયંકર સોજો ઉત્પન્ન કરે છે. આ સોજાનું મૂળ ઊંડું—અસ્થિ (હાડકાં) પર્યંત ગયેલું હોય છે, આ સોજો, ઘણો પીડાકારક, ગોળ અથવા લાંબો હોય છે, અને તેને વિદ્રધિ કહે છે. આ વિદ્રધિ રોગ ૭ પ્રકારનો છે. વાતપિત્તાદિ જુદા જુદા દોષોથી ૩, સન્નિપાતથી ૧, ક્ષતથી ૧ અને રક્તથી ૧. તેમનાં લક્ષણો ક્રમાનુસાર નીચે કહેવામાં આવ્યાં છે.

**વાતજ વિદ્રધિનાં લક્ષણો.**

**कृष्णोऽरुणो वा विषमो भृशमत्यर्थवेदनः ॥**
**चित्रोत्थानप्रपाकश्च विद्रधिर्वातसम्भवः ॥ ४ ॥**

વાતજ વિદ્રધિ રંગે કાળી, રાતી અને વિષમ એટલે કદાપિ નાની અને કદાપિ મોટી હોય છે. વળી તે અત્યંત વેદનાયુક્ત હોય છે, અને તેનાં ઉત્પત્તિ તથા પાક (સોજો પાકવો તે) ઘણી જાતનાં થાય છે.

**પિત્તજ વિદ્રધિનાં લક્ષણો.**

**पक्वोदुम्बरसङ्काशः श्यावो वा ज्वरदाहवान् ॥**
**क्षिप्रोत्थानप्रपाकश्च विद्रधिः पित्तसम्भवः ॥ ५ ॥**

પિત્તજ વિદ્રધિ પાકેલા ઊંબરા જેવી દેખાવમાં, તથા રંગે શ્યામ હોય છે. તે થતાં સાથે રોગીને તાવ આવે છે. વળી તેમાં ઉત્પત્તિ તથા પાક જલદીથી થાય છે.

**કફજ વિદ્રધિનાં લક્ષણો.**

**शरावसदृशः पाण्डुः शीतः स्निग्धोऽल्पवेदनः ॥**
**चिरोत्थानप्रपाकश्च विद्रधिः कफसम्भवः ॥ ६ ॥**

કફજ વિદ્રધિ કોડીઆ જેવી મોટી, ધોળાશ પડતી, શીતળ, ચીકણી તથા થોડી વેદનાવાળી હોય છે, તેનાં ઉત્પત્તિ અને પાક લાંબે વખતે થાય છે.

**પાક્યા પછી વિદ્રધિમાંથી થતો સ્રાવ**

**तनुपीतसिताश्चैषामास्रावाः क्रमशः स्मृताः ॥**

ઉપર જણાવેલી ત્રણે પ્રકારની વિદ્રધિ પાક્યા પછી તેમાંથી વાત, પિત્ત તથા કફને લીધે ક્રમથી પાતળું, પીળું તથા ધોળું પરુ આવે છે.

**સન્નિપાતજ વિદ્રધિનાં લક્ષણો.**

**नानावर्णरुजास्रावो घाटालो विषमो महान् ॥ ७ ॥**
**विषमं पच्यते चापि विद्रधिः सान्निपातिकः ॥**

---

१ विद्रधि=Abscess=ગડ. १.२ सु.नि.अ.९ श्लो.२. ३ थी ६ सु.नि.अ.९ श्लो.३ थी ६. ७ थी १० सु.नि.अ.९ श्लो.७ थी ९.

સન્નિપાતજ વિદ્રધિમાં ઘણી જાતની પીડા થાય છે, તેનો રંગ વિચિત્ર હોય છે તથા પાકયા પછી તેમાંથી ઘણા પ્રકારનું પરુ વહે છે, આ વિદ્રધિ ઊંચી અણીવાળો, તથા અતિ મોટો હોય છે; તથા તે વખતે પાકે છે અને વખતે નથી પણ પાકતો.

**અભિઘાતજ વિદ્રધિની સંપ્રાપ્તિ**

**तैस्तैर्भावैरभिहते क्षते वाऽपथ्यकारिणः ॥ ८ ॥**
**क्षतोष्मा वायुविसृतः सरक्तं पित्तमीरयेत् ॥**
**ज्वरस्तृष्णा च दाहश्च जायते तस्य देहिनः ॥ ९ ॥**
**आगन्तुर्विद्रधिर्ज्ञेयः पित्तविद्रधिलक्षणः ॥**

લાકડી, વગેરેનો શરીર ઉપર માર પડવાથી, અથવા શરીર ઉપર કોઈ ઠેકાણે જખમ થયાથી, એ વખતે પથ્ય સેવન ન કરનાર માણસના કુપિત થયેલા વાયુથી શરીરમાં ઘાની ગરમી ફેલાય છે. તે (ગરમી) રક્ત સહિત પિત્તને કોપાયમાન કરી બળત્રા તથા તરશ સાથે તાવ લાવે છે. પિત્તજ વિદ્રધિનાં જે લક્ષણો વર્ણવ્યાં છે, તે આ અભિઘાતજન્ય આગંતુક વિદ્રધિમાં પણ થાય છે. આને આગંતુક વિદ્રધિ કહે છે.

**રક્તજ વિદ્રધિનાં લક્ષણો.**

**कृष्णस्फोटावृतः श्यावस्तीव्रदाहरुजाकरः ॥ १० ॥**
**पित्तविद्रधिलिङ्गस्तु रक्तविद्रधिरुच्यते ॥**

રક્તજ વિદ્રધિ, કાળી ફોલ્લીઓથી વ્યાપ્ત, શ્યામ રંગે હોય છે અને તેમાં બળત્રા, સણકા તથા તાવ હોય છે. રક્તજ વિદ્રધિ, પિત્તજ વિદ્રધિનાં લક્ષણો ઉપરથી વૈદ્યે ઓળખી લેવો.

**અંતર્વિદ્રધિનાં લક્ષણો.**

**पृथक् सम्भूय वा दोषाः कुपिता गुल्मरूपिणम् ॥ ११ ॥**
**वल्मीकवत्समुन्नद्धमन्तः कुर्वन्ति विद्रधिम् ॥**

કુપિત થયેલા દોષો, ભિન્ન ભિન્ન કે એકત્ર થઈને શરીરની અંદર ગુલ્મની ગાંઠના જેવી તથા રાફડા જેવી ઉંચી વિદ્રધિ ઉત્પન્ન કરે છે.

**વિદ્રધિ થવાની જગ્યાઓ.**

**गुदे बस्तिमुखे नाभ्यां कुक्षौ वङ्क्षणयोस्तथा ॥ १२ ॥**
**वृक्कयोः प्लीह्नि यकृति हृदये क्लोम्नि चाप्यथ ॥**
**एषामुक्तानि लिङ्गानि बाह्यविद्रधिलक्षणैः ॥ १३ ॥**
**गुदे वातनिरोधस्तु बस्तौ कृच्छ्राल्पमूत्रता ॥**
**नाभ्यां हिक्का तथाऽटोपः कुक्षौ मारुतकोपनम् ॥ १४ ॥**
**कटिपृष्ठग्रहस्तीव्रो वङ्क्षणोत्थे च विद्रधौ ॥**
**वृक्कयोः पार्श्वसङ्कोचः प्लीह्न्युच्छ्वासावरोधनम् ॥ १५ ॥**
**सर्वाङ्गप्रग्रहस्तीव्रो हृदि कम्पश्च जायते ॥**
**श्वासो यकृति हिक्का च क्लोम्नि पेपीयते पयः ॥ १६ ॥**

ગુદા, મૂત્રાશયનું મોઢું, નાભિ, કુખ, આડસંધિ, વૃક્ક (મૂત્રપિંડ), પ્લીહા, (તલ્લી), કલેજું, હૃદય અને કલોમ એટલે પિપાસાસ્થાન, એટલાં સ્થાનોમાં શરીરની અંદર વિદ્રધિ

---

૧૧ થી ૧૬ સુ. નિ. અ. ૯ શ્લો. ૯, ૧૧, ૧૩.

થાય છે. જેનાં ચિહ્નો બહારની વિદ્રધિને મળતાં હોય છે. તે ઉપરાંત નીચેનાં ખાસ લક્ષણો દેખાય છે. ગુદામાં વિદ્રધિ થતાં અપાન વાયુનો અટકાવ થાય છે, મૂત્રાશયમાં વિદ્રધિ થતાં પેશાબ મુશ્કેલીથી થોડો થોડો થાય છે. નાભિમાં થતાં, હેડકી સાથે પેડુમાં પીડા અને અકળામણ થાય છે. કુખમાં વિદ્રધિ થતાં વાયુનો કોપ થાય છે. વિદ્રધિ આડસંધિમાં થતાં કમ્મર અને બરડો મજબૂત રીતે ઝલાઈ જાય છે, કિંવા સર્વાંગ રહી જાય છે. વૃક્ક (મૂત્રપિંડ) માં થતાં પાંસળીઓનો સંકોચ થાય છે. પ્લીહા એટલે તલ્લીમાં થતાં શ્વાસોચ્છ્વાસ રુંધાય છે. હૃદયમાં થતાં સર્વાંગ (શરીરના બધા અવયવો) રહી જાય છે અને ધ્રુજારી છૂટે છે. કલેજાંમાં થતાં શ્વાસ સાથે હેડકીઓ આવે છે અને કલોમ એટલે પિપાસા સ્થાનમાં વિદ્રધિ થતાં રોગીને વારંવાર પાણી પીવાની ઇચ્છા થાય છે.

**વિદ્રધિના સ્રાવની ગતિ**

**नाभेरुपरिजाः पक्का यान्त्यूर्ध्वमितरे त्वधः ॥**
**अधः स्रुतेषु जीवेत्तु स्रुतेषूर्ध्वे न जीवति ॥ १७ ॥**

નાભિથી ઉપર વિદ્રધિ થાય છે, તે પાકયા પછી ફૂટતાં તેનો સ્રાવ (પરુ વહેવું, તે) મુખમાર્ગે થાય છે; અને જે વિદ્રધિ નાભિની નીચે થાય છે, તેનો સ્રાવ પાકયા પછી મલદ્વારને માર્ગે થાય છે. (પણ નાભિમાંજ થનારી વિદ્રધિનો સ્રાવ ઉપલા બંને માર્ગે થાય છે.) જો ગુદમાર્ગે તેનો સ્રાવ થાય તો રોગી ઉગરે છે, અને મુખ માર્ગે સ્રાવ થતાં તે મરણ પામે છે.

**વિદ્રધિનો સાધ્યાસાધ્ય વિચાર**

**हृन्नाभिबस्तिवर्ज्या ये तेषु भिन्नेषु बाह्यतः ॥**
**जीवेत्कदाचित्पुरुषो नेतरेषु कथञ्चन ॥ १८ ॥**
**साध्या विद्रधयः पञ्च विवर्ज्यः सान्निपातिकः ॥**
**आमपक्वविदग्धत्वं तेषां शोथवदादिशेत् ॥ १९ ॥**

હૃદય, નાભિ અને બસ્તિ સિવાયનાં (તલ્લી, કલોમાદિ) સ્થાનોપર થયેલી વિદ્રધિ જો બહાર ફૂટે છે તો કદાપિ રોગી ઉગરી જાય છે. પણ અન્ય સ્થાનોપર થયેલી વિદ્રધિ રોગીનો જીવ લે છે.

પહેલી પાંચ વિદ્રધિ સાધ્ય છે, પણ સન્નિપાતજ વિદ્રધિ અસાધ્ય છે. વિદ્રધિની કાચી, પાકી, તથા અતિ પાકી ગયેલી એ પ્રમાણે ત્રણે અવસ્થા સોજાના જેવીજ હોય છે.

**વિદ્રધિનાં અસાધ્ય લક્ષણો**

**आध्मातं बद्धनिष्यन्दं छर्दिहिक्कातृषान्वितम् ॥**
**रुजाश्वाससमायुक्तं विद्रधिर्नाशयेन्नरम् ॥ २० ॥**

જે વિદ્રધિમાં રોગીનું પેટ ચઢે, પરુને નીકળવાનો માર્ગ બંધ થઇ ગયો હોય, તથા દરદી ઉલટી, હેડકી, તૃષા, શ્વાસ અને સણકાથી પીડાતો હોય તે રોગીની વિદ્રધિ અસાધ્ય છે.

इति विद्रधिनिदानम्

---

१७,१८ सु.नि अ. ९ श्लो. १५,१६.   १९ (નીચલી પંક્તિ) वा.नि. अ. ११ श्लो. १६.
२० सु.सू.अ. ३३ श्लो. १६.

## व्रणशोथनिदानं[1]

व्रणनी संख्या

एकदेशोत्थितः शोथो व्रणानां पूर्वलक्षणम् ॥
षड्विधः स्यात्पृथक् सर्वरक्तागन्तुनिमित्तजः ॥ १ ॥
शोथाः षडेते विज्ञेयाः प्रागुक्तैः शोथलक्षणैः ॥
विशेषः कथ्यते तेषां पक्कापक्वविनिश्चये ॥ २ ॥

એકજ જગ્યાપર સોજો થયો હોય અને ત્યાંથી પછી અન્ય સ્થાનપર ન ફેલાયો હોય, તો સમજવું કે, હવે વ્રણ થશે. વાતાદિ જુદા જુદા દોષોથી ૩, સન્નિપાતથી ૧, રક્તથી ૧ અને આગંતુજ ૧, મળી ૭ પ્રકારના સોજા થાય છે. તેનાં લક્ષણો પ્હેલાં, સોજાનાં લક્ષણો કહ્યાં છે તેવાં જ છે. અહીં માત્ર સોજાની કાચી કિંવા પાકી સ્થિતિ સમજવા માટે જે વિશેષ જાણવાની જરૂર છે તે કહેવામાં આવશે.

વ્રણપાકનાં લક્ષણો

विषमं पच्यते वातात्पित्तोत्थश्चाचिराच्चिरम् ॥
कफजः पित्तवच्छोफो रक्तागन्तुसमुद्भवः ॥ ३ ॥

વાયુજન્ય સોજો પાકતાં વિષમ થાય છે, એટલે તેનો થોડો ભાગ પાકે છે, અને થોડો પાકતો નથી. પિત્તજન્ય સોજો ઘણો જલદીથી પાકી જાય છે. કફજન્ય વ્રણને પાકતાં વાર લાગે છે. રક્તજ અને આગંતુજ સોજા અને પિત્તજન્ય સોજા પેઠે ઘણી ત્વરાથી પાકે છે.

અપક્વ વ્રણનાં લક્ષણો

मन्दोष्मताऽल्पशोथत्वं काठिन्यं त्वक्सवर्णता ॥
मन्दवेदनता चैव शोथानामामलक्षणम् ॥ ४ ॥

અપક્વ સોજો હાથથી સ્પર્શ કરતાં સહેજ ગરમ લાગે છે, સોજો થોડો તથા કઠણ હોય છે, તેનો રંગ ચામડીના રંગ જેવોજ હોય છે; તથા તેમાં પીડા થોડી થાય છે.

પચ્યમાન સોજાનાં લક્ષણો

दह्यते दहनेनेव क्षारेणेव च पच्यते ॥
पिपीलिकागणेनेव दश्यते छिद्यते तथा ॥ ५ ॥
भिद्यते चैव शस्त्रेण दण्डेनेव च ताड्यते ॥
पीड्यते पाणिनेवान्तः सूचीभिरिव तुद्यते ॥ ६ ॥
सोषाचोषो विवर्णः स्यादङ्गुल्येवावपीड्यते ॥
आसने शयने स्थाने शान्तिं वृश्चिकविद्धवत् ॥ ७ ॥
न गच्छेदानतः शोथो भवेदाध्मातबस्तिवत् ॥
ज्वरस्तृष्णारुचिश्चैव पच्यमानस्य लक्षणम् ॥ ८ ॥

સોજો પાકતાં તેમાં અગ્નિથી બળ્યા જેવી બળતરા બળે છે અને તેના પર કોઈ ક્ષાર પદાર્થ લગાડ્યો હોય, તેવો ચણચણાટ થાય છે. વળી કીડીઓના ડંખ પ્રમાણે તેમાં વેદના થાય છે અને જાણે શસ્ત્રથી કોઈ કાપતું હોય, લાકડીથી મારતું હોય, હાથથી દબાવતું હોય,

---

૧ व्रणशोथ=Inflamation of wound.

અને સોયો ખોસતું હોય, તેવું અસહ્ય તીવ્ર દુ:ખ થાય છે. વળી અગ્નિમાં શેકાતો, અથવા વાયુથી ચૂસાતો હોય, તેવી વેદના થાય છે. તેનો રંગ બદલાય છે. અને આંગળીથી જાણે કોઈ ચોળતું હોય એવું લાગે છે. બેસતાં, સૂતાં કે ઉભા રહેતાં વિંછુના ડંખ પ્રમાણે તેમાંથી જે વેદના થયા કરે છે, તે લગારે ધીમી પડતી નથી. આ સોજો ફુલેલી પખાલની પેઠે કરચલી વગરનો હોય છે. આ સોજો પાકતો હોય છે ત્યારે રોગીને જ્વર, તૃષા અને અરુચિના ઉપદ્રવો ભોગવવા પડે છે.

**પક્વ વ્રણનાં લક્ષણો.**

**वेदनोपशमः शोथो लोहितोऽल्पो न चोन्नतः ॥**
**प्रादुर्भावो वलीनां च तोदः कण्डूर्मुहुर्मुहुः ॥ ९ ॥**
**उपद्रवाणां प्रशमो निम्नता स्फुटनं त्वचः ॥**
**बस्ताविवाम्बुसञ्चारः स्याच्छोथेऽङ्गुलिपीडिते ॥ १० ॥**
**पूयस्य पीडयत्येकमन्तमन्ते च पीडिते ॥**
**भक्ताकाङ्क्षा भवेच्चैतच्छोथानां पक्वलक्षणम् ॥ ११॥**

વ્રણ પાકી જતાં, વેદના શાંત થાય છે અને સોજો રાતા રંગનો થઈ થોડો ઉતરે છે, તેથી ત્વચાપર કરચલીઓ પડે છે. અંદર ચળવળાટ થઈ આવી વારંવાર વલૂર આવે છે, બળત્રા વગેરે ઉપદ્રવો તદ્દન મટી જાય છે. જે જગોપર સોજો ખૂબ ચઢી આવ્યો હોય છે, ત્યાંની જમીન પોચી થઇ તેમાં લગાર ખાડો પડે છે, તથા તે ઉપરની ચામડીમાં ચીરા પડે છે. સોજાવાળા ભાગને આંગળીથી દાબતાં બસ્તિમાંનું પાણી જેમ અહિં તહિં ખસી જાય છે, તેમ આમાં પણ પરુ આડું અવળું ખસતું જોવામાં આવે છે. સોજાના એક છેડાને દાબતાં પરુ બીજે છેડે ઉતરી જાય છે. અને અન્નપર રોગીની રુચિ થાય છે.

**સોજો પાકવામાં ત્રણે દોષનો સંબંધ**

**नर्तेऽनिलाद्रुङ्विना च पित्तं पाकः कफं चापि विना न पूयः॥**
**तस्माद्धि सर्वे परिपाककाले पचन्ति शोथांस्त्रय एव दोषाः १२**

વાયુ વિના પીડા થતી નથી અને પિત્ત વિના પાક થતો નથી, તેમ જ કફ વગર પરુ થતું નથી. મતલબ કે ત્રણે દોષો એકઠા થઇ સર્વ પ્રકારના સોજાને પકવે છે.

**પરુ પૂરું ન નીકળે તો તેથી નુકસાન**

**कक्षं समासाद्य यथैव वह्निर्वाय्वीरितः सन्दहति प्रसह्य ॥**
**तथैव पूयोप्यविनिःसृतो हि मांसं शिराःस्नायु च खादतीह**

ઘાસની ગંજીને આગ લાગતાં વાયુની સહાયતાથી તે જેમ બળીને રાખોડી થાય છે, તેમ વ્રણમાંનું પરુ પૂરું ન નીકળી ગયું હોય તો તે માંસને, શિરાઓને તથા સ્નાયુને ખાઈ જાય છે. (બધે પરુ થઇને શરીરનો એ ભાગ ખવાઈ જાય છે).

**आमं विदह्यमानं च सम्यक् पक्वं च लक्षणैः ॥**
**जानीयात्स भवेद्वैद्यः शेषास्तस्करवृत्तयः ॥ १४ ॥**

કાચા, પાકતા અને પૂરા પાકેલા વ્રણને જે વૈદ્યબારીકાઇથી ઓળખી શકે છે, તે જ વૈદ્ય; તે જ્ઞાન વગરના બીજા (વૈદાંની) ચોરીનો ધંધો કરનારા છે એમ સમજવું.

---

૧૨ सु.सू.अ.१७ श्लो.१२. १३ सु.सू.अ.१७ श्लो.१४. १४ सु.सू.अ.१७ श्लो.७.

કાચું વ્રણ છેદવાથી કિંવા પાકેલાં વ્રણની ઉપેક્ષા કરવાથી વૈદ્યને માથે દોષ

**यश्छिनत्त्याममज्ञानाद्यश्च पक्वमुपेक्षते ॥**
**श्वपचाविव मन्तव्यौ तावनिश्चितकारिणौ ॥ १५ ॥**

કાચાં વ્રણને પાકું સમજી અજ્ઞાનથી જે વૈદ્ય ફાડે છે, કિંવાપકવ વ્રણને ફોડવામાં બેદરકાર રહે છે. (એટલે નથી ફોડતો); એ બે નિશ્ચય વગર કામ કરનારા વૈદ્યોને ચાંડાલ જેવા જાણવા.

इति व्रणशोथनिदानम्.

## शारीरव्रणनिदान.[1]

વ્રણના ભેદો

**द्विधा व्रणः परिज्ञेयः शारीरागन्तुभेदतः ॥**
**दोषैराद्यस्तयोरन्यः शस्त्रादिक्षतसम्भवः ॥ १ ॥**

શારીરિક અને આગંતુક એવા વ્રણના બે ભેદ છે. શારીરવ્રણ વાત, પિત્તાદિ દોષથી થાય છે; અને શસ્ત્રાદિકના જખમથી ઉત્પન્ન થયેલો વ્રણ આગંતુક કહેવાય છે.

વાતિક વ્રણનાં લક્ષણો

**स्तब्धः कठिनसंस्पर्शो मन्दस्रावो महारुजः ॥**
**तुद्यते स्फुरति श्यावो व्रणो मारुतसम्भवः ॥ २ ॥**

વાયુમાંથી ઉત્પન્ન થયેલો વ્રણ અક્કડ હોય છે, અને સ્પર્શ કરતાં કઠણ લાગે છે. વળી તેમાંથી થોડી થોડી રસી ઝરે છે અને પીડા ઘણી થાય છે. તેમાં સોયો ખોસી હોય તેવી પીડા થાય છે અને સ્ફુરણા થાય છે. વાતજન્ય વ્રણ રંગે કાળું હોય છે.

પૈત્તિક વ્રણનાં લક્ષણો

**तृष्णामोहज्वरक्लेददाहदुष्टावदारणैः ॥**
**व्रणं पित्तकृतं विद्याद्गन्धैः स्रावैश्च पूतिकैः ॥ ३ ॥**

પિત્તજન્ય વ્રણમાં, તરશ લાગે છે, મૂર્ચ્છા આવે છે, તાવ આવે છે, વ્રણમાં રસીની ભીનાશ રહે છે, બળત્રા સાથે ચામડીમાં ફાટો પડે છે, તથા વ્રણમાંથી ખરાબ ગંધ અને ખરાબ રસી નીકળે છે.

કફજ વ્રણનાં લક્ષણો

**बहुपिच्छो गुरुः स्निग्धः स्तिमितो मन्दवेदनः ॥**
**पाण्डुवर्णोऽल्पसंक्लेदी चिरपाकी कफोद्भवः ॥ ४ ॥**

કફજવ્રણ ઘણી ચીકાશવાળો, ભારે, તેલીયા દેખાવનો, સ્થિર, ઓછી વેદનાવાળો, ફીકા રંગનો, અને થોડી ભીનાશવાળો હોય છે તથા તેને પાકતાં ઘણી વાર લાગે છે.

રક્તજ દ્વંદ્વજ અને ત્રિદોષજ વ્રણનાં લક્ષણો

**रक्तो रक्तस्रुती रक्ताद्द्वित्रिजः स्यात्तदन्वयैः ॥ ५ ॥**

રક્તજનિત વ્રણ લોહીના જેવા લાલ રંગનું હોય છે અને તેમાંથી લોહી ઝરે છે. એક કે બે દોષ અને રક્તથી થનારો વ્રણ, તે દ્વંદ્વજ અને ત્રણે દોષો અને રક્તના સંબંધથી થનારો વ્રણ, તે સન્નિપાત જ વ્રણ જાણવો.

---

૧ शारीरव्रण=Ulcer. १५ सु.सू.अ.१७ श्लो.१० २, ३ च.चि.अ.१३ श्लो.९ थी ११. ४ च.चि.अ.१३ श्लो.१३.

**સુખવ્રણનાં લક્ષણો.** **त्वङ्मांसजः सुखे देशे तरुणस्यानुपद्रवः ॥**
**धीमतोऽभिनवः काले सुखे साध्यः सुखव्रणः ॥ ६ ॥**

જે વ્રણ હૃદયાદિ મર્મસ્થાનોપર નથી હોતો, ત્વચા અને માંસમાં થાય છે. જેમાં જ્વર, તૃષાદિ એકે ઉપદ્રવ હોતો નથી, અને જે હેમંત, શિશિર વગેરે સુખકારક ઋતુમાં બુદ્ધિમાન્ પુરુષને નવો જ થયેલો હોય છે, તે સુખવ્રણ સુખસાધ્ય છે. ('બુદ્ધિમાન્ પુરુષ'ને એમ કહેવાનું કારણ એ છે કે, પોતાનું હિતાહિત જાણનાર માણસનો વ્રણ સહેલાઇથી મટે છે.)

**કૃચ્છ્રસાધ્ય અને અસાધ્ય વ્રણનાં લક્ષણો.** **गुणैरन्यतमैर्हीनस्ततः कृच्छ्रो व्रणः स्मृतः ॥**
**सर्वैर्विहीनो विज्ञेयः सोऽसाध्यो निरुपक्रमः ॥ ७ ॥**

ઉપર સુખવ્રણના જે ગુણો વર્ણવ્યા, તેમાંથી ઓછા ગુણ જે વ્રણમાં હોય તે કષ્ટસાધ્ય અને જેમાં તેમાંનો એક પણ ગુણ ન હોય, તે વ્રણ અસાધ્ય છે; એટલે ચિકિત્સા કરવા યોગ્ય નથી.

**દુષ્ટવ્રણનાં લક્ષણો.** **पूतिःपूयातिदुष्टासृक्स्राव्युत्सङ्गी चिरस्थितिः ॥**
**दुष्टो व्रणोऽतिगन्धादिः शुद्धलिङ्गविपर्ययः ॥ ८ ॥**

જે દુર્ગંધી વ્રણમાંથી ગંધાતું પરુ અને બગડેલું લોહી વહે તથા જે ઉપર ઉપસેલો, તથા અંદરથી પોલો હોય અને જે ન મટતાં ઘણા દિવસ એમનો એમ રહે, તેને દુષ્ટ વ્રણ જાણવો. આ વ્રણ શુદ્ધ વ્રણથી વિરુદ્ધ લક્ષણોવાળો તથા અતિશય ગંધ વગેરેથી યુક્ત હોય છે.

**શુદ્ધવ્રણનાં લક્ષણો.** **जिह्वातलाभोऽतिमृदुः श्लक्ष्णः स्निग्धोऽल्पवेदनः ॥**
**सुव्यवस्थो निरास्रावः शुद्धो व्रण इति स्मृतः ॥ ९ ॥**

જે વ્રણ દેખાવમાં જીભના તળા જેવો, અત્યંત મૃદુ, લીસો, સ્નિગ્ધ, થોડી વેદનાયુક્ત તથા સરખો બેઠેલો દેખાય અને જેમાંથી પરુનો કે રક્તનો સ્રાવ થતો નથી, તેને શુદ્ધ વ્રણ જાણવો.

**ભરાવાની હાલતમાં આવેલા વ્રણનાં લક્ષણો.** **कपोतवर्णप्रतिमा यस्यान्ताः क्लेदवर्जिताः ॥**
**स्थिराश्च पिटिकावन्तो रोहतीति तमादिशेत् ॥ १० ॥**

જે વ્રણની આજુબાજુની કોર, પારેવાના (હોલાના) રંગના જેવી અને સ્થિર, (એટલે જે કોર વધતી ઓછી ન થતાં, હોય તેટલી રહે છે.) હોય છે, તથા જેના પર ફોલ્લીઓ ફૂટી નીકળે છે, તેમજ જે વ્રણમાં ભીનાશ હોતી નથી, તે વ્રણ ભરાવાની સ્થિતિ પર આવ્યો છે એમ સમજવું.

**ભરાયલા વ્રણનાં લક્ષણો.** **रूढवर्त्मानमग्रन्थिमशूनमरुजं व्रणम् ॥**
**त्वक्सवर्णं समतलं सम्यग्रूढं तमादिशेत् ॥ ११ ॥**

જે વ્રણનો માર્ગ ભરાઈ આવ્યો હોય, જેમાં ગાંઠ ન રહી હોય, સોજો ઉતરી ગયો હોય, સણકા બંધ પડ્યા હોય, ચામડીના જેવો વ્રણનો રંગ થયો હોય તથા ઉપરની જમીન સરખી થઈ ગઈ હોય, તે વ્રણ બરાબર ભરાયો છે—રુઝાયો છે એમ જાણવું.

---

६ च.चि.अ. १३ श्लो.३४, ३५. १० सु.सू.अ.२३ श्लो.१०. ११ सु.सू.अ.२३ श्लो.११

વ્રણની સાધ્યા-સાધ્યતા

कुष्ठिनां विषजुष्टानां शोषिणां मधुमेहिनाम् ॥
व्रणाः कृच्छ्रेण सिध्यन्ति येषां चापि व्रणे व्रणाः ॥ १२ ॥
वसां मेदोऽथ मज्जानं मस्तुलुङ्गं च यः स्रवेत् ॥
आगन्तुजो व्रणः सिध्येन्न सिध्येद्दोषसम्भवः ॥ १३ ॥

કુષ્ઠરોગીને, ઝેર ખાનારને, ક્ષયના રોગીને, મધુમેહના દરદીને, તથા જેને એક વ્રણમાં બીજા વ્રણો થયા હોય તેનો વ્રણ મુશ્કેલીથી મટે છે.

જે વ્રણમાંથી વસા, મેદ, મજ્જા કે મગજ વહેતું હોય, તે વ્રણ જો આગંતુજ હોય તો કદાચ મટે છે; પણ વાત, પિત્તાદિ એકાદ દોષમાંથી ઉત્પન્ન થયેલો હોય તો તે અસાધ્ય [નીવડે છે.

અસાધ્ય વ્રણનાં લક્ષણો

मद्यागुर्वाज्यसुमनःपद्मचन्दनचम्पकैः ॥
सगन्धा दिव्यगन्धाश्च मुमूर्षूणां व्रणाः स्मृताः ॥ १४ ॥
ये च मर्मस्वसम्भूता भवन्त्यत्यर्थवेदनाः ॥
दह्यन्ते चान्तरत्यर्थं बहिःशीताश्च ये व्रणाः ॥ १५ ॥
दह्यन्ते बहिरत्यर्थं भवन्त्यन्तश्च शीतलाः ॥
प्राणमांसक्षयश्वासकासारोचकपीडिताः ॥ १६ ॥
प्रवृद्धपूयरुधिरा व्रणा येषां च मर्मसु ॥
क्रियाभिः सम्यगारब्धा न सिध्यन्ति च ये व्रणाः ॥ १७ ॥
वर्जयेदेव तान्वैद्यः संरक्षन्नात्मनो यशः ॥

જે વ્રણની વાસ મદિરા, અગર, ઘી, પુષ્પ, કમળ, ચંદન તથા પીળા ચંપાના ફૂલ જેવી હોય, કિંવા જેમાંથી દિવ્ય ગંધ આવતી હોય, તેવાં વ્રણનો રોગી મરવા પડ્યો છે એમ સમજવું.

જે વ્રણ મર્મસ્થાનપર ન થયેલો હોય છતાં અત્યંત પીડાકારક હોય, જે વ્રણમાં શરીરની અંદર બળત્રા થાય અને બહારથી ટાઢ વાય, તેમજ જે વ્રણમાં અંદર ઠંડી લાગે તથા ઉપરથી બળત્રા થાય, જેમાં રોગીની શક્તિ અને માંસ ક્ષીણ થઈ ગયાં હોય તથા શ્વાસ, ઉધરસ, અરુચિ વગેરે ઉપદ્રવો થયા હોય, મર્મસ્થાનપર થયેલાં જે વ્રણમાંથી પરુ અને લોહી ઘણું વહ્યા કરે અને જે વ્રણનું ઓસડવેસડ ઘણી હુશિયારી તથા સંભાળથી કર્યા છતાં પણ મટવાનાં ચિહ્નો ન દેખાય તે વ્રણો મટાડવાની આશા, યશ ઇચ્છનાર વૈદ્યે રાખવી નહિ.

વ્રણના અપચાર

व्रणे श्वयथुरायासात्स च रागश्च जागरात् ॥
तौ च रुक् च दिवास्वापात्ताश्च मृत्युश्च मैथुनात् ॥ १८ ॥

વ્રણ થયા પછી જો રોગી પરિશ્રમ (મહેનત) લીયે, તો તેનાથી વ્રણપર સોજો આવે છે અને જો જાગરણ કરે તો વ્રણપર સોજો આવી વળી તેનો રંગ લાલ થાય છે. જો વ્રણનો રોગી દિવસે ઉંઘે તો વ્રણપર સોજો આવે છે અને વ્રણ રક્તવર્ણનો થઇ તેમાં સણકા આવે છે. પણ જો સ્ત્રીસંગ કરે તો દિવસે ઉંઘવાથી વ્રણની જે દશા થાય છે, તે બધી થાય છે એટલું જ નહિં પણ તેથી રોગી મરણ પામે છે.

इतिशारीरव्रणनिदानम्

---

१२ सु.सू.अ.२३.श्लो.६.१३ सु.सू.अ.२३ श्लो.८. १९ सु.सू.अ.११ श्लो.८.

## सद्योव्रणनिदानं[1]

नानाधारमुखैः शस्त्रैर्नानास्थाननिपातितैः ॥
भवन्ति नानाकृतयो व्रणास्तांस्तान्निबोध मे ॥ १ ॥

ઘણા પ્રકારની ધાર તથા મુખવાળાં જીવઘાતક હથિયારોના શરીરના જૂદા જૂદા ભાગમાં થયેલા જખમોથી ઘણી જાતના જે વ્રણો થાય છે, તે સંબંધી કહું છું તે સાંભળો.

**શસ્ત્રોથી થતા ૭ પ્રકારના જખમો**

छिन्नं भिन्नं तथा विद्धं क्षतं पिच्चितमेव च ॥
घृष्टमाहुस्तथा षष्ठं तेषां वक्ष्यामि लक्षणम् ॥ २ ॥

શસ્ત્રોથી જે છ પ્રકારના જખમો થાય છે, તે છિન્ન, ભિન્ન, વિદ્ધ, ક્ષત, પિચ્ચિત અને ઘૃષ્ટ કહેવાય છે. તેમનાં લક્ષણો અનુક્રમે કહેવામાં આવશે.

**છિન્નવ્રણનાં[2] લક્ષણો**

तिर्यक् छिन्न ऋजुर्वापि यो व्रणस्त्वायतो भवेत् ॥
गात्रस्य पातनं तद्धि छिन्नमित्यभिधीयते ॥ ३ ॥

શરીરનો કોઈ પણ ભાગ આડો કે સીધો કપાતાં અથવા તદ્દન છૂટો પડી જતાં જે લાંબો વ્રણ થાય તે છિન્ન વ્રણ કહેવાય છે.

**ભિન્નવ્રણનાં[3] લક્ષણો**

शक्तिकुन्तेषुखड्गाग्रविषाणैराशयो हतः ॥
यत्किञ्चित्स्रवते तद्धि भिन्नलक्षणमुच्यते ॥ ४ ॥

બરછી, ભાલો, બાણ, તલવારની અણી અથવા કોઈ પ્રાણીના દાંત કે શીંગડાંથી આશય (શરીરની અંદરના મૂત્રાશય, આમાશય વગેરે અવયવો) ભેદાઈ તેમાંથી કોઈ પણ જાતનો સ્રાવ થવા લાગે ત્યારે આ જાતના વ્રણને ભિન્ન કહે છે.

**શરીરના કયા કયા ભાગોને આશય કહે છે, તેમનાં સ્પષ્ટ નામ**

स्थानान्यामाग्निपक्कानां मूत्रस्य रुधिरस्य च ॥
हृदुण्डुकः फुप्फुसश्च कोष्ठ इत्यभिधीयते ॥ ५ ॥

આમાશય (કાચાં અન્નનું સ્થાન=હોજરી) અગ્ન્યાશય (જઠરાગ્નિનું સ્થાન), પક્વાશય (પાકેલાં અન્નનું સ્થાન–આંતરડાં) હૃદય, મલાશય (પેટમાંનું ત્રીજું–છેલ્લું આંતરડું જેમાં મળ રહે છે, તે), અને ફેફસાં, આટલાં સ્થાનો, કોષ્ઠ(કોઠા)ની સાધારણ સંજ્ઞાથી ઓળખાય છે.

**કોષ્ઠ અસ્ત્રાદિકથી વિંધાતાં થતા ઉપદ્રવો**

तस्मिन् भिन्ने रक्तपूर्णे ज्वरो दाहश्च जायते ॥
मूत्रमार्गगुदास्येभ्यो रक्तं घ्राणाच्च गच्छति ॥ ६ ॥
मूर्च्छा श्वासस्तृषाध्मानमभक्तच्छन्द एव च ॥
विण्मूत्रवातसङ्गश्च स्वेदास्रावोऽक्षिरक्तता ॥ ७ ॥
लोहगन्धित्वमास्यस्य गात्रदौर्गन्ध्यमेव च ॥
हृच्छूलं पार्श्वयोश्चापि विशेषं चात्र मे शृणु ॥ ८ ॥

---

१ सद्योव्रण=Wounds. २ छिन्नव्रण=Cut-wound. ३ भिन्नव्रण=Rupture. २ सु.चि. अ.२ श्लो.५. ३ सु.चि.अ.२ श्लो.६. ४थी८ सु.चि.अ.२ श्लो. ६,७.

કોઈ પણ જાતનાં હથિયારના ઘાથી કોઠો (કોઠામાંનું કોઇ પણ સ્થાન) જ્યારે કપાય છે ત્યારે એ લોહીથી ભરાઈ જાય છે; પછી તાવ આવે છે, દાહ થાય છે; મળદ્વારે, પેશાબ-માર્ગે કે નાકમાર્ગે લોહી પડે છે; તથા મૂર્ચ્છા, શ્વાસ, તૃષા, પેટ ચઢવું, અન્નની અરુચિ, મળ, મૂત્ર અને અપાન વાયુની કબજીઅત, પરસેવાના ઝેબેઝેબ, આંખની લાલાશ, લોખંડના જેવી મુખની વાસ, શરીરમાંથી દુર્ગંધી છૂટવી તથા હૃદય અને પાંસળાંમાં શૂળો ફૂટવાં વગેરે ઉપદ્રવો થાય છે. હવે જૂદું જૂદું સ્થાન ભેદાતાં શું થાય છે તે સાંભળો.

**આમાશયસ્થ રક્તનાં લક્ષણો.**

**आमाशयस्थे रुधिरे रुधिरं छर्दयत्यपि ॥**
**आध्मानमतिमात्रं च शूलं च भृशदारुणम् ॥ ९ ॥**

આમાશયમાં રક્તનો સંચય થતાં લોહીની ઉલટી થાય છે; પેટ ઘણું ચઢી આવે છે અને ઘણું ભયંકર શૂળ નીકળે છે.

**પકવાશયસ્થ રક્ત-નાં લક્ષણો.**

**पक्वाशयगते चापि रुजा गौरवमेव च ॥**
**अधःकाये विशेषेण शीतता च भवेदिह ॥ १० ॥**

જ્યારે રક્ત પકવાશયમાં એકઠું થાય છે, ત્યારે શૂળો ફૂટે છે; શરીર ભારે થઈ જાય છે; અને કમ્મરથી નીચેનો શરીરનો ભાગ ખાસ શીતળ લાગે છે.

**વિદ્ધવ્રણનાં[1] લક્ષણો.**

**सूक्ष्मास्यशल्याभिहतं यदङ्गं त्वाशयं विना ॥**
**उत्तुण्डितं निर्गतं वा तद्विद्धमिति निर्दिशेत् ॥ ११ ॥**

ઝીણાં મોઢાંવાળા કોઇ હથિયારથી જ્યારે ઉપરોક્ત આશય વિના શરીરનો બીજો કોઇ ભાગ ઘવાયો હોય ત્યારે શલ્ય અંદર રહેવાથી એ ભાગ ઉંચો થઈ રહે છે, અથવા શલ્ય નીકળી જવાથી ખાડો પડી જાય છે, આ વિદ્ધવ્રણ કહેવાય છે.

**ક્ષતવ્રણનાં[2] લક્ષણો.**

**नातिच्छिन्नं नातिभिन्नमुभयोर्लक्षणान्वितम् ॥**
**विषमं व्रणमङ्गेषु तत्क्षतं त्वभिनिर्दिशेत् ॥ १२ ॥**

શરીરનું જો કોઈ અંગ ઘણું કપાયું ન હોય, તેમજ ઘણું ભેદાયું ન હોય અને છિન્ન અને ભિન્ન બેય વ્રણનાં લક્ષણોયુક્ત દૃષ્ટિએ પડે અને તે વ્રણ વિષમ હોય–અર્થાત્ શરીરના વ્રણવાળા ભાગને વાંકાચુંકો કરી દીયે એવો હોય તો તેને ક્ષતવ્રણ જાણવો.

**પિચ્ચિતવ્રણનાં લક્ષણો.**

**प्रहारपीडनाभ्यां तु यदङ्गं पृथुतां गतम् ॥**
**सास्थि तत्पिच्चितं विद्यान्मज्जारक्तपरिप्लुतम् ॥ १३ ॥**

વાગવાથી અને દબાવાથી હાડકાં સાથે શરીરનો કોઈ ભાગ ચપટો થઈ જાય અને એ ઠેકાણે મજ્જા અને લોહી બ્હાર નીકળી આવે તો તેને પિચ્ચિતવ્રણ કહે છે.

**ધૃષ્ટવ્રણનાં[3] લક્ષણો.**

**घर्षणादभिघाताद्वा यदङ्गं विगतत्वचम् ॥**
**उषास्रावान्वितं तद्धि घृष्टमित्यभिनिर्दिशेत् ॥ १४ ॥**

---

૧ विद्धव्रण=Punctured–wound. ૨ क्षतव्रण=Contused–wound. ૩ घृष्टव्रण=Excoriation. ९ थी १२ सु.चि.अ.२ श्लो.७ १३ थी १६ सु.चि.अ.२ श्लो.८ थी ११.

શરીરનો કોઈ ભાગ સખ્ત રીતે છોલાયાથી, કિંવા તેનાપર કાંઈ લાગવાથી તે ભાગ પરની ચામડી નીકળી જાય છે અને પછી તેમાં બળત્રા બળી થોડું થોડું રક્ત વહેવા લાગે છે, તેને ઘૃષ્ટવ્રણ કહે છે.

**સશલ્યવ્રણનાં લક્ષણો.** **श्यावं सशोथं पिटिकान्वितं च मुहुर्मुहुः शोणितवाहिनं च ॥ मृदून्नतं बुद्बुदतुल्यमांसं व्रणं सशल्यं सरुजं वदन्ति ॥ १५ ॥**

જે વ્રણ રંગે આશમાની, સોજાવાળો અને ફોલ્લીઓથી વ્યાપ્ત હોય અને જેમાંથી વારેઘડીએ રક્ત વહ્યાં કરે તેમજ જે વ્રણ પોચો છતાં લગાર ઉપસેલો હોય અને પરપોટાની પેઠે જેના પર માંસાંકુર આવી રહ્યા હોય અને જેમાં પીડા થતી હોય, તે વ્રણમાં શલ્ય (પથ્થર, લોઢું, લાકડું, કાચ વગેરે) રહી ગયેલ છે, એમ જાણવું.

**કોષ્ઠભેદનાં લક્ષણો.** **त्वचोऽतीत्य शिरादीनि भित्त्वा वा परिहृत्य वा ॥ कोष्ठे प्रतिष्ठितं शल्यं कुर्यादुक्तानुपद्रवान् ॥ १६ ॥**

ચામડીની અંદર ગયા પછી શિરાઓ વગેરેને ભેદી નાંખીને કે ભેદ્યા વગર જે શલ્ય કોઠમાં પ્રવેશ કરે છે, તેનાથી સુશ્રુત (सू. अ.२६) માં વર્ણવેલા ઉપદ્રવો થાય છે.

**અસાધ્ય કોષ્ઠભેદનાં લક્ષણો.** **तत्रान्तर्लोहितं पाण्डुशीतपादकराननम् ॥ शीतोच्छ्वासं रक्तनेत्रमानद्धं परिवर्जयेत् ॥ १७ ॥**

જે રોગીનો કોઠો ભેદાતાં વ્રણમાંથી નીકળેલું રક્ત અંદર એકઠું થયું હોય, રોગી ફિક્કો પડી ગયો હોય, હાથ, પગ, મોઢું ટાઢાં પડી ગયાં હોય, જેનો શ્વાસ શીતળ લાગે, જેનાં નેત્ર લાલચોળ થઈ આવ્યાં હોય, અને જેનું પેટ ચઢી આવ્યું હોય તે રોગીનાં જીવતરની આશા મૂકી દેવી.

**માંસ,શિરા,સ્નાયુ, અસ્થિ, અને સાંધાઓ પર થયેલા ઘાનાં સામાન્ય લક્ષણો.**

**भ्रमः प्रलापः पतनं प्रमोहो विचेष्टनं ग्लानिरथोष्णता च ॥**
**स्रस्ताङ्गता मूर्च्छनमूर्ध्ववातस्तीव्रा रुजो वातकृताश्च तास्ताः**
**मांसोदकाभं रुधिरं च गच्छेत्सर्वेन्द्रियार्थोपरमस्तथैव ॥**
**दशार्धसंख्येष्वथ विक्षतेषु सामान्यतो मर्मसु लिङ्गमुक्तम्॥**
**सुरेन्द्रगोपप्रतिमं प्रभूतं रक्तं स्रवेत्तत्क्षतजश्च वायुः ॥**
**करोतिरोगान्विविधान्यथोक्तान् शिरासुविद्धास्वथ वा क्षतासु**
**कौब्ज्यं शरीरावयवावसादः क्रियास्वशक्तिस्तुमुला रुजश्च॥**
**चिराद् व्रणो रोहति यस्य चापि तं स्नायुविद्धं पुरुषं व्यवस्येत्**
**शोफाभिवृद्धिस्तुमुला रुजश्च बलक्षयः पर्वसु भेदशोथौ ॥**
**क्षतेषु सन्धिष्वचलाचलेषु स्यात्सर्वकर्मोपरमश्च लिङ्गम् २२**
**घोरा रुजो यस्य निशादिनेसु सर्वास्ववस्थासु च नैति शान्तिम्**
**भिषग्विपश्चिद्विदितार्थसूत्रस्तमस्थिविद्धं पुरुषं व्यवस्येत्॥**
**यथास्वमेतानि विभावयेत्तु लिङ्गानि मर्मस्वभिताडितेषु ॥**

---

૧૮થી૨૩ સુ.सू.अ. २५ श्लो. ૧૬થી૨૦.

માંસ, શિરા, સ્નાયુ, અસ્થિ અને સાંધાઓ એ પાંચેના મર્મમાં ક્ષત થતાં સામાન્ય રીતે ભ્રમ, લવારો, તમ્મર ખાઈ નીચે પડવું, બેશુદ્ધિ, હાથ પગ હલાવવા, ગ્લાનિ, ઉષ્ણતા, શરીર ગળવું, મૂર્ચ્છા, શ્વાસ ચઢવો, વાતજનિત તીવ્ર પીડાઓ થવી, માંસ ધોયેલા પાણી જેવું શરીરમાંથી રક્ત વહેવું, અને બધી ઇંદ્રિયો પોતપોતાનું કામ કરવામાં શક્તિહીન થઈ જવી વગેરે લક્ષણો થાય છે.

શિરાઓ મર્મ સિવાયની જગ્યામાં વીંધાતાં કે તેમાં ક્ષત થતાં, તેમાંથી આગિયા કીડાના રંગ જેવું લાલ અને પુષ્કળ રક્ત વહે છે અને એવી રીતે લોહીનો ક્ષય થવાથી વાયુ કુપિત થઈ આક્ષેપકાદિ ઘણી જાતના રોગો લાગુ પડે છે.

સ્નાયુમાં, મર્મ સિવાયની જગ્યામાં ક્ષત થતાં કૂબડાપણું થાય છે; શરીરના અવયવો પાતળા થઈ જાય છે; કામ કરવામાં અશક્તિ આવે છે; ઘણી વેદના થાય છે; અને થયેલો જખમ ઘણા દિવસે ભરાય છે.

ફરતા કે સ્થિર સાંધાઓ કપાતાં કિંવા વીંધાતાં તે જખમપર સોજો આવે છે; અસહ્ય તીવ્ર પીડા થાય છે. શરીરની શક્તિ નાશ પામે છે; સાંધાઓમાં સોયો ખોંચ્યા જેવી પીડા થાય છે તથા તેમાં સોજો આવે છે; અને સાંધાઓ બીલકુલ ફરી શકતા નથી.

જે પુરુષને રાતદિવસ અત્યંત ભયંકર પીડા થાય અને જાગતાં કે ઉંઘતાં કોઈ પણ સ્થિતિમાં જેને લગારે શાંતિ ન વળે, તેનું હાડકું વીંધાયું છે, એમ સુજ્ઞ વૈદ્યે જાણવું.

શિરા–સ્નાયુ વગેરેના મર્મ ઉપર શસ્ત્રાદિકથી પ્રહાર થતાં, મર્મરહિત તે તે ભાગમાં ક્ષતનાં જે લક્ષણો વર્ણવ્યાં છે, તે તથા ઉપર કહેલાં સામાન્ય લક્ષણો થાય છે.

**માંસક્ષતનાં લક્ષણો.** **पाण्डुर्विवर्णः स्पृशितं न वेत्ति यो मांसमर्मस्वभिताडितः स्यात् ॥ २४ ॥**

માંસના મર્મમાં શસ્ત્ર વગેરેથી ક્ષત થતાં રોગીના શરીરનો રંગ પાંડુવર્ણો થાય છે અને તેને સ્પર્શની ખબર પડતી નથી.

**સર્વ વ્રણના સામાન્ય ઉપદ્રવો.**

**विसर्पः पक्षघातश्च शिरास्तम्भोऽपतानकः ॥**
**मोहोन्मादव्रणरुजो ज्वरस्तृष्णा हनुग्रहः ॥ २५ ॥**
**कासश्छर्दिरतीसारो हिक्का श्वासः सवेपथुः ॥**
**षोडशोपद्रवाः प्रोक्ता व्रणानां व्रणचिन्तकैः ॥ २६ ॥**

વિસર્પ (રતવા), પક્ષઘાત, શિરાસ્તંભ (રગો જકડાવી), અપતાનક, મોહ, ઉન્માદ, જ્વર, વ્રણપીડા, તૃષા, હનુગ્રહ, ઉધરસ, ઉલટી, અતિસાર, હેડકી, શ્વાસ અને ધ્રુજરી એ સોળ ઉપદ્રવો વ્રણમાં થાય છે, એમ વ્રણ સંબંધી વિચાર કરનારા વૈદ્યો કહે છે.

इति सद्योव्रणनिदानम्

---

२४ सु.सू.अ.२५ श्लो.२१,२२. २५ च.चि.अ.२३ श्लो.२७. २६ च.चि.अ.१३ श्लो.२८

# भग्ननिदानं

**ભગ્નના પ્રકાર** **भग्नं समासाद्विविधं तमाहुः काण्डेऽथ सन्धौ च हि तत्र सन्धौ॥ उत्पिष्टविश्लिष्टविवर्तितं च तिर्यग्गतं क्षिप्तमधश्च षट् च ॥ १ ॥**

કાંડભંગ (હાડકું વચ્ચેથી ભાંગી જવું) અને સંધિભંગ (હાડકું સાંધામાંથી ખસી જવું) મળી ભગ્નના સંક્ષેપમાં બે પ્રકાર છે. (શરીરનાં હાડકાં ભાંગવાં કે એક બીજાથી છૂટવાં તે ભગ્ન કહેવાય છે.) તેમાં સંધિભગ્નના છ પ્રકાર છે. ઉત્પિષ્ટ, વિશ્લિષ્ટ, વિવર્તિત, તિર્યક્ગત, વિક્ષિપ્ત અને અધઃક્ષિપ્ત.

**સંધિભગ્નનાં સામાન્ય લક્ષણો** **प्रसारणाकुञ्चनवर्तनोग्रा रुक्स्पर्शविद्वेषणमेतदुक्तम् ॥ सामान्यतः सन्धिगतस्य लिङ्गं--**

સંધિભગ્નમાં સામાન્ય લક્ષણો નીચે પ્રમાણે થાય છે. શરીરનાં હાડકાંને લાંબાં કરતાં, સંકોચતાં, કે હલાવતાં તેમાં ઘણી પીડા થાય છે; તથા એ ઠેકાણે લગાર પણ સ્પર્શ સહેવાતો [નથી.

**ઉત્પિષ્ટનાં લક્ષણો** **उत्पिष्टसन्धेः श्वयथुः समन्तात् ॥ २ ॥ विशेषतो रात्रिभवा रुजा च**

બે હાડકાંઓ સાંધા આગળ સામસામાં ઘસાવાથી, એક દબાઈ જતાં જે સંધિભંગ–હાડકાનું ખસી જવું–થાય છે, તેમાં આસપાસના અંગપર સોજો ચઢી આવે છે અને દિવસ કરતાં રાત્રે વ્યાધિની પીડા વધારે થાય છે.

**વિશ્લિષ્ટનાં[1] લક્ષણો** **विश्लिष्टजे तौ च रुजा च नित्यम् ॥**

સાંધા આગળનું હાડકું છૂટું પડી જતાં સાંધાની આસપાસ ફરતો થોડો સોજો ચઢી આવી, રાત દિવસ નિરંતર તેની વેદના થાય છે.

**વિવર્તિતનાં લક્ષણો** **विवर्तिते पार्श्वरुजश्च तीव्राः**

વિવર્તિત સંધિભગ્નમાં બન્ને બાજુનાં હાડકાં સંધિમાંથી ખસી બીજી બાજુપર વાંકાં વળી જાય છે, અને પડખામાં દુખાવો ઘણો થાય છે.

**તિર્યગ્ગતનાં લક્ષણો** **तिर्यग्गते तीव्ररुजो भवन्ति ॥ ३ ॥**

સાંધાનું એક હાડકું પોતાને સ્થાનકથી ખસી જઈ પડખામાં આડું થઈ જાય ત્યારે પીડા ઘણી થાય છે.

**અતિક્ષિપ્તનાં લક્ષણો** **क्षिप्तेऽतिशूलं विषमा रुगस्थ्नोः**

સાંધાનું હાડકું ઉપર ચઢી જતાં અત્યંત શૂળો ફૂટે છે અને હાડકામાં વિષમ રીતે એટલે વખતે થોડી તો વખતે ઘણી પીડા થાય છે.

**અધઃક્ષિપ્તનાં લક્ષણો** **क्षिप्ते त्वधो रुग्विघटश्च सन्धेः ॥**

સાંધાનું હાડકું નીચે ઉતરી જાય તો સખત પીડા થાય છે અને સાંધો [છૂટો પડી જાય છે.

---

૧ भग्न=Fracture. ૨ विश्लिष्टज सन्धिभङ्ग=Dislocation.

**કાંડભગ્નનાં પ્રકારો.** **काण्डे त्वतः कर्कटकाश्वकर्णविचूर्णितं पिच्चितमस्थिछल्लिकाष्ठ काण्डेषु भग्नं त्वतिपातितं च मज्जागतं च स्फुटितं च वक्रं ॥ छिन्नं द्विधा द्वादशधापि काण्डे**

કાંડભગ્ન (હાડકું વચ્ચેથી ભાંગી જવા)ના બાર પ્રકાર છે, ૧ કર્કટ, ૨ અશ્વકર્ણ, ૩ વિચૂર્ણિત, ૪ પિચ્ચિત, ૫ અસ્થિછલ્લિકા, ૬ કાંડભગ્ન, ૭ અતિપાતિત, ૮ મજ્જાગત, ૯ સ્ફુટિત, ૧૦ વક્ર અને બે પ્રકારનાં છિન્નભગ્ન મળી કાંડભગ્નની બાર જાત છે. (જે હાડકું તેના બન્ને છેડા તરફથી દબાયલું અને વચમાંથી ઉચું થયેલું હોય તે કર્કટક; ચગદાવાથી જે હાડકાંની આકૃતિ ઘોડાના કાન જેવી થાય તે અશ્વકર્ણ; જે હાડકું ભાંગીને ચૂરો થઇ ગયેલું હોય તે વિચૂર્ણિત; હાડકું પેચાઇ જાય તે પિચ્ચિત; પડખામાં જરા હાડકું ઉચું થઈ આવે તે અસ્થિછલ્લિકા; જેમાં હાડકાનાં સાંધાઓના ટેકા ભાંગે તે કાંડભગ્ન; અને જેમાં હાડકું તદ્દન છૂટું પડી જાય, તે અતિપાતિતભગ્ન જાણવો. હાડકાંનો ભાંગેલો કટકો જ્યારે હાડકાંની અંદરની મજ્જામાં પેસી જાય ત્યારે તે મજ્જાગતભગ્ન કહેવાય છે. હાડકું ફાટી જાય તે સ્ફુટિત; હાડકું વાકું થઇ જાય તે વક્રભગ્ન; પ્રહાર કિંવા દબાણથી હાડકાંના ભાંગીને બારીક અનેક કટકા થાય તે છિન્નભગ્નનો એક પ્રકાર; અને જેમાં હાડકું એક બાજુથી આખું રહે અને બીજી બાજુએથી ચૂરા થઇ જાય તે છિન્નભગ્નનો બીજો પ્રકાર.)

**કાંડભગ્નનાં સામાન્ય લક્ષણો.** **स्रस्ताङ्गता शोथरुजातिवृद्धिः ॥ ५ ॥ सम्पीड्यमाने भवतीहशब्दः स्पर्शासहं स्पन्दनतोदशूलाः ॥ सर्वास्ववस्थासु न शर्मलाभो भग्नस्य काण्डे खलु चिह्नमेतत्॥**

કાંડભગ્નમાં નીચેનાં લક્ષણો થાય છેઃ શરીર ગળે છે, સોજો ચઢે છે, ઘણી પીડા થાય છે, ભાંગેલાં હાડકાંનો ટેકા કે ગાંઠા જોરથી દાબતાં તેમાંથી અવાજ નિકળે છે, હાથનો પણ સ્પર્શ વેઠાતો નથી, એ ઠેકાણે કમ્પ થયા કરે છે, શૂળો ફૂટે છે, સોયો ખોંચ્યા જેવી પીડા થાય છે અને કોઇ પણ સ્થિતિમાં લગારે ચેન પડતું નથી.

**કાંડભગ્નનાં નામાનુસાર લક્ષણો.** **भग्नं तु काण्डे बहुधा प्रयाति समासतो नामभिरेव तुल्यम्**

કાંડભગ્નના અનેક પ્રકારો થાય છે, માટે નામ ઉપરથી એનો પ્રકાર ઓળખી લેવો.

**કષ્ટસાધ્ય ભગ્નનાં લક્ષણો.** **अल्पाशिनोऽनात्मवतो जन्तोर्वातात्मकस्य च ॥ उपद्रवैर्वा जुष्टस्य भग्नं कृच्छ्रेण सिध्यति ॥ ८ ॥**

અલ્પાહાર કરનારનું, ઇંદ્રિયો કબજામાં નહિ રાખનારનું, વાતપ્રકૃતિવાળા પુરુષનું, અને જ્વરાદિ ઉપદ્રવયુક્ત પુરુષનું, ભાંગેલું હાડકું મુશ્કેલીથી સાજું થાય છે.

**ભગ્નનાં અસાધ્ય લક્ષણો.** **भिन्नं कपालं कट्यां तु सन्धिमुक्तं तथा च्युतम् ॥ जघनं प्रतिपिष्टं च वर्जयेत्तु विचक्षणः ॥ ९ ॥**

---

८ सु. चि. अ. ३ श्लो. २. ९ थी ११ सु. नि. अ. १५ श्लो. १०.

**असंश्लिष्टकपालं च ललाटे चूर्णितं च यत् ॥**
**भग्नं स्तनान्तरे पृष्ठे शङ्खे मूर्ध्नि च वर्जयेत् ॥ १० ॥**

જો કમ્મરનું કપાલાસ્થિ ભાંગ્યું હોય, સાંધામાંથી ખસ્યું હોય, વા તદ્દન છૂટું પડી ગયું હોય, તેમ જ જો જાંઘનું હાડકું ભાંગીને ચૂરો થયું હોય, તો તે અસ્થિઓને સમાં કરવાની આશા છોડી દેવી. ગોઠણ, નિતંબ, ખભા, વગેરેમાં રહેલાં કપાલઅસ્થિ છૂટાં પડી જાય, કપાળનું હાડકું ભાંગીને ચૂરો થઇ જાય તેમ જ સ્તનની વચ્ચેનું અસ્થિ અને કમ્મર, મસ્તક તથા લમણાનું હાડકું ભાંગી જાય તો એ સારું થવું મુશ્કેલ છે.

**ઉતાવળ કરવાથી ભગ્નનાં સંબંધમાં થતું અસાધ્યત્વ**

**सम्यक् सन्धितमप्यस्थि दुर्निक्षेपनिबन्धनात् ॥**
**सङ्क्षोभाद्वापियद्गच्छेद्विक्रियां तच्च वर्जयेत् ॥ ११ ॥**

ભાંગેલાં કે ઉતરેલાં હાડકાંને સમું કરીને અગાઉની પેઠે તેના સ્થાનમાં સારી રીતે ગોઠવ્યા પછી પણ જો બરાબર મૂકાયું ન હોય અથવા બરાબર બંધાયું ન હોય અને ખસી જાય અથવા એ ઉપર કાંઈ વાગવાથી હલીને ખસી જાય તો એ અસાધ્ય થઈ જાય છે.

**જુદા જુદા આકારનાં હાડકાં જુદી જુદી રીતે ભાંગે છે**

**तरुणास्थीनि नम्यन्ते भिद्यन्ते नलकानि च ॥**
**कपालानि विभज्यन्ते स्फुटन्ति रुचकाणि च ॥ १२ ॥**

જે તરુણાસ્થિ છે, તે વળી જાય છે; જે અસ્થિ નલક વર્ગનાં એટલે હાથ પગના જેવાં લાંબાં હોય છે, તે ભાંગે છે; કપાલાસ્થિ એટલે ચપટાં હાડકાંના કટકા થઈ જાય છે અને રુચકાસ્થિ એટલે દાંત, દાઢો વગેરેનાં હાડકાં તથા હાથપગ વગેરેનાં વલયાકાર એટલે ગોળ વળેલાં હાડકાં ફાટી જાય છે.

इति भग्ननिदानम्

## नाडीव्रणनिदानं

**નાડીવ્રણની સંપ્રાપ્તિ**

**यः शोथमाममितिपक्कमुपेक्षतेऽज्ञो**
**यो वा व्रणं प्रचुरपूयमसाधुवृत्तः ॥**
**अभ्यन्तरं प्रविशति प्रविदार्य तस्य**
**स्थानानि पूर्वविहितानि ततः स पूयः ॥ १ ॥**
**तस्यातिमात्रगमनाद्गतिरिष्यते तु**
**नाडीव यद्वहति तेन मता तु नाडी ॥**

જે મૂર્ખ માણસ પાકેલા સોજાને કાચો સમજી તેની દરકાર કરતો નથી. કિંવા આહારવિહારની સંભાળ ન રાખનાર, જે માણસ પુષ્કળ પરુથી ભરાઈ આવેલા વ્રણની પરવા

---

૧ નાડીવ્રણ=નાસુર=Sinus, Fistula. ૧ સુ. નિ. અ. ૧૫ શ્લો. ૧૨. ૧, ૨ સુ. નિ. અ. ૧૦ શ્લો. ૯થી૧૧.

કરતો નથી, એટલે તેનું ત્વરાથી ઓસડવેસડ ન કરતાં એમનું એમ પડ્યું રહેવા દે છે, તેવ માણસનું તે પરુ ત્વચા, માંસ, શિરા, સ્નાયુ, સંધિ, હાડકાં વગેરે સ્થાનોમાં માર્ગ કરી તેમ ઊંડું ઉતરી જાય છે. આ રીતે પરુ ઊંડું ઉતરવાથી એની ગતિ માટે એક માર્ગ થાય છે જે નાળની પેઠે પરુને વહે છે માટે નાડી—(નાળ—નાસુર) નામથી ઓળખાય છે.

**નાડીવ્રણની સંખ્યા**

**दोषैस्त्रिभिर्भवति सा पृथगेकशश्च**
**सम्मूर्च्छितैरपि च शल्यनिमित्ततोऽन्या ॥ २ ॥**

વાત, પિત્તાદિ જૂદા જૂદા દોષોથી ૩, સન્નિપાતથી ૧ અને શલ્યથી ૧; મળી પાંચ પ્રકારના નાડીવ્રણ થાય છે

**વાતજ નાડીવ્રણનાં લક્ષણો**

**तत्रानिलात्परुषसूक्ष्ममुखी सशूल-**
**फेनानुविद्धमधिकं स्रवति क्षपासु ॥**

વાતજનિત નાડીવ્રણમાં વ્રણનું મોઢું કરકરું અને ઝીણું હોય છે, અને તે વાટે ફીણ યુક્ત રસી ઝરે છે. આ વ્રણમાં શૂળો ફૂટે છે, તથ પરુનો સ્રાવ રાત્રે વિશેષ થાય છે.

**પિત્તજ નાડીવ્રણનાં લક્ષણો**

**पित्तात्तु तृड्ज्वरकरी परिदाहयुक्त-**
**पीतं स्रवत्यधिकमुष्णमहःसु चापि ॥ ३ ॥**

પિત્તજન્ય નાડીવ્રણ થતાં તૃષા લાગે છે; તાવ આવે છે અને બળતરા થાય છે. આ નાસુરમાંથી પીળા રંગનું, અને ગરમ પરુ દિવસે વધારે નીકળે છે.

**કફજ નાડીવ્રણનાં લક્ષણો**

**ज्ञेया कफाद्बहुघनार्जुनपिच्छिलास्रा-**
**स्तब्धा सकण्डुररुजा रजनीप्रवृद्धा ॥**

કફજન્ય નાડીવ્રણમાં નાસુરના મુખમાંથી જે પરુ ઝરે છે, તે સફેદ રંગનું, જાડું અને ચીકણું હોય છે. આ વ્રણ કઠણ હોય છે, તેમાં વલૂર આવે છે, અને તેમાંથી પરુનો સ્રાવ દિવસ કરતાં રાત્રે વિશેષ થાય છે.

**સન્નિપાતજ નાડીવ્રણનાં લક્ષણો**

**दाहज्वरश्वसनमूर्च्छनवक्त्रशोषा**
**यस्यां भवन्ति विहितानि च लक्षणानि ॥ ४ ॥**
**तामादिशेत्पवनपित्तकफप्रकोपात्**
**घोरामसुक्षयकरीमिव कालरात्रिम् ॥**

જે નાડીવ્રણમાં દાહ, જ્વર, શ્વાસ, મૂર્ચ્છા, અને મોઢામાં શોષ વગેરે ઉપદ્રવો થાય તથા જુદા જુદા વ્રણોનાં બધાં લક્ષણો થાય, તે વ્રણને ત્રિદોષજનિત જાણવો. આ ભયંકર વ્રણ કાળરાત્રીની પેઠે પ્રાણનો નાશ કરે છે.

**શલ્યજ નાડીવ્રણનાં લક્ષણો**

**नष्टं कथंचिदनुमार्गमुदीरितेषु**
**स्थानेषु शल्यमचिरेण गतिं करोति ॥ ५ ॥**
**सा फेनिलं मथितमुष्णमसृग्विमिश्रं**
**स्रावं करोति सहसा सरुजा च नित्यम् ॥**

---

३ सु.नि.अ.९ श्लो.१२. ४ (પ્હેલાં બે પદ) सु.नि.अ.९ श्लो १३. ५,६ (પ્હેલાં બે પદ) सु नि.अ.९ श्लो. १५,१६.

કોઈ પણ જાતનું શલ્ય શરીરમાં પેસી જઈ માંસ, સ્નાયુ, શિરા વગેરે સ્થાનમાં ઘુસી જાય તો ત્યાં શલ્યજ નાડીવ્રણ ઉત્પન્ન થાય છે. આ વ્રણના મુખમાંથી એકાએક ફીણવાળું, ઉષ્ણ અને ડહોળાયલું પરુ ઝરે છે, અને તેમાં વેદના થાય છે.

**વ્રણના સાધ્યાસાધ્ય લક્ષણો.** **नाडी त्रिदोषप्रभवा न सिध्ये-**
**च्छेषाश्चतस्रः खलु यत्नसाध्याः ॥ ६ ॥**

ત્રિદોષજ નાડીવ્રણ અસાધ્ય છે, પણ તે સિવાય બાકીનાં ચાર પ્રકારનાં નાડીવ્રણો યત્ન [ કરતાં મટી શકે છે.

इति नाडीव्रणनिदानम्



## भगन्दरनिदानं

**गुदस्य व्यङ्गुले क्षेत्रे पार्श्वतः पिडकार्तिकृत् ॥**
**भिन्ना भगन्दरो ज्ञेयः स च पञ्चविधो मतः ॥ १ ॥**

મળદ્વારની આસપાસ બે આંગળની અંદર એક બાજુએ બહુ પીડા કરનારી એક ફોલ્લી થાય છે, આ ફોલ્લી ફૂટે, ત્યારે આસપાસનો ગુદાનો ભાગ ફાટી જતો હોવાથી એ ભગંદર કહેવાય છે. આ રોગ પાંચ પ્રકારનો છે.

**ભગંદરનાં પૂર્વરૂપો.** **कटीकपालनिस्तोददाहकण्डूरुजादयः ॥**
**भवन्ति पूर्वरूपाणि भविष्यति भगन्दरे ॥ २ ॥**

ભગંદર થયા પહેલાં નીચેનાં લક્ષણો થાય છે: કમ્મરના કપાલાસ્થિમાં સોયો ખોંચ્યા જેવી પીડા થાય છે, બળત્રા બળે છે, વલૂર છૂટે છે અને પીડા થાય છે.

**શતપોનક ભગંદરનાં લક્ષણો.** **कषायरूक्षैरतिकोपितोऽनिलस्त्वपानदेशे पिडकां करोति यां**
**उपेक्षणात्पाकमुपैति दारुणं रुजा च भिन्नारुणफेनवाहिनी ॥**
**तत्रागमो मूत्रपुरीषरेतसां व्रणैरनेकैः शतपोनकं वदेत् ॥**

તુરા અને સુક્કા પદાર્થો ભક્ષણ કરવાથી અત્યંત કુપિત થયેલો વાયુ મળદ્વારની જગ્યાએ જે ફોલ્લી ઉત્પન્ન કરે છે, તે ફોલ્લીનું ઓસડવેસડ વખતસર ન કરવામાં આવે તો પછી તે પાકીને ફૂટે છે. ફૂટયા પછી તેમાંથી પીડા સાથે લાલ રંગનું ફીણવાળું પરુ વહે છે અને ત્યાં આગળ ઘણાં બારીક છિદ્રો પડે છે. આ છિદ્રોમાંથી મૂત્ર, મળ અને વીર્ય પણ વહે છે. આમાં ચાલણીનાં જેવાં ઘણાં છિદ્રો હોવાથી આ રોગને શતપોનક ભગંદર નામ આપ્યું છે.

**ઉષ્ટ્રશિરોધરનાં લક્ષણો.** **प्रकोपणैःपित्तमतिप्रकोपितं करोति रक्तां पिडकां गुदाश्रिताम्**
**तदाशुपाकाहिमपूयवाहिनीं भगन्दरं तूष्ट्रशिरोधरं वदेत् ॥**

પિત્તકારક પદાર્થોથી પિત્ત કોપાયમાન થઈ, મળદ્વારની જગ્યાપર લાલ ફોલ્લી ઉત્પન્ન કરે છે. આ ફોડકી જલદીથી પાકી તેમાંથી ઊનું પરુ ઝરવા માંડે છે. ઊંટના ડોક જેવી આ ફોલ્લી આકૃતિમાં હોવાથી તેને ઉષ્ટ્રશિરોધરની સંજ્ઞા આપી છે.

---

૧ भगन्दर=Fistula et ano.

**પરિસ્રાવી ભગંદર-નાં લક્ષણો.** **कण्डूयनो घनस्रावी कठिनो मन्दवेदनः ॥**
**श्वेतावभासः कफजः परिस्रावी भगन्दरः ॥ ५ ॥**

કફજનિત ભગંદરમાં વલૂર ઘણી આવે છે, અને તેમાંથી ઘટ્ટ (કઠણ) પરુ વહે છે. આ ભગંદરની ફોલ્લીઓ કઠણ હોય છે અને તેમાં થોડી વેદનાથાય છે, રંગમાં આ ફોલ્લીઓ ધોળી હોય છે.

**શંબૂકાવર્ત ભગંદર-નાં લક્ષણો.** **बहुवर्णरुजास्रावा पिडका गोस्तनोपमा ॥**
**शम्बूकावर्तवन्नाडी शम्बूकावर्तको मतः ॥ ६ ॥**

શંબૂકાવર્ત ભગંદરની જે ફોલ્લીઓ થાય છે, તે આકૃતિમાં ગાયના આંચળ જેવી હોય છે. આ ફોલ્લીનો રંગ, તેમાં થતી વેદના અને તેમાંથી ઝરતું પરુ, એ ત્રણે વિવિધ પ્રકારનાં હોય છે. આ પિટિકાઓનું નાસુર નદીમાં પડતી ભમરીની પેઠે ગોળ, ફરતું અને ઊંડું હોય છે, માટે આ ભગંદરને શંબૂકાવર્તની સંજ્ઞા વૈદ્યોએ આપી છે.

**ઉન્માર્ગી ભગંદર-નાં લક્ષણો.** **क्षताद्गतिः पायुगता विवर्धते**
**ह्युपेक्षणात्स्युः क्रिमयो विदार्य ते ॥**
**प्रकुर्वते मार्गमनेकधा मुखै-**
**र्व्रणैस्तदुन्मार्गि भगन्दरं वदेत् ॥ ७ ॥**

કાંટા જેવી તીક્ષ્ણ વસ્તુ વાગવાથી ગુદાના સ્થાનપર જે જખમ થાય છે તેની દરકાર ન કરવાથી તે જખમ ફેલાતો ફેલાતો મળદ્વાર પર્યંત પહોંચે છે, અને પછી તેમાં કીડા પડે છે. જખમમાં પડેલા કીડાઓ એ ભાગને કોતરીને ઘણાં મુખ (છિદ્ર, કાણાં) પાડે છે, (જેમાંથી ઝાડો નીકળે છે). આ ભગંદરને ઉન્માર્ગી ભગંદર કહે છે.

**ભગંદરનાં સાધ્યાસાધ્ય લક્ષણો.** **घोराः साधयितुं दुःखा सर्व एव भगन्दराः ॥**
**तेष्वसाध्यस्त्रिदोषोत्थः क्षतजश्च विशेषतः ॥ ८ ॥**

બધી જાતના ભગંદર મુશ્કેલીથી મટે એવા છે. તેમાં પણ ત્રિદોષજ ભગંદર અને ક્ષતજ ભગંદર તો ખાસ અસાધ્ય છે.

**બીજા અસાધ્ય લક્ષણો.** **वातमूत्रपुरीषाणि क्रिमयः शुक्रमेव च ॥**
**भगन्दरात्प्रस्रवन्ति नाशयन्ति तमातुरम् ॥ ९ ॥**

જે ભગંદરમાંથી મૂત્ર, મળ, વીર્ય, જીવડા ને વાયુ નીકળે છે, તે ભગંદર દરદીનો જીવ લે છે.

इति भगन्दरनिदानम्

---

८सु.नि.अ.४श्लो.१२. ९सु.सू.अ.३३श्लो.८.

# उपदंशनिदानं

**ઉપદંશનાં કારણો.** **हस्ताभिघातान्नखदंतपातादधावनाद्त्यतिसेवनाद्वा ॥**
**योनिप्रदोषाच्च भवन्ति शिश्ने पञ्चोपदंशा विविधापचारैः॥**

શિશ્ન (પુરુષની ગુહ્યેંદ્રિય) ઉપર હાથનો પ્રહાર થવાથી, નખ કે દાંત લાગવાથી, અત્યંત સ્ત્રીસંગ કરવાથી, યોનિ (સ્ત્રીની ગુહ્યેંદ્રિય) દોષથી, કિંવા મેલાં બગડેલાં પાણીએ શિશ્નને ધોવાથી અથવા બીલકુલ ન ધોવાથી, શિશ્નમાં ઉપદંશ વ્યાધિ થાય છે; તે પાંચ પ્રકારનો છે.

**વાતોપદંશનાં લક્ષણો.** **सतोदभेदस्फुरणैः सकृष्णैः स्फोटैर्व्यवस्येत्पवनोपदंशम् ॥**
જે ઉપદંશ વાતજન્ય છે, તેમાં શિશ્નપર કાળી ફોલ્લીઓ ઉઠી આવી તેમાં સોયો ખોંચ્યા જેવી પીડા થાય છે, તે ફોલ્લીઓ ફુટે છે તથા તેમાં સ્ફુરણા થાય છે.

**પિત્તોપદંશ અને રક્તોપદંશનાં લક્ષણો.** **पीतैर्बहुक्लेदयुतैः सदाहैः पित्तेन रक्तातिपिशितावभासैः॥ २ ॥**
પિત્તજન્ય ઉપદંશની ફોલ્લીઓ રંગે પીળી થાય છે, ને બળત્રા બળી તેમાંથી ઘણું પાણી ઝરે છે. રક્તજનિત ઉપદંશની ફોલ્લીઓ માંસના જેવી લાલ રંગની થાય છે.

**કફોપદંશનાં લક્ષણો.** **सकण्डुरैः शोथयुतैर्महद्भिः शुक्लैर्घनस्रावयुतैः कफेन ॥**
જે ઉપદંશ કફમાંથી થાય છે, તેમાં સફેદ રંગની મોટી ફોલ્લીઓ ઉઠે છે; વલુર છૂટે છે; સોજો આવે છે; અને ઘટ્ટ પરુ વહે છે.

**સન્નિપાતોપદંશનાં લક્ષણો.** **नानाविधस्रावरुजोपपन्नमसाध्यमाहुस्त्रिमलोपदंशम् ॥ ३ ॥**
ત્રિદોષજનિત ઉપદંશમાં જુદી જુદી જાતના ઉપદંશમાં કહેલા જુદી જુદી જાતના સ્રાવો તથા પીડાઓ થાય છે. આ અસાધ્ય છે.

**અસાધ્ય લક્ષણો.**
**विशीर्णमांसं कृमिभिः प्रजग्धं मुष्कावशेषं परिवर्जयेत्तु ॥**
**संजातमात्रे न करोति मूढः क्रियां नरो यो विषये प्रसक्तः॥**
**कालेन शोथकृमिदाहपाकैर्विशीर्णशिश्नो म्रियते स तेन ॥ ४॥**

જે ઉપદંશ વ્યાધિમાં માંસ છૂટું પડી જવાથી અને શિશ્નનો બધો ભાગ કીડાઓથી ખવાઈ જતાં છેવટ વૃષણ બાકી રહ્યાં હોય તે ઉપદંશના રોગીને છોડી દેવો.

ઉપદંશ થતાંજ જે મૂર્ખ પુરુષ તેનાપર ઔષધોપચાર ન કરતાં વિષયાસક્ત બની, સ્ત્રીસંગ ચાલુ રાખે છે, તેનું શિશ્ન કેટલાક દિવસ પછી સૂજી આવી તેમાં બળત્રા અને પાક સાથે કીડા પડી, પછી ખવાઈ જાય છે, અને પરિણામે તે માણસ તેનાથી મરણ પામે છે.

**લિંગવર્તિનાં લક્ષણો.**
**अङ्कुरैरिव सञ्जातैरुपर्युपरि संस्थितैः ॥**
**क्रमेण जायते वर्तिस्ताम्रचूडशिखोपमा ॥ ५ ॥**
**कोशस्याभ्यंतरे सन्धौ सर्वसन्धिगतापि वा ॥**
**लिङ्गवर्तिरिति ख्याता लिङ्गार्श इति चापरे ॥ ६ ॥**

---

१उपदंश=Soft Chancre.

શિશ્નપર માંસના થરો ચડીને કૂકડાની કલગી જેવા અંકુરો ચામડીના અંદરના ભાગમાં એટલે પોપચાંમાં ઢંકાયલી મણી (મદનછત્ર)પર કિંવા લિંગના સાંધા ઉપર થાય છે. આ રોગને લિંગવર્તિ કહે છે. કેટલાક તેને લિંગાર્શ પણ કહે છે. (આ વ્યાધિ ત્રિદોષ-જનિત હોવાથી વેદનાયુક્ત હોય છે. અને દેખાવમાં આ વર્તિ ચીકણો કિંવા તેલિયો હોય છે.)

इति उपदंशनिदानम्

## शूकदोषनिदानम्

अक्रमाच्छेफसो वृद्धिं योऽभिवाञ्छति मूढधीः ॥
व्याधयस्तस्य जायन्ते दश चाष्टौ च शूकजाः ॥ १ ॥

જે અલ્પમતિ પુરુષ પોતાની ગુહ્યેંદ્રિય (શિશ્ન) એકદમ મોટી કરવાની ઇચ્છાથી તેનાપર કેટલીક જાતના ઝેરી જીવડા અને ઝાડપાલાનો લેપ કરે છે, તેને ઘણી વાર ૧૮ જાતનો શૂકજ વ્યાધિ થાય છે.

**સર્ષપિકાનાં લક્ષણો.** गौरसर्षपसंस्थाना शूकदुर्भुग्नहेतुका ॥
पिडका श्लेष्मवाताभ्यां ज्ञेया सर्षपिका च सा ॥ २ ॥

શૂક જંતુનો ઇંદ્રિયપર ખરાબ રીતે લેપ કરવાથી કફ, વાત કુપિત થઈ, તેનાથી ધોળા સરસવના જેવડી સફેદ ફોલ્લીઓ ઉત્પન્ન થાય છે, જેને સર્ષપિકા કહે છે.

**અષ્ઠીલિકાનાં લક્ષણો.** कठिना विषमैर्भुग्नैर्वायुनाष्ठीलिका भवेत् ॥

ઝેરી શૂકજન્તુના લેપથી વાયુ કુપિત થઇ જે કઠણ ફોલ્લી થાય છે, તેને અષ્ઠીલિકા કહે છે.

**ગ્રથિતનાં લક્ષણો.** शूकैर्यत्पूरितं शश्वत् ग्रथितं नाम तत्कफात् ॥ ३ ॥

શૂકનો હંમેશાં એક સરખો ઇંદ્રિયપર લેપ કરતા રહેવાથી, કફથી, શિશ્નપર એક ગાંઠ ઉઠે છે, તેને ગ્રથિત કહે છે.

**કુંભિકાનાં લક્ષણો.** कुम्भिका रक्तपित्तोत्था जाम्बवास्थिनिभाऽशुभा ॥

શૂકદોષને લીધે રક્ત અને પિત્ત કુપિત થઇને જાંબૂનાં ઠળીઆ જેવડી કાળી ફોલ્લી ઉઠે છે તેને કુંભિકા કહે છે.

**અલજીનાં લક્ષણો.** तुल्यजां त्वलजीं विद्याद्यथाप्रोक्तां विचक्षणैः ॥ ४ ॥

શૂકદોષને લીધે થનારી આ અલજી પિટિકા, પ્રમેહપિટિકામાં જે અલજી પિટિકા વર્ણવી છે, તેના જેવી, રાતી અને કાળી ફોલ્લીઓથી વ્યાપ્ત, હોય છે.

**મૃદિતનાં લક્ષણો.** मृदितं पीडितं यत्तु संरब्धं वातकोपतः ॥

શૂકદોષથી થતી પીડા થયા પછી, શિશ્નને ચોળવાથી વાયુના કોપથી ઇંદ્રિય સૂજી જાય છે, તે મૃદિત કહેવાય છે.

---

२ थी ४ सु.नि.अ.१४ श्लो.३ थी ७

**પાણિભ્યાં ભૃશસંમૂઢે સંમૂઢપિડકા ભવેત્ ॥ ૫ ॥**

**સંમૂઢપિડકાનાં લક્ષણો.** લેપ કરી રહ્યા પછી, શિશ્ન બંને હથેળીમાં રાખી પુષ્કળ દબાવવાથી, મોઢા વગરની જે ફોડલી ઉપડે છે, તેને સંમૂઢ પિડકા કહે છે.

**અવમંથનાં લક્ષણો.**

**दीर्घा बह्व्यश्च पिडका दीर्यन्ते मध्यतस्तु याः ॥**
**सोऽवमन्थः कफासृग्भ्यां वेदनारोमहर्षकृत् ॥ ६ ॥**

શૂકનો ઉપયોગ કરવાથી કફ અને લોહીનો પ્રકોપ થઇને લાંબી અને વચ્ચેથી ફાટતી, જે ઘણી ફોડલીઓ થાય છે તેથી વેદના સાથે રુવાડાં ઉભા થાય છે. આ ફોડલીઓને અવમંથ કહે છે.

**પુષ્કરિકાનાં લક્ષણો.**

**पित्तशोणितसम्भूता पिडका पिडकाचिता ॥**
**पद्मकर्णिकसंस्थाना ज्ञेया पुष्करिका च सा ॥ ७ ॥**

પિત્તરક્તના પ્રકોપથી થયેલી ફોડલી વચમાં હોય છે, અને તેની આસપાસ બીજી નાની ફોલ્લિઓ ઉઠે છે, જે દેખાવમાં કમળના ફૂલની બેસણી જેવો લાગે છે. આ ઉપરથી એનું નામ પુષ્કરિકા રાખ્યું છે.

**સ્પર્શહાનિનાં લક્ષણો.**

**स्पर्शहानिं तु जनयेच्छोणितं शूकदूषितम् ॥**

શૂકના લેપથી દુષ્ટ થયેલું રક્ત, ચામડીને બેહેરી કરી નાખે છે.

**ઉત્તમાનાં લક્ષણો.**

**मुद्गमाषोपमा रक्ता रक्तपित्तोद्भवा च या ॥ ८ ॥**
**व्याधिरेषोत्तमा नाम शूकाजीर्णनिमित्तजा ॥**

શૂકનો વારંવાર ખોટી રીતે લેપ કરવાથી લોહી અને પિત્ત કુપિત થઇને મગના કે અડદના દાણા જેવડી રાતી ફોલ્લીઓ ઇંદ્રિયપર ઉઠે છે, તેમને ઉત્તમા કહે છે.

**શતપોનકનાં લક્ષણો.**

**छिद्रैरणुमुखैर्लिङ्गं चितं यस्य समन्ततः ॥ ९ ॥**
**वातशोणितजो व्याधिर्विज्ञेयः शतपोनकः ॥**

શૂકના દુરુપયોગથી વાયુ અને લોહી કુપિત થઇને ઇંદ્રિયપર જે ઘણાં ઝીણાં છિદ્રો પડે છે, તેને શતપોનક કહે છે.

**ત્વક્પાકનાં લક્ષણો.** **रक्तपित्तकृतो ज्ञेयस्त्वक्पाको ज्वरदाहकृत् ॥ १० ॥**

શૂક દોષથી લોહી અને પિત્ત કુપિત થઇને શિશ્નની ચામડી પાકી જાય છે; વળી તેથી જ્વર આવી જાય છે અને દાહ થાય છે. આને ત્વક્પાક કહે છે.

**શોણિતાર્બુદનાં લક્ષણો.**

**कृष्णैः स्फोटैः सरक्ताभिः पिडकाभिर्निपीडितम् ॥**
**यस्य बस्तिरुजश्चोग्रा ज्ञेयं तच्छोणितार्बुदम् ॥ ११ ॥**

જો શૂકદોષથી ઇંદ્રિયપર લાલ અને કાળા ન્હાના મોટા ફોલ્લાઓ ઉઠી આવે અને પેડુમાં ઘણી પીડા થાય તો એ વ્યાધિને શોણિતાર્બુદ જાણવો.

---

૫ થી ૮ सु. नि. अ. १४ श्लो. ६ थी १३. ९ थी १३ सु. नि. अ. १४ श्लो. १३ थी १८.

**मांसदोषेण जानीयादर्बुदं मांससम्भवम् ॥**

**માંસાર્બુદનાં લક્ષણો.** શૂકદોષને લીધે માંસ દુષ્ટ થવાથી (બગડવાથી), માંસની ગાંઠ થાય છે. એને માંસાર્બુદ કહે છે.

**માંસપાકનાં લક્ષણો.** **शीर्यन्ते यस्य मांसानि यस्य सर्वाश्च वेदनाः ॥ १२ ॥**
**विद्यात्तं मांसपाकं तु सर्वदोषकृतं भिषक् ॥**

શૂકદોષથી જેમાં પુરુષની ઈંદ્રિયનું માંસ સડીને ખરી પડે છે, અને જેમાં ઘણી જાતની પીડા ભોગવવી પડે છે, તે વ્યાધિને માંસપાક કહે છે. આ રોગ ત્રિદોષજનિત છે.

**વિદ્રાધનાં લક્ષણો.** **विद्रधिं सन्निपातेन यथोक्तमभिनिर्दिशेत् ॥ १३ ॥**

શૂક દોષને લીધે લિંગ ઉપર વિદ્રધિ–ગડ–થાય છે. સન્નિપાત જ વિદ્રધિનાં જે લક્ષણો વર્ણવ્યાં છે, તેવાં જ આ વિદ્રધિનાં પણ જાણવાં.

**तिलकालकनां लक्षणो.**
**कृष्णानि चित्राण्यथवा शूकानि सविषाणि वा ॥**
**पातितानि पचन्त्याशु मेढ्रं निरवशेषतः ॥ १४ ॥**
**कालानि भूत्वा मांसानि शीर्यन्ते यस्य देहिनः ॥**
**सन्निपातसमुत्थांस्तु तान्विद्यात्तिलकालकान् ॥ १५ ॥**

કાળા કાબરચિત્રા કે ઝેરી શૂક જીવડાનો લેપ કરવાથી, તરત જ આખી ઈંદ્રિય પાકી જાય છે, અને શિશ્નનું બધું માંસ તલના જેવું કાળા રંગનું થઈ તૂટીને ખરી પડતું જાય છે. આને ત્રિદોષજનિત તિલકાલક રોગ કહે છે.

**અસાધ્ય શૂકદોષ** **तत्र मांसार्बुदं यच्च मांसपाकश्च यः स्मृतः ॥**
**विद्रधिश्च न सिध्यन्ति ये च स्युस्तिलकालकाः ॥ १६ ॥**

ઉપર જણાવેલા શૂકવ્યાધિઓમાં માંસાર્બુદ, માંસપાક, વિદ્રધિ અને તિલકાલક એ ચાર અસાધ્ય છે.

इति शूकदोषनिदानम्

## कुष्ठनिदानं[1]

**કુષ્ઠ ઉત્પન્ન થવાનાં કારણો.**
**विरोधीन्यन्नपानानि द्रवस्निग्धगुरूणि च ॥**
**भजतामागतां छर्दिं वेगांश्चान्यान् प्रतिघ्नताम् ॥ १ ॥**
**व्यायाममतिसन्तापमतिभुक्त्वा निषेविणाम् ॥**
**शीतोष्णलङ्घनाहारान् क्रमं मुक्त्वा निषेविणाम् ॥ २ ॥**
**घर्मश्रमभयार्तानां द्रुतं शीताम्बुसेविनाम् ॥**
**अजीर्णाध्यशिनां चैव पञ्चकर्मापचारिणाम ॥ ३ ॥**

---

१ कुष्ठ—ચામડીના રોગો—Skin diseases. १४ थी १६ सु नि.अ.१४ श्लो.१८थी२१.
१. २. च.चि.अ.७ श्लो. २–३

नवान्नदधिमत्स्यातिलवणाम्लनिषेविणाम् ॥
माषमूलकपिष्टान्नतिलक्षीरगुडाशिनाम् ॥ ४ ॥
व्यवायं चाप्यजीर्णेऽन्ने निद्रां च भजतां दिवा ॥
विप्रान् गुरून्धर्षयतां पापं कर्म च कुर्वताम् ॥ ५ ॥
वातादयस्त्रयो दुष्टास्त्वग्रक्तं मांसमम्बु च ॥
दूषयन्ति स कुष्ठानां सप्तको द्रव्यसङ्ग्रहः ॥ ६ ॥
अतः कुष्ठानि जायन्ते सप्त चैकादशैव च ॥

પ્રવાહી, સ્નિગ્ધ, ભારે તથા પરસ્પર (જેમકે માછલાં અને દૂધ) વિરુદ્ધ અન્નપાન સેવનારના, ઉલટી કિંવા ઉબકા આવ્યા છતાં દાબી રાખનારના તથા બીજા–ઝાડો પેસાબ વગેરેના વેગોને રોકી રાખનારના જમ્યા પછી અત્યંત કસરત કરનારના, ઘણા તડકામાં રખડનારના, શીત ઉષ્ણ, લંઘન અને આહારનું નિયમવિરુદ્ધ સેવન રાખનારના, ગરમી, થાક અને ભયથી વ્યાકુળ થયા પછી તરતજ તેપર શીતળ પાણી પીનારના, ન પચે એવું ભારે અન્ન ભક્ષણ કરનારના, જમ્યાપર તરતજ પાછુ ફરીથી જમનારના, ઉલટી, જુલાબ બસ્તિ વગેરે પંચકર્મમાં ભૂલ કરનારના, નવું અન્ન, દહીં, માછલાં તથા ખારું, ખાટું, ઘણું ખાનારના, અડદ, મૂળા, પીઠાં, તલ, દૂધ અને ગોળ ખાનારના, અન્નનું પાચન ન થયાં છતાં મૈથુન કરનારના, દિવસે ઊંઘનારના, બ્રાહ્મણો તથા ગુરુજનોનો તિરસ્કાર કરનારના અને પાપકર્મો આચરનારના, બગડેલા વાતપિત્તાદિ ત્રણે દોષો, ચામડી રક્ત, માંસ અને પાણીને દુષ્ટ કરી, કુષ્ઠરોગ ઉત્પન્ન કરે છે, કુષ્ઠ થવામાં આ રીતે, વાતાદિ ત્રણે દોષો અને રક્ત, ચામડી, માંસ, અને પાણી એ ચારે દૂષ્યો મળી, સાત પદાર્થ, અવશ્ય કારણભૂત છે અને તેથી અઢાર પ્રકારનાં કુષ્ઠ થાય છે. આ અઢારમાં સાત મહાકુષ્ઠ અને અગીઆર ક્ષુદ્ર કુષ્ઠ છે.

**મહાકુષ્ઠ વ્યાધિના સાત પ્રકાર**

कुष्ठानि सप्तधा दोषैः पृथग्द्वन्द्वैः समागतैः ॥ ७ ॥
सर्वेष्वपि त्रिदोषेषु व्यपदेशोऽधिकत्वतः ॥

પૃથક્ દોષોથી ૩, બબ્બે દોષોથી કિંવા દ્વંદ્વજ ૩ અને સન્નિપાતમાંથી ૧ મળી ૭ દોષજનિત કુષ્ઠ થાય છે. જો કે ઉપર કહ્યું તેમ બધાં કુષ્ઠો ત્રિદોષજનિત છે છતાં જે કુષ્ઠમાં જે દોષનું પ્રાબલ્ય વધારે હોય તેના નામથી ઓળખવું.

**કુષ્ઠનાં પૂર્વરૂપો**

अतिश्लक्ष्णखरस्पर्शस्वेदास्वेदविवर्णताः ॥ ८ ॥
दाहः कण्डूस्त्वचि स्वापस्तोदः कोठोन्नतिः क्रमः ॥
व्रणानामधिकं शूलं शीघ्रोत्पत्तिश्चिरस्थितिः ॥ ९ ॥
रूढानामपि रूक्षत्वं निमित्तेऽल्पेऽपि कोपनम् ॥
रोमहर्षोऽसृजः कार्ष्ण्यं कुष्ठलक्षणमग्रजम् ॥ १० ॥

---

३ थी ७ च.चि.अ.७ श्लो ४ थी ८. ७,८ वा.नि.अ.१४ श्लो. ६,७. ८ थी १० वा. नि.अ.१४ श्लो. ११,१२,१३.

જ્યારે ચામડી, બહુ સુંવાળી લાગે કે બહુ ખરબચડી લાગે, શરીરે બહુ પરશેવો વળે, કિંવા પરશેવો ન જ વળે, ચામડીનો રંગ ફરી જાય, બળત્રા થાય; વલૂર આવે, ચામડી બહેરી થઇ જાય, સોયો ખોંચ્યા જેવું દુઃખ થાય, મચ્છરના કરડ જેવાં ઢીમણાં થઇ આવે, મેહેનત કર્યા વિના થાક લાગે, ધારામાં વેદના બહુ થાય, ધારાંની ઉત્પત્તિ જલદીથી થાય, પછી તે ઘણા દિવસ સુધી રહે, વળી તે ભરાઇ આવે તો પણ શુષ્ક રહે અને કંઈ નિમિત્ત મળતાં ફરી થાય, રુંવાડાં ઉભાં રહે અને લોહી કાળું પડી જાય ત્યારે કુષ્ઠ થવાનું છે એમ સમજવું.

**સાત મહાકુષ્ઠમાંનાં કાપાલ કુષ્ઠના લક્ષણો[1]**

**कृष्णारुणकपालाभं यद्रूक्षं परुषं तनु ॥**
**कापालं तोदबहुलं तत्कुष्ठं विषमं स्मृतम् ॥ ११ ॥**

કાપાલકુષ્ઠ કાળા અને રાતા રંગની ભાંગેલી ઠીબ જેવો, રુક્ષ (સુક્કો, લુખ્ખો), ખરબચડો, પાતળી ત્વચાવાળો અને સોયો ખોંચ્યા જેવી પીડાયુક્ત હોય છે. આ કુષ્ઠની ચિકિત્સા મુશ્કેલ છે.

**ઔદુંબરકુષ્ઠનાં લક્ષણો**

**रुग्दाहरागकण्डूभिः परीतं लोमपिञ्जरम् ॥**
**उदुम्बरफलाभासं कुष्ठमौदुम्बरं वदेत् ॥ १२ ॥**

ઔદુંબર નામના કુષ્ઠમાં બળત્રા થાય છે; શુળો ફૂટે છે; ત્વચા લાલચોળ થાય છે; અને તેમાં ખંજવાળ ઘણી આવે છે. એ ભાગપરના વાળ કાળા શાહી જેવા રંગના હોય છે, આ કુષ્ઠ દેખાવમાં ઉંબરાના ફળ જેવું હોય છે.

**મંડલ કુષ્ઠનાં લક્ષણો**

**श्वेतं रक्तं स्थिरं स्त्यानं स्निग्धमुत्सन्नमण्डलम् ॥**
**कृच्छ्रमन्योन्यसंयुक्तं कुष्ठं मण्डलमुच्यते ॥ १३ ॥**

મંડલ કુષ્ઠમાં ધોળાં, રાતાં કઠણ, ભીનાં, સુંવાળાં, ઉપસેલાં અને એકબીજાની પાસે આવેલાં ચકરડાં થાય છે. આ કુષ્ઠ મટવું મુશ્કેલ છે.

**ઋષ્યજિહ્વ કુષ્ઠનાં લક્ષણો**

**कर्कशं रक्तपर्यन्तमन्तःश्यावं सवेदनम् ॥**
**यदृष्यजिह्वसंस्थानमृष्यजिह्वं तदुच्यते ॥ १४ ॥**

ઋષ્યજિહ્વ કુષ્ઠ ખરબચડું, ચોમેર રાતું, વચ્ચે કાળું અને વેદનાયુક્ત હોય છે. આ કુષ્ઠ હરણની જીભ જેવું દેખાવમાં હોવાથી તેને ઋષ્યજિહ્વનું નામ આપ્યું છે.

**પુંડરીક કુષ્ઠનાં લક્ષણો**

**सश्वेतं रक्तपर्यन्तं पुण्डरीकदलोपमम् ॥**
**सोत्सेधं च सरागं च पुण्डरीकं प्रचक्षते ॥ १५ ॥**

જે કુષ્ઠ વચ્ચે ધોળું, કોર ઉપર રાતું, રાતાં કમળની પાંખડી જેવું, કંઇક ઉંચું અને રતાશવાળું હોય છે, તે પુંડરીક કુષ્ઠ કહેવાય છે.

**સિધ્મ કુષ્ઠનાં[2] લક્ષણો**

**श्वेतं ताम्रं च तनु यद्रजो घृष्टं विमुञ्चति ॥**
**प्रायेणोरसि तत्सिध्ममलाबुकुसुमोपमम् ॥ १६ ॥**

---

૧ महाकुष्ठ=Leprosy=રગતપિત. ૨ सिध्म=કરોળીયા=Pityrisis. ૧૧,૧૨ च.चि.अ.૭ શ્લો. ૧૨,૧૩. ૧૩ થી ૧૬ च.चि.अ.૭ શ્લો.૧૪ થી ૧૮

સિધ્મકુષ્ઠ રતાશ પડતું સફેદ, અને પાતળું હોય છે તથા વલૂરતાં એમાંથી રજ ઝરે છે. આ કુષ્ઠ ઘણું કરી છાતીપર થાય છે, અને તે દેખાવમાં તુંબડાનાં ફૂલ જેવું હોય છે.

**કાકણુ કુષ્ઠનાં લક્ષણો.** **यत्काकणन्तिकावर्णं सपाकं तीव्रवेदनम् ॥ त्रिदोषलिङ्गं तत्कुष्ठं काकणं नैव सिध्यति ॥ १७ ॥**

કાકણકુષ્ઠ ચણોઠીની પેઠે વચ્ચે કાળું અને આસપાસ લાલ અથવા વચમાં લાલ અને ફરતું કાળું, જરા પાકેલું અને તીવ્ર વેદનાયુક્ત હોય છે, તથા તેમાં ત્રણે દોષનાં લક્ષણો રહેલાં હોવાથી તે અસાધ્ય છે.

**૧૧ ક્ષુદ્ર કુષ્ઠમાંનાં ચર્મકુષ્ઠનાં લક્ષણો.** **अस्वेदनं महावास्तु यन्मत्स्यशकलोपमम् ॥ तदेककुष्ठं चर्माख्यं बहुलं हस्तिचर्मवत् ॥ १८ ॥**

ચર્મકુષ્ઠપર પરસેવો વળતો નથી, અને તે ઘણી જગ્યા ઘેરે છે. વળી તે માછલીની પીઠ ઉપરનાં ભીંગડાં જેવું, અને હાથીની ચામડી જેવું જાડું હોય છે.

**કિટિભ કુષ્ઠનાં લક્ષણો.[1]** **श्यावं किणखरस्पर्शं परुषं किटिभं स्मृतम् ॥**

કિટિભ નામે કુષ્ઠ કાળા રંગનું તથા આંટણવાળું હોય છે અને એ જગ્યાની ચામડી કઠોર તથા ખરબચડી થઈ જાય છે.

**વૈપાદિક કુષ્ઠનાં લક્ષણો.[2]** **वैपादिकं पाणिपादस्फोटनं तीव्रवेदनम् ॥ १९ ॥**

વૈપાદિક કુષ્ઠ થવાથી તે રોગીના હાથ પગ ફાટીને તેમાં ચીરા પડે છે, અને ઘણી વેદના થાય છે.

**અલસક કુષ્ઠનાં લક્ષણો.[3]** **कण्डूमद्भिः सरागैश्च गण्डैरलसकं चितम् ॥**

અલસક કુષ્ઠ ઘણી વલૂર આવે એવાં, અને રાતાં ગુમડાંઓ-વાળું હોય છે.

**દદ્રુમંડલ કુષ્ઠનાં લક્ષણો.[4]** **सकण्डूरागपिडकं दद्रुमण्डलमुद्गतम् ॥ २० ॥**

દદ્રુમંડલ કુષ્ઠ રંગે લાલ હોય છે, તેમાં ફોલ્લીઓ થાય છે. અને ખંજવાળ આવે છે. તેની ફોલ્લીઓ મુખ આગળથી લગાર ઉપસેલી હોય છે, આ કુષ્ઠ ગોળાકાર હોવાથી તેને દદ્રુમંડલ (દાદર)ની સંજ્ઞા આપી છે.

**ચર્મદળ કુષ્ઠનાં લક્ષણો.** **रक्तं सशूलं कण्डूमत्सस्फोटं यद्दलत्यपि ॥ तच्चर्मदलमाख्यातं संस्पर्शासहमुच्यते ॥ २१ ॥**

જે કુષ્ઠમાં શૂળો ફૂટે છે, વલૂર આવે છે તથા જે રંગે લાલ હોય છે, તેમ જેમાં ફોલ્લાઓ થઈ તેમાંથી રસી ગળે છે, તે ચર્મદળ કુષ્ઠ કહેવાય છે. આ કુષ્ઠપર હાથનો સ્પર્શ પણ સહેવાતો નથી. આમાં ત્વચા ફાટે છે, તેથી આ કુષ્ઠને ચર્મદળની સંજ્ઞા આપી છે.

---

૧ किटिभ=ખરજવું=Eczema. ૨ वैपादिक=વ્યાફાટવી=Rhajades. ૩ अलसक=લૂખસ=Prurigo. ૪ दद्रुमंडल=દાદર=Ringworm. ૧૭થી ૨૦ च.चि.अ.७ श्लो.१८ थी २१. २१ च. चि अ. ७ श्लो. २२.

પામા કુષ્ઠનાં લક્ષણો[1] सूक्ष्मा बह्व्यः पीडकाः स्राववत्यः पामेत्युक्ताः कण्डूमत्यः सदाहाः

જેમાં ઝીણી ઝીણી ઘણી ફોલ્લીઓ થાય છે, તેમાંથી રસી ઝરે છે, સાથે ચલુર ઘણી આવે છે, અને બળતરા થાય છે, તેને પામાકુષ્ઠ કહે છે.

કચ્છુ કુષ્ઠનાં લક્ષણો[1] सैव स्फोटैस्तीव्रदाहैरुपेता ज्ञेया पाण्योः कच्छुरुग्रा स्फिचोश्च

જો ઝીણી ફોલ્લીઓને બદલે તીવ્ર દાહ સાથે મોટા ફોલ્લાઓ હાથમાં અને ફૂલા ઉપર થાય તો એ જ (પામા) કચ્છૂ કહેવાય છે. એ દરદ ઉગ્ર છે.

વિસ્ફોટક કુષ્ઠનાં લક્ષણો[2] स्फोटाः श्यावारुणाभासा विस्फोटाः स्युस्तनुत्वचः ॥

આશમાની કે રતાશ પડતા રંગના અને પાતળી ચામડીવાળા ફોલ્લાઓ વિસ્ફોટક કહેવાય છે.

શતારુ કુષ્ઠનાં લક્ષણો[3] रक्तं श्यावं सदाहार्ति शतारुः स्याद्बहुव्रणम् ॥ २३ ॥

શતારુકુષ્ઠ રંગે લાલ હોય છે, તેમાં શૂળો ફૂટે છે, બળત્રા થાય છે, અને તેમાં ઘણાં વ્રણો પડે છે.

વિચર્ચિકાનાં લક્ષણો[4] सकण्डूः पिडका श्यावा बहुस्रावा विचर्चिका ॥

વિચર્ચિકા કુષ્ઠમાં ખંજવાળ સાથે શ્યામ રંગની ફોલ્લીઓ ઉઠે છે, અને તેમાંથી ઘણી રસી ઝરે છે.

વાતજાદિ કુષ્ઠનાં લક્ષણો

खरं श्यावारुणं रूक्षं वातात्कुष्ठं सवेदनम् ॥ २४ ॥
पित्तात्प्रकुथितं दाहरागस्रावान्वितं स्मृतम् ॥
कफात्क्लेदि घनं स्निग्धं सकण्डूशैत्यगौरवम् ॥ २५ ॥
द्विलिङ्गं द्वंद्वजं कुष्ठं त्रिलिङ्गं सान्निपातिकम् ॥

વાયુના સંબંધથી જે કુષ્ઠ થાય છે, તે ખરબચડું આસમાની કે રાતા રંગનું, રુક્ષ અને વેદનાયુક્ત હોય છે. પિત્તથી થયેલું કુષ્ઠ સડાવાળું, દાહયુક્ત, લાલ અને રસી ઝરતું હોય છે. જે કુષ્ઠ ભીનાશવાળું, જાડું, ચીકણું, ખંજવાળવાળું, શીતળ અને ભારે હોય છે, તે કફજન્ય જાણવું. જે કુષ્ઠમાં બબ્બે દોષનાં લક્ષણો જોવામાં આવે તે દ્વંદ્વજ અને જે કુષ્ઠમાં ત્રણે દોષોનાં લક્ષણો દૃષ્ટિએ પડે તે સાન્નિપાતિક જાણવું.

## રસાદિ ધાતુ સુધી પહોંચેલા કુષ્ઠનાં લક્ષણો

રસગત કુષ્ઠનાં લક્ષણો

त्वक्स्थे वैवर्ण्यमङ्गेषु कुष्ठे रौक्ष्यं च जायते ॥ २६ ॥
त्वक्स्वापो रोमहर्षश्च स्वेदस्यातिप्रवर्तनम् ॥

કુષ્ઠવ્યાધિ રસધાતુસુધી પ્રવેશ કરે છે,ત્યારે રોગીના શરીરનો રંગ બદલાય છે; શરીર લુખું લાગે છે જ્યારે ચામડી ખોટી પડી જાયછે; રુવાડાં ઉભાં થાય છે;અને પરસેવો ઘણો વળે છે.

---

१ पामा कच्छू=ખસ Scabies. २ विस्फोटक=Impetigo. ३ शतारु=Rupia. ४ विचर्चिका=Psoriasis. २३ च.चि.अ.७ श्लो.२३. २७सु.नि.अ.५ श्लो.१३.

**રક્તગત કુષ્ઠનાં લક્ષણો** **कण्डूर्विपूयकश्चैव कुष्ठे शोणितसंश्रये ॥ २७ ॥**

રક્તમાં કુષ્ઠનો સંચાર થતાં ખંજવાળ ઘણી આવે છે, તેમ પરુ બહુ થાય છે.

**માંસગત કુષ્ઠનાં લક્ષણો** **बाहुल्यं वक्त्रशोषश्च कार्कश्यं पिडकोद्गमः ॥**
**तोदः स्फोटः स्थिरत्वं च कुष्ठे मांससमाश्रिते ॥ २८ ॥**

માંસમાં કુષ્ઠની ગતિ પહોંચતાં કુષ્ઠ વધી જાય છે. મોઢું સુકાય છે, શરીર ખરબચડું બને છે, ફોલ્લીઓ ઉઠે છે, સોયો ખોંચ્યા જેવી પીડા થાય છે, ફોલ્લા ઉઠી આવે છે, તથા ચામડી કઠણ થઈ જાય છે.

**મેદોગત કુષ્ઠનાં લક્ષણો** **कौण्यं गतिक्षयोऽङ्गानां संभेदः क्षतसर्पणम् ॥**
**मेदःस्थानगते लिङ्गं प्रागुक्तानि तथैव च ॥ २९ ॥**

જ્યારે કુષ્ઠનો સંચાર મેદમાં થાય છે, ત્યારે હાથ તથા બીજા અવયવોની હાલચાલ અટકી પડે છે. શરીરમાં વેદના થઈ, ચીરા પડે છે, જે પછી પ્રસરે છે એટલે કચકચી મોટા થાય છે; તથા રસ, રક્ત અને માંસગત કુષ્ઠનાં ઉપર વર્ણવેલાં લક્ષણો પણ આમાં દેખાય છે.

**અસ્થિ મજ્જાગત કુષ્ઠનાં લક્ષણો** **नासाभङ्गोऽक्षिरागश्च क्षतेषु कृमिसंभवः ॥**
**स्वरोपघातश्च भवेदस्थिमज्जासमाश्रिते ॥ ३० ॥**

અસ્થિમાં તથા મજ્જામાં કુષ્ઠ જતાં નાક ગળી જાય છે; નેત્ર લાલ થાય છે; ઘારામાં (ચીરામાં) કીડા પડે છે; અને ગળું બેસી જાય છે.

**રજમાં અને શુક્રમાં ગયેલું કુષ્ઠ તેનાં સંતાનોને પણ લાગુ પડે છે**

**दम्पत्योः कुष्ठबाहुल्याद्दुष्टशोणितशुक्रयोः ॥**
**यदपत्यं तयोर्जातं ज्ञेयं तदपि कुष्ठितम् ॥ ३१ ॥**

જે દંપતીના શરીરમાં કુષ્ઠનું જોર વધી જવાથી શુક્ર કિંવા આર્તવ દુષ્ટ થાય છે, તેમનાં જે સંતાનો થાય છે તે પણ કુષ્ઠ રોગી જન્મે છે. (કુષ્ઠ રોગીનાં બગડેલાં રજ કે વીર્યમાં બીજનો સંપૂર્ણ નાશ થતો ન હોવાથી પ્રજા થઈ શકે છે પણ તે કુષ્ઠરોગી થાય છે—ટીકાકાર).

**કુષ્ઠનાં સાધ્યાસાધ્ય લક્ષણો** **साध्यं त्वग्रक्तमांसस्थं वातश्लेष्माधिकं च यत् ॥**
**मेदसि द्वन्द्वजं याप्यं वर्ज्यं मज्जास्थिसंश्रितम् ॥ ३२ ॥**
**कृमितृड्दाहमन्दाग्निसंयुक्तं यत्त्रिदोषजम् ॥**
**प्रभिन्नं प्रस्रुताङ्गं च रक्तनेत्रं हतस्वरम् ॥ ३३ ॥**
**पञ्चकर्मगुणातीतं कुष्ठं हन्तीह कुष्ठिनम् ॥**

ચામડી, રક્ત અને માંસ સુધી પહોંચેલું કુષ્ઠ સાધ્ય છે. જે કુષ્ઠમાં વાયુ અને કફ પ્રધાન હોય છે, તે સાધ્ય છે. મેદ સુધી પ્રવેશ કરી ગયેલું કુષ્ઠ, તેમ દ્વંદ્વજ કુષ્ઠ દુઃસાધ્ય છે. જે કુષ્ઠ મજ્જા, અસ્થિ અને વીર્યસુધી પહોંચી ગયું છે, તે જેમ અસાધ્ય છે, તેમ જે કુષ્ઠમાં કીડા પડી ગયા છે, જેમાં તરશ બહુ લાગે છે, દાહ થાય છે તથા જઠરાગ્નિ મંદ

---

૨૮થી૩૦ सु.नि.अ.५श्लो.१३. ३१सु.नि.अ.५श्लो.१४. ३३,३४सु.सू.अ.३३ श्लो.६

પડી ગયો છે, તે પણ અસાધ્ય છે, વળી જે કુષ્ઠ ત્રિદોષજનિત છે, તે અસાધ્ય ગણાય છે, વળી જેમાં ચામડી ફાટી, અંદરથી ગંધાતી રસી ઝરે છે અને રોગીનાં નેત્ર લાલ થયાં હોય છે, ગળું બેસી ગયું હોય છે, અને ઉલટી, જુલાબ, સ્વેદ વગેરે પાંચ કર્મની જેનાપર કંઇ અસર નથી થતી તે કુષ્ઠ પ્રાણુઘાતક નીવડે છે.

મહાકુષ્ઠમાં દોષનો સંબંધ

**वातेन कुष्ठं कापालं पित्तेनौदुम्बरं कफात् ॥ ३४ ॥**
**मण्डलाख्यं विचर्ची च ऋष्याख्यं वातपित्तजम् ॥**
**चर्मैककुष्ठं किटिभं सिध्मालसविपादिकाः ॥ ३५ ॥**
**वातश्लेष्मोद्भवाः श्लेष्मपित्ताद्दद्रुशतारुषी ॥**
**पुण्डरीकं सविस्फोटं पामा चर्मदलं तथा ॥ ३६ ॥**
**सर्वैः स्यात्काकणं पूर्वं त्रिकं सिध्मं सकाकणम् ॥**
**पुण्डरीकर्ष्यजिह्वे च महाकुष्ठानि सप्त तु ॥ ३७ ॥**

વાયુથી કાપાલ કુષ્ઠ; પિત્તથી ઔદુંબર; કફથી મંડળ અને વિચર્ચિકા; વાતપિત્તથી ઋષ્યજિહ્વ; વાતકફથી ચર્મકુષ્ઠ, કિટિભ, સિધ્મ, અલસ અને વિપાદિકા; કફપિત્તથી દદ્રુ (દરાજ), શતારૂ, પુંડરીક, વિસ્ફોટક, પામા (ખસ) અને ચર્મદળ; અને ત્રિદોષમાંથી કાંકણુ કુષ્ઠ થાય છે. તેમાં કાપાલ, કુદુંબ્બર, મંડળ, દદ્રુ, કાક, પુંડરીક અને ઋષ્યજિહ્વ, એ સાત મહાકુષ્ઠ છે, બાકીનાં શુદ્ર કુષ્ઠ સમજવાં. (અહિં વાયુથી કહ્યું છે ત્યાં અધિક વાયુવાળા ત્રિદોષથી એમ સમજવું. એ રીતે સર્વત્ર; કારણ કે બધાં કુષ્ઠ ત્રિદોષથી થાય છે.)

કિલાસનાં લક્ષણો[1]

**कुष्ठैकसंभवं श्वित्रं किलासं दारुणं भवेत् ॥**
**निर्दिष्टमपरिस्रावी त्रिधातूद्भवसंश्रयम् ॥ ३८ ॥**

કુષ્ઠ થવાનાં જે કારણો આગળ દર્શાવ્યાં છે, તેજ કારણોથી શ્વિત્ર (ધોળો કોઢ) પણ થાય છે. શ્વિત્રનેજ કિલાસ તથા દારુણ કહે છે. શ્વિત્રમાંથી રસી કે પરુ ઝરતું નથી, અને તે બંને, ત્રણ દોષથી ઉત્પન્ન થાય છે અને રક્ત, માંસ, મેદ એ ત્રણ ધાતુનો આશ્રય કરી રહે છે.

વાતાદિ ભેદથી કિલાસનાં લક્ષણો

**वाताद्रूक्षारुणं पित्तात्ताम्रं कमलपत्रवत् ॥**
**सदाहं रोमविध्वंसि कफाच्छ्वेतं घनं गुरु ॥ ३९ ॥**
**सकण्डुरं क्रमाद्रक्तमांसमेदस्सु चादिशेत् ॥**
**वर्णेनैवेदगुभयं कृच्छ्रं तच्चोत्तरोत्तरम् ॥ ४० ॥**

વાયુજન્ય કિલાશ શુષ્ક અને લાલ હોય છે; પિત્તજન્ય કિલાસ કમળના પત્ર જેવા આકારનું અને લાલ હોય છે અને તેમાં બળત્રા બળે છે, તથા કોઢ થયેલા ભાગપરના કેશ ખરી પડે છે; કફજન્ય કિલાસ સફેદ, જાડો અને ભારે હોય છે, અને તેમાં વલુર આવે છે. ક્રમથી રક્ત, માંસ અને મેદનો આશ્રય કરી આ કોઢ રહે છે, એટલે દોષ જો રક્તાશ્રિત હોય છે, તો લાલ; માંસાશ્રિત હોય છે, તો લાલાશ પડતો; અને મેદાશ્રિત હોય તો

---

૧ किलास=કોઢ. ૩૮ થી ૪૧ વા.નિ.અ. ૧૪ શ્લો. ૩૭ થી ૪૦.

સફેદ હોય છે. વળી આ કોઢ ઉત્તરોત્તર કષ્ટસાધ્ય છે. (રસાશ્રિતથી રક્તાશ્રિત અને તેથી માંસાશ્રિત વધારે કષ્ટસાધ્ય છે.)

**શ્વિત્રનાં સાધ્યાસાધ્ય લક્ષણો[1]** **अशुक्लरोमाबहुलमसंश्लिष्टमथो नवम् ॥**
**अनग्निदग्धजं साध्यं श्वित्रं वर्ज्यमतोऽन्यथा ॥ ४१ ॥**

જે શ્વિત્રપરનાં રોમ સફેદ થયાં નથી તથા જે પાતળું છે, એટલુંજ નહિ પણ જેના ચાઠાં, એક બીજા સાથે એકઠાં ન થતાં છૂટાં રહેલાં હોય, જે નવું થતું હોય તથા જે દાહમાંથી ન ઉત્પન્ન થયું હોય તે મટે છે; બીજાં મટતાં નથી.

**गुह्यपाणितलौष्ठेषु जातमप्यचिरन्तनम् ॥**
**वर्जनीयं विशेषेण किलासं सिद्धिमिच्छता ॥ ४२ ॥**

મળદ્વાર, હાથ પગનાં તળિયાં તથા હોઠપર કિલાસને થયાને ઘણા દિવસ થયા ન હોય, તોપણ યશની ઇચ્છા રાખનાર વૈદ્યે, તેનું ઓસડ કરવું નહિ.

**સાંસર્ગિક રોગ** **प्रसङ्गाद्गात्रसंस्पर्शान्निःश्वासात्सहभोजनात् ॥**
**सहशय्यासनाच्चापि वस्त्रमाल्यानुलेपनात् ॥ ४३ ॥**
**कुष्ठं ज्वरश्च शोषश्च नेत्राभिष्यन्द एव च ॥**
**औपसर्गिकरोगाश्च संक्रामन्ति नरान्नरम् ॥ ४४ ॥**

રતિસંગથી, રોગીના અંગના સ્પર્શથી, એકનાં મુખનો શ્વાસોચ્છ્વાસ બીજાના મુખપર જવાથી, સાથે જમવાથી, સાથે બેસવાથી, એકનું વાપરેલ વસ્ત્ર બીજાના ખપમાં લેવાથી એકઠાં સુવાથી, એકે સુંઘેલું પુષ્પ બીજાએ સુંઘવાથી, બીજાનું અજીઠું ચંદન શરીરપર ચોપડવાથી, કુષ્ઠ, તાવ, ક્ષય અને નેત્રરોગ (આંખ દુખવા આવવી વગેરે) વગેરે કેટલાક રોગો એકના પરથી ઉડી બીજાને વળગે છે અને તેથી આવા રોગોને ચેપી રોગ કહે છે.

इति कुष्ठनिदानम्

## शीतपित्तोदर्दकोठनिदान

**શીતપિત્ત(શીળસ)-ની સંપ્રાપ્તિ[2]** **शीतमारुतसंस्पर्शात्प्रदुष्टौ कफमारुतौ ॥**
**पित्तेन सह संभूय बहिरन्तर्विसर्पतः ॥ १ ॥**

શીતળ વાયુ લાગવાથી કફ અને વાયુ દુષ્ટ થઈ, પછી તેઓ પિત્ત સાથે મળી જઈ અંદર અને બહાર ચામડીપર ફેલાય છે.

**શીતપિત્તનાં પૂર્વરૂપો** **पिपासारुचिहृल्लासदेहसादाङ्गगौरवम् ॥**
**रक्तलोचनता तेषां पूर्वरूपस्य लक्षणम् ॥ २ ॥**

તરશ, અરુચિ, મોળ, ગ્લાનિ, ભારેપણું તથા આંખ લાલ થવી, વગેરે ચિહ્નો શીળસ થવાનું હોય ત્યારે દેખાય છે.

---

૧ श्वित्र.=કોઢ=Leucoderma. ૨ शीतपित्त=શીળસ=Urticaria ૪૨.वा.नि.अ.१४. श्लो.४१. ४३.४४. सु.नि.अ. ५. श्लो.१७.

શીતપિત્તનાં લક્ષણો.

वरटीदष्टसंस्थानः शोथः संजायते बहिः ॥
सकण्डूस्तोदबहुलश्छर्दिज्वरविदाहवान् ॥ ३ ॥
उदर्दमिति तं विद्याच्छीतपित्तमथापरे ॥
वाताधिकं शीतपित्तमुदर्दस्तु कफाधिकः ॥ ४ ॥

જે રોગમાં ડાંસ ડસ્યા જેવો ચામડીપર સોજો આવે, વલૂર છૂટે, સોયો ટોંચ્યા જેવી પીડા થાય, તથા ઉલટી સંતાપ અને બળત્રા થાય. તે વ્યાધિને કેટલાક ઉદર્દ કહે છે; તો કેટલાક શીતપિત્ત કહે છે. પણ શીતપિત્તમાં વાયુ પ્રધાન હોય છે અને ઉદર્દમાં કફ પ્રધાન રહે છે.(આ રીતે કેટલાક શીતપિત્ત અને ઉદર્દને એક ગણે છે તો બીજાઓ ભિન્ન ગણે છે.)

ઉદર્દનાં લક્ષણો.

सोत्सङ्गैश्च सरागैश्च कण्डूमद्भिश्च मण्डलैः ॥
शैशिरः कफजो व्याधिरुदर्दः परिकीर्तितः ॥ ५ ॥

ટાઢથી ઠંડી ઋતુમાં કફ કુપિત્ત થઇને, લાલ રંગનાં શરીરપર જે ચાઠાં ઉઠે છે. જેમાં વલૂર ઘણી આવે છે અને જે વચમાંથી ઊંડાં અને કોરપર લગાર ઉપસેલાં કે ઊચાં હોય છે, તેને ઉદર્દ કહે છે.

કોઠનાં લક્ષણો.

असम्यग्वमनोदीर्णपित्तश्लेष्मान्ननिग्रहैः ॥
मण्डलानि सकण्डूनि रागवन्ति बहूनि च ।
उत्कोठः सानुबन्धश्च कोठ इत्यभिधीयते ॥ ६ ॥

વમન માટે આપેલાં ઓસડના ખોટા ઉપયોગથી, બરાબર ઉલટી ન થવાથી, કે ઉછળી આવેલાં પિત્ત, કફ અને અન્નને રોકી રાખવાથી, શરીર પર ઘણાં લાલ રંગનાં ગોળ, ચાઠાં ઉઠે છે; જેમાં વલૂર આવે છે. આ રોગને ઉત્કોઠ કહે છે, પણ ક્ષણમાં થાય અને ક્ષણમાં મટી જાય તો આ ચાઠાં કોઠ કહેવાય છે.

इति शीतपित्तोदर्दकोठनिदानम्.

## अम्लपित्तनिदानं[1]

નિદાનપૂર્વક અમ્લપિત્તનું સ્વરૂપ

विरुद्धदुष्टाम्लविदाहिपित्तप्रकोपिपानान्नभुजो विदग्धम् ॥
पित्तं स्वहेतूपचितं पुरा यत्तदम्लपित्तं प्रवदन्ति सन्तः ॥ १ ॥

ક્ષીર, મત્સ્યાદિ વિરુદ્ધ આહાર કરવાથી, બગડેલું કે ખાટું અન્ન સેવવાથી, તથા બળત્રા કરવાવાળાં અને પિત્તને વધારનારાં અન્નપાનનું સેવન રાખવાથી વર્ષાઋતુમાં સ્વકારણોથી સંચિત થઇ રહેલું પિત્ત દુષ્ટ થાય છે તેને અમ્લપિત્ત કહે છે.

અમ્લપિત્તનાં લક્ષણો.

अविपाकक्लमोत्क्लेशतिक्ताम्लोद्गारगौरवैः ॥
हृत्कण्ठदाहारुचिभिश्चाम्लपित्तं वदेद्भिषक् ॥ २ ॥

---

१ अम्लपित्त=ધચરકાવિકાર=Acidity.

અન્ન પાચન ન થવું, મહેનત વગર થાક લાગવો, ઉલટીના ઉછાળા આવવા, કડવા અને ખાટા ઓડકાર આવવા, શરીર જડ (ભારે) થવું, છાતીમાં અને ગળામાં બળત્રા થવી અને અન્નપર અપ્રીતિ થવી આટલાં લક્ષણોથી અમ્લપિત્ત થયું છે, એમ જાણવું.

**ઉર્ધ્વગત ને અધોગત એવાં બે પ્રકારનાં અમ્લપિત્ત થાય છે, તેમાંથી અધોગતનાં લક્ષણો**

**तृड्दाहमूर्च्छाभ्रममोहकारि प्रयात्यधो वा विविधप्रकारम् ॥**
**हृल्लासकोठानलसादहर्षस्वेदाङ्गपीतत्वकरं कदाचित् ॥ ३ ॥**

અધોગત અમ્લપિત્ત થતાં તરશ, દાહ, મૂર્છા, ચકરી, મોહ, મોળ શરીરપર ઢીમડાં, મંદ જઠરાગ્નિ, રુવાડાં ઉભાં થવાં, પરસેવો અને શરીરની કાંતિ પીળાશ પડતી થવી, વગેરે ઉપદ્રવો થાય છે. આ લક્ષણો થવાની સાથે મળદ્વારેથી કાળું, રાતું, લીલું, વિવિધ રંગવાળું તથા દુર્ગંધીયુક્ત પિત્ત કોઈ કોઈ વખતે પડે છે.

**ઉર્ધ્વગતનાં લક્ષણો**

**वान्तं हरित्पीतकनीलकृष्णमारक्तरक्ताभमतीव चाम्लम् ॥**
**मांसोदकाभं त्वतिपिच्छिलाच्छं श्लेष्मानुयातं विविधं रसेन**
**भुक्ते विदग्धे त्वथवाप्यभुक्ते करोति तिक्ताम्लवमिं कदाचित्॥**
**उद्गारमेवंविधमेव कण्ठे हृत्कुक्षिदाहं शिरसो रुजं च ॥ ५ ॥**
**करचरणदाहमौष्ण्यं महतीमरुचिं ज्वरं च कफपित्तम् ॥**
**जनयति कण्डूमण्डलपिटिकाशतनिचितगात्ररोगचयम् ॥६॥**

ઉર્ધ્વગત અમ્મલપિત્તથી લીલું, પીળું, આશમાની, કાળું, રતાશ પડતું, લાલ, અત્યંત ખાટું, માંસ ધોયેલા પાણી જેવું, અત્યંત ચીકણું કિંવા તેલિયું, સ્વચ્છ, કફમિશ્રિત અને ખારું, તુરું વગેરે રસયુક્ત એવું પિત્ત પડે છે. વળી કોઈ પણ વખત જમેલું અન્ન અડધું પાચન થયા પછી કડવી તથા ખાટી ઉલટી થાય છે અને ઓડકાર પણ તેવાજ આવે છે. આ રોગથી ગળું, કુખ અને છાતી બળે છે, તથા માથું દુખે છે. વળી અમ્લપિત્તમાં કફપિત્તના પ્રકોપથી હાથ, પગમાં બળાત્રા બળે છે, શરીર તપી ઉઠે છે, ઘણી અરુચિ રહે છે, તાવ આવે છે, ખંજવાળવાળાં ચકરડાંઓથી તથા ફોડલીઓથી શરીર વ્યાપ્ત થઈ જાય છે, અને અપચો, મોળ વગેરે ઘણા ઉપદ્રવો થાય છે.

**સાધ્યાસાધ્ય વિચાર**

**रोगोऽयमम्लपित्ताख्यो यत्नात्संसाध्यते नवः ॥**
**चिरोत्थितो भवेद्याप्यः कृच्छ्रसाध्यः स कस्यचित् ॥ ७ ॥**

અમ્લપિત્ત વ્યાધિ નવો હોય તો તે યત્ન કરવાથી મટી જાય છે. તે જૂનો થતાં યાપ્ય—એમને એમ ચાલ્યા કરે એવો થઈ જાય છે. ઓસડ વગેરેની સંભાળ રાખનાર કોઈકનો જૂનો વ્યાધિ મુશ્કેલીથી મટે પણ છે.

**અમ્લપિત્તમાં વાયુ અને વાતકફનો સંબંધ**

**सानिलं सानिलकफं सकफं तच्च लक्षयेत् ॥**
**दोषलिङ्गेन मतिमान् भिषङ्मोहकरं हि तत् ॥ ८ ॥**

વાતયુક્ત અમ્લપિત્ત, વાતકફયુક્ત અમ્લપિત્ત અને કફયુક્ત અમ્લપિત્ત એવાં પ્રકારનાં અમ્લપિત્ત છે. બુદ્ધિમાન વૈદ્યે તે પ્રત્યેકના સંબંધમાં આવેલા દોષ કે દોષોનાં લક્ષણોપરથી ઓળખી લેવાં. કેમકે, એ વૈદ્યને પણ

મુંઝવી દીધે એવું છે. ઊર્ધ્વગત અમ્લપિત્તમાં ઉલટીનું પ્રબળ રહે છે, અને અધોગતમાં અતિસાર થાય છે. આ માટે વૈદ્યે સૂક્ષ્મ દૃષ્ટિથી રોગની પરીક્ષા કરવી.

**વાતયુક્ત અમ્લ-પિત્તનાં લક્ષણો.** **कम्पप्रलापमूर्च्छाचिमिचिमिगात्रावसादशूलानि ॥ तमसो दर्शनविभ्रमविमोहहर्षाण्यनिलयुते ॥ ९ ॥**

વાતયુક્ત અમ્લપિત્તમાં ધ્રુજરી, બડબડાટ તથા મૂર્ચ્છા થાય છે; શરીર બહેર મારી જઈ તેમાં ઝણઝણાટ છૂટે છે; અંગ સુસ્ત બને છે; પેટમાં દુઃખે છે; આંખો આગળ અંધારાં આવે છે; ચકરી આવે છે; મન અને ઇંદ્રિયો બેભાન બને છે અને રુંવાડાં ઉભાં થાય છે.

**કફયુક્ત અમ્લ-પિત્તનાં લક્ષણો.** **कफनिष्ठीवनगौरवजडतारुचिशीतसादवमिलेपाः ॥ दहनबलसादकण्डूर्निद्रातन्द्राकफानुगते ॥ १० ॥**

કફયુકત અમ્લપિત્તમાં કફના ગળફા પડે છે; શરીર ઘણું ભારે તથા જડ થાય છે; અન્ન જોવું ગમતું નથી; ટાઢ વાય છે; અંગ સુસ્ત બને છે; ઉલટી થાય છે: મુખ ચીકણું બને છે; જઠરાગ્નિ મંદ પડી જાય છે; શરીરમાં અશક્તિ જણાય છે; વલૂર આવે છે; ઉંઘ આવે છે; તથા આંખમાં ઘેન રહે છે.

**વાતકફયુક્ત અમ્લ-પિત્તનાં લક્ષણો.** **उभयमिदमेव चिह्नं मारुतकफसंभवे भवत्यम्ले ॥**

વાતકફયુક્ત અમ્લપિત્તમાં ઉપર જણાવેલાં બંને પ્રકારનાં લક્ષણો થાય છે.

**કફપિત્તયુક્ત અમ્લ-પિત્તનાં લક્ષણો.** **भ्रमो मूर्च्छारुचिश्छर्दिरालस्यं च शिरोरुजा ॥ प्रसेको मुखमाधुर्यं श्लेष्मपित्तस्य लक्षणम् ॥ ११ ॥**

ફેર, મૂર્ચ્છા, અરુચિ, ઉલટી, આળસ, માથું દુઃખવું, મુખમાંથી લાળ છૂટવી અને મુખનો સ્વાદ ગળચટો બનવો આટલાં લક્ષણો કફપિત્તયુક્ત અમ્લપિત્તમાં થાય છે.

इति अम्लपित्तनिदानम्

## विसर्पनिदानं[1]

**વિસર્પની સંખ્યા અને તેનાં કારણો.** **लवणाम्लकटूष्णादिसंसेवाद्दोषकोपतः ॥ विसर्पः सप्तधा ज्ञेयः सर्वतः परिसर्पणात् ॥**

ખારા, ખાટા, તીખા અને ઉષ્ણ પદાર્થોનું સેવન કરવાથી, વાતાદિ દોષ કુપિત થઈ, સાત જાતનો વિસર્પ વ્યાધિ ઉત્પન્ન થાય છે આ રોગ શરીરમાં ચારે બાજુએ ફેલાય છે, તેથી તેને વિસર્પ (રતવા) કહે છે.

**વિસર્પના ભેદો.** **पृथक् त्रयस्त्रिभिश्चैको विसर्पो द्वन्द्वजास्त्रयः ।
अग्न्याख्यो वातपित्ताभ्यां ग्रन्थ्याख्यः कफवातजः ॥
यस्तु कर्दमको घोरः स पित्तकफसंभवः ॥ २ ॥**[2]

વિસર્પ રોગ વાતાદિક જુદા જુદા દોષોથી ત્રણ પ્રકારનો થાય છે, ત્રણે દોષો એકઠા મળવાથી એક પ્રકારનો થાય છે. વળી બે બે દોષ એકઠા મળવાથી ત્રણ પ્રકારનો

१ विसर्प=Erysipelas=રતવા. २ च.चि.अ.११ श्लो. १०,१२.

થાય છે. એમ આઠ પ્રકારનો વિસર્પ રોગ થાય છે. જે બે બે દોષથી વિસર્પ થાય છે તેમાં વાયુ અને પિત્તથી થયેલા વિસર્પને અગ્નિવિસર્પ કહે છે; કફ અને વાયુથી થયેલા વિસર્પને ગ્રંથવિસર્પ કહે છે અને કફ તથા પિત્તથી ભયંકર કર્દમવિસર્પ થાય છે.

**વિસર્પનાં દૂષ્ય અને દોષો** **रक्तं लसीकात्वङ्मांसं दूष्यं दोषास्त्रयो मलाः ॥**
**विसर्पाणां समुत्पत्तौ विज्ञेयाः सप्त धातवः ॥ ३ ॥**

લોહી, લસીકા, ચામડી અને માંસ એ ચાર વિસર્પનાં દૂષ્યો (વિસર્પથી બગડતાં સ્થાનો) અને વાત, પિત્ત અને કફ એ ત્રણ દોષો મળી સાત કારણથી વિસર્પ થાય છે.

**વાતજ વિસર્પનાં લક્ષણો** **तत्र वातात्परीसर्पो वातज्वरसमाकृतिः ॥**
**शोफस्फुरणनिस्तोदभेदायामार्तिहर्षवान् ॥ ४ ॥**

વાયુમાંથી જે વિસર્પ થાય છે, તેનાં લક્ષણ વાતજ્વરનાં જેવાં હોય છે, અને તેમાં સોજો, સ્ફુરણ થવું, કાંટા ખુંચ્યા જેવી વેદના, ફાટ, ડણકા અને રોમાંચ વગેરે ઉપદ્રવો થાય છે. આ વિસર્પમાં રોગીનું શરીર ખેંચાય છે.

**પિત્તજ વિસર્પનાં લક્ષણો** **पित्ताद् द्रुतगतिः पित्तज्वरलिङ्गोऽतिलोहितः ॥**

પિત્તજ વિસર્પની ગતિ ઉતાવળી હોય છે, એટલે તે થતાં જ શરીરપર ફેલાય છે. આ વિસર્પ રંગે અત્યંત લાલ હોય છે, અને પિત્તજ્વરનાં જે લક્ષણો છે, તેવાં તેનાં પણ લક્ષણો દેખાય છે.

**કફજ વિસર્પનાં લક્ષણો** **कफकण्डूयुतः स्निग्धः कफज्वरसमानरुक् ॥ ५ ॥**

કફજન્ય વિસર્પમાં વલૂર ઘણી આવી છે, અને દેખાવમાં તે ચળકતો હોય છે આ વિસર્પથી કફજ્વરના જેવી પીડા થાય છે.

**સન્નિપાતજ વિસર્પનાં લક્ષણો** **सन्निपातसमुत्थश्च सर्वरूपसमन्वितः ॥**

સન્નિપાતજ વિસર્પમાં ઉપર વર્ણવેલાં બધાં લક્ષણ થાય છે.

**અગ્નિવિસર્પનાં લક્ષણો**

**वातपित्ताज्ज्वरच्छर्दिमूर्च्छातीसारतृड्भ्रमैः ॥ ६ ॥**
**अस्थिभेदाग्निसदनतमकारोचकैर्युतः ॥**
**करोति सर्वमङ्गं च दीप्ताङ्गारावकीर्णवत् ॥ ७ ॥**
**यं यं देशं विसर्पश्च विसर्पति भवेच्च सः ॥**
**शान्ताङ्गारासितो नीलो रक्तो वाशु च चीयते ॥ ८ ॥**
**अग्निदग्ध इव स्फोटैः शीघ्रगत्वाद् द्रुतं च सः ॥**
**मर्मानुसारी वीसर्पः स्याद्वातोऽतिबलस्ततः ॥ ९ ॥**
**व्यथेताङ्गं हरेत्संज्ञां निद्रां च श्वासमीरयेत् ॥**
**हिक्कां च स गतोऽवस्थामीदृशीं लभते न ना ॥ १० ॥**

---

३,४ च.चि.अ.११ श्लो. १३. ४,५ वा.नि.अ.१३ श्लो. ४७थी ४९. ५ (બીજી પંક્તિ) थी १० वा.नि.अ.१३ श्लो. ५० थी ५५.

**क्वचिच्छर्मारतिग्रस्तो भूमिशय्यासनादिषु ॥**
**चेष्टमानस्ततः क्लिष्टो मनोदेहश्रमोद्भवाम् ॥ ११ ॥**
**दुर्बोधामश्नुते निद्रां सोऽग्निविसर्प उच्यते ॥**

વાતપિત્તથી થયેલા વિસર્પમાં તાવ, ઉલટી, મૂર્ચ્છા, અતિસાર, તૃષા, ફેર, હાડકાંમાં દુઃખાવો, મંદ જઠરાગ્નિ, દમ અને અરુચિ વગેરે ઉપદ્રવો થાય છે. તેથી કરીને આખું શરીર ઉપર ધગધગતા અંગારા નાંખ્યા હોય એવું લાગે છે. શરીરના જે જે ભાગપર તે વિસર્પ ફેલાતો જાય છે, તે તે ભાગ કોયલા પ્રમાણે કાળો, આશમાની કિંવા રાતા રંગનો થઈ જાય છે, અને આ વિસર્પની ગતિ એટલી ઉતાવળી હોય છે કે દેવતાથી દાઝયા પ્રમાણે તે ભાગપર તરત ફોલ્લા ઉપસી નીકળે છે અને મર્મસ્થાન સુધી જલદી પહોંચી જાય છે, પછી તેમાં વાયુ ઘણો બળવાન થાય છે, અને તે શરીરને પીડા કરે છે. આ વિસર્પથી બુદ્ધિ અને નિદ્રાનો નાશ થાય છે; શ્વાસ વધે છે અને હેડકિઓ આવે છે. દરદીને અત્યંત બેચેનીને લીધે ભોંયપર, આસન ઉપર કે બીછાનાપર બેસતાં કે સૂતાં ઘડી પણ સુખ મળતું નથી, અને આ પ્રમાણે તરફડતો રોગી મન ને શરીરના અતિ થાકથી ઉંઘી જાય છે. જે ઉંઘમાંથી એને ઉઠાડવો મુશ્કેલ પડે છે (અર્થાત્ મરી જાય છે.) આવાં લક્ષણોયુક્ત વિસર્પને અગ્નિવિસર્પ કહે છે.

**ગ્રંથિવિસર્પનાં લક્ષણો.**

**कफेन रुद्धः पवनो भित्त्वा तं बहुधा कफम् ॥ १२ ॥**
**रक्तं वा वृद्धरक्तस्य त्वक्शिरास्नायुमांसगम् ॥**
**दूषयित्वा च दीर्घाणुवृत्तस्थूलखरात्मनाम् ॥ १३ ॥**
**ग्रन्थीनां कुरुते मालां सरक्तां तीव्ररुग्ज्वराम् ॥**
**श्वासकासातिसारास्यशोषहिक्कावमिभ्रमैः ॥ १४ ॥**
**मोहवैवर्ण्यमूर्च्छाभङ्गाग्निसदनैर्युताम् ॥**
**इत्ययं ग्रन्थिवीसर्पः कफमारुतकोपजः १५ ॥**

કુપિત થયેલા કફથી વાયુનો અટકાવ થતાં તે અટકેલો વાયુ કફનો ભેદ કરીને કિંવા જેના શરીરમાં લોહી બહુ વધી ગયું હોય એવા માણસનાં ચામડી, શિરાઓ, સ્નાયુઓ અને માંસમાં રહેલાં લોહીને બગાડીને તેની લાંબી, ઝીણી, ગોળ, જાડી, ખરબચડી અને લાલ (રંગની) ગાંઠોની હાર ઉત્પન્ન કરે છે. આ ગાંઠોમાં ઠણકા ઘણા થાય છે અને તેનાથી શરીરમાં તાવ ભરાય છે, તથા શ્વાસ, ઉધરસ, અતિસાર, મોઢાનો શોષ, હેડકી, ઉલટી, ફેર, ભ્રમ, શરીરનો રંગ બદલાઇ જવો, મૂર્ચ્છા, શરીરમાં કળતર, મંદ જઠરાગ્નિ વગેરે ઉપદ્રવો થાય છે. આ ગ્રંથિવિસર્પ વ્યાધિ કફવાયુના વિકારથી ઉત્પન્ન થાય છે.

**કર્દમવિસર્પનાં લક્ષણો.[1]**

**कफपित्ताज्ज्वरः स्तम्भो निद्रातन्द्राशिरोरुजा ॥**
**अङ्गावसादविक्षेपप्रलापारोचकभ्रमाः ॥ १६ ॥**

---

૧ कर्दमविसर्प=Phlegmonous Erysipelas. ૧૧ થી ૧૪ वा.नि.अ.१३ श्लो.५६ થી ५९. १५थी१९वा.नि.अ.१२.श्लो.६०थी६४.

**मूर्च्छाग्निहानिर्भेदोऽस्थ्नां पिपासेन्द्रियगौरवम् ॥**
**आमोपवेशनं लेपः स्रोतसां स विसर्पति ॥ १७ ॥**
**प्रायेणामाशयं गृह्णन्नेकदेशं न चातिरुक् ॥**
**पिण्डकैरवकीर्णोऽतिपीतलोहितपाण्डुरैः ॥ १८ ॥**
**स्निग्धोऽसितो मेचकाभो मलिनः शोफवान् गुरुः ॥**
**गम्भीरपाकः प्राज्योष्मा स्पृष्टः क्लिन्नोऽवदीर्यते ॥ १९ ॥**
**पङ्कवच्छीर्णमांसश्च स्पष्टस्नायुशिरागणः ॥**
**शवगन्धी च वीसर्पः कर्दमाख्यमुशन्ति तम् ॥ २० ॥**

કફપિત્તમાંથી ઉત્પન્ન થનારા કર્દમવિસર્પમાં શરીર ભારે થઈ અકડાઈ જાય છે, તથા તાવ, નિદ્રા, તંદ્રા, મસ્તકશૂળ, સુસ્તી, બેચેની, લવારો, અરુચિ, ફેર, મૂર્ચ્છા, મંદજઠરાગ્નિ, હાડકાં દુઃખવાં, ઇંદ્રિયો ભારે થવી, તરશ, દસ્તવાટે આમ પડવું અને મુખાદિ સ્રોતો કફથી લિપ્ત થવા, વગેરે લક્ષણો થાય છે. આ વિસર્પ પહેલવેહેલાં નાભિ અને સ્તનની વચ્ચેના પ્રદેશના એક ભાગમાં થાય છે અને પછી ચારે તરફ ફેલાય છે. તે ઘણો દુઃખતો નથી. અને તેનાપર પીળી, લાલ, અને સફેદ ફોલ્લીઓ ઉઠે છે. રંગે આ વિસર્પ ચળકતી શાહી જેવો કાળો, લગાર મલિન, સૂજેલો, જડ, અંદરથી ઉંડો, પાકેલો અને ઘણી ગરમીવાળો હોય છે, આંગળીથી તેને દાબતાં અંદરથી ભીનો થઇને ફાટે છે. એટલું જ નહિ પણ તેનું માંસ કાદવ પ્રમાણે ગળે છે, અને તેથી નસો સ્નાયુ ઉઘાડાં પડે છે. એવી સ્થિતિએ જતાં તેની વાસ શબ જેવી આવે છે. આ વિસર્પને કર્દમવિસર્પ કહે છે.

**ક્ષતજ વિસર્પનાં લક્ષણો.**[1]

**बाह्यहेतोः क्षतात् क्रुद्धः सरक्तं पित्तमीरयन् ॥**
**विसर्पं मारुतः कुर्यात् कुलत्थसदृशैश्चितम् ॥ २१ ॥**
**स्फोटैः शोथज्वररुजादाहाढ्यं श्यावशोणितम् ॥**

બહારનાં કારણોથી અંગપર જખમ (ક્ષત) પડતાં, તેનાથી કુપિત થયેલો વાયુ રક્તસહિત પિત્તનો પ્રકોપ કરી, વિસર્પને ઉત્પન્ન કરે છે. આ વિસર્પની જે ફોલ્લીઓ થાય છે તે કળથીના દાણા જેવડી, શ્યામ રંગની હોય છે. આ વ્યાધિમાં સોજો થાય છે, સણકા આવે છે, તાવ આવે છે, અને બળત્રા થાય છે. આ વિસર્પનું રક્ત કાળાશ પડતું હોય છે.

**વિસર્પના ઉપદ્રવો.**

**ज्वरातिसारौ वमथुस्त्वङ्मांसदरणं क्लमः ॥ २२ ॥**
**अरोचकाविपाकौ च विसर्पाणामुपद्रवाः ॥**

તાવ, અતિસાર, ઉલટી, તૃષા, ચામડી અને માંસનું ફાટી જવું, વગર મહેનતે થાક ચઢવો, અરુચિ અને અન્નનું પચન ન થવું, એટલા ઉપદ્રવો વિસર્પમાં થાય છે.

**વિસર્પનાં સાધ્યાસાધ્ય લક્ષણો.**

**सिध्यन्ति वातकफपित्तकृता विसर्पाः**
**सर्वात्मकः क्षतकृतश्च न सिद्धिमेति ।**

---

[1] क्षतजविसर्प=Traumatic Erysipelas. २०,२१(પ્રથમ પંક્તિ)वा.नि.अ.१३ श्लो.६५,६६. २२ सु.नि.अ.१० श्लो.८.

**पित्तात्मकोऽञ्जनवपुश्च भवेदसाध्यः**
**कृच्छ्राश्च मर्मसु भवन्ति हि सर्व एव ॥ २३ ॥**

વાત, પિત્ત, અને કફ ત્રણે વિસર્પ સાધ્ય છે; પણ સન્નિપાતજ અને ક્ષતજવિસર્પ સાધ્ય નથી. જે પિત્તજનિત વિસર્પમાં શરીર કાજળના (મેસ) જેવું કાળું પડી જાય છે, તે પણ અસાધ્ય છે. અને મર્મસ્થાનોપર થયેલા સઘળા વિસર્પો મટવા મુશ્કેલ છે.

इति विसर्पनिदानम्

———:o:———

## विस्फोटकनिदान

**कट्वम्लतीक्ष्णोष्णविदाहिरूक्षक्षारैरजीर्णाध्यशनातपैश्च ॥**
**तथर्तुदोषेण विपर्ययेण कुप्यन्ति दोषाः पवनादयस्तु ॥ १ ॥**
**त्वचमाश्रित्य ते रक्तमांसास्थीनि प्रदूष्य च ॥**
**घोरान कुर्वन्ति विस्फोटान् सर्वान् ज्वरपुरःसरान् ॥ २ ॥**

તીખા, ખાટા, તીક્ષ્ણ (રાઈ જેવા ગુણના), ઉષ્ણ, દાહકારક, સુક્કા અને ક્ષારવાળા પદાર્થોના સેવનથી, અજીર્ણથી, જમ્યા ઉપર જમવાથી અને ઋતુ બદલાવાથી, વાતાદિ દોષો કુપિત થઈ પછી તે રક્ત, માંસ અને અસ્થિનો બગાડો કરી, ચામડીમાં ભયંકર વિસ્ફોટકના ફોલ્લા ઉત્પન્ન કરે છે. આ ફોલ્લા થવાની અગાઉ જોરથી તાવ આવે છે.

**વિસ્ફોટકનાં લક્ષણો.**
**अग्निदग्धनिभाः स्फोटाः सज्वरा रक्तपित्तजाः ॥**
**क्वचित्सर्वत्र वा देहे विस्फोटा इति ते स्मृताः ॥ ३ ॥**

વિસ્ફોટકમાં રક્ત અને પિત્તના પ્રકોપથી અગ્નિથી બળતાં જેવા ફોલ્લા થાય તેવા ફોલ્લા શરીરના કોઇ ભાગપર કિંવા આખા શરીરપર થાય છે, અને તેથી તાવ આવે છે.

**વાતજ વિસ્ફોટકનાં લક્ષણો.**
**शिरोरुक् शूलभूयिष्ठं ज्वरस्तृट् पर्वभेदनम् ॥**
**सकृष्णवर्णता चेति वातविस्फोटलक्षणम् ॥ ४ ॥**

વાતજ વિસ્ફોટકમાં મસ્તકશૂળ, બહુશૂળ, તાવ, તૃષા, સાંધા દુઃખવા, અને ફોલ્લાનો રંગ કાળાશ પડતો થવો વગેરે લક્ષણો થાય છે.

**પિત્તજ વિસ્ફોટકનાં લક્ષણો.**
**ज्वरदाहरुजास्रावपाकतृष्णाभिरन्वितम् ॥**
**पीतलोहितवर्णं च पित्तविस्फोटलक्षणम ॥ ५ ॥**

પિત્તવિસ્ફોટકમાં તાવ, પીડા, ફોલ્લામાંથી રસી ગળવી, ફોલ્લા પાકવા, તૃષા અને શરીરનો રંગ રાતો પીળો થવો વગેરે લક્ષણો થાય છે.

**કફજ વિસ્ફોટકનાં લક્ષણો.**
**छर्द्यरोचकजाड्यानि कण्डूकाठिन्यपाण्डुताः ॥**
**अवेदनश्चिरात्पाकी स विस्फोटः कफात्मकः ॥ ६ ॥**

કફવિસ્ફોટકમાં ઉલટી, અરુચિ, જડત્વ, ખંજવાળ, કઠણપણું, વેદના ઓછી અને પાકવામાં વાર લાગવી વગેરે લક્ષણો દેખાય છે.

---

३ सु. नि. अ. १३ श्लो. १४.

कण्डूर्दाह ज्वरच्छर्दिरेतैस्तु कफपैत्तिकः ॥

**કફપિત્તાત્મક વિસ્ફોટકનાં લક્ષણો** ખંજવાળ, દાહ, જ્વર અને ઉલટી એ ઉપદ્રવોથી કફપિત્તજન્ય વિસ્ફોટક જાણવો.

वातपित्तकृतो यस्तु कुरुते तीव्रवेदनाम् ॥ ७ ॥

**વાતપિત્તાત્મક વિસ્ફોટકનાં લક્ષણો** વાતપિત્તાત્મક વિસ્ફોટકમાં તીવ્ર વેદના થાય છે.

कण्डूस्तैमित्यगुरुभिर्जानीयात्कफवातिकम् ॥

**કફવાતાત્મકનાં લક્ષણો** કફવાતિક વિસ્ફોટકમાં ખંજવાળ, સ્તબ્ધતા અને ભારેપણું એટલાં લક્ષણો થાય છે.

**સાન્નિપાતિક વિસ્ફોટકનાં લક્ષણો**

मध्ये निम्नोन्नतोऽन्ते च कठिनोऽल्पप्रपाकवान् ॥ ८ ॥
दाहरागतृषामोहच्छर्दिमूर्च्छारुजाज्वराः ॥
प्रलापो वेपथुस्तन्द्रा सोऽसाध्यश्च त्रिदोषजः ॥ ९ ॥

જે ફોલ્લા વચ્ચેથી ઉંડા અને આસપાસ ગોળાકારમાં ઉંચા, કઠણ તથા થોડા પાકે એવા હોય છે તથા જેથી બળત્રા, લાલાશ, તૃષા, મોહ, ઉલટી, મૂર્ચ્છા, પીડા, તાવ, લવારો ધ્રુજરી અને તંદ્રા વગેરે ઉપદ્રવો થાય છે, તે સાન્નિપાતિક વિસ્ફોટક જાણવો. આ વિસ્ફોટક [અસાધ્ય છે.

**રક્તજ વિસ્ફોટકનાં લક્ષણો**

रक्ता रक्तसमुत्थाना गुञ्जाफलनिभास्तथा ॥
वेदितव्यास्तु रक्तेन पैत्तिकेन च हेतुना ॥ १० ॥
न ते सिद्धिं समायान्ति सिद्धैर्योगशतैरपि ॥

લોહીમાંથી ઉત્પન્ન થયલા વિસ્ફોટક લાલ રંગના ચણોઠી જેવડા હોય છે. આ ફોલ્લા રક્ત અને પિત્ત દુષ્ટ થવાથી થાય છે. તેમનાપર સેંકડો અનુભવસિદ્ધ દવાઓ કરતાં પણ તે મટતા નથી.

**સાધ્યાસાધ્ય વિચાર**

एकदोषोत्थितो साध्यः कृच्छ्रसाध्यो द्विदोषजः ॥ ११ ॥
सर्वदोषोत्थितः घोरस्त्वसाध्यो भूर्युपद्रवः ॥

એક દોષમાંથી ઉત્પન્ન થયેલો વિસ્ફોટક સાધ્ય અને દ્વિદોષ જ કષ્ટસાધ્ય છે. પણ સન્નિપાપાત જ તથા ઘણા ઉપદ્રવોવાળો (વિસ્ફોટક અસાધ્ય છે. (વિસર્પમાં કહેલા ઉપદ્રવો આમાં પણ થાય છે.)

इति विस्फोटकनिदानम्

## मसूरिकानिदानं[1]

**મસૂરિકાનાં કારણ અને સંપ્રાપ્તિ**

कट्वम्ललवणक्षारविरुद्धाध्यशनाशनैः ॥
दुष्टनिष्पावशाकाद्यैः प्रदुष्टपवनोदकैः ॥ १ ॥
क्रूरग्रहेक्षणाच्चापि देहे दोषाः समुद्धताः ॥

---

१ मसूरिका=શીતળા=Small Pox

जनयन्ति शरीरेऽस्मिन् दुष्टरक्तेन संगताः ॥ २ ॥
मसूराकृतिसंस्थानाः पिडिकाः स्युर्मसूरिकाः ॥

તીખા, ખટાશવાળા, ખારા અને ક્ષાર પદાર્થો ખાવામાં આવ્યાથી, પ્રકૃતિને માફક ન આવે એવું વિરુદ્ધ ભોજન કરવાથી, જમ્યાપર ફરીને જમવાથી બગડેલાં અન્નનો આહાર કરવાથી, વાલ, વટાણા, અડદ, ઇત્યાદિ કઠોળના અત્યંત સેવનથી, બગડેલાં પવન અને પાણીનો ઉપયોગ કરવાથી કે શનિ આદિ ક્રૂર ગ્રહને જોવાથી, શરીરમાંના વાતાદિ દોષો કુપિત થઈ, તે બગડેલા રક્તમાં મળી મસૂરના દાળ જેવડી તથા તેના જેવી જે ફોલ્લીઓ ઉત્પન્ન કરે છે, તેમને મસૂરિકા કિંવા શીતળા કહે છે.

**મસૂરિકાનાં પૂર્વરૂપો**

तासां पूर्वं ज्वरः कण्डूर्गात्रभङ्गोऽरुचिर्भ्रमः ॥ ३ ॥
त्वचि शोफः सवैवर्ण्यो नेत्ररागस्तथैव च ॥

શીતળા જ્યારે નીકળવાનાં હોય છે ત્યારે પહેલવહેલાં તાવ આવે છે; શરીરમાં ખંજવાળ આવે છે; કળતર થાય છે; અન્નનો અભાવો થાય છે; ફેર આવે છે; શરીર-પરની ચામડી સૂજી જાય છે; તેનો રંગ ફરે છે અને નેત્ર લાલ થાય છે.

**વાતજ મસૂરિકાનાં લક્ષણો**

स्फोटाः कृष्णारुणा रूक्षास्तीव्रवेदनयान्विताः ॥ ४ ॥
कठिनाश्चिरपाकाश्च भवन्त्यनिलसंभवाः ॥
सन्ध्यस्थिपर्वणां भेदः कासः कम्पोऽरतिः क्लमः ॥ ५ ॥
शोषस्ताल्वोष्ठजिह्वानां तृष्णा चारुचिसंयुता ॥

વાતજમસૂરિકાના ફોલ્લા કિંવા દાણા કાળા, લાલાશ પડતા અને સુક્કા હોય છે. તેમાં તીવ્ર વેદના થાય છે. તે કઠણ રહે છે, અને જલદીથી પાકતા નથી. તેમના સંયોગથી સાંધાઓ. હાડકાં અને હાડકાંના અવયવો તૂટી જતા હોય એવી વેદના થાય છે. વળી ઉધરસ, ધ્રુજરી, અસ્વસ્થતા, મહેનત વિના થાક, તાળવું, હોઠ અને જીભમાં શોષ, તૃષા અને અરુચિ વગેરે ઉપદ્રવો થાય છે.

**પિત્તજ મસૂરિકાનાં લક્ષણો**

रक्ताः पीताः सिताः स्फोटाः सदाहास्तीव्रवेदनाः ॥ ६ ॥
भवन्त्यचिरपाकाश्च पित्तकोपसमुद्भवाः ॥
विड्भेदश्चाङ्गमर्दश्च दाहस्तृष्णारुचिस्तथा ॥ ७ ॥
मुखपाकोऽक्षिरागश्च ज्वरस्तीव्रः सुदारुणः ॥

પિત્તજનિત મસૂરિકાના દાણા લાલ, પીળા અને ધોળા હોય છે અને તેમાં બળત્રા તથા તીવ્ર વેદના થાય છે. આ દાણા જલદીથી પાકે છે અને તેને લીધે દસ્ત પાતળો થાય છે; શરીર કળે છે અને દાહ, તૃષા, અરુચિ, મુખપાક, નેત્રમાં લાલાશ તથા સખત તાવ વગેરે ઉપદ્રવો જણાય છે.

**રક્તજ મસૂરિકાનાં લક્ષણો**

रक्तजायां भवन्त्येते विकाराः पित्तलक्षणाः ॥ ८ ॥

રક્તજ મસૂરિકામાં પિત્તજ મસૂરિકા જેવા ઉપદ્રવો થાય છે.

**કફજ મસૂરિકાનાં લક્ષણો.**

**कफप्रसेकः स्तैमित्यं शिरोरुग्गात्रगौरवम् ॥**
**हृल्लासः सारुचिर्निद्रा तन्द्रालस्यसमन्विता ॥ ९ ॥**
**श्वेताः स्निग्धा भृशं स्थूलाः कण्डूरा मन्दवेदनाः ॥**
**मसूरिकाः कफोत्थाश्च चिरपाकाः प्रकीर्तिताः ॥ १० ॥**

કફજ મસૂરિકામાં મોઢામાંથી કફનો સ્રાવ થાય છે, આખા શરીરપર ચીકાશ જોવામાં આવે છે, માથું દુઃખે છે, ડીલભારે થઈ જાય છે, મોળ આવે છે, અરુચિ રહે છે, તથા ઉંઘ, આળસ, અને તંદ્રા આવે છે. આ મસૂરિકાના દાણા સફેદ, ચળકતા, ઘણા મોટા અને અત્યંત કંડૂયુક્ત હોય છે. આ દાણા ઘણી મુદતે પાકે છે, અને તેમાં વેદના ઘણી થોડી થાય છે.

**ત્રિદોષજ મસૂરિકાનાં લક્ષણો.**

**नीलाश्चिपिटविस्तीर्णा मध्ये निम्ना महारुजाः ॥ ११ ॥**
**चिरपाकाः पूतिस्रावाः प्रभूताः सर्वदोषजाः ॥**

ત્રિદોષજ મસૂરિકાના દાણા આશમાની રંગના, ચપટા, ફેલાયલા તથા વચમાંથી ઊંડા હોય છે. તેમાં પીડા ઘણી થાય છે અને ઘણા દિવસે પાકી તેમાંથી દુર્ગંધયુક્ત રસી ઝરે છે. આ દાણા (ફોલ્લા) સાથે સાથે જોડાઇ જઇને અત્યંત ઉભરાઈ નિકળે છે.

**कण्ठरोधारुचितन्द्राप्रलापारतिसंयुताः ॥ १२ ॥**
**दुश्चिकित्स्याः समुद्दिष्टाः पिडकाश्चर्मसंज्ञिताः ॥**

જે શીતળામાં ફોલ્લાઓથી ગળું રુંધાઈ જાય છે, તથા અરુચિ, લવારો, અને અસ્વસ્થતા વગેરે પીડાકારક ઉપદ્રવો થાય છે, તે શીતળા દુશ્ચિકિત્સ્ય છે. આ પ્રકારને ચર્મપિડકા પણ કહે છે.

**રોમાંતિકાનાં લક્ષણો.[1]**

**रोमकूपोन्नतिसमा रागिण्यः कफपित्तजाः ॥ १३ ॥**
**कासारोचकसंयुक्ता रोमान्त्यो ज्वरपूर्विकाः ॥**

કફ પિત્તથી, ઉભાં થયેલાં રુવાડાં જેવી બારીક અને લાલ રંગની જે ઘણી ફોલ્લિઓ ફૂટી નિકળે છે, તથા જે સાથે ઉધરસ અને અરુચિ ઉત્પન્ન થાય છે તેને રોમાંતિકા(ઓરી) કહે છે. આ ઝીણી ફોલ્લિઓ ફુટવાની અગાઉ તાવ આવે છે.

**રસાદિક સપ્ત ધાતુ સુધી પહોંચેલી મસૂરિકાનાં લક્ષણો.**

**तोयबुद्बुदसंकाशास्त्वग्गताश्च मसूरिकाः ॥ १४ ॥**
**स्वल्पदोषाः प्रजायन्ते भिन्नास्तोयं स्रवन्ति च ॥**
**रक्तस्था लोहिताकाराः शीघ्रपाकास्तनुत्वचः ॥ १५ ॥**
**साध्या नात्यर्थदुष्टाश्च भिन्ना रक्तं स्रवन्ति च ॥**
**मांसस्थाः कठिनाः स्निग्धाश्चिरपाका घनत्वचः ॥ १६ ॥**
**गात्रशूलतृषाकण्डूमूर्च्छादाहसमन्विताः ॥**
**मेदोजा मण्डलाकारा मृदवः किंचिदुन्नताः ॥ १७ ॥**
**घोरज्वरपरीताश्च स्थूलाः कृष्णाः सवेदनाः ॥**
**संमोहारतिसंतापाः कश्चिदाभ्यो विनिस्तरेत् ॥ १८ ॥**

---

1 रोमान्तिका=ઓરી= Measles.

क्षुद्रा गात्रसमा रूक्षाश्चिपिटाः किञ्चिदुन्नताः ॥
मज्जस्था भृशसंमोहवेदनारतिसंयुताः ॥ १९ ॥
छिन्दन्ति मर्मधामानि प्राणानाशु हरन्ति ताः ॥
भ्रमरेणेव विद्धानि भवन्त्यस्थीनि सर्वतः ॥ २० ॥

રસ સુધી પહોંચેલી મસૂરિકાના દાણા પાણીના પરપોટા જેવા હોય છે, અને તે ફૂટતાં તેમાંથી પાણી ઝરે છે. આ મસૂરિકા સાધ્ય છે, કારણ કે તેમાં દોષનો ભાગ અલ્પ હોય છે.

રક્ત સુધી પહોંચેલી મસૂરિકાના ફોલ્લા લાલ રંગના હોય છે અને જલદીથી પાકે છે, તે દાણા ઉપરની ચામડી ઘણી પાતળી થયેલી હોય છે. આ ફોલ્લા ફૂટયા પછી દાણામાંથી લોહી ઝરે છે. આ પ્રકાર પણ બહુ દોષયુક્ત ન હોવાથી સાધ્ય છે.

માંસ સુધી પહોંચેલી મસૂરિકાના ફોલ્લા કઠણ અને ચળકતા હોય છે. તે ઘણા દિવસ રહીને પછી પાકે છે અને તેમનાપરની ચામડી જાડી હોય છે. તેનાથી ગાત્રોમાં વેદના ખંજવાળ મૂર્છા, બળત્રા અને તૃષા વગેરે ઉપદ્રવો થાય છે.

મેદમાં મસૂરિકાનો સંચાર થતાં તેના દાણા ગોળ, પોચા, લગાર ઉપસેલા, ભરાયલા અને રંગે કાળા હોય છે, તેનાથી ભયંકર તાવ આવે છે; વેદના થાય છે; ઇન્દ્રિયો અને મન મોહ પામે છે; બેચેની થાય છે; અને સંતાપ થાય છે. આ વ્યાધિથી ભાગ્યે કોઈ બચે છે.

અસ્થિ (હાડકાં) મજ્જા સુધી પહોંચેલી મસૂરિકાના દાણા, ઝીણા, ચામડી સરસા ચપટા, અને કિંચિત્ ઉપસેલા હોય છે. તેનાથી મન બેશુદ્ધ થાય છે. વેદના થાય છે, અને રોગી અસ્વસ્થ બને છે. આ ફોલ્લા મર્મસ્થાનોને કાપી નાંખે છે, અને તરતજ પ્રાણ હરી લીયે છે. આ મસૂરિકાથી કાળી ભ્રમરી શરીરને ચટકાવી ખાતી હોય, તેવી પીડા હાડકામાં થાય છે.

पक्वाभाः पिडकाः स्निग्धाः श्लक्ष्णाश्चात्यर्थवेदनाः ॥
स्तैमित्यारतिसंमोहदाहोन्मादसमन्विताः ॥ २१
शुक्रजायां मसूर्यां तु लक्षणानि भवन्ति च ॥ ॥
निर्दिष्टं केवलं चिह्नं दृश्यते न तु जीवितम् ॥ २२ ॥
दोषमिश्रास्तु सप्तेता द्रष्टव्या दोषलक्षणैः ॥

વીર્ય સુધી પહોંચેલી મસૂરિકાના દાણા પાકયા જેવા, ચળકતા અને સુંવાળા હોય છે તેમાં ઘણી પીડા થાય છે. તેનાથી સુસ્તી, અસ્વસ્થતા, બેશુદ્ધિ બળત્રા, અને ઉન્માદ વગેરે ઉપદ્રવો થાય છે. આ રોગમાં ઉપર કહેલાં ચિહ્નો દેખાય છે, પણ રોગીનું જીવિત દેખાતું નથી. (મતલબ કે રોગ અસાધ્ય છે.)

ઉપર વર્ણવેલી સપ્ત ધાતુગત મસૂરિકામાં વાતપિત્તાદિ જે જે દોષનાં લક્ષણો જોવામાં આવે, તે તે દોષ મિશ્રિત તે થયેલી છે એમ જાણવું.

મસૂરિકાનો સાધ્યાસાધ્ય વિચાર

त्वग्गता रक्तजाश्चैव पित्तजाः श्लेष्मजास्तथा ॥ २३ ॥
पित्तश्लेष्मकृताश्चैव सुखसाध्या मसूरिकाः ॥
एता विनापि क्रियया प्रशाम्यन्ति शरीरिणाम् ॥ २४ ॥

રસગત, રક્તગત, પિત્તજ, કફજ અને પિત્તકફજ, મસૂરિકાઓ સેહેલાઇથી મટે એવી છે. ઓષડવેશડ કર્યા વગર પણ તેના દાણા પોતાની મેળે શમી જાય છે.

**કષ્ટસાધ્ય મસૂરિકા**

**वातजा वातपित्तोत्था वातश्लेष्मकृताश्च याः ॥**
**कृच्छ्रसाध्या मतास्तास्तु यत्नादेता उपाचरेत् ॥ २५ ॥**

વાતજ, વાતપિત્તજ અને વાતકફજ, મસૂરિકાઓ મુશ્કેલીથી મટે એવી છે. માટે એની સારવાર સંભાળથી કરવી.

**અસાધ્ય મસૂરિકાનાં લક્ષણો**

**असाध्याः सन्निपातोत्थास्तासां वक्ष्यामि लक्षणम् ॥**
**प्रवालसदृशाः काश्चित् काश्चिज्जम्बूफलोपमाः ॥ २६ ॥**
**लोहजालसमाः काश्चिदतसीफलसन्निभाः ॥**
**आसां बहुविधा वर्णा जायन्ते दोषभेदतः ॥ २७ ॥**
**कासो हिक्काथ मोहश्च ज्वरस्तीव्रः सुदारुणः ॥**
**प्रलापारतिमूर्च्छाश्च तृष्णा दाहोऽतिघूर्णता ॥ २८ ॥**
**मुखेन प्रस्रवेद्रक्तं तथा घ्राणेन चक्षुषा ॥**
**कण्ठे घुर्घुरकं कृत्वा श्वसित्यत्यर्थदारुणम् ॥ २९ ॥**
**मसूरिकाभिभूतो यो भृशं घ्राणेन निःश्वसेत् ॥**
**स भृशं त्यजति प्राणान् तृष्णार्तो वायुदूषितः ॥ ३० ॥**

સન્નિપાતજ મસૂરિકા અસાધ્ય છે. એમાં નીચે પ્રમાણે લક્ષણો દેખાય છે. આ મસૂરિકાની કેટલીક ફોલ્લી પરવાળા જેવી લાલ, કેટલીક જાંબૂના ફળના જેવી; તો કેટલીક લોખંડની ગોળીના સરખી અને કેટલીક અળશીનાં ફળ જેવી હોય છે. દોષના તફાવતથી તેના રંગ પણ વિવિધ થાય છે.

જે મસૂરિકાના દરદીમાં ઉધરસ, હેડકી, બેશુદ્ધિ, તીવ્રજ્વર, લવારો, બેચેની, મૂર્ચ્છા, તરશ, બળત્રા, નેત્ર વાંકાં થઈ જવાં, વગેરે લક્ષણો દૃષ્ટિએ પડે, વળી મુખ, નાક અને નેત્રમાર્ગે રક્ત વહે, ગળામાં ઘરઘર અવાજ સાથે ભયંકર શ્વાસ ચાલે. અને જે રોગી નાકમાંથી જોરથી શ્વાસ મૂકે તે રોગી, વાયુ અને તૃષાથી પીડિત થઈને તત્કાળ મૃત્યુ પામે છે.

**મસૂરિકાનાં ઉપદ્રવો**

**मसूरिकान्ते शोथः स्यात्कूर्परे मणिबन्धके ॥**
**तथांसफलके वापि दुश्चिकित्स्यः सुदारुणः ॥ ३१ ॥**

મસૂરિકાની આખર અવસ્થામાં હાથના કાંડાપર, હાથની ઘુંટીપર, કિંવા ખભા પર જ્યારે સોજો ચઢે ત્યારે જાણવું કે, હવે આ દારુણ વ્યાધિ દવા કરવા યોગ્ય નથી.

इति मसूरिकानिदानम्.

## क्षुद्ररोगनिदान

**અજગલ્લિકાનાં લક્ષણો.**
**स्निग्धाः सवर्णा ग्रथिता नीरुजा मुद्गसन्निभाः ॥**
**कफवातोत्थिता ज्ञेया बालानामजगल्लिका: ॥ १ ॥**

બાળકોને કફવાતમાંથી ચળકતી, ચામડીના રંગ જેવી (એટલે ચામડીનો જે રંગ હોય તેવા રંગની) ગાંઠોવાળી, વેદના રહિત તથા મગના દાણા જેવડી જે પિટિકા: થાય છે, તે અજગલ્લિકા કહેવાય છે.

**યવપ્રખ્યાનાં લક્ષણો.**
**यवाकारा सुकठिना ग्रथिता मांससंश्रिता ॥**
**पिडका श्लेष्मवाताभ्यां यवप्रख्येति चोच्यते ॥ २ ॥**

કફવાતમાંથી જવ સરખી, કઠણ, ગાંઠોવાળી તથા માંસના આશ્રયે રહેલી પિટિકા થાય છે, તે યવપ્રખ્યા કહેવાય છે.

**અંધાલજીનાં લક્ષણો.**
**घनामवक्त्रां पिडकामुन्नतां परिमण्डलाम् ॥**
**अन्धालजीमल्पपूयां तां विद्यात्कफवातजाम् ॥ ३ ॥**

કફવાયામાંથી કઠણ, વગર મુખની (એટલે ફાટવાને જેનું મોઢું થયેલું ન હોય) ત લગાર ઉંચી કિંવા ઉપસેલી જે પિટિકા થાય છે અને જેની આસપાસ ચાઠાં પડે છે, ત લગાર ઉંચી કિંવા ઉપસેલી જે પિટિકા થાય છે અને જેની આસપાસ ચાઠાં પડે છે, ત જેમાં પરુ થોડું હોય છે, તેને અંધાલજી કહે છે.

**વિવૃતાપિટિકાનાં લક્ષણો.**
**विवृतास्यां महादाहां पक्वोदुम्बरसन्निभाम् ॥**
**विवृतामिति तां विद्यात् पित्तोत्थां परिमण्डलाम् ॥ ४ ॥**

પિત્તના સંબંધથી મોટાં મોઢાની, અત્યંત બળત્રા કરવાવાળી, પાકેલા ઉંબરા જે અને ગોળ જે પિટિકા થાય છે, તે વિવૃતા કહેવાય છે.

**કચ્છપિકાનાં લક્ષણો.**
**ग्रथिताः पञ्च वा षड् वा दारुणाः कच्छपोपमाः ॥**
**कफानिलाभ्यां पिडका ज्ञेया कच्छपिका बुधैः ॥ ५ ॥**

કફ અને વાયુથી ગાંઠો પડેલી, સંખ્યામાં પાંચ કે છ, કઠણ અને કાચબાની જેવી ઉંચી જે પિટિકા ઉત્પન્ન થાય છે, તેનું નામ કચ્છપિકા છે.

**વલ્મીકપિટિકાનાં લક્ષણો.**
**ग्रीवांसकक्षाकरपाददेशे सन्धौ गले वा त्रिभिरेव दोषैः**
**ग्रन्थिः स वल्मीकवदक्रियाणां जातः क्रमेणैव गतःप्रवृद्धि**
**मुखैरनेकैः स्रुतितोदवद्भिर्विसर्पवत्सर्पति चोन्नताग्रैः ॥**
**वल्मीकमाहुर्भिषजो विकारं निष्प्रत्यनीकं चिरजं विशेष**

ગરદન, ખભો, બગલ, હાથ, પગ, સાંધાઓ તથા ગળું આ સ્થાનોપર એક જાત ત્રિદોષજનિત ગાંઠ થાય છે, તેનો ઉપાય જો વખતસર કરવામાં નથી આવતો, તો (ગાંઠ) વૃદ્ધિ પામી, રાફડા જેવી થઈ જાય છે, આ ગાંઠને ઘણાં મુખ થાય છે, જેમાં

---

१ थी ४ सु.नि अ. १३ श्लो. ३ थी ६. ५ सु.नि.अ.१३ श्लो.७.

રસીનો સ્રાવ થાય છે, તથા કોઈ ટાંચણીઓ ખોસતું હોય તેવી તેમાં પીડા થાય છે. આ ગાંઠના મુખ ઉપર ઉંચાં થયેલાં હોય છે અને તે (ગાંઠ) વિસર્પ રોગની માફક ફેલાય છે. આ વ્યાધિને વૈદ્યો વલ્મીક (રાફડી) કહે છે. આ રોગ જૂનો થયા પછી તેનો ઉપાય મળવો મુશ્કેલ છે.

**ઇંદ્રવૃદ્ધાનાં લક્ષણો.** पद्मकर्णिकवन्मध्ये पिडकाभिः समाचिताम् ॥
इन्द्रवृद्धां तु तां विद्याद्वातपित्तोत्थितां भिषक् ॥ ८ ॥

કમળના ફૂલની બેસણી જેવી એક પિટિકા વચમાં થઈ, તેની આસપાસ નાની નાની ફોડલીઓથી ઘેરાએલી જે ફોડલી થાય છે તે ઇંદ્રવૃદ્ધા પિડકાના નામથી ઓળખાય છે. આ પિડકા વાતપિત્તથી થાય છે.

**ગર્દભિકાનાં લક્ષણો.** मण्डलं वृत्तमुत्सन्नं सरक्तं पिडकाचितम् ॥
रुजाकरीं गर्दभिकां तां विद्याद्वातपित्तजाम् ॥ ९ ॥

વાતપિત્તમાંથી ગોળ, ઉપસી આવેલું, લાલ રંગનું, બહુ પીડાકારી ફોલ્લીઓથી ઘેરાયલું જે ગોળાકાર ચાઠું ઉઠે છે, તેને ગર્દભિકા કહે છે.

**પાષાણગર્દભનાં લક્ષણો**[1] वातश्लेष्मसमुद्भूतः श्वयथुर्हनुसन्धिजः ॥
स्थिरो मन्दरुजः स्निग्धो ज्ञेयः पाषाणगर्दभः ॥ १० ॥

વાતકફથી હડપચીના સાંધાપર કઠણ, થોડી પીડાવાળો તથા ચળકતો એવો જે સોજો આવે છે, તે પાષાણગર્દભ કહેવાય છે.

**પનસિકાનાં લક્ષણો.** कर्णस्याभ्यन्तरे जातां पिडकामुग्रवेदनाम् ॥
स्थिरां पनसिकां तां तु विद्याद्वातकफोत्थिताम् ॥ ११ ॥

કાનની અંદર વાત કફથી ફણસની ગોઠલી સરખી અને ઘણી પીડાવાળી જે કઠણ ફોડલી થાય છે, તે પનસિકા કહેવાય છે. (ભોજનો અભિપ્રાય છે કે, આ પિટિકા કાનની બહાર પણ તેની આસપાસ થાય છે. ટીકાકાર.)

**જાલગર્દભનાં લક્ષણો.** विसर्पवत् सर्पति यः शोथस्तनुरपाकवान् ॥
दाहज्वरकरः पित्तात् स ज्ञेयो जालगर्दभः ॥ १२ ॥

પિત્તથી વિસર્પની પેઠે શરીરમાં અહીંતહીં પ્રસરે એવો, પાતળો તથા ન પાકતો જે સોજો બળત્રા તથા તાવ સાથે આવે છે, તેને જાલગર્દભ કહે છે.

**ઇરિવેલ્લિકાનાં લક્ષણો.** पिडकामुत्तमाङ्गस्थां वृत्तामुग्ररुजाज्वराम् ॥
सर्वात्मिकां सर्वलिङ्गां जानीयादिरिवेल्लिकाम् ॥ १३ ॥

વાત કફાદિ ત્રણે દોષથી મસ્તકપર ગોળ, અત્યંત પીડા સાથે તાવ લાવનારી અને ત્રિદોષનાં લક્ષણોયુક્ત એવી જે ફોલ્લી થાય છે, તે ઇરિવેલ્લિકા કહેવાય છે.

**કક્ષાનાં લક્ષણો**[2] बाहुकक्षांसपार्श्वेषु कृष्णस्फोटां सवेदनाम् ॥
पित्तप्रकोपसंभूतां कक्षामित्यभिनिर्दिशेत् ॥ १४ ॥

---

૧ पाषाणगर्दभ=ગાલચોરીયાં=Mumps. ૨ कक्षा=કખવા=Herpes Zoster

૮ सु.नि.अ.१३ श्लो.९. १४ सु. नि. अ. १३ श्लो. १३.

બાહુ (આખો હાથ), બગલ, ખભા અને પાંસળાં, એ સ્થાનોપર પિત્ત કુપિત થવાથી, જે વેદનાયુક્ત કાળી ફોલ્લીઓ થાય છે તેને કક્ષા કહે છે.

**ગંધમાળાનાં લક્ષણો.**

**एकामेतादृशीं दृष्ट्वा पिडकां स्फोटसन्निभाम् ॥**
**त्वग्गतां पित्तकोपेन गन्धमालां प्रचक्षते ॥ १५ ॥**

પિત્ત, વિકારયુક્ત (કુપિત) થવાથી જો ઉપર કહી તેવી એક જ મોટી ફોલ્લી ચામડીપર થાય તો તેને ગંધમાળા કહે છે.

**અગ્નિરોહિણીનાં લક્ષણો.**

**कक्षाभागेषु ये स्फोटा जायन्ते मांसदारणाः ॥**
**अन्तर्दाहज्वरकरा दीप्तपावकसन्निभाः ॥ १६ ॥**
**सप्ताहाद्वा दशाहाद्वा पक्षाद्वा हन्ति मानवम् ॥**
**तामग्निरोहिणीं विद्यादसाध्यां सान्निपातिकीम् ॥ १७ ॥**

બગલની આસપાસ માંસ કાઢી નાંખનારા જે અગ્નિ જેવા લાલચોળ ફોલ્લા થાય છે, જેથી શરીરની અંદર બળત્રા બળે છે અને તાવ આવે છે, તેને ત્રિદોષજનિત અગ્નિ રોહિણી પિડકા જાણવી. જો આમાં વાયુનો ભાગ વિશેષ હોય તો, છ દિવસે, પિત્તનો ભાગ વિશેષ હોય તો બાર દિવસે, અને કફનો ભાગ અધિક હોય તો પન્નર દિવસે, રોગી તેનાથી મૃત્યુ પામે છે. આ ત્રિદોષજનિત અગ્નિરોહિણી અસાધ્ય છે.

**ચિપ્યનાં તથા કુનખનાં લક્ષણો.[1]**

**नखमांसमधिष्ठाय वातः पित्तं च देहिनाम् ॥**
**कुर्वते दाहपाकौ च तं व्याधिं चिप्यमादिशेत् ॥**
**तदेवाल्पतरैर्दोषैः कुनखं परुषं वदेत् ॥ १८ ॥**

નખોના માંસમાં રહેલા વાયુ અને પિત્ત બળત્રા કરી માંસને પકવે છે. આ વ્યાધિને ચિપ્ય કહે છે. ને જો દોષ થોડો હોવાને લીધે નખ ખરબચડો થઇ જાય તો એને કુનખ કહે છે.

**અનુશયીનાં લક્ષણો.**

**गम्भीरामल्पसंरम्भां सवर्णामुपरिस्थिताम् ॥**
**पादस्यानुशयीं तां तु विद्यादन्तःप्रपाकिनीम् ॥ १९ ॥**

પગપર ચામડીના રંગની થોડા સોજા વાળી ઉંડી અને અંદરથી પાકેલી એવી જે પિટિકા થાય છે, તેને અનુશયી કહે છે.

**વિદારિકાનાં લક્ષણો.**

**विकारीकन्दवद्वृत्तां कक्षावङ्क्षणसन्धिषु ॥**
**विदारिका भवेद्रक्ता सर्वजा सर्वलक्षणा ॥ २० ॥**

બગલમાં કિંવા સાથળના મૂળમાં, રાતા રંગની વિદારીના કંદ જેવી જે ગોળ ગાંઠ બાઝે છે, તે વિદારિકા કહેવાય છે. આ પિટિકા સન્નિપાતથી થાય છે, તેથી તેમાં બધા દોષનાં લક્ષણો દષ્ટિએ પડે છે.

**શર્કરાનાં લક્ષણો.**

**प्राप्य मांससिरास्नायूः श्लेष्मा मेदस्तथानिलः ॥**
**ग्रन्थिं करोत्यसौ भिन्नो मधुसर्पिर्वसानिभम् ॥ २१ ॥**

---

૧ चिप्य=Whitlaw. १८सु. नि. अ. १३. श्लो. १६. १९ थी २३ सु.नि.अ. १३. श्लो. १८थी २०

**स्रवत्यास्रावमनिलस्तत्र वृद्धिं गतः पुनः ॥**
**मांसं विशोष्य ग्रथितां शर्करां जनयेत्ततः ॥ २२ ॥**

કફ, મેદ અને વાયુ ત્રણે માંસ, નસો અને સ્નાયુમાં પ્રવેશી ગાંઠ ઉત્પન્ન કરે છે. આ ગાંઠ ફૂટ્યા પછી, તેમાંથી મધ, ઘી, ચરબીના જેવી રસી ઝરે છે. તેથી વાયુ પાછો કુપિત થઈ માંસને સૂકવી નાંખી, માંસની ઝીણી ઝીણી ગાંઠો ઉત્પન્ન કરે છે, તેમને શર્કરા કહે છે.

**શર્કરાર્બુદનાં લક્ષણો.**

**दुर्गन्धि क्लिन्नमत्यर्थं नानावर्णं ततः शिराः ॥**
**स्रवन्ति रक्तं सहसा तद्विद्याच्छर्करार्बुदम् ॥ २३ ॥**

ઉપલા શ્લોકમાં વર્ણવેલી શર્કરા થયા પછી, જ્યાં તે થઇ હોય, ત્યાંની રગોમાંથી દુર્ગંધયુક્ત; ક્લેદયુક્ત, ઘૃત, મેદ અને વસાના જેવા રંગનું લોહી એકદમ ઝરવા માંડે છે, તેને શર્કરાર્બુદ કહે છે.

**પાદદારીનાં લક્ષણો.**

**परिक्रमणशीलस्य वायुरत्यर्थरूक्षयोः ॥**
**पादयोः कुरुते दारीं सरुजां तलसंश्रिताम् ॥ २४ ॥**

જે માણસને પગે ઘણી મજલ કરવી પડે છે, તેના પગ વાયુથી સંબંધથી અત્યંત લુખ્ખા પડી જઇ, પછી તેના પગના તળીયામાં ચીરા પડે છે, ઘણા દુઃખે છે; આ પીડાને પાદદારી (બ્યાફાટવી)ની સંજ્ઞા આપી છે.

**કદરનાં લક્ષણો.[1]**

**शर्करोन्मथिते पादे क्षते वा कण्टकादिभिः ॥**
**ग्रन्थिः कोलवदुत्सन्नो जायते कदरं तु तत् ॥ २५ ॥**

ચાલતાં, પગમાં પથ્થરની અણી ખુંચવાથી કે તેમાં વાગેલો કાંટો ભાંગી ભરાઇ રહેવાથી, થોડા દિવસ પછી ચણી બોરના ઠળિયા જેવડી જે ગાંઠ ઉત્પન્ન થાય છે, તેને કદર (ખણુ અથવા કપાસી) કહે છે.

**અલસનાં લક્ષણો.**

**क्लिन्नाङ्गुल्यन्तरौ पादौ कण्डूदाहरुजान्वितौ ॥**
**दुष्टकर्दमसंस्पर्शादलसं तं विभावयेत् ॥ २६ ॥**

સડેલો કાદવ, આંગળાંની વચ્ચે ભરાઈ રહેવાથી આંગળાંની વચ્ચેની ચામડી કોહી જાય છે, આ કોહેલી ચામડીમાં ખંજવાળ આવે છે અને ખંજવાળ્યા પછી તેમાંથી પાણી ઝરે છે, તેમજ બળત્રા તથા પીડા થાય છે. આ વ્યાધિને અલસ કહે છે. ચોમાસામાં કાદવમાં ઉઘાડે પગે ઘણું ફરવાથી આ વ્યાધિ થતો જોવામાં આવે છે.

**ઇંદ્રલુપ્તનાં લક્ષણો.[2]**

**रोमकूपानुगं पित्तं वातेन सह मूर्च्छितम् ॥**
**प्रच्यावयति रोमाणि ततः श्लेष्मा सशोणितः ॥ २७ ॥**
**रुणद्धि रोमकूपांस्तु ततोऽन्येषामसंभवः ॥**
**तदिन्द्रलुप्तं खालित्यं रुह्येति च विभाव्यते ॥ २८ ॥**

---

૧ कदर=કપાસી Corn ૨ ईन्द्रलुप्त ટાલ=Baldness. ૨૪થી ૨૮ सु.नि.अ.१३ श्लो. २२ थी. २५.

વાયુ સાથે પિત્ત કુપિત થઈ માથાનાં છિદ્રોમાં જઈને વાળને ખેરે છે. પછી કફ અને રક્ત કેશનાં છિદ્રોને પૂરી નાંખે છે, અને તેથી ટાલ પડેલા માથાના તેટલા ભાગપર ફરીથી વાળ ઉગવા પામતા નથી. આ રોગને ઇન્દ્રલુપ્ત કે ખાલિત્ય કહે છે, અને કેટલાક તેને રૂહ્યા કહે છે.

**દારુણનાં લક્ષણો.** **दारुणा कण्डुरा रूक्षा केशभूमिः प्रपच्यते ॥**
**कफमारुतकोपेन विद्याद्दारुणकं तु तम् ॥ २९ ॥**

કફ વાયુના કોપથી વાળની જમીન (માથાપરનો ભાગ) રૂક્ષ અને અતિ કઠણ થઈ, તેમાં વલૂર આવે છે; અને પછી એ ભાગ પાકે છે. આ વ્યાધિને દારુણ કહે છે.

**અરુંષિકાનાં લક્ષણો.** **अरूंषि बहुवक्त्राणि बहुक्लेदीनि मूर्ध्नि तु ॥**
**कफासृक्कृमिकोपेन नृणां विद्यादरूंषिकाम् ॥ ३० ॥**

રક્ત, કફ અને કૃમિના સંબંધથી માથાપર જે ધારાંઓ પડે છે; તેને મોઢાં પુષ્કળ હોય છે. અને એમાંથી રસી ઘણી ઝરે છે. આ રોગને અરુંષિકા કહે છે.

**પલિતનાં લક્ષણો.[1]** **क्रोधशोकश्रमकृतः शरीरोष्मा शिरोगतः ॥**
**पित्तं च केशान्पचति पलितं तेन जायते ॥ ३१ ॥**

ક્રોધ, શોક અને શ્રમથી થયેલી શરીરની ગરમી અને પિત્ત મસ્તકમાં જઈ માથાના વાળને પકવે છે, એટલે ભુરા રંગના બનાવે છે. જે પલિત (ઘડપણ વિનાં આવેલાં પળીયાં–ધોળા વાળ.) કહેવાય છે.

**મુખદૂષિકાનાં લક્ષણો.[2]** **शाल्मलीकण्टकप्रख्याः कफमारुतकोपजाः ॥**
**जायन्ते पिडका यूनां विज्ञेया मुखदूषिकाः ॥ ३२ ॥**

કફવાયુના કોપથી શેમળાના ઝાડના કાંટા જેવી જુવાન માણસના મુખપર જે ફોલ્લિઓ ઉઠે છે, તેમને મુખદૂષિકા (મુખની શોભા બગાડનાર)–ખીલ કહે છે.

**પદ્મિનીકંટકનાં લક્ષણો.** **कण्टकैराचितं वृत्तं मण्डलं पाण्डु कण्डुरम् ॥**
**पद्मिनीकण्टकप्रख्यैस्तदाख्यं कफवातजम् ॥ ३३ ॥**

કમળના નાળ ઉપરના કાંટા જેવા કાંટાથી ભરેલું ધોળું અને ખરજવાળું જે મંડળ ઉઠે છે, તેને પદ્મિનીકંટક કહે છે. આ રોગ કફ વાયુના પ્રકોપથી થાય છે.

**જતુમણિ (લાખાં)-નાં લક્ષણો.** **सममुत्सन्नमरुजं मण्डलं कफरक्तजम् ॥**
**सहजं लक्ष्म चैकेषां लक्ष्यो जतुमणिः स्मृतः ॥ ३४ ॥**

કફરક્તથી જન્મની સાથે જ થયેલું, એક સરખું, લગાર ઉપસેલું અને ન દુઃખે એવું જે શરીરપર મંડળ થાય છે, તેને કોઈ લક્ષ્મ (લાખું) તો કેટલાક જતુમણિ પણ કહે છે. (સ્ત્રીપુરુષનાં અંગના તફાવતથી આ વ્યાધિ શુભાશુભ ફળદાયક મનાય છે.)

---

૧ पलित=પળીયાં=Premature grayhair. ૨ मुखदूषिका=Acne. ૨૯ થી ૩૧ सु. नि. अ. १३ श्लो. २६ थी २८. ३२ सु. नि. अ. १३ श्लो. ३०. ३३ थी ३६ सु. नि. अ. १३ श्लो. ३१ थी ३४

**મષકનાં લક્ષણો[1]** **अवेदनं स्थिरं चैव यस्मिन् गात्रे प्रदृश्यते ॥**
**माषवत्कृष्णमुत्सन्नमनिलान्मषकं तु तत् ॥ ३५ ॥**

વાયુથી, અંગપર અડદના દાણા જેવડી, કાળી, વેદનારહિત, સ્થિર, કઠણ અને લગાર ઉપસેલી એવી જે માંસની ગાંઠ બંધાય છે, તે મષક કહેવાય છે.

**તિલકાલકનાં લક્ષણો[2]** **कृष्णानि तिलमात्राणि नीरुजानि समानि च ॥**
**वातपित्तकफोत्सेकात् तान्विद्यात्तिलकालकान ॥ ३६ ॥**

વાત, પિત્ત અને કફના કોપથી તલ જેવડા, કાળા રંગના, ન દુઃખે એવા તથા ચામડીની લગોલગ જે ડાઘા દેખાય છે. તે તિલકાલક (તલ) કહેવાય છે.

**ન્યચ્છનાં લક્ષણો** **महद्वा यदि वा चाल्पं श्यावं वा यदि वाऽसितम् ॥**
**नीरुजं मण्डलं गात्रे न्यच्छमित्यभिधीयते ॥ ३७ ॥**

શરીરપર મોટાં કે નાનાં, આસમાની કે કાળા રંગનાં અને વેદના રહિત જે ચાઠાં પડે છે, તેને ન્યચ્છ કહે છે.

**વ્યંગનાં લક્ષણો** **क्रोधायासप्रकुपितो वायुः पित्तेन संयुतः ॥**
**मुखमागत्य सहसा मण्डलं विसृजत्यतः ॥ ३८ ॥**
**नीरुजं तनुकं श्यावं मुखे व्यङ्गं तमादिशेत् ॥**

ક્રોધ અને શ્રમથી કુપિત થયેલો વાયુ, પિત્ત સાથે મળી જઈ, મુખપર આવી, જે પાતળું અને આસમાની રંગનું એક મંડળ ઉત્પન્ન કરે છે, તેને વ્યંગ કહે છે, આ વ્યાધિથી લગાર પણ દુઃખ દર્દીને થતું નથી.

**નીલિકાનાં લક્ષણો** **कृष्णमेवंगुणं गात्रे मुखे वा नीलिकां विदुः ॥ ३९ ॥**

મોઢા ઉપર કે શરીરના કોઇપણ ભાગ ઉપર આવું જ કાળું ચાઠું પડે તો તેને નીલિકા કહે છે.

**પરિવર્તિકાનાં લક્ષણો[3]** **मर्दनात्पीडनाद्वापि तथैवाप्यभिघाततः ॥**
**मेढ्रचर्म यदा वायुर्भजते सर्वतश्चरन् ॥ ४० ॥**
**तदा वातोपसृष्टत्वात्तच्चर्म परिवर्तते ॥**
**मणेरधस्तात्कोशस्तु ग्रन्थिरूपेण लम्बते ॥ ४१ ॥**
**सवेदनं सदाहं च पाकं च व्रजति क्वचित् ॥**
**परिवर्तिकेति तां विद्यात्सरुजां वातसंभवाम् ॥ ४२ ॥**
**सकण्डूः कठिना वापि सैव श्लेष्मसमुत्थिता ॥**

લિંગ ચોળવાથી, દબાવવાથી કિંવા તેનાપર કંઈ વાગવાથી વ્યાનવાયુ કુપિત થઈ, ઇંદ્રિયની ચામડીમાં ભરાય છે, ત્યારે તે વાતયુક્ત ચામડી ઉપર ચડી જાય છે. વળી તેનાથી (કુપિત વાયુથી) ઇંદ્રિયકોશ મણિની નીચે એક ગાંઠ પેઠે લટકે છે. તેમાં બળત્રા થઈ કણકા

---

[1] मषक=મસા=Warts [2] तिलकालक=તલ=Meel. [3] परिवर्तिका=Parapginosis.
३७सु.नि.अ.१३ श्लो.३५. ३८.सु.नि.अ.१३ श्लो.३५. ४०थी४२सु.नि.अ.१३ श्लो.३८.

લાગે છે અને કોઈવખતે તે (ગાંઠ) પાકે છે. આ વ્યાધિને પરિવર્તિકા કહે છે અને તે વાત-જન્ય છે. તે કફજન્યા હોય તો કઠણ થાય છે, અને તેમાં વલૂર આવે છે.

**અવપાટિકાનાં લક્ષણો.**

**अल्पीयसीं यदा हर्षाद्बलाद्गच्छेत्स्त्रियं नरः ॥ ४३ ॥**
**हस्ताभिघातादथवा चर्मण्युद्वर्तिते बलात् ॥**
**मर्दनात्पीडनाद्वापि शुक्रवेगविघाततः ॥ ४४ ॥**
**यस्यावपाट्यते चर्म तां विद्यादवपाटिकाम् ॥**

જે સ્ત્રીની યોનિનું છિદ્ર નાનું હોય, તેવી સ્ત્રી સાથે પરાણે સંભોગ કરવાથી, શિશ્નની કોથળીની ચામડીને બળથી હાથે કરી ઉપર ચઢાવવાથી શિશ્નને ચોળવાથી કે દબાવવાથી અથવા શુક્રની ગતિને પરાણે રોકવાથી, તે પુરુષના શિશ્નપરથી ત્વચા ફાટી જાય છે, આને અવપાટિકા કહે છે.

**નિરુદ્ધપ્રકશનાં લક્ષણો.**[1]

**वातोपसृष्टे मेढ्रे तु चर्म संश्रयते मणिम् ॥ ४५ ॥**
**मणिश्चर्मोपनद्धस्तु मूत्रस्रोतो रुणद्धि च ॥**
**निरुद्धप्रकशे तस्मिन् मन्दधारमवेदनम् ॥ ४६ ॥**
**मूत्रं प्रवर्तते जन्तोर्मणिर्विव्रीयते न च ॥**
**निरुद्धप्रकशं विद्यात्सहजं वातसंभवम् ॥ ४७ ॥**

શિશ્નમાં વાયુનો પ્રકોપ થતાં, ઇંદ્રિય પરની ત્વચા નીચે ઉતરી મણિને (મદનછત્રને) ઢાંકી દે છે, મણિ ચામડીમાં ઢંકાઈ ગયાથી પેશાબના માર્ગનો અટકાવ થાય છે અને તેથી પેશાબની ધાર ન થતાં તેનાં ટીપાં ગળે છે. તેમ છતાં મૂત્ર ટપકતાં તણખા ઉડતા નથી અને ઢંકાયલો મણિ ખુલ્લો થતો નથી. આ વેદના રહિત વાતજન્ય વ્યાધિ નિરુદ્ધપ્રકશ કહેવાય છે. આ વ્યાધિ જન્મની સાથે થયેલો પણ હોય છે.

**સન્નિરુદ્ધગુદનાં લક્ષણો.**[2]

**वेगसंधारणाद्वायुर्विहतो गुदसंस्थितः ॥**
**निरुणद्धि महास्रोतः सूक्ष्मद्वारं करोति च ॥ ४८ ॥**
**मार्गस्य सौक्ष्म्यात्कृच्छ्रेण पुरीषं तस्य गच्छति ॥**
**सन्निरुद्धगुदं व्याधिमेनं विद्यात्सुदारुणम् ॥ ४९ ॥**

મળમૂત્રાદિની ગતિને પરાણે દાબી રાખવાથી બંધાઈ ગયેલો ગુદાશ્રિત વાયુ મળના રસ્તાનો અવરોધ (અટકાવ) કરી તેનો (મળદ્વારનો) માર્ગ ઝીણો કરી નાંખે છે. મળદ્વાર-નો રસ્તો એવી રીતે સંકોચાવાથી રોગીને અત્યંત કષ્ટથી ઝાડો આવે છે. આ ભયંકર વ્યાધિને સન્નિરુદ્ધગુદના નામથી સુજ્ઞ વૈદ્યો ઓળખે છે.

**અહિપૂતનનાં લક્ષણો.**[3]

**शकृन्मूत्रसमायुक्तेऽधौतेऽपाने शिशोर्भवेत् ॥**
**स्विन्ने वास्नाप्यमाने वा कण्डू रक्तकफोद्भवा ॥ ५० ॥**

---

१ निरुद्धप्रकश=Phymosis २ सन्निरुद्धगुद=Siricture of the reothm ३ अहिपूतन=Pruritus. Aui ४४ थी ४७ सु. नि. अ. १३ श्लो. ३९, ४०. ४८ थी ५३ सु. नि. अ. १३. श्लो. ४१ थी ४३.

**ततः कण्डूयनात्क्षिप्रं स्फोटाः स्रावश्च जायते ॥**
**एकीभूतं व्रणैर्घोरं तं विद्यादहिपूतनम् ॥ ५१ ॥**

ઝાડો થયા પછી બાળકની ગુદા જો ધોવામાં નથી આવતી, કિંવા તે પર પરસેવો વળ્યા પછી બાળકને નવરાવવામાં નથી આવતું, તો એ જગ્યાએ લોહી અને કફના પ્રકોપને લીધે વલૂર છૂટે છે. પછી ખજવાળતાં તેનાપર ફોલ્લાઓ ફૂટી નિકળે છે, જે ઝરવા લાગે છે. પછી આ ફોલ્લામાં પડેલાં ધારાં ગુદા સાથે જોડાઈ જાય છે. આ ભયંકર વ્યાધિને અહિપૂતન કહે છે, અને તે ઘણું કરી બાળકોને થાય છે.

વૃષણકચ્છૂનાં લક્ષણો.

**स्नानोत्सादनहीनस्य मलो वृषणसंस्थितः ॥**
**यदा प्रक्लिद्यते स्वेदात्कण्डूः संजायते तदा ॥ ५२ ॥**
**कंडूयनात्ततः क्षिप्रं स्फोटाः स्रावश्च जायते ॥**
**प्राहुर्वृषणकच्छूं तां श्लेश्मरक्तप्रकोपजाम् ॥ ५३ ॥**

સ્નાન કરતાં જે માણસ પોતાના શરીરનો મેલ ઘસીને કાઢી નાખતો નથી, તેના વૃષણ પર તે મેલ જામીને પોપડો બાઝે છે. આ મેલ પરશેવાથી ભીંજાતાં તેમાં ઘણી ચેળ આવે છે, અને વલુરતાં તરત ફોલ્લિઓ ઉઠી આવી તે પાકી તેમાંથી રસી ઝરવા માંડે છે. કફ, રક્તમાંથી થનારા આ રોગને વૃષણકચ્છૂ કહે છે.

ગુદભ્રંશનાં લક્ષણો.[1]

**प्रवाहणातिसाराभ्यां निर्गच्छति गुदं बहिः ॥**
**रूक्षदुर्बलदेहस्य गुदभ्रंशं तमादिशेत् ॥ ५४ ॥**

નબળા તથા લૂખા શરીરવાળા માણસની ગુદા, જોર કરીને ઝાડો ફરતાં અથવા થવાથી બહાર નીકળી આવે છે તે ગુદભ્રંશ કહેવાય છે.

શૂકરદંષ્ટ્રનાં લક્ષણો.

**सदाहो रक्तपर्यन्तस्त्वक्पाकी तीव्रवेदनः ॥**
**कण्डूमान् ज्वरकारी च स स्याच्छूकरदंष्ट्रकः ॥ ५५ ॥**

બળત્રાયુક્ત, કોરપર લાલ અને જેની ઉપરની ચામડી પાકી ગયેલી હોય એવી, કંડૂયુક્ત તથા તીવ્ર વેદનાયુક્ત જે સૂજ થાય છે, તેને શૂકરદંષ્ટ્ર કહે છે. એનાથી તાવ પણ આવે છે.

इति क्षुद्ररोगनिदानम्

## मुखरोगनिदान

મુખરોગનુંનિદાન

**आनूपपिशितक्षीरदधिमत्स्यादिसेवनात् ॥**
**मुखमध्ये गदान्कुर्युः क्रुद्धा दोषाः कफोत्तराः ॥ १ ॥**

જળચર પ્રાણીનું માંસ, દૂધ, દહીં, તથા માછલાં વગેરે પદાર્થોના સેવનથી કુપિત થયેલા કફાધિક દોષો મુખમાં રોગ ઉત્પન્ન કરે છે. (આ મુખરોગની સંખ્યા સુશ્રુતના કહેવા પ્રમાણે ૬૫ ની છે.—૮ દાંતના રોગ. ૮ હોઠના, ૮ દાંતના મૂળના, ૯ તાળવાના, ૫ જીભના, ૧૭ કંઠના, અને ૩ સર્વસર).

---

૧ गुदभ्रंश=આમણ. Prolapsus Ani ५४ सु. नि. अ. १३ श्लो. ४४.

હોઠના રોગો

कर्कशौ परुषौ स्तब्धौ कृष्णौ तीव्ररुजान्वितौ ॥
दाल्येते परिपाट्येते ओष्ठौ मारुतकोपतः ॥ २ ॥
चीयेते पिडकाभिस्तु सरुजाभिः समन्ततः ॥
सदाहपाकपिडकौ पीताभासौ च पित्ततः ॥ ३ ॥
सवर्णाभिस्तु चीयेते पिडकाभिरवेदनौ ॥
भवतस्तु कफादोष्ठौ पिच्छिलौ शीतलौ गुरू ॥ ४ ॥
सकृत्कृष्णौ सकृत्पीतौ सकृच्छ्वेतौ तथैव च ॥
सन्निपातेन विज्ञेयावनेकपिडकान्वितौ ॥ ५ ॥
खर्जूरफलवर्णाभिः पिडकाभिर्निपीडितौ ॥
रक्तोपसृष्टौ रुधिरं स्रवतः शोणितप्रभौ ॥ ६ ॥
मांसदुष्टौ गुरू स्थूलौ मांसपिण्डवदुद्गतौ ॥
जन्तवश्चात्र मूर्च्छन्ति नरस्योभयतो मुखात् ॥ ७ ॥
सर्पिर्मण्डप्रतीकाशौ मेदसा कण्डुरौ गुरू ॥
स्वच्छं स्फटिकसंकाशमास्रावं स्रवतो भृशम् ॥
तयोर्व्रणो न संरोहेन्मृदुत्वं च न गच्छति ॥ ८ ॥
ओष्ठौ पर्यवदीर्येते पीड्येते चाभिघाततः ॥
ग्रथितौ च तदा स्यातां कण्डूक्लेदसमन्वितौ ॥ ९ ॥

વાયુના કોપથી ઓષ્ઠ કર્કશ, ખરબચડા, સખત તણાયલા, અને કાળા થાય છે. તેમાં તીવ્ર પીડા થાય છે અને તે ફાટે છે, તથા તેના ઉપરની ચામડી ઉખડી જાય છે.

પિત્તથી હોઠની આસપાસ ફરતી ફોલીઓ થાય છે, તથા તે (ફોલ્લિઓ) દુઃખે છે. આ રોગથી હોઠમાં બળત્રા બળે છે, એમાં પાક થાય છે. અને તે પીળા દેખાય છે.

કફથી હોઠ ચામડીનાં જેવા જ રંગવાળી ફોલ્લિઓથી વ્યાપ્ત થાય છે. આ ફોલ્લિઓમાં ઘણું ઓછું દુઃખ થાય છે, અને તે ચીકણી, શીતળ અને જડ હોય છે.

સન્નિપાતથી હોઠપર જે અનેક ફોલ્લિઓ થાય છે, તે વખતે કાળી, વખતે પીળી, તો કદાપિ ધોળી એવી વિવિધ રંગની થાય છે.

રક્તથી હોઠપર ખારેકના રંગ જેવી ફોલ્લિઓ ઉઠે છે અને તેમાંથી લોહી ઝરે છે, તથા હોઠ લોહીના જેવા રંગે લાલ દેખાય છે.

માંસ દુષ્ટ થવાથી હોઠ ભારે તથા જાડા થાય છે. તે (ઓષ્ઠ) માંસના પિંડની પેઠે ઉપસી આવે છે. આ વ્યાધિમાં રોગીના બન્ને હોઠના છેડામાં કીડા પડે છે.

મેદથી હોઠ પ્રવાહી કરેલા ઘીની ઉપરના આછા ભાગ જેવા સ્વચ્છ થાય છે, અને તેમાં ખંજવાળ આવે છે તથા જડ બને છે. વળી તેમાંથી સ્ફટિક જેવી સ્વચ્છ, પારદર્શક રસી પુષ્કળ ઝરે છે. આ વ્યાધિમાં હોઠપર પડેલું વ્રણ ભરાતું નથી, તેમ તે પોચું પડતું નથી.

---

૨ થી ૯ सु. चि. अ. १६ श्लो. ४ थी ११. થોડા ફેરફાર સાથે.

અભિઘાત કિંવા કોઇ જાતનો પ્રહાર થવાથી હોઠમાં આસપાસ ચીરા પડે છે, તેમાં પીડા થાય છે, ગાંઠો પડી જાય છે, અને તેમાં ખંજવાળ આવી, ભીનાશ ઉત્પન્ન થાય છે.

## દંતમૂળમાં થનારા પંદર રોગ

**શીતાદનાં લક્ષણો.** **शोणितं दन्तवेष्टेभ्यो यस्याकस्मात् प्रवर्तते ॥**
**दुर्गन्धीनि सकृष्णानि प्रक्लेदीनि मृदूनि च ॥ १० ॥**
**दन्तमांसानि शीर्यन्ते पचन्ति च परस्परम् ॥**
**शीतादो नाम स व्याधिः कफशोणितसंभवः ॥ ११ ॥**

શીતાદરોગમાં દાંતનાં પેઢામાંથી અકસ્માત્ રક્ત વહે છે અને દાંતનું માંસ દુર્ગંધયુક્ત, કાળું, મલિન તથા પોચું થઇ પછી ટૂટી પડે છે અને પેઢાંઓ પરસ્પર ચેપ લાગીને પાકે છે. આ વ્યાધિની ઉત્પત્તિ કફરક્તમાંથી થાય છે.

**દંતપુપ્પુટનાં લક્ષણો.** **दन्तयोस्त्रिषु वा यस्य श्वयथुर्जायते महान् ॥**
**दन्तपुप्पुटको नाम स व्याधिः कफरक्तजः ॥ १२ ॥**

જે રોગીના બે કિંવા ત્રણ દાંતના પેઢામાં મોટો સોજો આવે તેને દંતપુપ્પુટ નામે દાંતનો રોગ કહે છે. આ વ્યાધિ કફરક્તમાંથી થાય છે.

**દંતવેષ્ટનાં લક્ષણો.[1]** **स्रवन्ति पूयरुधिरं चला दन्ता भवन्ति च ॥**
**दन्तवेष्टः स विज्ञेयो दुष्टशोणितसंभवः ॥ १३ ॥**

લોહી દુષ્ટ થવાથી થયેલા દંતવેષ્ટ રોગમાં દાંતમાંથી લોહી અને પરુ નીકળે છે, અને દાંત હાલે છે.

**સૌષિરનાં લક્ષણો.** **श्वयथुर्दन्तमूलेषु रुजावान् कफरक्तजः ॥**
**लालास्रावी स विज्ञेयः सौषिरो नाम नामतः ॥ १४ ॥**

કફ રક્તને લીધે થતા સૌષિર રોગમાં દાંતના મૂળપર સોજો આવે છે. તેમાં પીડા થાય છે. અને તેથી મુખમાંથી લાળ ગળે છે.

**મહા સૌષિરનાં લક્ષણો.** **दन्ताश्चलन्ति वेष्टेभ्यस्तालु चाप्यवदीर्यते ॥**
**यस्मिन्स सर्वजो व्याधिर्महासौषिरसंज्ञकः ॥ १५ ॥**

જે વ્યાધિમાં પેઢાંમાંથી દાંત હાલે છે અને તાળવાપર ચીરા પડે છે, તે ત્રિદોષજનિત વ્યાધિને મહાસૌષિર કહે છે.

**પરિદરનાં લક્ષણો.** **दन्तमांसानि शीर्यन्ते यस्मिन् ष्ठीवति चाप्यसृक् ॥**
**पित्तासृक्कफजो व्याधिर्ज्ञेयः परिदरो हि सः ॥ १६ ॥**

જે રોગમાં દાંતનું માંસ ખરી પડે છે અને થુંકમાં લોહી પડે છે, તે પિત્ત, કફ અને રક્તમાંથી થયેલા વ્યાધિને પરિદર નામે જાણવો.

**ઉપકુશનાં લક્ષણો.** **वेष्टेषु दाहः पाकश्च तेभ्यो दन्ताश्चलन्ति च ॥**
**अघट्टिताः प्रस्रवन्ति शोणितं मन्दवेदनम् ॥ १७ ॥**

---

૧ दंतवेष्ट=Piorrhoea. १० थी १६ सु.चि.अ.१६ श्लो.१३थी१८. १७थी२०सु.चि. अ.१६ श्लो. १९,२१

**आध्मायन्ते स्रुते रक्ते मुखं पूति च जायते ॥**
**यस्मिन्नुपकुशो नाम पित्तरक्तकृतो गदः ॥ १८ ॥**

આ રોગમાં દાંતના પેઢામાં બળત્રા થઈ તે પાકે છે, પેઢામાંથી દાંત હાલે છે અને દાંતને હલાવવાથી, લગાર વેદના થઈ રક્ત ગળે છે. રક્ત વહી ગયા પછી અવાળુ ફરીથી ફૂલી આવે છે અને મુખ વાસ મારે છે. પિત્તરક્તમાંથી થયેલા આ રોગને ઉપકુશ કહે છે.

**વૈદર્ભનાં લક્ષણો.** **घृष्टेषु दन्तमूलेषु संरम्भो जायते महान् ॥**
**भवन्ति चपला दन्ताः स वैदर्भोऽभिघातजः ॥ १९ ॥**

દાતણ કરતાં અથવા બીજી રીતે પેઢાં ઘસાતાં તે સૂજી આવે છે અને તેથી દાંતો હલી જાય છે. આ અભિઘાતથી થયેલા વ્યાધિને વૈદર્ભ કહે છે.

**ખલીવર્ધનનાં લક્ષણો.[1]** **मारुतेनाधिको दन्तो जायते तीव्रवेदनः ॥**
**खलीवर्धनसंज्ञोऽसौ जाते रुक् च प्रशाम्यति ॥ २० ॥**

વાયુના સંબંધથી દાંતપર એક નવો દાંત ઉગે છે, તેથી તીવ્ર વેદના થાય છે; પણ તે દાંત આખો બહાર ઉગી નિકળ્યા પછી વેદના શાંત થાય છે. એ રોગને ખલીવર્ધન નામે રોગ કહે છે.

**કરાલનાં લક્ષણો.** **शनैः शनैः प्रकुरुते वायुर्दन्तसमाश्रितः ॥**
**करालान् विकटान् दन्तान् करालो न च सिध्यति ॥ २१ ॥**

દાંતના મૂળમાં વાયુ રહીને ધીમે ધીમે દાંતોને વાંકા ચુંકા કરી નાંખે છે, તે કરાલ વ્યાધિ સારો થતો નથી.

**અધિકમાંસકનાં લક્ષણો.** **हानव्ये पश्चिमे दन्ते महान् शोथो महारुजः ॥**
**लालास्रावी कफकृतो विज्ञेयो ह्यधिमांसकः ॥ २२ ॥**

નીચલી છેલ્લી દાઢના મૂળપર મોટો સોજો ચઢે છે, તે ઘણો કળે છે. અને તેનાથી લાળ ઘણી ગળે છે. આ અધિમાંસક વ્યાધિ કફથી થાય છે.

**નાડીવ્રણનાં લક્ષણો.** **दन्तमूलगता नाड्यः पञ्च ज्ञेया यथेरिताः ॥ २३ ॥**

નાડીવ્રણના નિદાનમાં વાત, કફ, પિત્ત, સન્નિપાત અને આગંતુ, એવાં પાંચ પ્રકારનાં વ્રણ કહ્યાં છે. તે પાંચ નાડીવ્રણો દાંતના મૂળમાં પણ થાય છે. આનાં લક્ષણો નાડીવ્રણમાં કહ્યાં છે, એ જ અહીં સમજવાં.

**આઠ દંતરોગમાંના દાલનનાં લક્ષણો.** **दीर्यमाणेष्विव रुजा यस्य दन्तेषु जायते ॥**
**दालनो नाम स व्याधिः सदागतिनिमित्तजः ॥ २४ ॥**

દાંતની અંદર ચીરાતું હોય એવી જે પીડા થાય છે, તેને દાલન કહે છે. આ રોગ વાતપ્રકોપથી થાય છે.

---

1 खलीवर्धन=Extra tooth २२, २३ सु.नि.अ. १६ श्लो. २२, २३. २४ थी ३० सु.नि. अ. १६ श्लो. २५ थी ३१.

**કૃમિદન્તકનાં લક્ષણો.**[1]

**कृष्णच्छिद्रश्चलः स्रावी ससंरम्भो महारुजः ॥**
**अनिमित्तरुजो वाताद्विज्ञेयः कृमिदन्तकः ॥ २५ ॥**

વાયુના પ્રકોપથી થયેલા કૃમિદંતક નામના રોગમાં કાળાં છિદ્રો (કાણાં–ભોકાં) પડે છે, દાંત હાલે છે, તેમાંથી રસી ઝરે છે, તેના ઉપર સોજો ચઢે છે, અને તેમાં કારણ વગર બહુ પીડા થાય છે. (દાંતોમાં કાળાં છિદ્રો પડવાનું કારણ એ છે કે, દુષ્ટ રક્તમાંથી અત્યંત સૂક્ષ્મ જંતુઓનો ઉદ્ભવ થઇ પછી તેઓ (જંતુઓ) દાંતોમાં કાણાં પાડે છે.)

**ભંજનકનાં લક્ષણો.**

**वक्रं वक्रं भवेद्यस्य दन्तभङ्गश्च जायते ॥**
**कफवातकृतो व्याधिः सः भञ्जनकसंज्ञितः ॥ २६ ॥**

કફ અને વાયુના પ્રકોપથી જેનું મોઢું વાંકું થઇ જાય અને દાંત ભાંગી જાય તેને ભંજનક રોગ થયો છે એમ જાણવું.

**દંતહર્ષનાં લક્ષણો.**

**शीतरूक्षप्रवाताम्लस्पर्शानामसहा द्विजाः ॥**
**पित्तमारुतकोपेन दन्तहर्षः स नामतः ॥ २७ ॥**

શીતળ, રુક્ષ, ખાટા પદાર્થો અને ઠંડા વાયુ જે રોગમાં સહન ન થાય તેને દંતહર્ષ કહે છે. આ વ્યાધિ પિત્ત, વાયુના કોપથી થાય છે.

**દંતશર્કરાનાં લક્ષણો.**[2]

**मलो दन्तगतो यस्तु पित्तमारुतशोषितः ॥**
**शर्करेव खरस्पर्शा सा ज्ञेया दन्तशर्करा ॥ २८ ॥**

દાંતપરનો મેલ પિત્તવાયુથી, શોષાઈ જઈ, પછી તે (મેલ) રેતીના જેવો ખરબચડો બને છે, તેને દંતશર્કરા કહે છે.

**કપાલિકાનાં લક્ષણો.**

**कपालेष्विव दीर्णेषु दन्तानां सैव शर्करा ॥**
**कपालिकेति सा ज्ञेया सदा दन्तविनाशिनी ॥ २९ ॥**

તેજ શર્કરાની પતરીઓ એક પછી એક એમ પડના રુપમાં ખરવા માંડે છે, ત્યારે તે કપાલિકા કહેવાય છે. આ વ્યાધિ દાંતનો નાશ કરે છે.

**શ્યાવદંતનાં લક્ષણો.**[3]

**योऽसृङ्मिश्रेण पित्तेन दग्धो दन्तस्त्वशेषतः ॥**
**श्यावतां नीलतां वापि गतः स श्यावदन्तकः ॥ ३० ॥**

જે રોગમાં રક્તયુક્ત પિત્તથી બધા દાંત બળી જઇને કાળા કિંવા આશમાની રંગના થઇ જાય છે, તે શ્યાવદંત કહેવાય છે.

**દન્ત વિદ્રધિનાં લક્ષણો.**

**दन्तमांसे मलैः सास्रैर्बाह्यान्तः श्वयथुर्गुरुः ॥**
**सदाहरुक् स्रवेद्भिन्नः पूयास्रं दन्तविद्रधिः ॥ ३१ ॥**

ત્રણે દોષો સાથે લોહીના પ્રકોપથી દાંતનાં માસમાં બહાર અને અંદર બળત્રા, અને પીડા સાથે ભારે સોજો થાય તથા તેમાંથી પરુ અને લોહી નીકળે, ત્યારે દન્તવિદ્રધિ રોગ થયો છે એમ જાણવું.

---

૧ कृमिदन्तक=Carries oftooth. २ दन्तशर्करा=Tarter ३ श्यावदन्त=Black tooth.

**જિહ્વાગત પાંચ રોગો.**

**जिह्वाऽनिलेन स्फुटिता प्रसुप्ता भवेच्च शाकच्छदनप्रकाशा ॥**
**पित्तेन पीता परिदह्यते च दीर्घैः सरक्तैरपि कण्टकैश्च ॥**
**कफेन गुर्वी बहुला चिता च मांसोच्छ्रयैः शाल्मलिकण्टकाभैः**

વાયુથી જીભમાં ચીરા પડે છે, જીભ બેહેર મારી જાય છે, અને સાગના ઝાડનાં પાંદડાંના જેવી તે કાંટાકાંટાવાળી થઈ જાય છે. (આ રોગ વાતકંટક કહેવાય છે).

પિત્તથી જીભ પીળી થાય છે, તેમાં બળત્રા બળે છે તથા તેનાપર લાંબા લાંબા લાલ રંગના કાંટા ફૂટે છે. (આ રોગ પિત્તકંટક કહેવાય છે.)

કફથી જીભ જાડી અને ભારે થાય છે અને શેમળાના કાંટા જેવા તેનાપર માંસના અંકુર ઉગે છે. (આ રોગ કફકંટક કહેવાય છે).

**અલાસનાં લક્ષણો.**

**जिह्वातले यः श्वयथुः प्रगाढः सोऽलाससंज्ञः कफरक्तमूर्तिः॥**
**जिह्वां स तु स्तम्भयति प्रवृद्धो मूले च जिह्वा भृशमेति पाकम्**

કફરક્તને લીધે જીભને તળીએ ભયંકર સોજો આવે છે, જે વૃદ્ધિ પામતાં જીભને જડ કરી નાંખે છે. આ રોગમાં જીભ મૂળ આગળથી બહુ પાકે છે. આ રોગને અલાસ કહે છે, ને તે અસાધ્ય છે.

**ઉપજિહ્વાનાં લક્ષણો.[1]**

**जिह्वाग्ररूपः श्वयथुः स जिह्वामुन्नम्य जातः कफरक्तमूलः ॥**
**लालाकरः कण्डूयुतः सचोषः सा तूपजिह्वा कथिता भिषग्भिः**

કફરક્તને લીધે જીભની નીચે, જીભની અણી જેવો સોજો થાય છે. આથી મુખમાંથી લાળ ઘણી વહે છે, અને તેમાં વલૂર આવે છે તથા બળત્રા થાય છે. આ વ્યાધિને વૈદ્યો ઉપજિહ્વા કહે છે.

**તાલુગત નવરોગમાંના કણ્ઠશુણ્ડીનાં લક્ષણો.[2]**

**श्लेष्मासृग्भ्यां तालुमूले प्रवृद्धो दीर्घः शोथो ध्मातबस्तिप्रकाशः**
**तृष्णाकासश्वासकृत्तं वदन्तिव्याधिं वैद्याःकण्ठशुण्डीतिनाम्ना**

કફરક્તને લીધે તાળવાનાં મૂળપર ફૂલેલા બસ્તિ જેવો જે મોટો સોજો આવે છે, તથા જેનાથી તરશ, ઉધરસ અને શ્વાસ થાય છે, તેને વૈદ્યો કંઠશુંડી નામે જીભનો રોગ કહે છે.

**તુંડીકેરીનાં લક્ષણો.** **शोथः स्थूलस्तोददाहप्रपाकीप्रागुक्ताभ्यांतुण्डिकेरीमतातु ॥**

કફરક્તને લીધે તાળવાપર જંગલી કાપુસના જીંડવા જેવો જે સોજો આવે છે, તે તુંડીકરી નામે જીભનો રોગ કહેવાય છે. તેમાં શૂળ નીકળે છે; સોયો ખોંચ્યા જેવી પીડા થાય છે; અને બળત્રા બળી તે પાકે છે.

**અધ્રુષનાં લક્ષણો.**

**शोथः स्तब्धो लोहितस्तालुदेशे**
**रक्ताज्ज्ञेयः सोऽध्रुषोरुग्ज्वराढ्यः**

---

१ उपजिह्वा=Kanulla. २ कण्ठशुण्डी=Elongated Uvula. ३२, ३३ सु.नि.अ १६ श्लो. ३४थी ३७. ३४ था ३७ सु.नि.अ. १६ श्लो. ३८ थी ४३.

રક્તના પ્રકોપથી, તાળવાપર લાલ રંગનો સખત સોજો આવે છે, જેમાં પીડા થાય છે અને જેને લીધે તાવ આવે છે. આને અધ્રુષ નામે જીભનો રોગ કહે છે.

**કચ્છપનાં લક્ષણો.** **कूर्मोन्नतोऽवेदनोऽशीघ्रजन्मा रोगो ज्ञेयः कच्छपः श्लेष्मणा वा ॥**

કફથી તાળવાપર કાચબાની પીઠ જેવો ઊંચો થયેલો જે સોજો આવે છે જેમાં પીડા થોડી થાય છે, અને જે એકદમ વધતો નથી. એ રોગને કચ્છપ કહે છે.

**તાલ્વર્બુદનાં લક્ષણો.** **पद्माकारं तालुमध्ये तु शोथं विद्याद्रक्तादर्बुदं प्रोक्तलिङ्गम् ॥ ३७ ॥**

રક્તને લીધે તાળવાપર કમળની ડોડી જેવો જે સોજો ચઢે છે, તેને અર્બુદ કહે છે, તેનાં લક્ષણો અર્બુદનિદાનમાં દર્શાવેલાં રક્તાર્બુદનાં લક્ષણો જેવાં જાણવાં.

**માંસસંઘાતનાં લક્ષણો.** **दुष्टं मांसं नीरुजं तालुमध्ये कफाच्छूनं मांससङ्घातमाहुः ॥**

કફથી તાળવા વચ્ચેનું માંસ બગડી સૂજી આવે છે, જે દુખતું નથી. આ રોગને [માંસસંઘાત કહે છે.

**તાલુપુપ્પુટનાં લક્ષણો.** **नीरुक्स्थायीकोलमात्रःकफात्स्यान्मेदोयुक्तात् पुप्पुटस्तालुदेशे**

મેદયુક્ત કફથી તાળવાપર વેદના રહિત, સ્થિર અને બોરના જેવડો સોજો આવે છે, તે તાલુપુપ્પુટ કહેવાય છે.

**તાલુશોષનાં લક્ષણો.** **शोषोऽत्यर्थं दीर्यते चापि तालुः श्वासश्चोग्रस्तालुशोषोऽनिलाच्च ॥**

વાયુથી તાળવું અત્યંત સુકાય છે, અને ભયંકર શ્વાસ ચઢી આવે છે, આ રોગને [ તાલુ શોષ કહે છે.

**તાલુપાકનાં લક્ષણો.** **पित्तं कुर्यात्पाकमत्यर्थघोरं तालुन्येवं तालुपाकं वदन्ति ३९**

પિત્ત કુપિત થવાથી, તાળવું અત્યંત ભયંકર રીતે પાકી આવે છે; તેને તાલુપાક કહે છે.

### કંઠગત અગીઆર રોગ

**રોહિણીની સંપ્રાપ્તિ** **गलेऽनिलः पित्तकफौ च मूर्च्छितौ प्रदूष्य मांसं च तथैव शोणितम् । गलोपसंरोधकरैस्तथाङ्कुरैर्निहन्त्यसून् व्याधिरियं हि रोहिणी ॥ ४० ॥**

ગળામાં રહેલા વાયુ, પિત્ત અને કફ, દુષ્ટ થઈ માંસ અને રક્તને બગાડી, ગળામાં ફણગા ઉત્પન્ન કરે છે, જેનાથી ગળું બંધ થઈ જાય છે. આ રોહિણી નામનો વ્યાધિ રોગીનો જીવ લીયે છે. (નીચે લખેલી પાંચ રોહિણીઓમાંથી સન્નિપાતજન્ય એક તદ્દન અસાધ્ય છે. બાકીની માત્ર મુશ્કેલ છે પણ એની ચિકિત્સા લખી છે.)

---

३८ थी ४१ सु.नि.अ. १६ श्लो. ४४ थी ५१

**વાતરોહિણીનાં લક્ષણો.** **जिह्वा समन्तादृभृशवेदनास्तु मांसाङ्कुराः कण्ठनिरोधिनो ये॥ सा रोहिणी वातकृता प्रदिष्टा वातात्मकोपद्रवगाढयुक्ता ४१**

જીભની આસપાસ, ફરતા ગળું રુંધી નાખતા અને અત્યંત વેદનાયુક્ત એવા જે માંસના અંકુર ઉત્પન્ન થાય છે, તેને વાયુથી થયેલી વાતરોહિણી કહે છે. આ રોગમાં કંપ, સ્તંભ વગેરે વાયુના ઉપદ્રવો થાય છે.

**પિત્તરોહિણીનાં લક્ષણો.** **क्षिप्रोद्गमा क्षिप्रविदाहपाका तीव्रज्वरा पित्तनिमित्तजा तु॥** પિત્તમાંથી થયેલી રોહિણી ત્વરાથી બહાર આવે છે, તેમાં ઘણી બળત્રા થાય છે, તેમ જ એ જલદીથી પાકે છે, અને તેને લીધે તીવ્રજ્વર આવે છે.

**કફરોહિણીનાં લક્ષણો.** **स्रोतोनिरोधिन्यपि मन्दपाका स्थिराङ्कुरा या कफसम्भवा सा ॥ ४२ ॥**

જે રોહિણી ગળાના માર્ગનો અટકાવ કરી, તેને ગુંગળાવે છે. તેમ જ જે ધીમે ધીમે પાકે છે, તથા જેના અંકુર કઠણ હોય છે, તે કફજન્ય રોહિણી જાણવી.

**ત્રિદોષરોહિણીનાં લક્ષણો.** **गम्भीरपाकिन्यनिवार्यवीर्या त्रिदोषलिङ्गा त्रितयोत्थिता सा॥** ત્રણે દોષમાંથી ઉત્પન્ન થયેલી રોહિણીમાં પાક ઉંડા હોય છે, એટલે પરુ ઉંડું રહેલું હોય છે તથા તેનું જોર અટકાવી શકાતું નથી, એટલે ઓસડો એના પર કાંઈ અસર કરી શકતાં નથી. અને તે ત્રણે દોષનાં લક્ષણોયુક્ત હોય છે. (આ રોહિણી ત્વરાથી રોગીનો જીવ લે છે.)

**રક્તજાનાં લક્ષણો.** **स्फोटैश्चिता पित्तसमानलिङ्गा साध्या प्रदिष्टा रुधिरात्मिका तु ॥**

રક્તજન્ય રોહિણીમાં પિત્તજન્ય રોહિણીનાં લક્ષણે દેખાય છે તે ઉપરાંત એ ફોલ્લીઓથી વ્યાપ્ત હોય છે. આ રક્તજા સાધ્ય છે, એટલે ઓસડ કરવા યોગ્ય છે.

**કંઠશાલૂકનાં લક્ષણો.** **कोलास्थिमात्रः कफसम्भवो यो ग्रन्थिर्गले कण्टकशूकभूतः॥ खरः स्थिरः शस्त्रनिपातसाध्यस्तं कण्ठशालूकमिति ब्रुवन्ति**

કફને લીધે ગળાની અંદર બોરના ઠળીઆ જેવડી જે ગાંઠ બાઝે છે, જે કાંટાની તથા ઘઊં વગેરેની ડુંડીની અણી પેઠે ગળામાં ખૂંચે છે આ ગાંઠ ખરબચડી અને કઠણ હોય છે. આ વ્યાધિ શસ્ત્ર સાધ્ય અને તેને કંઠ શાલૂક છે.

**અધિજિહ્વનાં લક્ષણો.** **जिह्वाग्ररूपःश्वयथुःकफात्तु जिह्वोपरिष्टादपि रक्तमिश्रात् ॥ ज्ञेयोऽधिजिह्वः खलु रोग एष विवर्जयेदागतपाकमेनम् । ४५**

લોહી સાથે કફના પ્રકોપથી જીભની અણી જેવો જીભના ઉપરના ભાગપર જે સોજો આવે છે, તેને અધિજિહ્વ કહે છે. આ સોજો પાકયો હોય તો એના મટવાની આશા છોડી દેવી.

---

૪૨ થી ૪૪ સુ.નિ અ ૧૬ શ્લો.૫૨ થી ૫૫. ૪૫થી૪૮ સુ.નિ. અ.૧૬ શ્લો.૫૬ થી ૫૯

વલયનાં લક્ષણો. बलास एवायतमुन्नतं च ग्रन्थिं करोत्यन्नगतिं निवार्य ॥
तं सर्वथैवाप्रतिवार्यवीर्यं विवर्जनीयं वलयं वदन्ति ॥ ४६ ॥

કફથી અન્નની ગતિને અટકાવનારી એટલે જેનાથી ગળામાં અન્ન ન ઉતરી શકે એવી, ઉંચી અને લાંબી જે ગાંઠ થાય છે, તેનાપર કોઇ ઉપાય ચાલતો નથી. આ વ્યાધિને વલય કહે છે, અને કુશળ વૈદ્યે એની દવા કરવાનું કામ હાથમાં લેવું નહિ. કારણ કે એ કોઇ રીતે સુધરતો નથી.

બલાસનાં લક્ષણો. गले तु शोथं कुरुतः प्रवृद्धौ श्लेष्मानिलौ श्वासरुजोपपन्नम् ॥
मर्मच्छिदं दुस्तरमेनमाहुर्बलाससंज्ञं निपुणा विकारम् ॥४७॥

કુપિત થયેલા કફ અને વાયુ ગળામાં સોજો ઉત્પન્ન કરે છે, જેનાથી દમ ચઢે છે અને ગળું દુઃખે છે. હૃદયમાં કાપી નાખ્યા જેવી વેદના કરનારા, આ દુસ્તર (જેનાપર ઔષધાદિ ફાવી ન શકે એવા) વ્યાધિને વૈદ્યો બલાસના નામથી ઓળખે છે.

એકવૃંદનાં લક્ષણો. वृत्तोन्नतोऽन्तःश्वयथुः सदाहः सकण्डुरोऽपाक्यमृदुर्गुरुश्च॥
नाम्नैकवृन्दः परिकीर्तितोऽसौ व्याधिर्बलासक्षतजप्रसूतः॥

ગળામાં ગોળ, ઊંચો, થોડી બળત્રા કરવાવાળો, ખંજવાળવાળો થોડો પાકે એવો અથવા ન જ પાકે એવો, કઠણ તથા જડ સોજો થાય છે. આ રોગનું નામ એકવૃંદ છે અને તે કફરક્તથી થાય છે.

વૃંદનાં લક્ષણો. समुन्नतं वृत्तममन्ददाहं तीव्रज्वरं वृन्दमुदाहरन्ति ॥
तं चापि पित्तक्षतजप्रकोपात् विद्यात्सतोदं पवनात्मकं तु ॥

ગળાની અંદર ઊંચો, ગોળ, તીવ્ર બળત્રાવાળો અને તીવ્ર જ્વરયુક્ત જે સોજો આવે છે, તેને વૃંદ કહે છે. આની ઉત્પત્તિ પિત્તરક્તના કોપમાંથી છે. તેમાં વાયુનો સંબંધ હોય તો સોયો ખોંચ્યા જેવી પીડા પણ થાય છે. (આ વ્યાધિ એકવૃંદ વ્યાધિની એક જૂદી અવસ્થા જ છે, માટે તે બન્ને જુદા જુદા છે એમ ન જાણવું.)

શતઘ્નીનાં લક્ષણો. वर्तिर्घना कण्ठनिरोधिनी या चिताऽतिमात्रं पिशितप्ररोहैः॥
अनेकरुक्प्राणहरी त्रिदोषाज् ज्ञेया शतघ्नी तु शतघ्निरूपा ॥

ગળામાં લાંબો અને કઠણ વાટના જેવો સોજો આવે છે, જેનાથી કંઠ રુંધાય છે. જેનાપર માંસના પુષ્કળ અંકુર હોય છે અને જેમાં સોયો ખોંચ્યા જેવી વેદના, બળત્રા, વલૂર વગેરે ઘણા ઉપદ્રવો થાય છે. આ જીવ લેનારો સોજો લોઢાના છરાઓવાળા શતઘ્ની હથીઆરના જેવો હોય છે અને તેપરથી તે શતઘ્ની કહેવાય છે.

ગિલાયુનાં લક્ષણો. ग्रन्थिर्गले त्वामलकास्थिमात्रः
स्थिरोऽतिरुक्स्यात्कफरक्तमूर्तिः ॥
संलक्ष्यते सक्तमिवाशनं च
स शस्त्रसाध्यस्तु गिलायुसंज्ञः ॥

---

૪૯ થી ૫૨ सु. नि. अ. १६ श्लो. ६० थी ६३.

કફરક્તથી ગળાની અંદર આમળાંના ઠળીયા જેટલી ગાંઠ બાઝે છે, તે કઠણ અને અતિ પીડાકારક હોય છે. તેના સંબંધથી અન્ન ગળામાં ઉતરતાં અટકે છે. આ ગિલાયુ નામનો રોગ શસ્ત્રસાધ્ય છે.

**ગલવિદ્રધિનાં લક્ષણો.** **सर्वं गलं व्याप्य समुत्थितो यः शोथो रुजः सन्ति च यत्र सर्वाः स सर्वदोषो गलविद्रधिस्तु तस्यैव तुल्यः खलु सर्वजस्य ॥**

જે સોજો આખા ગળાપર થાય છે અને જેમાં બધી જાતની પીડા રોગીને સેહેવી પડે છે, તેને સન્નિપાતજન્ય વિદ્રધિ કહે છે. આ રોગ વિદ્રાધિનિદાનમાં કહેલા ત્રિદોષજ વિદ્રધિના જેવો છે.

**ગલૌઘનાં લક્ષણો.** **शोथो महानन्नजलावरोधी तीव्रज्वरो वायुगतेर्निहन्ता ॥ कफेन जातो रुधिरान्वितेन गले गलौघः परिकीर्त्यतेऽसौ ॥**

રક્તયુક્ત કફથી ગળાની અંદર તીવ્ર તાવ સાથે મોટો સોજો આવે છે, જેને લીધે અન્ન પાણી દર્દી લેઇ શકતો નથી, તેમ શ્વાસ પણ બરાબર લેવાતો નથી. આ રોગને ગલૌઘ કહે છે.

**સ્વરઘ્નનાં લક્ષણો.** **यस्ताम्यमानः श्वसिति प्रसक्तं भिन्नस्वरः शुष्कविमुक्तकण्ठः कफोपदिग्धेष्वनिलायनेषु ज्ञेयः स रोगः श्वसनात्स्वरघ्नः॥५४**

શ્વાસવાયુનો માર્ગ કફથી છવાતાં રોગીને કષ્ટ સાથે શ્વાસોચ્છ્વાસ લેતાં વારંવાર મૂર્છા આવી જાય છે, તેનો અવાજ બેસી જાય છે, ગળું શુષ્ક બને છે અને અન્ન કે થુંક ગળે ઉતરી શકતું નથી. આ વાતજનિત રોગ સ્વરઘ્ન કહેવાય છે.

**માંસતાનનાં લક્ષણો.** **प्रतानवान्यः श्वयथुः सुकष्टो गलोपरोधं कुरुते क्रमेण ॥ स मांसतानः कथितोऽवलम्बी प्राणप्रणुत्सर्वकृतो विकारः॥**

જે અત્યંત કષ્ટદાયક સોજો ગળાની અંદર ફેલાતો ફેલાતો ક્રમથી ગળાનું [illegible] કરે છે અને ગળામાં લટકતો લાગે છે, તે માંસતાન નામનો ત્રિદોષજનિત રોગ પ્રાણઘાતક છે.

**વિદારીનાં લક્ષણો.** **सदाहतोदं श्वयथुं सुताम्रमन्तर्गले पूतिविशीर्णमांसम् ॥ पित्तेन विद्याद्वदने विदारीं पार्श्वे विशेषात्स तु येन शेते ५६**

પિત્તથી ગળામાં ઘણો જ લાલ સોજો આવે છે, જેને લીધે બળત્રા સાથે સોયો ખોંચ્યા જેવું દુઃખ થાય છે. આ સોજામાંથી દુર્ગંધયુક્ત માંસ સડીને ખરી પડે છે. રોગી જે પડખે હંમેશાં સૂતો હોય છે તે બાજુએ આ વ્યાધિ મુખ્યત્વે થાય છે. આ રોગને વિદારી કહે છે.

**સર્વસર મુખરોગ[1]** **स्फोटैः सतोदैर्वदनं समन्ताद्यस्याचितं सर्वसरः स वातात्॥ रक्तैः सदाहैःपिडकैः सपीतैर्यस्याचितं चापि स पित्तकोपात् अवेदनैः कण्डुयुतैः सवर्णैर्यस्याचितं चापि स वै कफेन ५७**

વાતજન્ય સર્વસર રોગમાં મુખની અંદર ચારે બાજુએ ફોલ્લા ફૂટી આવી, તેમાં સોયો ખોંચ્યા જેવી પીડા થાય છે.

---

१ मुखरोग=Stomatitis. ५३थी५६सु.नि.अ.१६ श्लो.६४थी६७. ५६,५७ सु.नि.अ. १६ श्लो.६८थी ७२.

પિત્તજન્ય સર્વસર રોગમાં મુખમાં રાતા અને પીળા રંગના ફોલ્લા ફૂટે છે અને બળત્રા થાય છે.

કફજન્ય સર્વસર રોગમાં મુખની અંદર ચારે તરફ જે ફોલ્લા થાય છે, તે મંદ પીડાકારક, કંડૂયુક્ત અને ચામડીના રંગના હોય છે. (સર્વસર એટલે આખા મોઢામાં થનારો રોગ ચાર પ્રકારનો છે; વાતજન્ય, પિત્તજન્ય કફજન્ય, અને રક્તજન્ય. તેમાંથી ત્રણનાં લક્ષણો ઉપર આપ્યાં છે અને ચોથો રક્તજન્ય સર્વસર પિત્તજન્યને મળતો છે, માટે એનું જૂદું લક્ષણ નથી આપ્યું.)

**અસાધ્ય મુખરોગ**

**ओष्ठप्रकोपे वर्ज्याः स्युर्मांसरक्तत्रिदोषजाः ॥**
**दन्तमूलेषु वर्ज्यौ तु त्रिलिङ्गगतिसौषिरौ ॥ ५८ ॥**
**दन्तेषु च न सिध्यन्ति श्यावदालनभञ्जनाः ॥**
**जिह्वारोगेष्वलासश्च तालव्येष्वर्बुदं तथा ॥ ५९ ॥**
**स्वरघ्नो वलयो वृन्दो बलासश्च विदारिका ॥**
**गलौघो मांसतानश्च शतघ्नी रोहिणी गले ॥ ६० ॥**
**असाध्याः कीर्तिता ह्येते रोगा नवदशैव तु ॥**
**तेषु चापि क्रियां वैद्यः प्रत्याख्याय समाचरेत् ॥ ६१ ॥**

હોઠના રોગમાંથી માંસજ, રક્તજ અને ત્રિદોષજ; દંતમૂળગત રોગમાંથી ત્રિદોષજ નાડી અને ત્રિદોષજ સૌષિર; દંતના રોગમાંથી શ્યાવ, દાલન અને ભંજન; જીભરોગમાંથી અલાસ; તાળવાના રોગમાંથી અર્બુદ; તથા ગળાનાં રોગમાંથી સ્વરઘ્ન, વલય, વૃંદ, બલાસ, વિદારિકા, ગલૌઘ, માંસતાન, શતઘ્ની અને રોહિણી;—આ બધા મળી ઓગણીશ રોગ અસાધ્ય છે. એની ચિકિત્સા વૈદ્યે ના પાડ્યા પછી કરવી.

इति मुखरोगनिदानम्

## कर्णरोगनिदान

**કર્ણશૂળ**[1]

**समीरणः श्रोत्रगतोऽन्यथाचरन् समन्ततः शूलमतीव कर्णयोः॥**
**करोति दोषैश्च यथास्वमावृतः स कर्णशूलः कथितो दुराचरः॥**

દોષથી ઘેરાઈ ગયેલો કાનનો વાયુ કાનમાં ઉલટો ફરતાં, અત્યંત શૂળ ઉત્પન્ન કરે છે, જે રોગને કર્ણશૂળ કહે છે. આ વ્યાધિ કષ્ટસાધ્ય છે. (અને મૂર્છા, દાહ, તાવ, ઊધરસ, મોળ, ઉલટી, વગેરે ઉપદ્રવો સાથે હોય તો એ અસાધ્યા છે. ટીકામાં ઉતારેલો શ્લોક)

**કર્ણનાદનાં લક્ષણો**

**कर्णस्रोतःस्थिते वाते शृणोति विविधान् स्वरान् ॥**
**भेरीमृदङ्गशङ्खानां कर्णनादः स उच्यते ॥ २ ॥**

---

१ कर्णशूल= કાનમાં દુઃખાવો=Otalgia. १ सु. उ. अ. २० श्लो. ३.

કાનના માર્ગમાં પ્રકુપિત વાયુ રહેતાં તેનાથી નોબત, મૃદંગ અને શંખની ધ્વનિ જેવો ઘણી જાતનો અવાજ કાનમાં સંભળાય છે, તેને કર્ણનાદ કહે છે.

**બાધિર્યનાં લક્ષણો.**[1] **यदा शब्दवहं वायुः स्रोत आवृत्य तिष्ठति ॥ शुद्धः श्लेष्मान्वितो वापि बाधिर्यं तेन जायते ॥ ३ ॥**

જ્યારે એકલો વાયુ કિંવા કફયુક્ત વાયુ શબ્દને વહેનારા માર્ગને રુંધીને રહે છે, ત્યારે બહેરાપણું આવે છે.

**કર્ણક્ષ્વેડનાં લક્ષણો.** **वायुः पित्तादिभिर्युक्तो वेणुघोषसमं स्वनम् ॥ करोति कर्णयोः क्ष्वेडं कर्णक्ष्वेडः स उच्यते ॥ ४ ॥**

પિત્તાદિ દોષથી યુક્ત થયેલો વાયુ કાનમાં વાંસળીની ધ્વનિ જેવો સ્વર ઉત્પન્ન કરે છે, તે કર્ણક્ષ્વેડ કહેવાય છે.

**કર્ણસંસ્રવનાં લક્ષણો.**[2] **शिरोभिघातादथवा निमज्जतो जले प्रपाकादथवापि विद्रधेः स्रवेद्धि पूयं श्रवणोऽनिलार्दितः स कर्णसंस्राव इति प्रकीर्तितः**

માથાપર કંઇ લાગવાથી, કિંવા પાણીમાં ડુબકી મારવાથી, કે કાનમાં થયેલો વિદ્રધિ પાકવાથી વાયુથી પીડાયેલા કાનમાંથી પરુ વહે છે, તેને કર્ણસંસ્રાવ કહે છે.

**કર્ણકંડૂનાં લક્ષણો.** **मारुतः कफसंयुक्तः कर्णे कण्डूं करोति च ॥**

કફયુક્ત થયેલો વાયુ, કાનમાં વલુર ઉત્પન્ન કરે છે.

**કર્ણગૂથકનાં લક્ષણો.** **पित्तोष्मशोषितः श्लेष्मा कुरुते कर्णगूथकम् ॥ ६ ॥**

પિત્તની ઉષ્ણુતાથી (ગરમીથી) કફ સુકાઇ કાનમાં જે મેલ એકઠો થાય છે, તેને કર્ણગૂથક કહે છે.

**કર્ણપ્રતિનાહનાં લક્ષણો.** **स कर्णगूथो द्रवतां यदा गतो विलायितो घ्राणमुखं प्रपद्यते ॥ तदा स कर्णप्रतिनाहसंज्ञितो भवेद्विकारः शिरसोऽर्धभेदकृत्**

કાનમાંનો મેલ સ્વેદાદિકથી પાતળો થતાં, નાક અને મુખમાં આવે છે, ત્યારે તેને કર્ણપ્રતિનાહ કહે છે. આ રોગથી આધાશીશીનો વિકાર લાગુ પડે છે.

**કૃમિકર્ણનાં લક્ષણો.**

**यदा तु मूर्च्छन्त्यथवापि जन्तवः**
**सृजन्त्यपत्यान्यथवापि मक्षिकाः ।**
**तद्व्यञ्जनत्वाच्छ्रवणो निरुच्यते**
**भिषग्भिराद्यैः कृमिकर्णको गदः ॥ ८ ॥**

જ્યારે કાનમાં કીડા પડે છે, કિંવા માખીઓ કાનમાં બેસી, ઇંડાં મૂકે છે, ત્યારે જે રોગ થાય છે, તે કૃમિનાં લક્ષણો ઉપરથી કૃમિકર્ણ કહેવાય છે.

---

૧ बाधिर्य=Deafness. ૨ कर्णसंस्रव=કાનમાંથી પરુ વહેવું=Otorrhoea. ५सु.उ.अ. २० श्लो.१०. ७सु.उ.अ. २० श्लो.१०. ८सु.उ.अ.२० श्लो.११.

**કાનમાં પતંગિયું, કસારું આદિ જંતુ પેસી ગયા પછી થતાં લક્ષણો.**

**पतङ्गाः शतपद्यश्च कर्णस्रोतः प्रविश्य हि ॥**
**अरतिं व्याकुलत्वं च भृशं कुर्वन्ति वेदनाम् ॥ ९ ॥**
**कर्णो निस्तुद्यते तस्य तथा फुरफुरायते ॥**
**कीटे चरति रुक्तीव्रा निष्पन्दे मन्दवेदना ॥ १० ॥**

પતંગિયું કસારું, કાનખજુરો, બગાઈ વગેરે જંતુઓ કાનમાં પેસી જતાં ચેન પડતું નથી; જીવ ગભરાય છે; કાનમાં ચસકા આવે છે; કાનમાં સોયો ખોંચ્યા જેવી પીડા થઈ આવી સળવળાટ થાય છે; અને કાનમાં ગયેલો જંતુ અંદર ફરવા માંડતાં તીવ્ર વેદના થાય છે અને તે સ્થિર રહેતાં વેદના કમી થાય છે.

**કર્ણવિદ્રધિનાં લક્ષણો.[1]**

**क्षताभिघातप्रभवस्तु विद्रधिर्भवेत्तथा दोषकृतोऽपरः पुनः**
**सरक्तपीतारुणमस्रमास्रवेत्प्रतोदधूमायनदाहचोषवान्॥११॥**

કાનને મેલ કાઢવાનાં ઓજારથી કે શળી વડે ખોતરવાથી કિંવા તેમાં કંઈ વાગવાથી ક્ષત પડી વિદ્રધિ થાય છે; તેમ વાતાદિ દોષથી પણ બીજી જાતનો વિદ્રધિ થાય છે, આ વિદ્રધિ ફૂટ્યા પછી તેમાંથી લાલાશ પડતું પીળા રંગનું લોહી વહે છે, કાનમાં સોયો ખોંચ્યાં જેવી પીડા થાય છે, કાનમાંથી ધુમાડો નીકળતો હોય એવો રોગીને ભાસ થાય છે, બળત્રા બળે છે, અને ચૂસાવા જેવી પીડા થાય છે.

**કર્ણપાકનાં લક્ષણો.[2]**

**कर्णपाकस्तु पित्तेन कोथविक्लेदकृद्भवेत् ॥**
**कर्णविद्रधिपाकाद्वा जायते चाम्बुपूरणात् ॥ १२ ॥**

પિત્તથી, કર્ણવિદ્રધિ પાકવાથી, કિંવા કાનમાં પાણી પેસવાથી કાન પાકે છે. જેથી કાન કોહી જાય છે અને પછી તેમાંથી રસી નીકળે છે.

**પૂતિકર્ણનાં લક્ષણો.** **पूयं स्रवति वा पूति स ज्ञेयः पूतिकर्णकः ॥**

જે કાનમાંથી દુર્ગંધયુક્ત પરુ વહે છે, તે રોગને પૂતિકર્ણ કહે છે.

**કર્ણશોથ, કર્ણાર્બુદ અને કર્ણાર્શ** **कर्णशोथार्बुदार्शांसि जानीयादुक्तलक्षणैः ॥ १३ ॥**

કાનમાં સોજો, અર્બુદ અને અર્શ વગેરે રોગો થાય છે, પણ તે પ્રત્યેકની પરીક્ષા તો તે રોગના નિદાનમાં જે લક્ષણો વર્ણવ્યાં છે તે પરથી કરી લેવી.

**ચરકોક્ત ચાર કર્ણરોગમાંના વાતજનાં લક્ષણો.**

**नादोऽतिरुक्कर्णमलस्य शोषः स्रावस्तनुश्चाश्रवणं च वातात् ॥**

વાયુના સંબંધથી કાનમાં અવાજ થયા કરે છે; ચસકા આવે છે, કાનમાંનો મેલ સૂકાઈ જાય છે, પાતળી રસી ગળે છે અને સંભળાતું નથી.

**પિત્તજનાં લક્ષણો.** **शोथः सरागो दरणं विदाहः सपीतपूतिस्रवणं च पित्तात्१४**

પિત્તના સંબંધથી કાન સૂજી આવી લાલ થાય છે; તેમાં ચીરા પડે છે; બળત્રા થાય છે અને પીળા રંગની દુર્ગંધયુક્ત રસી વહે છે.

---

૧ कर्णविद्रधि=Abscess in the ear. ૨ कर्णपाक=Suppuration of the ear

૧૧ सु.उ.अ.२० श्लो. १२. १४, १५ च.चि.अ.१६ श्लो.२१०,२११.

કફજનાં લક્ષણો. **वैश्रुत्यकण्डूस्थिरशोथशुक्लस्निग्धस्रुतिः श्लेष्मभवेऽल्परुक् च**

કફના સંબંધથી એકને બદલે બીજું કંઇનું કંઈ સંભળાય છે, વલૂર આવે છે, કઠણ સોજો ચઢે છે અને સફેદ રંગની ચીકણી રસી ઝરે છે.

સન્નિપાતજનાં લક્ષણો. **सर्वाणि रूपाणि च सन्निपातात्स्रावश्च तत्राधिकदोषवर्णः१५**

સન્નિપાતજ કર્ણરોગમાં બધા દોષનાં લક્ષણો થાય છે, રસી વહે છે અને જે દોષનું જોર અન્ય કરતાં વિશેષ હોય છે, તે દોષનો રંગ તે રસીમાં જોવામાં આવે છે.

## કાનપટ્ટીના રોગો

પરિપોટકનાં લક્ષણો.

**सौकुमार्याच्चिरोत्सृष्टे सहसापि प्रवर्धिते ॥**
**कर्णशोथो भवेत्पाल्यां सरुजः परिपोटवान ॥ १६ ॥**
**कृष्णारुणनिभः स्तब्धः स वातात्परिपोटकः ॥**

જે કાનને વધારવાનો પ્રયત્ન લાંબા વખતથી છોડી દીધો હોય તેને પરાણે એકદમ વધારવાનો યત્ન કરવામાં આવે તો કાનના કોમળપણાથી વાયુનો પ્રકોપ થઈને કાનની બૂટ ઉપર રતાશ પડતો અને કઠણ એવો ફોલ્લો ઉપસી આવે છે, તેને પરિપોટક કહે છે.

ઉત્પાતનાં લક્ષણો.

**गुर्वाभरणसंयोगात्ताडनात् घर्षणादपि ॥ १७ ॥**
**शोथः पाल्यां भवेच्छ्यावो दाहपाकरुजान्वितः ॥**
**रक्तो वा रक्तपित्ताभ्यामुत्पातः स गदो मतः ॥ १८ ॥**

ભારે અલંકાર (દાગીના) કાનમાં પહેરવાથી, કાન પર કશાનો પ્રહાર થવાથી કિંવા કાન છોલાવાથી રક્ત અને પિત્ત કુપિત થઈ, કાનપટ્ટી પર આશમાની કિંવા રાતા રંગનો સોજો આવે છે તેથી બળત્રા બળે છે, પીડા થાય છે અને પાકે છે. આ વ્યાધિને ઉત્પાત કહે છે.

ઉન્મંથકનાં લક્ષણો.

**कर्णं बलाद्वर्धयतः पाल्यां वायुः प्रकुप्यति ॥**
**कफं संगृह्य कुरुते शोफं स्तब्धमवेदनम् ॥ १९ ॥**
**उन्मन्थकः सकण्डूको विकारः कफवातजः ॥**

કાનને બળાત્કારથી મોટા કરવા જતાં કાનપટ્ટીમાં રહેલો વાયુ કુપિત થાય છે, પછી તે કફની સાથે મળી, કઠણ અને મંદ વેદનાવાળો સોજો ઉત્પન્ન કરે છે, જેમાં વલૂર આવે છે. આ કફજન્ય વિકારને ઉન્મંથક કહે છે.

દુઃખવર્ધનનાં લક્ષણો.

**संवर्ध्यमाने दुर्विद्धे कण्डूदाहरुजान्वितः ॥**
**शोफो भवति पाकश्च त्रिदोषो दुःखवर्धनः ॥ २० ॥**

કઢંગી રીતે વિંધેલા કાનને તેવી જ રીતે મોટો થવા દીધો હોય તો તેથી વલૂર, બળત્રા, ડણકા વગેરે ઉપદ્રવયુક્ત સોજો આવે છે અને તે પાકે છે, આ વ્યાધિને દુઃખવર્ધન કહે છે.

પરિલેહીનાં લક્ષણો.

**कफासृक्कृमयः क्रुद्धाः सर्षपाभा विसर्पिणः ॥**
**कुर्वन्ति पाल्यां पिडकाः कण्डूदाहरुजान्विताः ॥ २१ ॥**

---

૧૬ થી ૧૮ सु.चि.अ.२५ श्लो.३,४. ૧૯ થી ૨૨ सु चि.अ.२५ श्लो.५ થી ७.

**कफासृक्कृमिसम्भूतः स विसर्पन्नितस्ततः ॥**
**लिह्याच्च शष्कुलीं पालीं परिलेहीत्यसौ स्मृतः ॥ २२ ॥**

કફ, રક્ત અને કૃમિમાંથી ઉત્પન્ન થયેલો અને ફેલાતો જતો આ રોગ કાનપટ્ટીને તથા કાનના આગલા ભાગને ખરાબ કરે છે. આ રોગને પરિલેહી કહે છે.

इति कर्णरोगनिदानम्

## नासारोगनिदान

પીનસનાં લક્ષણો[1]

**आनह्यते यस्य विशुष्यते च प्रक्लिद्यते धूप्यति चैव नासा ॥**
**न वेत्ति यो गन्धरसांश्च जन्तुर्जुष्टं व्यवस्येदिह पीनसेन ॥**
**तं चानिलश्लेष्मभवं विकारं ब्रूयात्प्रतिश्यायसमानलिङ्गम् १**

જે રોગીનું નાક અંદરથી ભરાઈ જાય છે; સૂકકું થાય છે, વળી તે ભીનું થાય છે, ગરમ થાય છે અને જેમાં રસ અને ગંધની ખબર પડતી નથી તે વ્યાધિને પીનસ કહે છે. આ વિકાર વાયુ તથા કફથી થાય છે તથા તેનાં લક્ષણ પ્રતિશ્યાય (જે આગળ કહેવાશે તેના) જેવાં હોય છે.

પૂતિનસ્યનાં લક્ષણો.

**दोषैर्विदग्धैर्गलतालुमूले संमूर्च्छितो यस्य समीरणस्तु ॥**
**निरेति पूतिर्मुखनासिकाभ्यां तं पूतिनस्यं प्रवदन्ति रोगम् २**

પૂતિનસ્ય રોગમાં બગડેલાં પિત્ત અને કફથી ગળાના અને તાળવાનાં મૂળ આગળનો બગડેલો વાયુ દુર્ગંધયુક્ત થઇને નાક અને મુખમાર્ગે બહાર નીકળે છે.

નાસાપાકનાં લક્ષણો[2]

**घ्राणाश्रितं पित्तमरूंषि कुर्याद्यस्मिन्विकारे बलवांश्च पाकः ॥**
**तं नासिकापाकमिति व्यवस्येद्विक्लेदकोथावथवापि यत्र ३**

જે રોગમાં નાકમાં રહેલું પિત્ત તેમાં ફોડલીઓ ઉત્પન્ન કરે છે; જે પાકે છે, જેમાં સડો થાય છે અને જેમાંથી રસી નીકળે છે; તે રોગને નાસાપાક કહે છે.

પૂયરક્તનાં લક્ષણો.

**दोषैर्विदग्धैरथवापि जन्तोर्ललाटदेशेऽभिहतस्य तैस्तैः ॥**
**नासां स्रवेत्पूयमसृग्विमिश्रं तं पूयरक्तं प्रवदन्ति रोगम् ॥४॥**

જે રોગમાં દોષો દુષ્ટ થવાથી કિંવા કપાળ ઉપર કોઈ જાતનો માર પડવાથી, નાકમાંથી પરુ અને લોહી વહે છે, તે રોગને પૂયરક્ત કહે છે.

ક્ષવથુનાં લક્ષણો[3]

**घ्राणाश्रिते मर्मणि सम्प्रदुष्टो यस्यानिलो नासिकया निरेति**
**कफानुयातो बहुशोऽतिशब्दस्तं रोगमाहुःक्षवथुं विधिज्ञाः५**

ઘ્રાણાશ્રિત મર્મની (શૃંગાટક મર્મની) જગ્યાએ વાયુ દુષ્ટ થઈ, નાકમાંથી કફ (શેડા) સાથે બહાર નીકળે છે, જેથી મોટો અવાજ થાય છે, તેને ક્ષવથુ કિંવા છિંક કહે છે.

---

१ पीनस=Ozaena. २ नासापाक=Pustule in the Nose. ३ क्षवथु=Sneezing. १ च.चि.अ २६ श्लो.११२. २ थी ६ सु.उ.अ. २२ श्लो. ४ थी ८.

**આગંતુક ક્ષવથુનાં લક્ષણો.** **तीक्ष्णोपयोगादतिजिघ्रतो वा भावान् कटूनर्कनिरीक्षणाद्वा ॥ सूत्रादिभिर्वा तरुणास्थिमर्मण्युद्धाटितेऽन्यः क्षवथुर्निरेति ६**

તીક્ષ્ણ પદાર્થના ઉપયોગથી, તીખા પદાર્થોને બહુ સુંઘવાથી, સૂર્ય તરફ થોડી વાર જોઈ રહેવાથી, કિંવા નાકના છિદ્રમાં દિવેટ કિંવા સળી જેવી ઝીણી વસ્તુ ઘાલી તે તેમાં ફેરવી, તરુણાસ્થિ મર્મને કિંચિત્ ચલિત કરવાથી આગંતુજ ક્ષવથુ ઉત્પન્ન થાય છે. (દોષજ અને આગંતુજ ક્ષવથુ એક જ રોગ સમજવો.)

**ભ્રંશથુનાં લક્ષણો.** **प्रभ्रश्यते नासिकया हि यस्य सान्द्रो विदग्धो लवणः कफश्च प्राक्सञ्चितो मूर्धनि सूर्यतप्ते तं भ्रंशथुं व्याधिमुदाहरन्ति ७**

માથામાં પહેલેથી એકઠો થઈ રહેલો તથા ખારો કફ, માથું સૂર્યથી (કે પિત્તથી તપતાં નાક માર્ગે બહાર વેહેવા માંડે છે. આ રોગને ભ્રંશથુ કહે છે.

**દીપ્તનાં લક્ષણો.** **घ्राणे भृशं दाहसमन्विते तु विनिश्चरेत् धूम्र इवेह वायुः ॥ नासा प्रदीप्तेव च यस्य जन्तोर्व्याधिं तु तं दीप्तमुदाहरन्ति ८**

નાક અત્યંત બળત્રાયુક્ત થઈ આવતાં, તેની અંદર વાયુ ધૂમાડાની પેઠે ફરે છે, અને તેથી નાક સળગી જતું હોય એવું થાય છે. આ વ્યાધિને દીપ્ત કહે છે.

**પ્રતીનાહનાં લક્ષણો.** **उच्छ्वासमार्गं तु कफः सवातो रुन्ध्यात्प्रतीनाहमुदाहरेत्तम् ॥** વાયુ સાથે કફ શ્વાસોચ્છ્વાસ લેવાના માર્ગને રૂંધે છે, તેથી નાકમાંથી આવતા જતા શ્વાસની ગતિ સરલ રહેતી નથી. આ વ્યાધિને પ્રતિનાહ કહે છે.

**નાસાસ્રાવનાં લક્ષણો.** **घ्राणाद्घनः पीतसितस्तनुर्वा दोषः स्रवेत्स्रावमुदाहरेत्तम् ९**

નાકમાંથી કઠણ, પીળો કિંવા ધોળો પાતળો સ્રાવ વહે છે, તે નાસાસ્રાવ કહેવાય છે.

**નાસાપરિશોષનાં લક્ષણો.** **घ्राणाश्रिते स्रोतसि मारुतेन गाढं प्रतप्ते परिशोषिते च ॥ कृच्छ्राच्छ्वसेदूर्ध्वमधश्च जन्तुर्यस्मिन् स नासापरिशोष उक्त १०**

વાયુ જ્યારે નાસિકાના માર્ગને અત્યંત તપાવીને શુષ્ક કરે છે, ત્યારે રોગી ઘણાં દુ:ખથી શ્વાસ લે છે, મૂકે છે. આ રોગને નાસાપરિશોષ કહે છે.

**પીનસનાં[1] આમ-પક્વ લક્ષણો.** **शिरोगुरुत्वमरुचिर्नासास्रावस्तनुः स्वरः ॥ क्षामः ष्ठीवत्यथाऽभीक्ष्णमामपीनसलक्षणम् ॥ ११ ॥**

આમ પીનસમાં માથું ભારે થાય છે, અરુચિ થાય છે, નાકમાંથી પાતળું પાણી ગળ્યા કરે છે; સ્વર (અવાજ) અસ્પષ્ટ એટલે લગાર ખોખરો બને છે; અને વારંવાર નાકમાંથી લિંટ નીકળે છે.

---

૧ પીનસ શબ્દ આ ઠેકાણે સાધારણ સળેખમના અર્થમાં વાપર્યો જણાય છે.

७, ८ सु.उ.अ. २२ श्लो.९,१०. ९ च.चि.अ. २६ श्लो.११०. १० सु.उ.अ. २२ श्लो.१३.

**પકવ પીનસનાં લક્ષણો** आमलिङ्गान्वितः श्लेष्मा घनः खेषु निमज्जति ॥
स्वरवर्णविशुद्धिश्च परिपक्कस्य लक्षणम् ॥ १२ ॥

પકવ પીનસમાં ઉપર વર્ણવેલો અપકવ લક્ષણોયુક્ત કફ, કઠણ થઈ નાકના માર્ગમાં લીન થઈ જાય છે, એટલે લિંટ નીકળતું નથી. ભરાઈ રહે છે તથા સ્વર (અવાજ), અને વર્ણ ખુલ્લાં થાય છે.

**પાંચ પ્રકારના પ્રતિશ્યાય[1] રોગની સંપ્રાપ્તિ** संधारणाजीर्णरजोऽतिभाष्यक्रोधर्तुवैषम्यशिरोभितापैः ॥
प्रजागरस्वप्नवाम्बुशीतावश्यायकैर्मैथुनबाष्पधूमैः ॥
संस्त्यानदोषे शिरसि प्रवृद्धो वायुः प्रतिश्यायमुदीरयेत्तु ॥ १३ ॥

મળમૂત્રાદિકની ગતિ અટકાવી રાખ્યાથી, અજીર્ણથી, નાકમાં ધૂળનો સંચાર થવાથી, બહુ લવારો કરી માથાઝીક કરવાથી, ગુસ્સે થવાથી, ઋતુમાં ફેરફાર થવાથી, મસ્તક તપી આવવાથી, જાગરણ કરવાથી, દિવસે ઉંઘવાથી, નવા પાણીના સેવનથી, ઠંડી લાગવાથી, ઝાકળનો સ્પર્શ થવાથી, કિંવા ભીની જમીનમાંથી નિકળતો બાફ લાગવાથી, મૈથુનથી, વરાળથી તથા ધૂમાડાથી, ઘટ્ટ કફવાળા માથામાં કુપિત થયેલો વાયુ પ્રતિશ્યાય–સળેખમને ઉત્પન્ન કરે છે. (ઉપલાં કારણ સદ્યોજનક એટલે તરત સળેખમ ઉત્પન્ન કરે એવાં છે.)

**ચયાદિ ક્રમથી તેનાં બીજાં નિદાન** चयं गता मूर्धनि मारुतादयःपृथक्समस्ताश्च तथैव शोणितम् ॥
प्रकुप्यमाणा विविधैः प्रकोपणैस्ततः प्रतिश्यायकरा भवन्ति ॥

માથામાં એકઠા થયેલા દોષો જુદાં જુદાં કારણોથી કુપિત થઇને વાતજન્ય, પિત્તજન્ય, કફજન્ય અને ત્રિદોષજન્ય પ્રતિશ્યાય ઉત્પન્ન કરે છે. એ જ રીતે લોહી પણ કુપિત થઇને પ્રતિશ્યાયને ઉત્પન્ન કરે છે.

**પ્રતિશ્યાયનું પૂર્વરૂપ** क्षवप्रवृत्तिः शिरसोऽतिपूर्णता स्तम्भोऽङ्गमर्दःपरिहृष्टरोमता॥
उपद्रवाश्चाप्यपरे पृथग्विधा नृणां प्रतिश्यायपुरःसराः स्मृताः

સળેખમ થવાનું હોય છે, ત્યારે છીંકો આવે છે, માથું પાણીથી ભરાયું હોય એવું લાગે છે, અંગ અકડાઈ જાય છે, બધા અવયવોમાં કળતર થાય છે, રુવાડાં ઉભાં થાય છે અને બીજા પણ જુદી જુદી જાતના ઉપદ્રવો થઈ આવે છે.

**વાતિક પ્રતિશ્યાયનાં લક્ષણો** आनद्धा पिहिता नासा तनुस्रावप्रसेकिनी ॥
गलताल्वोष्ठशोषश्च निस्तोदः शङ्खयोरपि ॥ १६ ॥
भवेत्स्वरोपघातश्च प्रतिश्यायेऽनिलात्मजे ॥

વાતજનિત પ્રતિશ્યાયમાં નાક બંધાઈ જાય છે, તે અંદરથી ભરાઈ જાય છે, તેમાંથી પાતળું પાણી ગળે છે, ગળું, તાળવું અને ઓઠ સૂકાય છે, લમણામાં દુઃખાવો થાય છે અને અવાજ બેસી જાય છે.

---

[1] प्रतिश्याय સળેખમ Coryza. १३च. चि.अ.२६ श्लो.१०२, १०३. १४थी१८ सु.उ.अ.२४ श्लो.३थी६.

**પૈત્તિક પ્રતિશ્યાય-નાં લક્ષણો.**

**उष्णः सपीतकः स्रावो घ्राणात्स्रवति पैत्तिके ॥ १७ ॥**
**कृशोऽतिपाण्डुः संतप्तो भवेदुष्णाभिपीडितः ॥**
**सधूममग्निं सहसा वमतीव च नासया ॥ १८ ॥**

જે પ્રતિશ્યાય પિત્તમાંથી થાય છે, તેમાં પીળો અને અત્યંત ગરમ સ્રાવ નાકમાંથી થાય છે, રોગી દૂબળો લાગે છે, તેનો ચેહેરો ફિક્કો બને છે, તેનાથી ઉષ્ણતા સેહેવાતી નથી, તથા નાકમાંથી ધુમાડાની સાથે અગ્નિ નીકળતો હોય એવું રોગીને લાગે છે.

**શ્લૈષ્મિક પ્રતિશ્યાયનાં લક્ષણો.**

**घ्राणात्कफः कफकृते श्वेतः शीतः स्रवेन्मुहुः ॥**
**शुक्लावभासः शूनाक्षो भवेद्गुरुशिरा नरः ॥ १९ ॥**
**कण्ठताल्वोष्ठशिरसां कण्डूभिरभिपीडितः ॥**

કફજનિત પ્રતિશ્યાયમાં નાકમાંથી સફેદ, ઠંડો અને પુષ્કળ કફ ગળે છે, તેથી રોગી વર્ણે સફેદ લાગે છે; આંખો સૂજી જાય છે, માથું ભારે થાય છે, અને ગળામાં, તાળવામાં, હોઠમાં અને માથામાં ખંજવાળ આવે છે.

**સાન્નિપાતિક પ્રતિશ્યાયનાં લક્ષણો.**

**भूत्वा भूत्वा प्रतिश्यायो यस्याकस्मान्निवर्तते ॥ २० ॥**
**संपक्वो वाप्यपक्वो वा स तु सर्वभवः स्मृतः ॥**

જે માણસને સળેખમ વારંવાર થઈ આવીને, પાકયા પછી કિંવા પાકયાની પહેલાં અકસ્માત્ મટી જાય છે, તેને સાન્નિપાતિક પ્રતિશ્યાય થયો છે એમ જાણવું.

**દુષ્ટ પ્રતિશ્યાયનાં લક્ષણો.**

**प्रक्लिद्यते पुनर्नासा पुनश्च परिशुष्यति ॥ २१ ॥**
**पुनरानह्यते चापि पुनर्विव्रियते तथा ॥**
**निःश्वासो वातिदुर्गन्धो नरो गन्धं न वेत्ति च ॥ २२ ॥**
**एवं दुष्टं प्रतिश्यायं जानीयात्कृच्छ्रसाधनम् ॥**

દુષ્ટ પ્રતિશ્યાયમાં નીચેનાં લક્ષણો થાય છે. નાક વારંવાર ભીનું થઈ આવે છે, અને પાછું કોરું પડી જાય છે; વળી બઝાઈ જાય છે; વળી ઉઘડી જાય છે; નાકમાંથી જે શ્વાસ વહે છે, તે અત્યંત દુર્ગંધયુક્ત હોય છે અને રોગીને કોઈ પણ જાતની ગંધ આવતી નથી. આ પ્રતિશ્યાય દુઃસાધ્ય છે.

**રક્તપ્રતિશ્યાયનાં લક્ષણો.**

**रक्तजे तु प्रतिश्याये रक्तस्रावः प्रवर्तते ॥ २३ ॥**
**ताम्राक्षश्च भवेज्जन्तुरुरोघातप्रपीडितः ॥**
**दुर्गन्धोच्छ्वासवदनो गन्धानपि न वेत्ति सः ॥ २४ ॥**

રક્તજન્ય પ્રતિશ્યાયમાં નાકમાંથી લોહી ગળે છે, નેત્ર લાલ થાય છે; છાતીમાં પીડા થાય છે, નાકનો શ્વાસ અને મુખ બન્નેમાંથી દુર્ગંધી આવે છે, તથા એ રોગી કોઈ પણ જાતની ગંધ ઓળખી શકતો નથી.

---

૧૯ થી ૨૪ સુ. ઉ. અ. ૨૪ શ્લો. ૭ થી ૯.

सर्व एव प्रतिश्याया नरस्याप्रतिकारिणः ॥
અસાધ્ય લક્ષણો. दुष्टतां यान्ति कालेन तदासाध्या भवन्ति च ॥ २५ ॥
मूर्च्छन्ति क्रमयश्चात्र श्वेताः स्निग्धास्तथाऽणवः ॥
क्रिमिजो यः शिरोरोगस्तुल्यं तेनास्य लक्षणम् ॥ २६ ॥

બધી જાતના પ્રતિશ્યાય વ્યાધિઓપર વખતસર જો દવા કરવામાં નથી આવતી, તો તેવખત જતાં દુષ્ટ થઈ અસાધ્ય થઈ પડે છે. પછી નાકમાં કીડા પડે છે, જે કીડા રંગે ધોળા, ચીકણા અને ઝીણા હોય છે. આ અવસ્થાનાં લક્ષણો કૃમિજ શિરોરોગનાં લક્ષણો જેવાં હોય છે.

પ્રતિશ્યાયવ્યાધિ અત્યંત વૃદ્ધિ પામતાં થનારા વિકારો. बाधिर्यमान्ध्यमघ्राणं घोरांश्च नयनामयान् ॥
शोथाग्निसादकासादीन् वृद्धाः कुर्वन्ति पीनसाः ॥ २७ ॥

પ્રતિશ્યાય વધી જતાં કાને સંભળાતું નથી; દૃષ્ટિ મંદ થાય છે, વાસ વર્તાતો નથી, ભયંકર નેત્રરોગ થાય છે, અને સોજા, મંદ જઠરાગ્નિ અને ઉધરસ વગેરે વિકારો થાય છે.

નાકના બીજા રોગો. अर्बुदं सप्तधा शोथाश्चत्वारोऽर्शश्चतुर्विधम् ॥
चतुर्विधं रक्तपित्तमुक्तं घ्राणेऽपि तद्विदुः ॥ २८ ॥

સાત પ્રકારનું અર્બુદ, ચાર પ્રકારના સોજા, ચાર પ્રકારનો અર્શ અને ચાર પ્રકારનું રક્તપિત્ત એટલા રોગો નાકમાં પણ થાય છે. એનાં લક્ષણો તે તે રોગમાં કહ્યાં છે.

इति नासारोगनिदानम्

## नेत्ररोगनिदानं[1]

उष्णाभितप्तस्य जलप्रवेशाद्दूरेक्षणात्स्वप्नविपर्ययाच्च ॥
નેત્રરોગનાં કારણો. स्वेदाद्रजोधूमनिषेवणाच्च छर्दैर्विघाताद्वमनातियोगात् ॥१॥
द्रवान्नपानातिनिषेवणाच्च विण्मूत्रवातक्रमनिग्रहाच्च ॥
प्रसक्तसंरोदनशोककोपाच्छिरोभिघातादतिमद्यपानात् ॥२॥
तथा ऋतूनां च विपर्ययेण क्लेशाभिघातादतिमैथुनाच्च ॥
बाष्पग्रहात्सूक्ष्मनिरीक्षणाच्च नेत्रे विकारान् जनयन्ति दोषाः ॥

ગરમીથી અંગ તપ્યા પછી શીતળ જળમાં પેસવાથી, ઘણે દૂર જોવાથી, દિવસે ઉંઘવાથી અને રાત્રે જાગવાથી, આંખમાં વરાળ જવાથી, ધૂળ ઉડવાથી, ધૂમાડો લાગવાથી, ઉલટીના વેગને રોકી રાખવાથી, કિંવા ઘણી ઉલટીઓ થવાથી, પાતળાં અન્નપાનનું ઘણું સેવન કરવાથી, મળ, મૂત્ર અને અપાન વાયુની ગતિને દાબી રાખવાથી, હંમેશાં રડવાથી હમેશાં શોક કરવાથી કે ગુસ્સે થવાથી, મસ્તકપર કોઈ પણ જાતનો પ્રહાર થવાથી, ઘણું મદ્યપાન કરવાથી, ઋતુવિપર્યય એટલે ઉન્હાળામાં ઠંડી અને શિયાળામાં ગરમી થવાથી,

---

१ नेत्ररोग=Diseases of Eye. २५सु.उ.अ.२४ श्लो.११. २६सु.उ.अ. २४ श्लो. ९. २७सु.उ.अ. २४ श्लो. ११. १थी ३ सु.उ.अ.१ श्लो.१५. (ફેરફાર ઘણો છે).

ઘણો ક્લેશ થવાથી, આંસુ આવતાં રોકવાથી અને ઘણા સૂક્ષ્મ પદાર્થો જોવાથી વાતાદિ દોષ કુપિત થઈ નેત્રમાં રોગોત્પત્તિ કરે છે.

**અભિષ્યંદના પ્રકારો[1]** **वातात्पित्तात्कफाद्रक्तादभिष्यन्दश्चतुर्विधः ॥ प्रायेण जायते घोरः सर्वनेत्रामयाकरः ॥ ५ ॥**

વાયુ, પિત્ત, કફ અને રક્તમાંથી ચાર પ્રકારના અભિષ્યંદ થાય છે. તેની વેદના સેહેવાતી નથી: અને આ અભિષ્યંદ વ્યાધિમાંથી બધી જાતના નેત્રરોગો થાય છે.

**વાતાભિષ્યંદનાં લક્ષણો.** **निस्तोदनस्तम्भनरोमहर्षसङ्घर्षपारुष्यशिरोऽभितापाः ॥ विशुष्कभावः शिशिराश्रुता च वाताभिपन्ने नयने भवन्ति ६**

વાયુથી અભિષ્યંદ થતાં નેત્રની અંદર સોયો ખોંચ્યા જેવી પીડા થાય છે, નેત્ર જડ બને છે, શરીર રોમાંચિત થઇ ધ્રુજે છે, નેત્રમાં રેતી પડી હોય તેમ ખટકા થાય છે, આંખમાં ચીપડા નથી વળતા, મસ્તક દુઃખે છે; અને આંખમાંથી જે પાણી ગળે છે, તે ટાઢું હોય છે.

**પિત્તાભિષ્યંદનાં લક્ષણો.** **दाहप्रपाकौ शिशिराभिनन्दा धूमायनं बाष्पसमुच्छ्रयश्च ॥ उष्णाश्रुता पीतकनेत्रता च पित्ताभिपन्ने नयने भवन्ति॥७॥**

પિત્તથી અભિષ્યંદ થતાં નેત્રમાં આગ ઉઠે છે. તેની આસપાસ ફોલ્લા નીકળે છે, આંખપર કોઈ શીતળ પદાર્થ બાંધવો એવી રોગીને ઇચ્છા થાય છે; નેત્રમાંથી ઉન્હાં આંસુનો એકસરખો પ્રવાહ નિકળ્યા કરે છે અને નેત્રનો રંગ પીળાશ પડતો થાય છે.

**કફાભિષ્યંદનાં લક્ષણો.** **उष्णाभिनन्दा गुरुताक्षिशोथं कण्डूपदेहावतिशीतता च ॥ स्रावो बहुः पिच्छिल एव चापि कफाभिपन्ने नयने भवन्ति ८**

કફથી થયેલા અભિષ્યંદમાં નેત્રપર ઉષ્ણ પદાર્થ બાંધવાની ઇચ્છા થાય છે. નેત્ર ભારે લાગે છે, તેનાપર સોજો આવે છે, વલૂર આવે છે, આંખમાં ચીપડા ભરેલા હોય છે, આંખ બહુ ટાઢી લાગે છે અને તેમાંથી ચિકણું પાણી ઘણું ઝરે છે.

**રક્તજાભિષ્યંદનાં લક્ષણો.** **ताम्राश्रुता लोहितनेत्रता च राज्यः समन्तादतिलोहिताश्च ॥ पित्तस्य लिङ्गानि च यानि तानि रक्ताभिपन्ने नयने भवन्ति९**

લોહીથી જો અભિષ્યંદ થયો હોય, તો નેત્રમાંથી લાલ આંસુ ટપકે છે, નેત્ર લાલચોળ બને છે, નેત્રની આસપાસ ફરતી લાલ રંગની નસો સ્પષ્ટ રીતે દેખાય છે અને પિત્તાભિષ્યંદનાં જે લક્ષણો વર્ણવ્યાં તે બધાં થાય છે.

**અભિષ્યંદમાંથી થનારો અધિમંથ રોગ** **वृद्धैरतैरभिष्यन्दैर्नराणामक्रियावताम् ॥ तावन्तस्त्वधिमन्थाः स्युर्नयने तीव्रवेदनाः ॥ १० ॥**

અભિષ્યંદ રોગપર દવા વખતસર ન કરવાથી તે વૃદ્ધિ પામે છે, અને પછી તેમાંથી તેટલા જ એટલે ચાર પ્રકારના અધિમંથ રોગ નેત્રમાં થાય છે. તેનાથી નેત્રમાં તીવ્ર વેદના થાય છે. આ વેદના બધા અભિમંથનું સામાન્ય લક્ષણ છે.

---

१ अभिष्यन्द=Ophthalmia ५ थी ८ सु.उ.अ. ६ श्लो.३ थी ५. १०,११ सु.उ.अ. ६ श्लो. ७,८.

બીજાં સામાન્ય લક્ષણો — उत्पाट्यत इवात्यर्थं नेत्रं निर्मथ्यते तथा ॥
शिरसोऽर्धं च तं विद्यादधिमन्थं स्वलक्षणैः ॥ ११ ॥

માથું ફાટતું હોય એવી અર્ધા માથામાં વેદના થાય છે. અને વલોણું વલોવાતું હોય તેવી કળતર આંખમાં થાય છે, આ રોગને અધિમંથ કહે છે. આ સામાન્ય લક્ષણ ઉપરાંત વાતજ અભિષ્યંદ વગેરે અભિષ્યંદના પ્રકારોનાં લક્ષણો તે તે જાતના અધિમંથમાં દેખાય છે. અર્થાત્ અભિષ્યંદના તે ભેદનાં લક્ષણો ઉપરથી અધિમંથ વાતજ છે કે પિત્તજ છે કે કફજ તે જાણી લેવું.

દોષના તફાવતથી તેના વખતની મર્યાદા — हन्याद्दृष्टिं श्लैष्मिकः सप्तरात्राद्योऽधिमन्थो रक्तजः पञ्चरात्रात् ॥ षड्रात्राद्वा वातिको वै निहन्यान्मिथ्याचारात्पैत्तिकः सद्य एव ॥ १२ ॥

જો વૈદ્યની કે રોગીની ભૂલથી ખોટા ઉપચાર થાય તો શ્લૈષ્મિક અધિમંથ સાત દિવસમાં દૃષ્ટિનો નાશ કરે છે; રક્તજ અધિમંથ પાંચ દિવસે; વાતિક આધમંથ છ દિવસે; અને પૈત્તિક અધિમંથ તત્કાળ એટલે માત્ર ત્રણ દિવસમાં રોગીને આંધળો બનાવે છે.

સામ નેત્રરોગનાં લક્ષણો — उदीर्णवेदनं नेत्रं रागशोथसमन्वितम् ॥
घर्षनिस्तोदशूलाश्रुयुक्तमामान्वितं विदुः ॥ १३ ॥

જે નેત્રમાં વેદના ભયંકર થાય છે, અંદર રતાશ તથા સોજો હોય છે, અંદર રેતી ભરાઈ હોય તેમ ખુંચે છે, કિંવા ખટકા થાય છે સોયો ખોંચ્યા જેવી પીડા થાય છે તથા આંસુ નીકળ્યા કરે છે, તે નેત્રને આમયુક્ત જાણવું. (અંજનાદિક ન કરવા માટે, તથા હલકું અન્ન રોગીને ભક્ષણાર્થે આપવા સારુ આ લક્ષણો કહ્યાં છે.)

પક્વ નેત્રરોગનાં લક્ષણો — मन्दवेदनता कण्डूः संरम्भाश्रुप्रशान्तता ॥
प्रसन्नवर्णता चाक्ष्णोः संपक्वं दोषमादिशेत् ॥ १४ ॥

નેત્રમાં થતા ખટકા ઓછા થાય, વલૂર આવે, સોજો ઉતરી જાય, આંખમાંથી પાણી નીકળતાં બંધ થાય અને નેત્ર સાફ થાય, ત્યારે જાણવું કે નેત્રરોગ પક્વ થયો છે.

શોથ સહિત અને શોથ રહિત અક્ષિપાકનાં લક્ષણો — कण्डूपदेहाश्रुयुतः पक्वोदुम्बरसन्निभः ॥
संरम्भी पच्यते यस्तु नेत्रपाकः स शोफजः ॥
शोथहीनानि लिङ्गानि नेत्रपाके त्वशोथजे ॥ १५ ॥

જો પાકેલા ઉંબરાના ફળ જેવો લાલ, આંસુવાળો, ચીપડાવાળો ચળયુક્ત નરમ સોજો થાય અને તે પાકે તો શોથજન્ય નેત્રપાક છે એમ સમજવું. શોથરહિત નેત્રપાકમાં સોજા સિવાય બીજાં બધાં ઉપલાં લક્ષણ થાય છે.

હતાધિમંથનાં લક્ષણો — उपेक्षणादक्षि यथाधिमन्थो वातात्मकः सादयति प्रसह्य ॥
रुजाभिरुग्राभिरसाध्य एष हताधिमन्थः खलु नेत्ररोगः ॥ १६ ॥

---

१२ सु.उ.अ.६ श्लो. १३.१५ सु.उ.अ.६ श्लो.१४,१५. १६. सु.उ.अ. १६ श्लो.१६.

વાતજ અધિમંથની ઉપેક્ષા થાય એટલે વખતસર તેની દવા ન થાય તો તે નેત્રને અત્યંત સૂકવી નાંખે છે જેથી ઉગ્ર પીડા થાય છે. આ હતાધિમંથ નામનો નેત્રરોગ અસાધ્ય છે.

**વાતપર્યયનાં** **वारंवारं च पर्येति भ्रुवौ नेत्रे च मारुतः ॥**
**લક્ષણો** **रुजश्च विविधास्तीव्राः स ज्ञेयो वातपर्ययः ॥ १७ ॥**

વાયુક્રમથી કોઈવખત ભ્રુકુટિમાં(ભમરમાં)આવે છે,અને કોઇ વખત નેત્રમાં આવે છે. અને પછી તે તે ઠેકાણે ઘણી જાતની તીવ્ર પીડા ઉત્પન્ન કરે છે. આ રોગને વાતપર્યય કહે છે.

**શુષ્કાક્ષિપાકનાં** **यत्कूणितं दारुणरूक्षवर्त्म संदह्यते चाविलदर्शनं च ॥**
**લક્ષણો** **सुदारुणं यत्प्रतिबोधने च शुष्काक्षिपाकोपहतं तदक्षि ॥१८॥**

જે રોગમાં આંખો સંકોચાયેલી રહે છે; પોપચાં કઠણ અને રૂક્ષ (સુક્કાં) થાય છે; બળત્રા ઘણી થાય છે, બધું મેલું દેખાય છે, અને આંખ ઉઘાડતાં ઘણી મુશ્કેલી લાગે છે; તે રોગને શુષ્કાક્ષિપાક કહે છે.

**અન્યતોવાતનાં** **यस्यावटुकर्णशिरोहनुस्थो मन्यागतो वाप्यनिलोऽन्यतो वा ॥**
**લક્ષણો** **कुर्याद्रुजं वै भ्रुवि लोचने च तमन्यतोवातमुदाहरन्ति ॥१९॥**

ગળું, કાન, મસ્તક, હડપચી, ઓડ કિંવા બીજી જગ્યાએ (વાંસામાં) રહીને વાયુ જ્યારે ભ્રુકુટિમાં અને નેત્રમાં પીડા ઉત્પન્ન કરે છે, ત્યારે તે રોગને અન્યતોવાત કહે છે.

**અમ્લાધ્યુષિતનાં** **श्यावं लोहितपर्यन्तं सर्वं चाक्षि प्रपच्यते ॥**
**લક્ષણો** **सदाहशोथं सास्रावमम्लाध्युषितमम्लतः ॥ २० ॥**

આંખોનો વચલો ભાગ આસમાની અને આસપાસનો ભાગ લાલ થઈ જાય છે, અને પાકે છે; વળી તેમાં બળત્રા થઈ સોજા ચઢે છે અને નેત્રમાંથી પાણી ટપકયા કરે છે. ખાટા પદાર્થોના સેવનથી થતા આ વ્યાધિને અમ્લાધ્યુષિત કહે છે.

**શિરોત્પાતનાં** **अवेदना वापि सवेदना वा यस्याक्षिराज्यो हि भवन्ति ताम्राः**
**લક્ષણો**[1] **मुहुर्विरज्यन्ति च याः स तादृग्व्याधिः शिरोत्पात इति प्रदिष्टः**

જે રોગીના નેત્રની રગો વેદના વગર કે વેદના સાથે લાલ રંગની થાય છે, ને તે ઘડીએ ઘડીએ વિશેષ લાલ થતી જાય છે, તે રોગને શિરોત્પાત કહે છે. આ વ્યાધિ રક્તજન્ય છે.

**શિરાપ્રહર્ષનાં** **मोहाच्छिरोत्पात उपेक्षितस्तु जायेत रोगस्तु शिराप्रहर्षः ॥**
**લક્ષણો** **ताम्राभमस्रं स्रवति प्रगाढं तथा न शक्नोत्यभिवीक्षितुं च॥**

મૂર્ખતાથી શિરોત્પાત રોગની ઉપેક્ષા કરતાં, તેમાંથી શિરાપ્રહર્ષ રોગ ઉભો થાય છે. તેને લીધે આંખમાંથી લાલ રંગનાં સ્વચ્છ આંસુ ગળે છે, ને રોગીથી નેત્ર ઉઘાડી જોઇ શકાતું નથી.

## આંખની કાળી કીકીપર થનારા રોગ

**સવ્રણશુક્રનાં** **निमग्नरूपं तु भवेद्धि कृष्णे सूच्येव विद्धं प्रतिभाति यद्वै ॥**
**લક્ષણો**[2] **स्रावं स्रवेदुष्णमतीव यच्च तत्सव्रणं शुक्रमुदाहरन्ति ॥२३॥**

---

१ शिरोत्पात=Pannus. २ सव्रणशुक्र=Croneal ulcer. १८, १९ सु.उ.अ १६ श्लो. १८,१९. २१,२२ सु.उ.अ.६ श्लो. २१,२२. २३सु.उ.अ.५ श्लो.३.

નેત્રના કાળા ભાગપર જે ફૂલું પડે છે, તે આંખની અંદર ઉંડું, બેઠેલું, અને તેની વચ્ચે સોયથી છિદ્ર પાડ્યું હોય તેવું દેખાય છે. તેને લીધે આંખમાંથી અતિ ગરમ અને પુષ્કળ પાણી વહે છે. આ રોગને સવ્રણશુક્ર કહે છે, (અને તેનાથી આંખની અંદર ઘણી પીડા થાય છે. વ્રણકે ક્ષતમાં પીડા થવી, એ સ્વાભાવિક છે, અને આંખ જેવી કોમળ જગ્યામાં પડેલા ક્ષતની પીડા તો તેથી પણ વિશેષ થાય, એ ઉઘાડું છે. જુઓ માધવની ટીકા.)

**સવ્રણશુક્રનું સાધ્યાસાધ્યત્વ**

**दृष्टेः समीपे न भवेत्तु यच्च न चावगाढं नच संस्रवेद्धि ॥**
**अवेदनं वा न च युग्मशुक्रं तत्सिद्धिमायाति कदाचिदेव २४**

જે ફૂલું આંખની કીકીની તદ્દન પાસે ન થયું હોય, તથા જે આંખની અંદર ઉંડું ગયેલું ન હોય તથા જેમાંથી પાણી નીકળતું ન હોય, તેમ જેનાથી આંખમાં ખટકા આવતા ન હોય, વળી એકની પડોશમાં એક એમ જે જોડી ન હોય, આવું ફૂલું કદાચિત્ મટે છે.

**અવ્રણશુક્રનાં લક્ષણો**

**स्यन्दात्मकं कृष्णगतं सचोषं शङ्खेन्दुकुन्दप्रतिमावभासम् ॥**
**वैहायसाभ्रप्रतनुप्रकाशमथाव्रणं साध्यतमं वदन्ति ॥ २५ ॥**

અભિષ્યંદમાંથી ઉત્પન્ન થઇ કાળા ભાગમાં જે ફૂલું પડે છે, અને જેમાં ચોષ એટલે ચૂસાતું હોય એવી પીડા થાય છે, તથા જે (ફૂલું) શંખ, ચંદ્ર કે ધોળાં કણેરના પુષ્પ જેવું રંગે ધવળ હોય છે, અને જે ફૂલું આકાશમાંના વાદળના જેવું પાતળું, સ્વચ્છ અને ક્ષતરહિત હોય છે, તે સુખસાધ્ય એટલે સહેલાઇથી મટી શકે; એવું મનાય છે.

**અવ્રણશુક્રનું કૃચ્છ્રસાધ્યત્વ**

**गम्भीरजातं बहलं च शुक्रं चिरोत्थितं वापि वदन्ति कृच्छ्र**
**विच्छिन्नमध्यं पिशितावृतं वा चलं शिरासूक्ष्ममदृष्टिकृच्च ॥**
**द्वित्वग्गतं लोहितमन्ततश्च चिरोत्थितं चापि विवर्जनीयम् ॥**

જે અવ્રણશુક્ર આંખની અંદર ઉંડું ગયેલું, અને જાડું થયેલું તથા ઘણા દિવસનું જૂનું થયેલું હોય છે, તે કૃચ્છ્રસાધ્ય ગણાય છે.

જે શુક્રની વચમાંનું માંસ તૂટી પડવાથી તે (શુક્ર) વચમાં ખાડાવાળું થાય, અથવા શુક્રની આસપાસનું માંસ વૃદ્ધિ પામી શુક્રને ખાડામાં ઉતારે, એટલે તે વૃદ્ધિ પામેલું માંસ તેની ફરતું ઉપસી આવે. અને જે શુક્ર એક જગ્યાએ ટકી ન રહેતાં આંખમાં ફરતું રહે, અને જે રગોથી વ્યાપ્ત થવાને લીધે ન્હાનું દેખાય જે આંખના અંદરના પડદામાં ઉતરી પડયું હોય, જે દૃષ્ટિનો નાશ કરે અને જૂનું થયલું હોય, તે શુક્રને મટાડવાની આશા ન રાખતાં તેને છોડી દેવું.

**બીજાં અસાધ્ય લક્ષણો**

**उष्णाश्रुपातः पिडका च नेत्रे यस्मिन् भवेन्मुद्गनिभं च शुक्रं ॥**
**तदप्यसाध्यं प्रवदन्ति केचिदन्यच्च यत्तित्तिरिपक्षतुल्यम् ॥**

ફૂલું પડેલી, આંખમાંથી અત્યંત ગરમ આંસુ વહી તેમાં ફોલ્લી ઉઠે, અને આંખમાં પડેલું ફૂલું મગના દાણા જેવડું તથા તેના જેવું જ હોય તે ફૂલું અસાધ્ય જાણવું. વળી જે ફૂલું પક્ષીના રંગના જેવું એટલે કાળા રંગનું હોય તેને પણ કેટલાક અસાધ્ય કહે છે.

---

२४थी२६सु.उ.अ.५श्लो.४थी७. २७ थी २९सु.उ.अ.५ श्लो.७ थी ९.

**અક્ષિપાકાત્યયનાં લક્ષણો.** **श्वेतः समाक्रामति सर्वतो हि दोषेण यस्यासितमण्डलं तु ॥**
**तमक्षिपाकात्ययमक्षिरोगं सर्वात्मकं वर्जयितव्यमाहुः ॥२८॥**

જે આંખના કાળા ભાગ ઉપર ચારે તરફ દોષના સંબંધને લીધે ધોળું પડ ફેલાય છે, તે સન્નિપાતજન્ય અક્ષિપાકાત્યય નેત્રરોગ જાણવો. આ વ્યાધિને અસાધ્ય ગણી પડતો મૂકવાનું કહે છે.

**અજકાજાતનાં લક્ષણો.** **अजापुरीषप्रतिमो रुजावान् सलोहितो लोहितपिच्छिलास्रः**
**विगृह्य कृष्णं प्रचयोऽभ्युपैति तच्चाजकाजातमिति व्यवस्येत्**

આંખના કાળા ભાગપર બકરીની સૂકાયલી લિંડી જેવો, દુઃખકારક, કિંચિત્ રાતો, તથા જેમાંથી લાલ તથા ચીકણાં આંસુ વહે, એવો જે માંસનો ઉંચો ટેકરો થાય છે, તેને અજકાજાત કહે છે.

**આંખના પહેલા પડદામાં દોષ સંચરતાં થનારાં લક્ષણો**

**प्रथमे पटले यस्य दोषो दृष्टिं व्यवस्थितः ॥**
**अव्यक्तानि च रूपाणि कदाचिदथ पश्यति ॥ ३० ॥**

જ્યારે આંખના પહેલા પડદામાં (બધા પડદામાંનો છેલ્લો કિંવા અંદરનો) દોષ રહ્યો હોય છે, ત્યારે ઘટ, પટાદિક મોટા પદાર્થો ઝાંખા દૃષ્ટિએ પડે છે. (અને દોષ થોડો હોય તો કોઇ વખત સ્પષ્ટ દેખાય છે.)

**દ્વિતીય પટલસ્થિત દોષનાં લક્ષણો.**

**दृष्टिर्भृशं विह्वलति द्वितीयं पटलं गते ॥**
**मक्षिकामशकान् केशाञ्जालकानीव पश्यति ॥ ३१ ॥**
**मण्डलानि पताकांश्च मरीचीन्कुण्डलानि च ॥**
**परिप्लवांश्च विविधान्वर्षमभ्रं तमांसि च ॥ ३२ ॥**
**दूरस्थानि च रूपाणि मन्यते च समीपतः ॥**
**समीपस्थानि दूरे च दृष्टेर्गोचरविभ्रमात् ॥ ३३ ॥**
**यत्नवानपि चात्यर्थं सूचीपाशं न पश्यति ॥**

નેત્રના બીજા પડમાં દોષનો સંચાર થતાં દૃષ્ટિ અત્યંત વિહ્વળ થાય છે, એટલે નેત્રની આગળ માંખ, ડાંસ, વાળ, કુંડાળાં, ધજા, કિરણો, (સૂર્યનાં) ત્રિખૂણ આકૃતિઓ, જૂદી જૂદી જાતનાં દેડકાંઓ જેવાં જનાવરોના કૂદકાઓ, વરસાદ, વાદળાંથી ઘેરાયલું આકાશ તથા અંધકાર વગેરે પદાર્થો જાળાં જેવા રોગીના જોવામાં આવે છે. આંખની ગ્રહણશક્તિમાં ફેરફાર થઇ જવાને લીધે આઘેના પદાર્થ નજીક, અને નજીકના પદાર્થો છેટા છે, એમ રોગીને લાગે છે. વળી ઘણું ધારીધારીને જોયા છતાં પણ સોયનું છિદ્ર રોગીના દીઠામાં આવતું નથી.

**તૃતીય પટલસ્થિત દોષનાં લક્ષણો.**

**ऊर्ध्वं पश्यति नाधस्तात्तृतीयं पटलं गते ॥ ३४ ॥**
**महान्त्यपि च रूपाणि छादितानीव चाम्बरैः ॥**
**कर्णनासाक्षिहीनानि विकृतानि च पश्यति ॥ ३५ ॥**

---

૩૦ થી ૩૫ सु. उ. अ. ७ श्लो. ४ थी ६.

**यथादोषं च रज्येत दृष्टिर्दोषे बलीयसि ॥**
**अधःस्थे तु समीपस्थं दूरस्थं चोपरिस्थिते ॥ ३६ ॥**
**पार्श्वस्थिते पुनर्दोषे पार्श्वस्थं नैव पश्यति ॥**
**समन्ततः स्थिते दोषे संकुलानीव पश्यति ॥ ३७ ॥**
**दृष्टिमध्यस्थिते दोषे महद्धस्वं च पश्यति ॥**
**द्विधा स्थिते द्विधा पश्येद्बहुधा वाऽनवस्थिते ॥ ३८ ॥**
**दोषे दृष्टिस्थिते तिर्यगेकं वै मन्यते द्विधा ॥**

આંખમાં ત્રીજા પડદામાં દોષનો સંચાર થતાં રોગીને ઉપર દેખાય છે, પણ નીચે કશું સૂઝતું નથી. મોટી વસ્તુઓ સ્પષ્ટ ન દેખાતાં રોગીને તે કોઈ વસ્ત્રથી ઢાંકેલી હોય તેવી દેખાય છે. તથા પ્રાણીઓનાં શરીર, નાક, કાન, આંખ વગરનાં તથા વાંકાંચુંકાં દેખાય છે. જો દોષ પ્રબળ હોય તો તે દોષનો જે રંગ હોય છે, તેવો દૃષ્ટિનો પણ થાય છે. જો દોષ નેત્રના નીચેના ભાગમાં રહેલો હોય છે, તો પાસેનું કશું દેખાતું નથી; પણ દોષ ઉપર હોય છે તો દૂરનું કશું દીસતું નથી. જો દોષ નેત્રની એક બાજુ પર રહેલો હોય છે, તો બાજુપરનો પદાર્થ દેખાતો નથી, પણ દોષ આંખમાં ચારે બાજુ રહ્યો હોય તો પદાર્થોનાં સ્વરૂપ એક બીજામાં મળેલાં દૃષ્ટિએ પડે છે. આંખની વચમાં દોષનો સંચાર થતાં મોટા પદાર્થો નાના દેખાય છે. આંખના બે સ્થાનમાં (જાણે કે ઉપર અને નીચે દોષ રહેતાં પદાર્થો મોટા અને ન્હાના બે જાતનાં જોવામાં આવે છે, પણ તે દોષ અવ્યવસ્થિત હોય તો એક પદાર્થનાં અનેક રૂપ દેખાય છે. અને દોષ તેના સ્થાનમાં આડો રહેલો હોય તો એકના બે પદાર્થ દેખાય છે.

**ચતુર્થ પટલગત તિમિર-લિંગનાશ[1] નાં લક્ષણો**

**तिमिराख्यः स वै दोषश्चतुर्थपटलं गतः ॥ ३९ ॥**
**रुणद्धि सर्वतो दृष्टिं लिङ्गनाशः स उच्यते ॥**
**अस्मिन्नपि तमोभूते नातिरूढे महामदे ॥ ४० ॥**
**चन्द्रादित्यौ सनक्षत्रावन्तरिक्षे च विद्युतः ॥**
**निर्मलानि च तेजांसि भ्राजिष्णूनि च पश्यति ॥ ४१ ॥**

જ્યારે તે તિમિર(ઝાંખપ)દોષ આંખના ચોથા પડદામાં પ્રવેશ કરે, ત્યારે તે દૃષ્ટિનો ચારે બાજુએથી અટકાવ કરે છે. આવી સ્થિતિએ પહોંચ્યા પછી તે વ્યાધિને લિંગનાશ કહે છે. આ અંધકારમય રોગ પૂરેપૂરો વ્યાપ્યો નથી હોતો, તે સમયે રોગીને આકાશમાંના ચન્દ્ર, સૂર્ય, તારા, વિજળી, તથા બીજા નિર્મળ અને તેજસ્વી પદાર્થો દેખાય છે.

**તૃતીય પટલાશ્રિત કાચદોષની બીજી સંજ્ઞા**

**स एव लिङ्गनाशस्तु नीलिकाकाचसंज्ञितः ॥**

આ જ લિંગનાશને નીલિકા, કાચ કહે છે.—આંખના ત્રીજા પડદામાં રહેલો તિમિરદોષ 'કાચ' કહેવાય છે. એ જ દોષ અથવા કાચની ઉપેક્ષા કરતાં તે દોષ ચોથા પડદામાં આવતાં જ તેને લિંગનાશ અને નીલિકાની સંજ્ઞા આપવામાં આવે છે. આ રોગ અસાધ્ય છે.

---

१ लिङ्गनाश=મોતીયો=Cataract ३६ थी ४१ सु.उ.अ.७ श्लो.६.

દોષવિશેષથી જુદાં જુદાં રૂપનું દર્શન

तत्र वातेन रूपाणि भ्रमन्तीव हि पश्यति ॥ ४२ ॥
आविलान्यरुणाभानि व्याविद्धानीव मानवः ॥
पित्तेनादित्यखद्योतशक्रचापतडिद्गुणान् ॥ ४३ ॥
नृत्यन्तश्चैव शिखिनः सर्वं नीलं च पश्यति ॥
कफेन पश्येद्रूपाणि स्निग्धानि च सितानि च ॥ ४४ ॥
पश्येदसूक्ष्माण्यत्यर्थं व्यभ्रमेवाभ्रसंप्लवम् ॥
सलिलप्लावितानीव परिजाड्यानि मानवः ॥ ४५ ॥
पश्येद्रक्तेन रक्तानि तमांसि विविधानि च ॥
हरितान्यथ कृष्णानि पीतान्यपि च मानवः ॥ ४६ ॥
सन्निपातेन चित्राणि विप्लुतानि च पश्यति ॥
बहुधा च द्विधा वापि सर्वाण्येव समन्ततः ॥ ४७ ॥
हीनाङ्गान्यधिकाङ्गानि ज्योतींष्यपि च पश्यति ॥

જો તે વ્યાધિમાં વાયુનો સંબંધ વિશેષ હોય છે, તો રોગી મલિન, લાલાશ પડતાં, વાંકા અને જાણે લગાર ફરતાં હોય એવાં રૂપો (આકૃતિઓ) જુએ છે. પિત્તના સંબંધથી રોગી સૂર્ય, આગિયો કીડો, ઇંદ્રધનુષ્ય, અને વિજળી, જેવા પદાર્થો અને નૃત્ય કરતા મોર તથા સર્વ વસ્તુઓ આશમાની રંગની જુએ છે. એને વરસાદ વગરનું આકાશ જેમ વરસાદનાં વાદળાંથી છવાયું હોય તેવું દેખાય છે. કફના સંબંધથી સર્વ રૂપને ચીકણાં, ધોળાં અને જાડાં દેખે છે, આકાશમાં વાદળાં ન હોય છતાં વાદળાં દેખે છે; વળી તેને પાણીમાં બોળીને બહાર કાઢેલી વસ્તુ જેવી જડ દેખાય છે, તેમ બધું જડ દેખાય છે. રક્તના સંબંધથી અનેક પ્રકારનાં અંધારાં તથા લાલ, કાળાં અને પીળાં એવાં રૂપો રોગી ભાળે છે. સન્નિપાતના સંબંધથી વિચિત્ર વર્ણોવાળાં, તથા એકનાં બે કિંવા અનેક રૂપ ચારે તરફ રોગીની દૃષ્ટિએ પડે છે. વળી તે હીન અંગનાં કિંવા અધિક અંગનાં રૂપો અને ઘણા પ્રકારના પ્રકાશો જુએ છે.

પિત્તથી થનારો બીજો પરિમ્લાયિ નામનો રોગ

पित्तं कुर्यात्परिम्लायि मूर्च्छितं रक्ततेजसा ॥ ४८ ॥
पीता दिशस्तथोद्यन्तं रविं चापि स पश्यति ॥
विकीर्यमाणान्खद्योतैर्वृक्षांस्तेजोभिरेव च ॥ ४९ ॥

રક્તના તેજથી મિશ્ર થયેલા પિત્તમાંથી પરિમ્લાયિ નામનો રોગ થાય છે. આ રોગને લીધે દર્દી દિશા, અને સૂર્ય પીળા રંગનાં અને વૃક્ષો આગીઆ કીડાઓથી અને તેજોથી છવાયલાં દેખે છે.

દૃષ્ટિના વર્ણભેદથી લિંગનાશનું ષડ્-વિધત્વ

वक्ष्यामि षड्विधं रागैर्लिङ्गनाशमतः परं॥
रागोऽरुणो मारुतजः प्रदिष्टो म्लायी च नीलश्च तथैव पित्तात्
कफात्सितः शोणितजः सरक्तो समस्तदोषप्रभवो विचित्रः ॥

૪૨થી૪૭ सु.उ.अ.૭ श्लो. ૭ થી ૧૨. ૪૮ થી ૫૦ सु.उ.अ. ૭ श्लो. ૧૩,૧૪.

દૃષ્ટિના જુદા જુદા વર્ણ ઉપરથી લિંગનાશના ૭ પ્રકાર કહું છું. લિંગનાશમાં વાતજન્ય દૃષ્ટિ લાલ રંગની હોય છે. પિત્તજન્ય ઝાંખી અને આશમાની હોય છે. કફજન્ય સફેદ અને રક્તજન્ય લાલ હોય છે અને સર્વ દોષજન્ય દૃષ્ટિ વિચિત્ર રંગની હોય છે.

**પરિમ્લાયિ રોગનાં વિશેષ લક્ષણો.**

**अरुणं मण्डलं दृष्ट्यां स्थूलकाचारुणप्रभम् ॥**
**परिम्लायिनि रोगे स्यान्म्लायि नीलं च मण्डलम् ॥ ५१ ॥**
**दोषक्षयात्कदाचित्स्यात्स्वयं तत्र प्रदर्शनम् ॥**

વાતિક પરિમ્લાયિ રોગમાં દૃષ્ટિમાં જાડા કાચ જેવું રાતું મંડળ થાય છે, જે રોગ કરમાઈ જતાં, કરમાઈ ગયેલું અને કાળાશ પડતું દેખાય છે. આ પ્રકારમાં દોષ ઓછો થતાં કોઈ વખત પદાર્થો દેખાય છે પણ ખરા.

**જુદા જુદા પ્રકારનાં લિંગનાશનાં લક્ષણો.**

**अरुणं मण्डलं वाताच्चञ्चलं परुषं तथा ॥ ५२ ॥**
**पित्तान्मण्डलमानीलं कांस्याभं पीतमेव च ॥**
**श्लेष्मणा बहुलं स्निग्धं शङ्खकुन्देन्दुपाण्डुरम् ॥ ५३ ॥**
**चलत्पद्मपलाशस्थः शुक्लो बिन्दुरिवाम्भसः ॥**
**मृज्यमाने च नयने मण्डलं तद्विसर्पति ॥ ५४ ॥**
**प्रवालपद्मपत्राभं मण्डलं शोणितात्मकं ॥**
**दृष्टिरागो भवेच्चित्रो लिङ्गनाशो त्रिदोषजे ॥**
**यथास्वं दोषलिङ्गानि सर्वेष्वेव भवन्ति हि ॥ ५५ ॥**

વાયુથી થયેલા લિંગનાશમાં દૃષ્ટિમંડળ લાલ, ચંચળ અને ખરબચડું થાય છે. પિત્તથી દૃષ્ટિમંડળ આશમાની અને કાંસાના (ધાતુના) રંગ જેવું પીળું થાય છે. કફથી જાડું, ચીકણું અને શંખ, કુંદનું પુષ્પ અને ચંદ્રમા જેવું ધોળું દૃષ્ટિમંડળ થાય છે, અને આંખો ચોળતાં હલતાં કમળપત્ર પર પડેલું પાણીનું બિંદુ જેમ હાલે છે, તેમ તે અહિં તહિં પ્રસરે છે. રક્તથી દૃષ્ટિમંડળ પરવાળા જેવું કિંવા રક્ત કમળના જેવું લાલ થાય છે. ત્રિદોષજ લિંગનાશમાં દૃષ્ટિમંડળ વિચિત્ર રંગનું થાય છે અને આ ઉપરાંત સર્વમાં તે તે દોષનાં બીજાં લક્ષણો પણ દેખાય છે.

**દૃષ્ટિરોગની સંખ્યા.** **षड् लिङ्गनाशाः षडिमे च रोगा दृष्ट्याश्रयाः षट् च षडेव [च स्युः॥**

આ પ્રમાણે ૬ લિંગનાશ અને હવે પછી વિદગ્ધદૃષ્ટયાદિ જે ૭ રોગ નીચે કહ્યા છે, તે મળી ૧૨ દૃષ્ટિરોગ થાય છે.

**પિત્તવિદગ્ધદૃષ્ટિનાં લક્ષણો.[1]**

**पित्तेन दुष्टेन सदा तु दृष्टिः पीता भवेद्यस्य नरस्य किञ्चित्**
**पीतानि रूपाणि च तेन पश्येत्स वै नरः पित्तविदग्धदृष्टिः ॥**
**प्राप्ते तृतीयं पटलं च दोषे दिवा न पश्येन्निशि वीक्षते सः**
**रात्रौ स शीतानुगृहीतदृष्टिः पित्तात्पभावादपि तानि पश्येत्**

---

1 पित्तविदग्धदृष्टि=Colour blindness. ५२ थी ५६ सु.उ.अ.७ श्लो.१५. ५६ थी ६० सु. उ. अ. ७ श्लो. १६ थी १९.

પિત્ત દુષ્ટ થવાથી જે માણસની દૃષ્ટિ પીળી થાય છે અને તેના સંબંધથી તે બધા પદાર્થને પીળા રંગના જુએ છે, તે રોગીને પિત્તવિદગ્ધદૃષ્ટિ કહેવો.

નેત્રના ત્રીજા પડદામાં દોષનો પ્રવેશ થતાં રોગીને દિવસે દેખાતુ નથી, પણ રાત્રે ટંડીને લીધે પિત્તનું જોર ઓછું થતાં તેને સૂઝવા લાગે છે.

**કફવિદગ્ધદૃષ્ટિનાં લક્ષણો.**

**तथा नरः श्लेष्मविदग्धदृष्टिस्तान्येव शुक्लानि हि मन्यते तु**
**त्रिषु स्थितो यः पटलेषु दोषो नक्तान्ध्यमापादयति प्रसह्य ॥**
**दिवा स सूर्यानुगृहीतदृष्टिः पश्येत्तु रूपाणि कफाल्पभावात्**

તે જ પ્રમાણે કફ વિદગ્ધદૃષ્ટિવાળો રોગી તે જ રૂપો ધોળા રંગનાં જુએ છે.

જો દોષ(કફ)ત્રણે પડદામાં રહ્યો હોય છે તો રોગીને રતાંધળો કરે છે, જેથી તેને રાત્રે કશું સૂઝતું નથી પણ દિવસે સૂર્યના સંબંધથી તથા કફ ઓછો થવાને લીધે તેને દેખાય છે.

**ધૂમદર્શીનાં લક્ષણો.**

**शोकज्वरायासशिरोभितापैरभ्याहता यस्य नरस्य दृष्टिः ॥**
**धूम्रांस्तथा पश्यति सर्वभावान् स धूमदर्शीति नरः प्रदिष्टः**

શોક, જ્વર, પરિશ્રમ અને માથાના સખ્ત દુઃખાવાથી પિત્ત કુપિત થઈ દૃષ્ટિમાં વિકાર ઉત્પન્ન કરે છે, તેથી સર્વ પદાર્થ રોગીને ધૂમ્રમય–ધુંધળા દેખાય છે. (આ વ્યાધિને શોક-વિદગ્ધ દૃષ્ટિ કહે છે, અને તેનાથી ફક્ત દિવસમાં પદાર્થો ધુંવાડા સરખા ઝાંખા દૃષ્ટિએ પડે છે, પણ રાત્રે પિત્તનું બળ ઓછું થતાં તે સ્પષ્ટપણે નિર્મળ જોવામાં આવે છે.) [**पश्येत् ॥**

**હ્રસ્વદૃષ્ટિનાં લક્ષણો.** **यो ह्रस्वजाड्यो दिवसेषु कृच्छ्रात् ह्रस्वाणि रूपाणि च तेन**

જે રોગી હ્રસ્વદૃષ્ટિથી પીડિત હોય છે, તેને મોટા પદાર્થો દિવસે નાના દેખાય છે, (કારણ, તે સમયે દોષ દૃષ્ટિની વચ્ચે પ્રવેશ કરી રહેલો હોય છે. આ રોગ પણ પિત્તજન્ય છે.)

**નકુલાંધ્યનાં લક્ષણો.**

**विद्योतते यस्य नरस्य दृष्टिर्दोषाभिपन्ना नकुलस्य यद्वत् ६१**
**चित्राणि रूपाणि दिवा स पश्येत्स वै विकारो नकुलान्ध्यसंज्ञः**

જે રોગમાં પુરુષની દૃષ્ટિ દોષોથી વ્યાપ્ત થઈ નોળિયાની આંખ પેઠે ચમકે છે, તથા જેથી દિવસે ઘણી જાતનાં રૂપો નિરખે છે, તે રોગને નકુલાંધ્ય કહે છે.

**ગંભીર દૃષ્ટિનાં લક્ષણો.**

**दृष्टिर्विरूपा श्वसनोपसृष्टा संकोचमभ्यन्तरतश्च याति ॥६२॥**
**रुजावगाढं च तमक्षिरोगं गम्भीरकेति प्रवदन्ति तज्ज्ञाः ॥**

જે દૃષ્ટિ વાયુથી વિકારયુક્ત થઈ અંદર સંકુચિત થાય છે, અને જેમાં ઊંડી પીડા થાય છે, તે વ્યાધિને ગંભીર દૃષ્ટિ કહે છે.

**આગન્તુજ લિંગ-નાશનાં લક્ષણો.**

**बाह्यौ पुनर्द्वाविह संप्रदिष्टौ निमित्ततश्चाप्यनिमित्ततश्च ६३**
**निमित्ततस्तत्र शिरोऽभितापात् ज्ञेयस्त्वभिष्यन्दनिदर्शनः सः**

અભિઘાતજ લિંગનાશ બે પ્રકારના થાય છે; એક નિમિત્તજન્ય અને બીજો અનિમિત્તજન્ય. તે બેમાંથી માથાના સખ્ત દુઃખાવાથી જે થાય છે તે નિમિત્તજન્ય કહેવાય છે, અને તેમાં રક્તાભિષ્યંદનાં લક્ષણો થાય છે.

અનિમિત્ત લિંગ-નાશનાં લક્ષણો.

सुरर्षिगन्धर्वमहोरगाणां संदर्शनेनापि च भास्करस्य ॥६४॥
हन्येत दृष्टिर्मनुजस्य यस्य स लिङ्गनाशस्त्वनिमित्तसंज्ञः ॥
तत्राक्षिविस्पष्टमिवावभाति वैदूर्यवर्णा विमला च दृष्टिः।६५।

દેવ, ઋષિ, ગંધર્વ, મહાસર્પ અને સૂર્ય તરફ તાકીને જે માણસ જોઇ રહે છે, અને તેથી જેની દૃષ્ટિ નષ્ટ થાય છે, તેને અનિમિત્ત લિંગનાશ કહે છે. આ વ્યાધિમાં રોગીની આંખ સાફ દેખાય છે અને દૃષ્ટિ વૈદૂર્યમણિ જેવી આશમાની રંગની હોય છે.

પાંચ પ્રકારનો અર્મરોગ[1]

प्रस्तार्यर्म तनु स्तीर्णं श्यावं रक्तनिभं सिते ॥
सश्वेतं मृदु शुक्लार्म शुक्ले तद्वर्धते चिरात् ॥ ६६ ॥
पद्माभं मृदु रक्तार्म यन्मांसं चीयते सिते ॥
पृथुमृद्वधिमांसार्म बहलं च यकृन्निभम् ॥
स्थिरं प्रस्तारि मांसाढ्यं शुष्कं स्नाय्वर्म पञ्चमम् ॥ ६७ ॥

નેત્રના ધોળા ભાગ ઉપર પાતળું, વિસ્તીર્ણ, શ્યામ રંગનું અને રતાશ પડતું, એવું જે માંસ વૃદ્ધિ પામે છે, તેને પ્રસ્તારિ અર્મ કહે છે. નેત્રના ધોળા ભાગપર ધોળું, અને મૃદુ માંસ ઘણા દિવસે વૃદ્ધિ પામે છે,તેને શુકલાર્મ કહે છે.કમળ જેવું લાલ અને મૃદુ માંસ વૃદ્ધિ પામે છે, તેને રક્તાર્મ કહે છે. જે માંસ વિસ્તીર્ણ, જાડું, મૃદુ અને કાળજા પ્રમાણે દેખાય છે, તેને અધિમાંસાર્મ કહે છે, કઠણ, ફેલાનારૂં અને સ્નાવરહિત જે માંસ વૃદ્ધિ પામે છે, તેને સ્નાય્વર્મ કહે છે.

શુક્તિરોગનાં લક્ષણો.

श्यावाः स्युः पिशितनिभास्तु बिन्दवो ये
शुक्त्याभाः सितनियताः स शुक्तिसंज्ञः ॥

નેત્રના ધોળા ભાગપર શ્યામવર્ણ, માંસના જેવાં અને છીપના જેવાં જે બિંદુઓ ઉઠે છે, તેને શુક્તિ કહે છે.

અર્જુનનાં લક્ષણો.

एको यः शशरुधिरोपमश्च बिन्दुः
शुक्लस्थो भवति तमर्जुनं वदन्ति ॥ ६८ ॥

નેત્રના ધોળા ભાગપર સસલાના લોહી જેવું જે એક જ બિંદુ ઉઠે છે, તેને અર્જુન કહે છે.

પિષ્ટકનાં લક્ષણો.

श्लेष्ममारुतकोपेन शुक्ले मांसं समुन्नतम् ॥
पिष्टवत्पिष्टकं विद्धि मलाक्तादर्शसन्निभम् ॥

કફવાયુના કોપથી નેત્રના ધોળા ભાગપર પીઠાલોટના જેવું ધોળું તથા મેલા અરીસા સરખું જે માંસ વૃદ્ધિ પામે છે, તેને પિષ્ટક કહે છે.

જાલનાં લક્ષણો.

जालाभः कठिनशिरो महान् सरक्तः
संतानः स्मृत इह जालसंज्ञितस्तु ॥ ६९ ॥

નેત્રના ધોળા ભાગપર જરા રાતું, મોટું તથા જાડું ગુંછળા જેવું જે કઠણ શિરાઓનું જાળું બંધાય છે, તેને જાળ કહે છે.

---

[1] अर्म=Pterygium. ६८ सु. उ. अ. ४ श्लो. ८, ९.

**શિરાજ પિટિકાનાં લક્ષણો.** **शुक्लस्थाः सितपिडकाः शिरावृता या-**
**स्ता ब्रूयादसितसमीपजाः शिराजाः ॥**

નેત્રના ધોળા ભાગપર રગોથી વ્યાપ્ત ધોળી ફોલ્લીઓ ઉઠે છે, તેમને શિરાજ પિટિકા કહે છે. તે ( ફોલ્લીઓ ) કાળા ભાગની પાસે જ થાય છે.

**બલાસનાં લક્ષણો.** **कांस्याभोऽमृदुरथ वारिबिन्दुकल्पो**
**विज्ञेयो नयनसिते बलाससंज्ञः ॥ ७० ॥**

નેત્રના ધોળા ભાગ ઉપર કાંસા (ધાતુ) જેવી, કઠણ અને પાણીના બિંદુ જેવી લગાર ઉંચી જે ગાંઠ થાય છે, તેને બલાસ કહે છે.

**પૂયાલસનાં લક્ષણો.** **पक्वः शोथः सन्धिजो यः सतोदः स्रवेत्पूयं पूति पूयालसाख्यः**

નેત્રના સાંધા ઉપર સોજો ચઢી, પછી તે પાકીને ફૂટે છે અને તેમાંથી દુર્ગંધયુક્ત પરુ વહે છે, તથા તેમાં પીડા થાય છે. આ રોગને પૂયાલસ કહે છે.

**ઉપનાહનાં લક્ષણો.** **ग्रन्थिर्नाल्पो दृष्टिसन्धावपाकी कण्डूप्रायो नीरुजस्तूपनाहः ॥**

નેત્રના સાંધાપર જે મોટી ગાંઠ ઉઠે છે, જે લગાર પાકે છે કે બીલકુલ પાકતી નથી, જેમાં વલૂર ઘણી આવે છે, અને જે દુઃખતી નથી, તે ગાંઠનું નામ ઉપનાહ છે.

**સ્રાવ કિંવા નેત્રનાડીનાં લક્ષણો.[1]**

**गत्वा सन्धीनश्रुमार्गेण दोषाः**
**कुर्युः स्रावान् लक्षणैः स्वैरुपेतान् ॥**
**तं हि स्रावं नेत्रनाडीति चैके**
**तस्या लिङ्गं कीर्तयिष्ये चतुर्धा ॥ ७२ ॥**
**पाकात् सन्धौ संस्रवेद्यस्तु पूयं**
**पूयास्रावोऽसौ गदः सर्वजस्तु ॥**
**श्वेतं सान्द्रं पिच्छिलं संस्रवेद्यः**
**श्लेष्मास्रावोऽसौ विकारो मतस्तु ॥ ७३ ॥**
**रक्तास्रावः शोणितोत्थो विकारः**
**स्रवेदुष्णं तत्र रक्तं प्रभूतं ॥**
**हारिद्राभं पीतमुष्णं जलं वा**
**पित्तास्रावः संस्रवेत्सन्धिमध्यात् ॥ ७४ ॥**

વાતાદિ દોષો અશ્રુમાર્ગે સાંધામાં જઈ પછી પોતપોતાના લક્ષણોયુક્ત જે સ્રાવ ઉત્પન્ન કરે છે, તેને કેટલાક નેત્રનાડી કહે છે. નેત્રનાડી ચાર પ્રકારની છે, અને તે પ્રત્યેકનાં લક્ષણ નીચે મુજબઃ—

જે નેત્રનાડીમાં નેત્રના સાંધાપર સોજો આવી તે પાકે છે, અને તેમાંથી પરુ વહે છે તેને પૂયાસ્રાવ કહે છે, આ રોગ સન્નિપાતાત્મક છે. જે નેત્રનાડીમાં સફેદ, જાડું અને ચીકણું

---

१ नेत्रनाडी=Lachrymal fistula. ७० सु.उ.अ.४ श्लो.११ थी १३. ७१थी७५ सु.उ.अ.२ श्लो.३ थी ७.

પરુ વહે છે, તેને શ્લેષ્માસ્રાવ કહે છે. જે નેત્રનાડીમાંથી પુષ્કળ ઉનું રક્ત વહે છે, તેને રક્તાસ્રાવ કહે છે. આ વિકાર રક્તજનિત છે. જે નેત્રનાડીમાં સાંધામાંથી હળદરના રંગનું પીળું, ઉષ્ણ પાણી વહે છે, તેને પિત્તાસ્રાવ કહે છે.

**પર્વણી અને અલજીનાં લક્ષણો.**

**ताम्रा तन्वी दाहशूलोपपन्ना**
**ज्ञेया वैद्यैः पर्वणी वृत्तशोथा ॥**
**जाता सन्धौ शुक्लकृष्णेऽलजी स्यात्**
**तस्मिन्नेव प्रथिता पूर्वलिङ्गैः ॥ ७५ ॥**

નેત્રના ધોળા અને કાળા ભાગના સાંધાપર લાલ, નાની અને ગોળ સોજાવાળી જે ફોલ્લિ ઉઠે છે, અને જેમાં બળત્રા થઇ પાકે છે તેને પર્વણી કહે છે; અને તે જ સ્થાનપર પ્હેલાં (પ્રમેહ પિટિકાના વિષયમાં) કહેલાં લક્ષણોવાળી, અર્થાત્ રાતી કાળી, બીજી ફોડલીઓથી ઘેરાયેલી અને દારુણ વેદનાવાળી જે ફોલ્લી થાય છે, તેને અલજી કહે છે.

**કૃમિગ્રંથિનાં લક્ષણો.**

**कृमिग्रन्थिर्वर्त्मनः पक्ष्मणश्च कण्डूं कुर्युः कृमयः सन्धिजाताः**
**नानारूपा वर्त्मशुक्लान्तसन्धौ चरन्त्यन्तर्नयनं दूषयन्तः ७६**

પોપચાંના તથા પાંપણના વાળના સાંધામાં ઉત્પન્ન થયેલા અનેક રૂપોવાળા કૃમિ, વલૂર ઉત્પન્ન કરે છે અને પાંપણના તથા સફેદ ડોળાના સાંધામાં જઈ, ડોળાના અંદરના ભાગને દુષ્ટ કરી અંદર ફરે છે. આ રોગને કૃમિગ્રંથિ કહે છે.

## વર્ત્મ (પોપચાં)ના રોગો.

**ઉત્સંગપિટિકાનાં લક્ષણો.**

**अभ्यन्तरमुखी ताम्रा बाह्यतो वर्त्मनश्च या ॥**
**सोत्सङ्गोत्सङ्गपिटिका सर्वजा स्थूलकण्डुरा ॥ ७७ ॥**

અંદર મોઢાવાળી, રાતી, મોટી, પાંપણની બહાર દેખાતી, અને ઉપસી આવેલી જે ફોડલી નીચલી પાંપણ ઉપર થાય છે, અને જેમાં ઘણી ખરજ આવે છે, તેને ઉત્સંગપિટિકા કહે છે. આ ત્રિદોષજન્ય છે.

**કુંભિકાનાં લક્ષણો.**

**वर्त्मान्ते पिटिका ध्माता भिद्यन्ते च स्रवन्ति च ॥**
**कुम्भीकबीजसदृशाः कुम्भीकाः सन्निपातजाः ॥ ७८ ॥**

પાંપણની કોર ઉપર વાપુંભાંના બીજના જેવી પિટિકા થાય છે, તે ભરાતાં ફૂટે છે અને ફાટ્યા પછી તેમાંથી રસી ઝરે છે, તે કુંભિકા કહેવાય છે. આ પિટિકા પણ સન્નિપાતાત્મક છે.

**પોથકીનાં લક્ષણો.**

**स्राविण्यः कण्डुरा गुर्व्यो रक्तसर्षपसन्निभाः ॥**
**रुजावन्त्यश्च पिटिकाः पोथक्य इति कीर्तिताः ॥ ७९ ॥**

પોપચાંમાં લાલ સર્ષવ જેવી, ખરજવાળી, જડ, પીડાવાળી તથા સ્રાવવાળી એવી જે પિટિકા થાય છે, તેને પોથકી કહે છે.

---

७६ सु.उ.अ.३ श्लो.८. ૭૭ થી ૮૦ सु.उ.अ.३ श्लो.४ થી ૭. (પાઠાંતર ઘણું છે)

**વર્ત્મશર્કરાનાં લક્ષણો.**

**पिटिका या खरा स्थूला सूक्ष्माभिरभिसंवृता ॥**
**वर्त्मस्था शर्करा नाम स रोगो वर्त्मदूषकः ॥ ८० ॥**

પાંપણ ઉપર ખરબચડી અને મોટી પિટિકા થઈ આવી તેની આસપાસ ઝીણી ફોલ્લિઓ ફૂટી નીકળે છે, એટલે તે મોટી પિટિકા તેમનાથી વીંટાય છે, તેને વર્ત્મશર્કરા કહે છે. આ વિકારથી આંખનાં પોપચાં ખરાબ થાય છે.

**અર્શોવર્ત્મનાં લક્ષણો.**

**एर्वारुबीजप्रतिमाः पिटिका मन्दवेदनाः ॥**
**श्लक्ष्णाः खराश्च वर्त्मस्थास्तदर्शोवर्त्म कीर्त्यते ॥ ८१ ॥**

કાકડીનાં બીયાં જેવડી, મંદ વેદનાકારક, અને સુંવાળી કે ખરબચડી જે પિટિકા પાંપણ ઉપર ઉઠે છે, તેને અર્શોવર્ત્મ કહે છે.

**શુષ્કાર્શનાં લક્ષણો.**

**दीर्घाङ्कुरः खरः स्तब्धो दारुणोऽभ्यन्तरोद्भवः ॥**
**व्याधिरेषोऽतिविख्यातः शुष्कार्शो नाम नामतः ॥ ८२ ॥**

પાંપણમાં, અંદરના ભાગમાં લાંબો, ખરબચડો. અક્કડ તથા દુઃખદાયક એવો જે માંસાંકુર થાય છે, તે રોગને શુષ્કાર્શ કહે છે. આ વ્યાધિ સન્નિપાતજ છે, એમ જાણવું.

**અંજનનામિકાનાં લક્ષણો.**[1]

**दाहतोदवती ताम्रा पिटिका वर्त्मसंभवा ॥**
**मृद्वी मन्दरुजा सूक्ष्मा ज्ञेया साऽञ्जननामिका ॥ ८३ ॥**

બળત્રા કરનારી તથા ખુંચનારી, લાલ રંગની, પોચી, નાની, તથા મંદ પીડાકારક એવી જે પિટિકા પાંપણ ઉપર થાય છે, તેને અંજનનામિકા કહે છે. આ વિકાર પણ સન્નિપાતજ છે.

**બહલવર્ત્મનાં લક્ષણો.**

**वर्त्मोपचीयते यस्य पिटिकाभिः समन्ततः ॥**
**सवर्णाभिः स्थिराभिश्च विद्याद्बहलवर्त्म तत् ॥ ८४ ॥**

જેની પાંપણ ત્વચાના રંગનીજ કઠણ ફોલ્લિઓથી ચારે તરફ વ્યાપ્ત થાય છે, તેના તે રોગને બહલવર્ત્મ કહે છે. આ રોગ સન્નિપાતજ છે, એમ જાણવું.

**વર્ત્મબંધનાં લક્ષણો.**

**कण्डूमताऽल्पतोदेन वर्त्मशोथेन यो नरः ॥**
**न समं छादयेदक्षि यत्रासौ वर्त्मबन्धकः ॥ ८५ ॥**

જે રોગમાં ખંજવાળવાળો, તથા થોડા ખટકાવાલો સોજો પાંપણ ઉપર થવાથી પાંપણોથી આંખ પૂરી ઢંકાતી નથી તે રોગને વર્ત્મબંધ કહે છે. આ રોગ ત્રિદોષજન્ય છે.

**ક્લિષ્ટવર્ત્મનાં લક્ષણો.**

**मृद्वल्पवेदनं ताम्रं यद्वर्त्म सममेव च ॥**
**अकस्माच्च भवेद्रक्तं क्लिष्टवर्त्मेति तद्विदुः ॥ ८६ ॥**

આંખની, નીચે ઉપરની બંને પાંપણો એકાએક લાલ થઈ જાય અને કોમળ, થોડી વેદનાવાળી તથા લાલ રહ્યા કરે તેને ક્લિષ્ટવર્ત્મ કહે છે. આ રોગ કફરક્તજ છે.

**વર્ત્મકર્દમનાં લક્ષણો.**

**क्लिष्टं पुनः पित्तयुतं शोणितं विदहेद्यदा ॥**
**तदा क्लिन्नत्वमापन्नमुच्यते वर्त्मकर्दमः ॥ ८७ ॥**

---

[1] अञ्जननामिका=Stye=આંજણી. ८१ थी ८४ सु. उ. अ. ३ श्लो. ८ थी ११. ८५ थी ८९ सु.उ.अ.३ श्लो.१२ थी १६.

[ક્લિષ્ટવર્ત્મ રોગનાં ઉપર જે લક્ષણો કહ્યાં, તે ઉપરાંત પિત્તયુક્ત રક્તથી પાંપણમાં બળતરા થાય અને પાંપણ ભીનાશવાળી રહ્યા કરે તો એ રોગને વર્ત્મકર્દમ કહે છે.

**શ્યાવવર્ત્મનાં લક્ષણો.** **वर्त्म यद्वाह्यतोऽन्तश्च श्यावं शूनं सवेदनम् ॥**
**तदाहुः श्याववर्त्मेति वर्त्मरोगविशारदाः ॥ ८८ ॥**

જે પાંપણો અંદરથી અને બહારથી કાળી પડી જઈ, સૂજી જાય, અને ખટકે તો તેને, પાંપણના રોગોના વિદ્વાનો શ્યાવવર્ત્મ કહે છે.

**પ્રક્લિન્નવર્ત્મનાં લક્ષણો.** **अरुजं बाह्यतः शूनं वर्त्म यस्य नरस्य हि ॥**
**प्रक्लिन्नवर्म तद्विद्यात् क्लिन्नमत्यर्थमन्ततः ॥ ८९ ॥**

જે રોગમાં પાંપણમાં વેદના થોડી થાય છે તથા તે બહારથી સૂઝી આવેલી, અને અંદરથી અત્યંત ભીનાશવાળી હોય છે, તેને પ્રક્લિન્નવર્ત્મ કહે છે. આ વિકારની ઉત્પત્તિ [કફમાંથી છે.

**અક્લિન્નવર્ત્મનાં લક્ષણો.** **यस्य धौतानि धौतानि संबध्यन्ते पुनः पुनः॥**
**वर्त्मान्यपरिपक्कानि विद्यादक्लिन्नवर्त्म तत् ॥ ९० ॥**

જે રોગીના નેત્રનાં પોપચાં વારંવાર ધોયા છતાં ચીકણી રસીથી એક બીજાની સાથે ચોટી જાય છે, અને પાકતાં નથી તેને અક્લિન્નવર્ત્મ કહે છે. (અભિષ્યંદમાં પરુથી જેમ પોપચાં સખ્ત ચોટી જાય છે, તેવી રીતે આ વ્યાધિમાં પોપચાં ચોટતાં નથી.)

**વાતહતવર્ત્મનાં લક્ષણો.**[1] **विमुक्तसन्धि निश्चेष्टं वर्त्म यस्य न मील्यते ॥**
**एतद्वातहतं वर्त्म जानीयादक्षिचिन्तकाः ॥ ९१ ॥**

પોપચાંનો સાંધો ખસી જવાથી આંખ મીચાતી નથી; આ રોગને નેત્ર વિદ્યા જાણનારાએ વાતહતવર્ત્મ સમજવો.

**અર્બુદનાં લક્ષણો.** **वर्त्मान्तरस्थं विषमं ग्रन्थिभूतमवेदनम् ॥**
**आचक्षतेऽर्बुदमिति सरक्तमविलम्बितम् ॥ ९२ ॥**

પોપચાંની અંદરની બાજુએ ખરબચડી, મંદ (થોડી) પીડાકારક, લગાર રાતા રંગની અને વળગી રહેલી (લટકતી નહિં) જે ગાંઠ ઉઠે છે, તેને અર્બુદ કહે છે. આ વ્યાધિ ત્રિદોષાત્મક છે.

**નિમેષ (મટકાં)નાં લક્ષણો.**[2] **निमेषिणीः शिरा वायुः प्रविष्टो वर्त्मसंश्रयाः ॥**
**प्रचालयति वर्त्मानि निमेषं नाम तद्विदुः ॥ ९३ ॥**

જે રોગમાં વાયુ પાંપણોને ઉઘાડબંધ કરનારી પોપચામાં રહેલી નસોમાં પેસીને પાંપણોને હલાવ્યા કરે છે તે વ્યાધિને નિમેષ કહે છે.

**શોણિતાર્શનાં લક્ષણો.**[3] **वर्त्मस्थो यो विवर्धेत लोहितो मृदुरङ्कुरः ॥**
**तद्रक्तजं शोणितार्शश्छिन्नं छिन्नं प्रवर्धते ॥ ९४ ॥**

---

१ वातहतवर्त्म=Ptosis. २ निमेष=Blepharospasm. ३ वर्त्मार्श=ખીલ=Granular Conjunctivitis. ९० थी ९३ सु.उ. अ. ३ श्लो.१७ थी२०. ९४थी९६ सु. उ. अ. ३ श्लो. २१ थी २३.

રક્તના સંબંધથી પોપચાં પર રાતા અને પોચા અંકુર થાય છે, તેને શોણિતાર્શ કહે છે. આ અંકુરોને વારંવાર કાપ્યા છતાં પણ તે ફરીને પાછા વધે છે.

**લગણનાં લક્ષણો** **अपाकी कठिनः स्थूलो ग्रन्थिर्वर्त्मभवोऽरुजः ॥**
**सकण्डूः पिच्छिलः कोलसंस्थानो लगणस्तु सः ॥ ९५ ॥**

પોપચાં ઉપર બોર જેવડી, મોટી, કઠણ, ખંજવાળવાળી અને સુંવાળી જે ગાંઠ ઉઠે છે, તેને લગણ કહે છે. તે ઠણકતી કે પાકતી નથી.

**બિસવર્ત્મનાં લક્ષણો** **त्रयो दोषा बहिः शोथं कुर्युश्छिद्राणि वर्त्मनोः ॥**
**प्रस्रवन्त्यन्तरुदकं बिसवद्बिसवर्त्म तत् ॥ ९६ ॥**

વાત, પિત્તાદિ ત્રણે દોષો કુપિત થવાથી પોપચાં બહારથી સૂઝી આવે છે અને તેમાં છિદ્રો પડે છે, જેમાંથી કમળતંતુ પ્રમાણે પાણી ધર્યા કરે છે. આ રોગને બિસવર્ત્મ કહે છે.

**કુંચકનાં લક્ષણો** **वाताद्या वर्त्मसङ्कोचं जनयन्ति यदा मलाः ॥**
**तदा द्रष्टुं न शक्नोति कुञ्चनं नाम तद्विदुः ॥ ९७ ॥**

વાતાદિ દોષો જ્યારે પોપચાંનો સંકોચ કરે છે, ત્યારે રોગીથી નેત્ર ઉઘાડી જોવાતું નથી. આ વ્યાધિને કુંચન (કૃચ્છ્રોન્મીલન) કહે છે.

**પક્ષ્મકોપનાં લક્ષણો[1]** **प्रचालितानि वातेन पक्ष्माण्यक्षि विशन्ति हि ॥**
**घृष्यन्त्यक्षि मुहुस्तानि संरम्भं जनयन्ति च ॥ ९८ ॥**
**असिते सितभागे च मूलकोशात्पतन्त्यपि ॥**
**पक्ष्मकोपः स विज्ञेयो व्याधिः परमदारुणः ॥ ९९ ॥**

વાયુથી હલીને, ઉલટા થઈને પોપચાંના વાળ આંખમાં જાય છે. તે વાળથી ડોળાનો કાળો અને ધોળો ભાગ વારંવાર ઘસાઈને સૂજી આવે છે અને વાળ મૂળમાંથી ખરી પડે છે. આ રોગને પક્ષ્મકોપ કિંવા ઉપપક્ષ્મ કહે છે, અને તે ઘણો ત્રાસદાયક છે.

**પક્ષ્મશાતનાં લક્ષણો[2]** **वर्त्मपक्ष्माशयगतं पित्तं रोमाणि शातयेत् ॥**
**कण्डूं दाहं च कुरुते पक्ष्मशातं तमादिशेत् ॥ १०० ॥**

પોપચાંના મૂળમાં રહેનારું પિત્ત કુપિત થવાથી વાળ ખરી જાય છે, આંખે વલૂર આવે છે, અને બળત્રા બળે છે. આ રોગને પક્ષ્મશાત કહે છે. (પક્ષ્મશાત અને કુંચન, એ બે રોગ **સુશ્રુતમાં** નથી, પણ બીજા ગ્રંથમાં છે.)

**નેત્રરોગોની સંખ્યા** **भूय एतान् प्रवक्ष्यामि संख्यारूपचिकित्सितैः ॥**
**नव सन्ध्याश्रयास्तेषु वर्त्मजास्त्वेकविंशतिः ॥ १०१ ॥**

---

૧ पक्ष्मकोप=પરવાળાં=Trichiasis. ૨ पक्ष्मशात=પાંપણનું ખરી પડવું=Tinea Tarsi. १०१,१०२ सु.उ.अ.३ श्लो.२३.

शुक्लभागे दशैकश्च चत्वारः कृष्णभागजाः ॥
सर्वाश्रयाः सप्तदश दृष्टिजा द्वादशैव तु ॥
बाह्यजौ द्वौ समाख्यातौ रोगौ परमदारुणौ ॥ १०२ ॥

ફરીથી નેત્રરોગની સંખ્યા કહું છું; આંખની સન્ધિમાંથતા નવ; પાંપણ વિષે થનારા એકવીશ; ધોળા ભાગમાં થનારા અગીઆર; કાળા ભાગમાં થનારા ચાર, આખી આંખમાં થનારા સત્તર; દૃષ્ટિમાં થનારા બાર; અને બહાર થનારા પરમ દારુણ એવા બે છે; આ રીતે કુલ ૭૬ [ રોગ થાય છે.

इति नेत्ररोगनिदानम् ।

## शिरोरोगनिदान

**શિરોરોગની સંખ્યા.**[1]

शिरोरोगाश्च जायन्ते वातपित्तकफैस्त्रिभिः ॥
सन्निपातेन रक्तेन क्षयेण कृमिभिस्तथा ॥
सूर्यावर्तानन्तवातार्धावभेदकशङ्खकैः ॥ १ ॥

વાત, પિત્ત અને કફ, એ ત્રણ દોષથી ૩, સન્નિપાતથી ૧, રક્તથી ૧, ક્ષયથી ૧, કૃમિથી ૧, સૂર્યાવર્ત ૧, અનંતવાત ૧, અર્ધાવભેદક ૧ અને શંખક ૧, મળી ૧૧ શિરોરોગ જાણવા.

**વાતજશિરોરોગનાં લક્ષણો.**

यस्यानिमित्तं शिरसो रुजश्च भवन्ति तीव्रा निशि चातिमात्रम्
बन्धोपतापैः प्रशमश्च यत्र शिरोऽभितापः स समीरणेन ॥२॥

જે રોગીનું મસ્તક અકસ્માત દુઃખી આવે છે અને રાતની વખતે તો તે વિશેષ દુઃખે છે તથા મસ્તકનો દુઃખાવો માથું બાંધવાથી કે શેકવાથી મટે છે, તે વાતજ શિરોરોગ જાણવો.

**પૈત્તિકશિરોરોગનાં લક્ષણો.**

यस्योष्णमङ्गारचितं तथैव भवेच्छिरो दह्यति वाऽक्षिनासा ॥
शीतेन रात्रौ च भवेच्छमश्च शिरोऽभितापः
स तु पित्तकोपात् ॥

જે શિરોરોગમાં મસ્તક ઉપર જાણે ધગતા અંગારા મૂકયા હોય, તેમ (મસ્તક) તપી આવે છે, જેથી નેત્ર તથા નાક બળે છે,તથા માથાનો દુઃખાવો શીતળ પદાર્થોથી કિંવા રાત્રી પડતાં ઓછો થાય છે, તે શિરોરોગ પિત્ત કુપિત થવાથી ઉત્પન્ન થયો છે, એમ જાણવું.

**શ્લૈષ્મિકશિરોરોગનાં લક્ષણો.**

शिरो भवेद्यस्य कफोपदिग्धं गुरु प्रतिष्टब्धमथो हिमं च ॥
शूनाक्षिकूटं वदनं च यस्य शिरोभितापः स कफप्रकोपात् ॥

જે શિરોરોગમાં માથું અંદરથી કફથી લિંપાયા જેવું જડ કશાથી તાણી કે બાંધી લીધા જેવું, અને ટાઢું લાગે છે તથા આંખની આસપાસના ભાગપર તથા મુખપર થેથર આવે છે, તે શિરોરોગ કફજન્ય જાણવો.

**સાન્નિપાતિકશિરોરોગનાં લક્ષણો.**

शिरोऽभितापे त्रितयप्रवृत्ते सर्वाणि लिङ्गानि समुद्भवन्ति ।

ત્રણે દોષથી ઉત્પન્ન થયેલા શિરોરોગમાં બધા દોષનાં લક્ષણો થાય છે.

---

૧ शिरोरोग=Headache=માથાનો દુઃખાવો. ૧ થી ૪ सु.उ.अ.५ श्लो. १ थी ५.

**રક્તજશિરોરોગનાં લક્ષણો.** रक्तात्मकः पित्तसमानलिङ्गः स्पर्शासहत्वं शिरसो भवेच्च ५

રક્તજનિત શિરોરોગમાં પૈત્તિક શિરોરોગમાં વર્ણવેલાં લક્ષણો દૃષ્ટિએ પડે છે. આ વ્યાધિમાં મસ્તકનો સ્પર્શ પણ રોગીથી સહેવાતો નથી.

**ક્ષયજશિરોરોગનાં લક્ષણો.** असृग्वसाश्लेष्मसमीरणानां शिरोगतानामिह संक्षयेण ॥
क्षयप्रवृत्तः शिरसोऽभितापः कष्टो भवेदुग्ररुजोऽतिमात्रम् ॥
संस्वेदनच्छर्दनधूमनस्यैरसृग्विमोक्षैश्च विवृद्धिमेति ॥ ६ ॥

મસ્તકમાં રહેલાં રક્ત, મેદ (ચરબી), કફ અને વાયુનો ક્ષય થવાથી અત્યંત ભયંકર પીડાવાળું ક્ષયજન્ય મસ્તકશૂળ થાય છે. જો તેનાપર સ્વેદ, ઉલટી, ધૂમ્રપાન, નસ્ય, અને રક્તમોક્ષાદિ ઉપચારો કરવામાં આવે તો તે વધારે દુઃખે છે.

**કૃમિજ શિરોરોગનાં લક્ષણો.** निस्तुद्यते यस्य शिरोऽतिमात्रं संभक्ष्यमाणं स्फुरतीव चान्तः
घ्राणाच्च गच्छेद्रुधिरं सपूयं शिरोऽभितापः क्रिमिभिः स घोरः

જે રોગીના મસ્તકમાં સોયો ખોંચ્યા જેવી અત્યંત પીડા થાય અને અંદરથી જીવડાઓ મગજને કેમ જાણે કોતરી ખાતા હોય, તેમ અંદર ચળવળાટ થયા કરે તથા નાકને રસ્તે રક્ત અને પરુ વહે તેને ભયંકર કૃમિજન્ય શિરોરોગ થયો છે એમ જાણવું.

**સૂર્યાવર્તનાં લક્ષણો.** सूर्योदयं या प्रति मन्दमन्दमक्षिभ्रुवं रुक्समुपैति गाढा ॥
विवर्धते चांशुमता सहैव सूर्यापवर्ते विनिवर्तते च ॥ ८ ॥
शीतेन शान्तिं लभते कदाचिदुष्णेन जन्तुः सुखमाप्नुयाच्च
सर्वात्मकं कष्टतमं विकारं सूर्यापवर्तं तमुदाहरन्ति ॥ ९ ॥

સૂર્યોદય થવાની સાથે જ ધીમેધીમે માથું દુઃખવા માંડે છે અને જેમ જેમ સૂર્ય નભમાં ચઢતો જાય છે, તેમ તેમ નેત્ર અને ભ્રુકુટિ (ભવાં)ની પાસેના ભાગમાં મસ્તકશૂળ પણ વધતું જાય છે. આ મસ્તકશૂળ સૂર્યની વૃદ્ધિની સાથે વધે છે અને સૂર્યાસ્ત સમયે તદ્દન મટી જાય છે. રોગીને કોઈવખત શીતળ ઉપચારોથી તો વખતે ગરમ ઉપચારોથી શાન્તિ લાગે છે. આ બહુ કષ્ટકારક સાન્નિપાતિક વિકારને સૂર્યાવર્ત કહે છે.

**અનંતવાતનાં લક્ષણો.** दोषास्तु दुष्टास्त्रय एव मन्यां संपीड्य घाटासु रुजां सुतीव्राम् ॥ कुर्वन्ति योऽक्षिभ्रुवि शङ्खदेशे स्थितिं करोत्याशु विशेषतस्तु ॥ १० ॥ गण्डस्य पार्श्वे च करोति कम्पं हनुग्रहं लोचनजांश्च रोगान् ॥ अनन्तवातं तमुदाहरन्ति दोषत्रयोत्थं शिरसो विकारम् ॥ ११ ॥

વાત, પિત્તાદિ ત્રણે દોષ દુષ્ટ થઈ, ડોકની પાછળની રગોને જોરથી ખેંચી ઓડના ભાગમાં તીવ્ર વેદના ઉત્પન્ન કરે છે. આ વેદના, આંખમાં, ભ્રુકુટિમાં અને લમણામાં વધારે વખત રહે છે. તેનાથી ગાલમાં કમ્પ થાય છે, હડપચી ઝલાઇ જાય છે અને નેત્રના રોગો થાય છે; આ ત્રિદોષજન્ય મસ્તકરોગને અનંતવાત કહે છે.

---

५ थी ८ सु.उ.अ. २५ श्लो. ६ थी १०. ९ थी ११ सु. उ. अ. २५ श्लो. १०, ११.

અર્ધાવભેદકનાં લક્ષણો.[1]

रूक्षाशनाध्यशनप्राग्वातावश्यायमैथुनैः ॥
वेगसंधारणायासव्यायामैः कुपितोऽनिलः ॥ १२ ॥
केवलः सकफो वार्धं गृहीत्वा शिरसो बली ॥
मन्याभ्रूशङ्खकर्णाक्षिललाटार्धेऽतिवेदनाम् ॥ १३ ॥
शस्त्रारणिनिभां कुर्यात्तीव्रां सोऽर्धावभेदकः ॥
नयनं वाथवा श्रोत्रमभिवृद्धो विनाशयेत् ॥ १४ ॥

રુક્ષ અન્ન ખાવાથી, જમ્યાપર વળી ફરી જમવાથી, પૂર્વ દિશાનો, વાયુ લાગવાથી, હિમ પડવાથી, બહુ મૈથુનથી, મૂત્રના વેગને રોકવાથી પરિશ્રમ થવાથી, કે બહુ કસરતથી કુપિત થયેલો એકલો બળવાન્ વાયુ કિંવા કફયુક્ત બળવાન્ વાયુ, અર્ધું મસ્તક પકડી, ડોકની પછવાડેની નસો, ભ્રુકુટિ, લમણા, કાન, આંખ અને કપાળના અર્ધા ભાગમાં શસ્ત્રથી ચીર્યા જેવી કે આગ મૂકયા જેવી જે અસહ્ય વેદના કરે છે, તેને અર્ધાવભેદક શિરોરોગ કહે છે. એ રોગની અત્યંત વૃદ્ધિ થતાં જે બાજુએ તેથી પીડા થાય છે, તે તરફની આંખ જાય છે, કિંવા કાન બહેરો બને છે.

શંખકનાં લક્ષણો.

पित्तरक्तानिला दुष्टाः शङ्खदेशे विमूर्च्छिताः ॥
तीव्ररुग्दाहरागं हि शोथं कुर्वन्ति दारुणं ॥ १५ ॥
स शिरो विषवद्वेगीनिरुन्ध्याशु गलं तथा ॥
त्रिरात्राज्जीवितं हन्ति शङ्खको नाम नामतः ॥
त्र्यहाज्जीवति भैषज्यं प्रत्याख्यायास्य कारयेत् ॥ १६ ॥

દુષ્ટ થયેલાં પિત્ત, રક્ત અને વાયુ (આ જગોએ કફ પણ દુષ્ટ થયો સમજવો) અત્યંત વૃદ્ધિ પામી, લમણા ઉપર, તીવ્ર પીડા બળતરા અને લાલાશવાળો ભયંકર સોજો ઉત્પન્ન કરે છે અને તે સોજો વિષના વેગ પ્રમાણે ગળા સુધી ચઢી જઈ પછી ગળાને રુંધે છે. આ શંખક રોગથી ત્રણ દિવસમાં રોગી મરી જાય છે, તે વખત દરમિયાન હુશિયાર વૈદ્યની દવા મળી આવે છે, તો વખતે બચે છે. તેમ છતાં 'મટવું મુશ્કેલ છે' એમ કહીને ઓસડ કરવું.

इति शिरोरोगनिदानम्

## સ્ત્રીરોગ

## प्रदरनिदान

પ્રદરની સંપ્રાપ્તિ

विरुद्धमद्याध्यशनादजीर्णाद्गर्भप्रपातादतिमैथुनाच्च ॥
यानाध्वशोकादतिकर्षणाच्च भाराभिघाताच्छयनाद्दिवा च ॥
त श्लेष्मपित्तानिलसन्निपातैश्चतुःप्रकारं प्रदरं वदन्ति ॥ १ ॥

દુષ્ટ મદ્યના સેવનથી, જમ્યાપર તરત જ પાછું જમવાથી, અજીર્ણથી, ગર્ભપાત થવાથી, અત્યંત મૈથુનથી, લાંબો વખત વાહન ઉપર બેસી રહેવાથી, લાંબા પ્રવાસથી, ઘણો શોક

૧ अर्धावभेदक=આધાશીશી=Hemicrania.

કરવાથી, ધાતુ ક્ષીણ થવાથી, ભારે બોજો ઉપાડવાથી, કાષ્ઠાદિકનો પ્રહાર (માર) થવાથી, અને દિવસે ઊંઘવાથી, પ્રદરરોગ સ્ત્રીઓને થાય છે. કફ, પિત્ત, વાયુ અને ત્રિદોષથી આ પ્રદરરોગના ચાર પ્રકાર થાય છે.

**પ્રદરનાં સામાન્ય રૂપો** **असृग्दरं भवेत्सर्वं साङ्गमर्दं सवेदनम् ॥**

બધી જાતના પ્રદરરોગમાં અંગ અત્યંત ભાંગે છે, હાથે પગે કળતર થાય છે અને શૂળ સહિત લોહીનો સ્રાવ થાય છે.

**આતવ (અટકાવ) ની અતિ પ્રવૃત્તિના ઉપદ્રવો[1]**

**तस्यातिवृत्तौ दौर्बल्यं भ्रमो मूर्च्छा मदस्तृषा ॥**
**दाहः प्रलापः पाण्डुत्वं तन्द्रा रोगाश्च वातजाः ॥ २ ॥**

પ્રદરરોગ અત્યંત વૃદ્ધિ પામતાં શક્તિ ઓછી થાય છે, ચકરી આવે છે, મૂર્ચ્છા આવે છે, નીશા જેવી સ્થિતિ રહે છે, તૃષા લાગે છે, દાહ થાય છે, રોગિણી સ્ત્રી લવરી કરે છે, તેનું શરીર ફીકું થાય છે, તેને તંદ્રા રહે છે, અને આક્ષેપકાદિક વાતજ વ્યાધિ થાય છે.

**શ્લૈષ્મિક પ્રદરનાં લક્ષણો[2]** **आमं सपिच्छाप्रतिमं सपाण्डु पुलाकतोयप्रतिमं कफात्तु ॥**

કફજનિત પ્રદરમાં, આમરસવાળો, તેલિયો, કિંચિત્ સફેદ–ચોખાના ધોણ જેવો, જે સ્રાવ થાય છે તેને શ્વેત પ્રદર કહે છે.

**પૈત્તિક પ્રદરનાં લક્ષણો** **सपीतनीलासितरक्तमुष्णं पित्तार्तियुक्तं भृशवेगि पित्तात् ३**

પિત્તમાંથી જે પ્રદર થાય છે, તેમાં થોડો, પીળો આસમાની, કાળો, રાતો અને ગરમ એવો સ્રાવ ઘણા વેગથી વહે છે. આ જાતના પ્રદરમાં પિત્તની ચમચમતી–એટલે કીડીઓ ચટકા ભરે તેમ બળત્રા થાય છે.

**વાતિક પ્રદરનાં લક્ષણો** **रूक्षारुणं फेनिलमल्पमल्पं वातार्ति वातात्पिशितोदकाभं ॥**

વાતજ પ્રદરમાં શુષ્ક, લાલાશ પડતો, ફીણ વળેલો અને માંસ ધોયેલાં પાણીના જેવો, થોડો થોડો સ્રાવ થાય છે અને વાયુની પીડા થાય છે.

**ત્રિદોષજ પ્રદરનાં લક્ષણો**

**सक्षौद्रसर्पिर्हरितालवर्णं मज्जप्रकाशं कुणपं त्रिदोषात् ॥**
**तं चाप्यसाध्यं प्रवदन्ति तज्ज्ञा न तत्र कुर्वीत**
**भिषक् चिकित्साम् ॥ ४ ॥**

જે પ્રદર રંગે મધ, ઘી, હરતાલ કે મજ્જા જેવું હોય અને જેની ગંધ, સડેલાં માંસ જેવી આવે છે, તે ત્રિદોષજન્ય જાણવું. આ જાતનો પ્રદર વ્યાધિ અસાધ્ય હોવાથી વૈદ્યે તેની દવા કરવી નહિ.

**અસાધ્ય પ્રદરનાં લક્ષણો**

**शश्वत् स्रवन्तीमास्रावं तृष्णादाहज्वरान्विताम् ॥**
**क्षीणरक्तां दुर्बलां च तामसाध्यां विनिर्दिशेत् ॥ ५ ॥**

---

१ असृग्दर=અત્યાર્તવ=Menorrhagia. २ श्लैष्मिक प्रदर=Leucorrhoea.
२ सु.शा.अ.२ श्लो.८.

નિરંતર સ્રાવ થાય, તરશ લાગે, દાહ થાય, તાવ આવે, શરીરમાંથી લોહી ઘટી જાય, અને નબળાઈ થઈ જાય તો તે સ્ત્રીનું પ્રદર અસાધ્ય જાણવું.

मासान्निःपिच्छदाहार्ति पञ्चरात्रानुबन्धि च ॥

**શુદ્ધ આર્તવનાં લક્ષણો.**

नैवातिबहुलं नाल्पमार्तवं शुद्धमादिशेत् ॥ ६ ॥
शशासृक्प्रतिमं यच्च यद्वा लाक्षारसोपमं ॥
तदार्तवं प्रशंसन्ति यच्चाप्सु न विरज्यते ॥ ७ ॥

જે સ્ત્રીનું આર્તવ બરાબર મહિને મહિને દેખાય, તેલિયું કિંવા ચીકણું ન હોય અને જે (આર્તવ) પ્રાપ્ત થતાં દાહશૂલાદિક ઉપદ્રવો ન થાય વળી જે પાંચ દિવસ સુધી જ દેખાય તથા જે (આર્તવ) ઘણું વધારે ન હોય તેમ તદ્દન થોડું ન હોય તે આર્તવને શુદ્ધ જાણવું, તેમ જે આર્તવ સસલાના લોહી જેવું, કિંવા અળતાના રંગ જેવું લાલ હોય અને જેમાં કપડાંનો કટકો બોળી,પછી ધોઈનાખતાં કપડાંપર ડાઘ ન રહે તે આર્તવને શુદ્ધ જાણવું.

इति प्रदरनिदानम्

❖❖❖❖❖❖❖❖

## योनिव्यापन्निदान

विंशतिर्व्यापदो योनेर्निर्दिष्टा रोगसंग्रहे ॥
मिथ्याचारेण ताः स्त्रीणां प्रदुष्टेनार्तवेन च ॥ १ ॥
जायन्ते बीजदोषाच्च दैवाच्च शृणु ताः पृथक् ॥

રોગસંગ્રહમાં યોનિના વીશ રોગ કહ્યા છે. તે મિથ્યા આહાર વિહારથી, દુષ્ટ આર્તવથી એટલે અટકાવમાં બગાડો થવાથી, બીજદોષથી અને દૈવથી એટલે નસીબથી સ્ત્રીઓને થાય છે. તે પ્રત્યેક વ્યાધિના ભિન્નભિન્ન લક્ષણો કહું છું.

सा फेनिलमुदावृत्ता रजः कृच्छ्रेण मुञ्चति ॥ २ ॥
वन्ध्यां नष्टार्तवां विद्याद्विप्लुतां नित्यवेदनाम् ॥
परिप्लुतायां भवति ग्राम्यधर्मेण रुग्भृशं ॥ ३ ॥
वातला कर्कशा स्तब्धा शूलनिस्तोदपीडिता ॥
चतसृष्वपि चाद्यासु भवन्त्यनिलवेदनाः ॥ ४ ॥

જે યોનિમાંથી ફીણ ચઢેલો અટકાવ ઘણા દુઃખ સાથે વહે છે, (તે યોનિને) ઉદાવૃત્તા કહે છે. જેનો અટકાવ સાવ બંધ થયો છે, તેને વંધ્યા કહે છે. જેમાં હંમેશાં વેદના થાય છે, તેને વિપ્લુતા કહે છે. પુરુષના સંબંધથી જેમાં અત્યંત પીડા થાય છે, તે પરિપ્લુતા કહેવાય છે. જે ખરસટ અને અક્કડ હોય તથા જેમાં શૂળ તથા સોયો ખોંચ્યા જેવી પીડા થાય તેને વાતલા કહે છે. પહેલી ચાર જાત એટલે ઉદાવૃત્તા, વંધ્યા, વિપ્લુતા અને પરિપ્લુતામાં પણ વાતજનિત વેદના થાય છે.

---

७ सु.शा.अ.२ श्लो. ७. १,२ (अर्धा)च.चि.अ. ३० श्लो.५,६. २थी४ सु.उ.अ. ३८ श्लो.६.

सदाहं क्षीयते रक्तं यस्याः सा लोहितक्षया ॥
सवातमुद्गमेद्बीजं वामिनी रजसान्वितम् ॥ ५ ॥
प्रस्रंसिनी स्रंसते तु क्षोभिता दु प्रजायिनी ॥
स्थितं स्थितं हन्ति गर्भं पुत्रघ्नी रक्तसंक्षयात् ॥ ६ ॥
अत्यर्थं पित्तला योनिर्दाहपाकज्वरान्विता ॥
चतसृष्वपि चाद्यासु पित्तलिङ्गोच्छ्रयो भवेत् ॥ ७ ॥

જે યોનિમાંથી દાહ સાથે ઘણું લોહી વહી જવાથી લોહી ક્ષીણ થઈ જાય છે, તે લોહિ-તક્ષયા કહેવાય છે. જેમાંથી રજયુક્ત શુક્ર (વીર્ય) વાયુની સાથે પાછું નીકળી આવે છે તેને વામિની કહે છે. જે યોનિ સ્થાનભ્રષ્ટ થાય છે એટલે તેની મૂળ જગ્યાએથી ખસી જાય છે અને તેથી જેમાંથી પ્રસવ થતાં કષ્ટ થાય છે, તેને પ્રસ્રંસિની કહે છે. જે યોનિમાંથી, ઘણો રક્તસ્રાવ થઈ જવાથી પેટમાં રહેલો ગર્ભ પણ વારંવાર મરી જાય છે, તેને પુત્રઘ્ની કહે છે. જે અત્યંત દાહયુક્ત તથા જ્વરયુક્ત રહે છે, તથા પાકી આવે છે, તેને પિત્તલા કહે છે. પહેલી ચાર એટલે રક્તક્ષયા, વામિની, પ્રસ્રંસિની અને પુત્રઘ્નીમાં પણ પિત્તનાં લક્ષણ વિશેષ થાય છે-

अत्यानन्दा न सन्तोषं ग्राम्यधर्मेण गच्छति ॥
कर्णिन्यां कर्णिका योनौ श्लेष्मासृग्भ्यां प्रजायते ॥ ८ ॥
मैथुनेऽचरणा पूर्वं पुरुषादतिरिच्यते ॥
बहुशश्चातिचरणा तयोर्बीजं न विन्दति ॥ ९ ॥
श्लेष्मला पिच्छिला योनिः कण्डूयुक्ताऽतिशीतला ॥
चतसृष्वपि चाद्यासु श्लेष्मलिङ्गोच्छ्रया भवेत् ॥ १० ॥

ગમે તેટલું મૈથુન કર્યા છતાં પણ, જે યોનિ સંતોષ પામતી નથી, તે અત્યાનંદા કહેવાય છે. જેમાં કફરક્તને લીધે માંસની ડોડી જેવા આકારની ગાંઠ થાય તેને કર્ણિની કહે છે. જે યોનિમાંથી મૈથુન વખતે પુરુષની પહેલાં રજ છૂટી જાય છે, તેને અચરણા કહે છે. અને જેમાં અત્યંત મૈથુન કર્યા પછી-પુરુષના પછી રજ છૂટે છે—તેને અતિચરણા કહે છે. અચરણા અને અતિચરણામાં, પુરુષની આગળ પાછળ તે શાંત થતી હોવાથી, ગર્ભ રહેતો નથી. જે યોનિ ચીકણી, ખરજયુક્ત અને ઘણી શીતળ હોય છે, તેને શ્લેષ્મલા કહે છે. પહેલી ચાર એટલે અત્યાનંદા, કર્ણિની, અચરણા અને અતિચરણામાં પણ કફનાં લક્ષણ વધારે હોય છે.

अनार्तवाऽस्तनी षण्ढी खरस्पर्शा च मैथुने ॥
अतिकायगृहीतायास्तरुण्यास्त्वण्डिनी भवेत् ॥ ११ ॥
विवृताऽति महायोनिः सूचिवक्त्राऽतिसंवृता ॥
सर्वलिङ्गसमुत्थाना सर्वदोषप्रकोपजा ॥ १२ ॥
चतसृष्वपि चाद्यासु सर्वलिङ्गनिदर्शनम् ॥
पञ्चासाध्या भवन्तीह योनयः सर्वदोषजाः ॥ १३ ॥
दिवास्वप्नादतिक्रोधाद्व्यायामादतिमैथुनात् ॥

५,६ सु.उ.अ. ३८ श्लो.८. ७ सु.उ.अ.३८ श्लो.७. ८ थी १० सु.उ.अ.३८ श्लो.८. ११ सु.उ.अ.३८ श्लो.९. १२,१३ सु.उ.अ.३८ श्लो.९.

જે સ્ત્રી પ્રતિ મહિને દૂર બેસતી નથી, તેમ જેને સ્તન ઉપડેલ નથી હોતાં, તથા મૈથુન વખતે જેનો સ્પર્શ કર્કશ લાગે છે, તેને પંઢી કહે છે. જે જુવાન સ્ત્રીને દીર્ઘ શિશ્નવાળા પુરુષનો સંગ થાય છે અને તેથી જેની યોનિ ઈંડા પ્રમાણે બહાર નીકળી આવે છે, તેને અંડિની કહે છે. જે અત્યંત વિવૃત્ત–ખુલ્લાં થયેલાં-મુખવાળી હોય છે, તેને મહાયોનિ કહે છે. જે યોનિનું દ્વાર ઘણું સંકુચિત (સાંકડું) થયેલું હોય છે, તેને સૂચિવક્ત્રા કહે છે. જેમાં બધા દોષોનાં લક્ષણો દેખાય છે તેને સન્નિપાતિકા કહે છે. પહેલી ચાર એટલે પંઢી, અંડિની, મહાયોનિ અને સૂચિવક્ત્રામાં પણ સર્વ દોષોનાં લક્ષણો દૃષ્ટિએ પડે છે. ઉપર દર્શાવેલી ચાર અને સન્નિપાતિકા મળી પાંચે–સર્વ દોષજન્ય હોવાથી અસાધ્ય છે.

इति योनिव्यापन्निदानम्

---

## योनिकंदनिदानं

**दिवास्वप्नादतिक्रोधाद्व्यायामादतिमैथुनात् ॥**
**क्षताच्च नखदन्ताद्यैर्वाताद्याः कुपिता मलाः ॥ १ ॥**
**पूयशोणितसंकाशं लकुचाकृतिसन्निभम् ॥**
**उत्पद्यते यदा योनौ नाम्ना कन्दः स योनिजः ॥ २ ॥**

દિવસે ઊંઘવાથી, અત્યંત ક્રોધ કરવાથી, કસરતથી, અતિ મૈથુનથી, અને નખ દંતાદિકનો ક્ષત થવાથી, વાતાદિ દોષ કુપિત થઈ, યોનિની અંદર પરુ અને લોહી જેવો, અને નાના ફણસની આકૃતિ જેવો ગોળ જે કંદ–ફણગો ઉત્પન્ન થાય છે, તેને યોનિકંદ કહે છે.

**વાતિક યોનિકંદનાં લક્ષણો.** **रूक्षं विवर्णं स्फुटितं वातिकं तं विनिर्दिशेत् ॥**
જે કંદ રૂક્ષ (સુક્કો), વિવર્ણ અને ચીરાવાળો હોય છે, તેને વાતિક કહે છે.

**પૈત્તિક યોનિકંદનાં લક્ષણો.** **दाहरागज्वरयुतं विद्यात्पित्तात्मकं तु तम् ॥ ३ ॥**
જે કંદમાં બળત્રા સાથે લાલાશ અને તાવ હોય તેને પૈત્તિક કહે છે.

**શ્લૈષ્મિક યોનિકંદનાં લક્ષણો.** **नीलपुष्पप्रतीकाशं कण्डूमन्तं कफात्मकम् ॥**
જે કંદ અળશીનાં ફૂલ જેવો, રંગે આશમાની અને ખંજવાળવાળો હોય છે, તેને કફાત્મક જાણવો.

**સન્નિપાતાત્મક યોનિકંદનાં લક્ષણો.** **सर्वलिङ्गसमायुक्तं सन्निपातात्मकं वदेत् ॥ ४ ॥**
જે કંદ બધા દોષોનાં લક્ષણોયુક્ત હોય છે, તેને સન્નિપાતાત્મક કહે છે.

इति योनिकंदनिदानम्

---

१ योनिकन्द=Vaginal Polypus.

## मूढगर्भनिदान[1]

**ગર્ભપાત થવાનાં કારણો ને સંપ્રાપ્તિ**

**भयाभिघाततीक्ष्णोष्णपानाशननिषेवणात् ॥**
**गर्भे पतति रक्तस्य सशूलं दर्शनं भवेत् ॥ १ ॥**

ભય લાગવાથી, પ્રહાર થવાથી, કે અતિશય તીક્ષ્ણ અને ઉષ્ણ અન્નપાણીનું સેવન કરવાથી, ગર્ભ પડવા માંડતાં શૂળ સાથે લોહી દેખાવા માંડે છે.

**ગર્ભ ગળવાનો અને ગર્ભપાત થવાનો કાળ[2]**

**आचतुर्थात्ततो मासात्प्रस्रवेद्गर्भविद्रवः ॥**
**ततः स्थिरशरीरस्य पातः पञ्चमषष्ठयोः ॥ २ ॥**

ગર્ભ રહ્યા પછી, ચોથા મહિના પર્યંત ગર્ભનું પ્રવાહી ગળે છે, એમ કહેવાય છે. અને તે પછી પાંચ છ મહિનાનો ગર્ભ થતાં તેનું શરીર બંધાયાથી તે ટૂટી પડે છે, તેને ગર્ભપાત કહે છે.

**અકાલિક એટલે કવખતે ગર્ભ કેમ ટુટી પડે છે તેનું દૃષ્ટાંત**

**गर्भोऽभिघातविषमाशनपीडनाद्यैः**
**पक्कं द्रुमादिव फलं पतति क्षणेन ॥**

ગર્ભિણી સ્ત્રીના શરીરપર માર પડવાની, બેઢંગા આસનથી કે પેટનો ભાગ દબાવાથી, જેમ પાકેલું ફળ લગાર પ્રહાર થતાં દીંટીએથી ટૂટી ઝાડપરથી નીચે પડે છે, તેમ ગર્ભનો પણ સ્રાવ કિંવા પાત થાય છે.

**મૂઢ ગર્ભનું કારણ**

**मूढः करोति पवनः खलु मूढगर्भं**
**शूलं च योनिजठरादिषु मूत्रसङ्गम् ॥ ३ ॥**

મૂઢ એટલે રુંધાયલો વાયુ મૂઢગર્ભ કરે છે એટલે જન્મ પામતાં બાળકને આડું લઈ જાય છે, યોનિ અને પેટમાં શૂળો ઉત્પન્ન કરે છે તથા પેશાબ બંધ કરે છે.

**મૂઢગર્ભની આઠ પ્રકારની ગતિ કિંવા અવસ્થા**

**भुग्नोऽनिलेन विगुणेन ततः स गर्भः**
**संख्यामतीत्य बहुधा समुपैति योनिम् ॥**
**द्वारं निरुध्य शिरसा जठरेण कश्चित्**
**कश्चिच्छरीरपरिवर्तितकुब्जदेहः ॥ ४ ॥**
**एकेन कश्चिदपरस्तु भुजद्वयेन**
**तिर्यग्गतो भवति कश्चिदवाङ्मुखोऽन्यः ॥**
**पार्श्वापवृत्तगतिरेति तथैव कश्चि-**
**दित्यष्टधा गतिरियं हि परा चतुर्धा ॥ ५ ॥**
**संकीलकः प्रतिखुरः परिघोऽथ बीज-**
**स्तेषूर्ध्वबाहुचरणैः शिरसा च योनिम् ॥**
**सङ्गी च यो भवति कीलकवत्सकीलो**
**दृश्यैः खुरैः प्रतिखुरः स हि कायसङ्गी ॥**

---

[1] मूढगर्भ=Difficult labour [2] गर्भपात=Abortion. [3] सु.उ.अ. ८ श्लो. ७

**गच्छेद्भुजद्वयशिराश्च स बीजकाख्यो**
**योनौ स्थितः सपरिघः परिघेण तुल्यः ॥ ६ ॥**

વિગુણ વાયુથી ગર્ભ આડો થઈ, ઘણી વિચિત્ર રીતે યોનિદ્વાર આગળ આવે છે. તેમાં નીચે દર્શાવેલી આઠ રીત મુખ્ય છેઃ–૧ કોઈ ગર્ભ પોતાના મસ્તકથી યોનિનું દ્વાર બંધ કરી આવે છે, ૨ કોઈ ગર્ભ પેટથી યોનિ તરફ આવે છે, ૩ કોઈ વળી ગયેલા શરીરથી ખુંધ બહાર નીકળી આવેલી અવસ્થામાં એટલે કૂબડો બની આવે છે, ૪ કોઈ ગર્ભ પોતાનો એક હાથ પ્રથમ બહાર કાઢી આવે છે, ૫ કેટલાક બંને હાથ બહાર કાઢી આવે છે, ૬ કોઈ આગળીયા પ્રમાણે આડો આવે છે, ૭ કોઈ ડોક ભાંગી જવાથી માંથું નીચું રાખી આવે છે, ૮ તેમ જ પડખાં ભાંગી જવાથી એવડા વળી કેટલાક યોનિદ્વારે આવે છે. આ આઠ ઉપરાંત નીચેની ચાર રીતે પણ બાળક યોનિદ્વારે આવે છે.ગર્ભ હાથ,પગ,ઊંચા રાખી માથાથી યોનિનાં દ્વાર સુધી આવી, ખીલાની પેઠે અટકી રહેછે, તે સંકીલક કહેવાય છે.જે ગર્ભ(બાળક)ના હાથ, પગ ખરીની પેઠે બહાર આવી શરીર ભરાઈ રહે છે. તે પ્રતિખુર કહેવાય છે. જે ગર્ભ બે હાથ અને મસ્તક આગળ કરી પછી અટકી રહે છે, તે બીજક અને જે ભોગળની પેઠે યોનિમાં અટકી રહે છે, તે પરિઘ કહેવાય છે.

**મૂઢગર્ભ અને ગર્ભિણીનાં લક્ષણો.** **अपविद्धशिरा या तु शीताङ्गी निरपत्रपा ॥**
**नीलोद्धतशिरा हन्ति सा गर्भं स च तां यथा ॥ ७ ॥**

બે જીવવાળી જે સ્ત્રીની ડોક ભાંગી જાય છે (મસ્તક) તથા જેનું શરીર શીતળ થઇ જેને શરમ ન રહે, તેમ જ જેની કૂખપર લીલા તથા આસમાની રંગની રગો ઉપસી આવે, તે ગર્ભિણી અને પેટમાંનો ગર્ભ એક બીજાનો જીવ લે છે.

**ઉદરમાં ગર્ભ મર્યાનાં લક્ષણો.** **गर्भास्पंदनमावीनां प्रणाशः श्यावपाण्डुता ॥**
**भवेदुच्छ्वासपूतित्वं शूनतान्तर्मृते शिशौ ॥ ८ ॥**

ઉદરમાં ગર્ભ હાલચાલ કરતો બંધ થાય, વળી વેણ આવવી બંધ થાય, ગર્ભિણીનું અંગ આસમાની ફીકા રંગનું થાય, તેના શ્વાસમાં દુર્ગંધી આવે અને સોજા ચઢી આવે, તો અંદર બાળક મરી ગયું છે, એમ સમજવું.

**ગર્ભ મરવાનાં કારણો.** **मानसागन्तुभिर्मातुरुपतापैः प्रपीडितः ॥**
**गर्भो व्यापद्यते कुक्षौ व्याधिभिश्च प्रपीडितः ॥ ९ ॥**

ગર્ભવાળી સ્ત્રીનાં માનસિક તથા આગંતુક (અણધાર્યા અકસ્માત પડેલાં) દુઃખોની કે રોગોની અસરથી ગર્ભ ગર્ભાશયમાં મૃત્યુ પામે છે.

**ગર્ભિણી સ્ત્રીનાં બીજાં અસાધ્ય લક્ષણો.** **योनिसंवरणं सङ्गः कुक्षौ मक्कल एव च ॥**
**हन्युः स्त्रियं मूढगर्भो यथोक्ताश्चाप्युपद्रवाः ॥ १० ॥**

---

૭ सु.नि.अ.८ श्लो.८. ८ सु.नि.अ.८ श्लो.९. ९ सु.नि.अ.८ श्लो.१०.

વાયુના સંબંધથી યોનિ બંધ થઇ જાય,[1] કૂખમાં ગર્ભ અટકી રહે, મક્કલ,[2] શૂળ, આંચકી, ઉધરસ અને શ્વાસ જેવા ઉપદ્રવો થાય તો બે જીવવાળી સ્ત્રી ઉગરી શકતી નથી.

इति मूढगर्भनिदानम्

## सूतिकारोगनिदानं[3]

**अङ्गमर्दो ज्वरः कम्पः पिपासा गुरुगात्रता ॥**
**शोथः शूलातिसारौ च सूतिकारोगलक्षणम् ॥ १ ॥**
**मिथ्योपचारात्संक्लेशाद्विषमाजीर्णभोजनात् ॥**
**सूतिकायाश्च ये रोगा जायन्ते दारुणास्तु ते ॥ २ ॥**
**ज्वरातिसारशोथाश्च शूलानाहबलक्षयाः ॥**
**तन्द्रारुचिप्रसेकाद्याः कफवातामयोद्भवाः ॥ ३ ॥**
**कृच्छ्रसाध्या हि ते रोगाः क्षीणमांसबलाग्नितः ॥**
**ते सर्वे सूतिकानाम्ना रोगास्ते चाप्युपद्रवाः ॥ ४ ॥**

કોઈ ગર્ભિણી સ્ત્રીને બાળકનો પ્રસવ થયા પછી, તરત જ તેનું શરીર ઘણું કળે છે, તેને તાવ આવે છે, તૃષા લાગે છે, ધ્રુજારી છૂટે છે, અંગમાં જડતા આવે છે, સોજા ચઢે છે, શૂળો આવે છે અને ઝાડા થાય છે; આ લક્ષણો થતાં તે સુવાવડી સ્ત્રીને સૂતિકારોગ થયો જાણવો. આ સૂતિકારોગવાળી સ્ત્રીને આડા અવળા ઉપચારો કરવાથી કે દોષજનક અન્નપાનનું સેવન કરવા દીધાથી, વિષમ રીતે અર્થાત્ નિયમ વગર ગમે ત્યારે ખોરાક આપ્યાથી, અથવા પાચન ન થાય એવું ભોજન કરાવ્યાથી, નીચે દર્શાવેલા ભયંકર રોગો ઉત્પન્ન થાય છે. તાવ, ઝાડા, સોજા, શૂળો, પેટ ચઢવું અને નબળાઈ તથા કફવાતજન્ય રોગોમાંથી ઉત્પન્ન થનાર અરુચિ, તંદ્રા (સુસ્તી) અને મોઢામાંથી લાળ છૂટવી વગેરે ઉપદ્રવો સુવાવડી ક્ષીણ, નબળી તથા મંદ જઠરાગ્નિવાળી હોવાને લીધે કૃચ્છ્રસાધ્ય–મટવા મુશ્કેલ થઇ જાય છે. ઉપર વર્ણવેલા સર્વ જ્વરાદિ રોગોને સૂતિકારોગ કહે છે. (તેમાં એક રોગનું પ્રાધાન્ય હોય છે અને બાકીના ઉપદ્રવરૂપ હોય છે.)

इति सूतिकारोगनिदानम्

---

૧ योनिसंवरण=યોનિનું બંધ થવું એ એક રોગ છે. જેનાં લક્ષણો બીજાં આજે ન મળતાં તન્ત્રમાંથી માધવના ટીકાકારે ટીકામાં ઉતાર્યાં છે.

૨ પ્રસૂત થયેલી સ્ત્રીનું પડતું રુધિર અટકાવીને વાયુ હૃદયમાં, માથામાં અને પેડુમાં જે શૂળ ઉત્પન્ન કરે છે, તેને મક્કલ (After-pains) કહે છે. જુઓ–सु.शा.अ.१०.

३ सूतिकारोग=Puerperal Diseases.

## स्तनरोगनिदान[1]

सक्षीरौ वाप्यदुग्धौ वा दोषः प्राप्य स्तनौ स्त्रियः ॥
प्रदूष्य मांसरुधिरे स्तनरोगाय कल्पते ॥ १ ॥
पंचानामपि तेषां हि रक्तजं विद्रधिं विना ॥
लक्षणानि समानानि बाह्यविद्रधिलक्षणैः ॥ २ ॥

વાતાદિ દોષો ગર્ભિણી કિંવા સુવાવડી સ્ત્રીનાં દૂધવાળાં કિંવા દૂધ વગરનાં સ્તનમાં આવી, માંસ અને લોહી બગાડી, સ્તનરોગ ઉત્પન્ન કરે છે. સ્તનરોગ પાંચ પ્રકારના થાય છે; વાતજ, પિત્તજ, કફજ, સન્નિપાતજ અને આગંતુજ. તેમનાં લક્ષણ રકતવિદ્રધિ સિવાયની બીજી બાહ્ય વિદ્રધિનાં લક્ષણો જેવાં થાય છે.

इति स्तनरोगनिदानम्

## स्तन्यरोगनिदान

**સ્તન્યરોગની સંપ્રાપ્તિ**

गुरुभिर्विविधैरन्नैर्दुष्टैर्दोषैः प्रदूषितम् ॥
क्षीरं धात्र्या कुमारस्य नानारोगाय कल्पते ॥ १ ॥

ઘણી જાતનાં ભારે અન્ન ખાવાથી વાતાદિ દોષો દુષ્ટ થઈ, માના દૂધમાં બગાડો કરે છે, જેથી બાળકને ઘણી જાતના રોગો થાય છે.

कषायं सलिलप्लावि स्तन्यं मारुतदूषितम् ॥
कट्वम्ललवणं पीतराजिमत्पित्तसंज्ञितम् ॥ २ ॥
कफदुष्टं घनं तोये निमज्जति सुपिच्छिलम् ॥
द्विलिङ्गं द्वन्द्वजं विद्यात्सर्वलिङ्गं त्रिदोषजम् ॥ ३ ॥

જે ધાવણ તુરું હોય તથા પાણીમાં નાખતાં ઉપર તરે તે વાતદૂષિત (વાયુથી બગડેલું) જાણવું. જે ધાવણ તીખું, ખાટું અને ખારું હોય તથા જેનાપર પીળા રંગની લિટીઓ દેખાય છે, તે પિત્તદૂષિત જાણવું. જે દૂધ ઘટ્ટ તથા ચીકણું હોય તથા પાણીમાં નાખતાં તળીએ બેસે તે કફથી દુષ્ટ થયેલું જાણવું, બંને દોષોનાં લક્ષણો જેમાં દૃષ્ટિએ પડે, તે બે દોષોથી દુષ્ટ જાણવું, અને જેમાં ત્રણે દોષોનાં લક્ષણો જણાય, તે ત્રિદોષદુષ્ટ જાણવું.

**શુદ્ધ દૂધનાં લક્ષણો**

अदुष्टं चाम्बुनिक्षिप्तमेकीभवति पाण्डुरम् ॥
मधुरं चाविवर्णं च तत्प्रसन्नं विनिर्दिशेत् ॥ ४ ॥

જે ધાવણને પાણીમાં નાખતાં પાણી સાથે મળી જાય, સફેદ તથા મધુર હોય, તથા ખરાબ રંગનું ન હોય તે શુદ્ધ જાણવું.

इति स्तन्यरोगनिदानम्

---

1 स्तनरोग=Mastitis.

# बालरोगनिदान[1]

બાળરોગ થવાનું કારણ

त्रिविधः कथितो बालः क्षीरान्नोभयवर्तनः ॥
स्वास्थ्यं ताभ्यामदुष्टाभ्यां दुष्टाभ्यां रोगसंभवः ॥ १ ॥

ધાવણ ઉપર જ રહેનાર, ધાવણ સાથે અન્નનો પણ આહાર કરનાર તથા ફક્ત અન્નાહાર કરનાર એવાં ત્રણ પ્રકારનાં બાળક ગણાય છે. માટે એએય–ધાવણ અને અન્ન અદુષ્ટ–સારાં હોય તો બાળક નીરોગ રહે છે અને ખરાબ હોય તો એથી બાળકને રોગો થાય છે.

वातदुष्टं शिशुः स्तन्यं पिबन्वातगदातुरः ॥
क्षामस्वरः कृशाङ्गः स्याद्बद्धविण्मूत्रमारुतः ॥ २ ॥

વાયુથી દુષ્ટ થયેલું ધાવણ ધાવનાર બાળકને વાતરોગ થાય છે, જેથી બાળકનો અવાજ નબળો થઈ જાય છે, શરીર સૂકાય છે અને મળમૂત્ર તથા અપાન વાયુ કબજ થાય છે.

स्विन्नो भिन्नमलो बालः कामलापित्तरोगवान् ॥
तृष्णालुरुष्णसर्वाङ्गः पित्तदुष्टं पयः पिबन् ॥ ३ ॥

પિત્તથી બગડેલું ધાવણ ધાવનાર બાળકને પિત્તરોગ થાય છે. તેને પરશેવો વળે છે, દસ્ત પાતળો થાય છે, કમલો થાય છે, તરશ લાગે છે અને તેના શરીરનાં બધાં અંગો તપી જાય છે.

कफदुष्टं पिबन् क्षीरं लालालुः श्लेष्मरोगवान् ॥
निद्रार्दितो जडः शूनः शुक्लाक्षश्छर्दनः शिशुः ॥ ४ ॥

કફથી દુષ્ટ થયેલું ધાવણ ધાવનાર બાળકને કફરોગ થાય છે, અને તેના મુખમાંથી લાળ ઘણી ગળે છે. વળી એ ઊંઘ્યા કરે છે, શરીર ભારે થાય છે, સોજા આવે છે; આંખો ધોળી કોડીના જેવી લાગે છે અને ઉલટી થાય છે.

બાળકનું દુઃખ જાણવાના ઉપાયો

शिशोस्तीव्रामतीव्रां च रोदनाल्लक्षयेद्रुजं ॥
स यं स्पृशेद्भृशं देशं यत्र च स्पर्शनाक्षमः ॥ ५ ॥
तत्र विद्याद्रुजं मूर्ध्नि रुजं चाक्षिनिमीलनात् ॥
कोष्ठे विबन्धवमथुस्तनदंशान्त्रकूजनैः ॥ ६ ॥
आध्मानपृष्ठनमनजठरोन्नमनैरपि ॥
वस्तौ गुह्ये च विण्मूत्रसंगोत्रासदिगीक्षणैः ॥ ७ ॥
स्रोतांस्यङ्गानि सन्धींश्च पश्येद्यत्नान्मुहुर्मुहुः ॥

બાળકના રડવા ઉપરથી તેને થતી થોડી કિંવા ઝાઝી વેદના જાણી લેવી. પોતાના શરીરના જે ભાગ ઉપર વારે ઘડીએ હાથ રાખી બાળક રડે અને જે ભાગપર આપણા હાથનો સ્પર્શ કરવા ન દીયે, તે જગાએ તેને કંઈ પણ રોગ છે, એમ જાણવું. જો બાળક

---

१ बालरोग=Diseases of children. १ वा.उ.अ.२ श्लो.१. ५ वा.उ.अ.२ श्लो.५–६. ६,७,८ वा.नि.अ.२ श्लो. ६ थी ८.

આંખ મીંચી રાખે, તો જાણવું કે તેનું માથું દુ:ખે છે. દસ્તની કબજીઅત, ઉલટી, સ્તન કરડવાં, પેટમાં ગડબડાટ, પેટ ચડવું, અને પીઠ તથા પેટનું ઉંચાનીચું થવું એ ઉપરથી તેના કોઠામાં દુ:ખ થાય છે એમ જાણવું. મળમૂત્રની કબજીઆત, ભયથી એકદમ ઉછળવું અને ચારે તરફ જોવું; આ લક્ષણોથી જાણવું કે, બાળકની બસ્તિમાં તથા ગુહ્યસ્થાનમાં પીડા થાય છે. બાળકનાં નાક, મુખ, કાન વગેરે સ્રોતો, હાથપગાદિ અવયવો તથા સાંધાઓ સુજ્ઞ વૈદ્યે વારંવાર તપાસવા.

**કુકૂણકનાં લક્ષણો.**

**कुकूणकः क्षीरदोषाच्छिशूनामेव वर्त्मनि ॥ ८ ॥**
**जायते तेन नेत्रं च कण्डूरं च स्रवेन्मुहुः ॥**
**शिशुः कुर्याल्ललाटाक्षिकूटनासाविघर्षणम् ॥ ९ ॥**
**शक्तो नार्कप्रभां द्रष्टुं न वर्त्मोन्मीलनक्षमः ॥**

કુકૂણક નામનો વ્યાધિ ધાવણના બગાડાથી બાળકોની પાંપણમાં જ થાય છે. તેથી આંખે વલુર છૂટે છે ને નેત્રમાંથી પાણી ટપકયા કરે છે. નેત્રમાં ચળ આવતાં કપાળ, આંખ અને નાકને બાળક ચોળ્યા કરે છે, અને તેનાથી તડકો જોવાતો નથી, તેમ આંખો ઉઘાડી શકાતી નથી.

**પારિગર્ભિકનાં લક્ષણો.**

**मातुः कुमारो गर्भिण्याः स्तन्यं प्रायः पिबन्नपि ॥ १० ॥**
**कासाग्निसादवमथुतन्द्राकार्श्यारुचिभ्रमैः ॥**
**युज्यते कोष्ठवृद्ध्या च तमाहुः पारिगर्भिकम् ॥ ११ ॥**
**रोगं परिभवाख्यं च दद्यात्तत्राग्निदीपनम् ॥**

કોઈ બાળકની મા ફરી ગર્ભિણી થયા છતાં જો બાળકને ધાવણ ન છોડાવતાં ધવરાવવાનું ચાલુ રાખે, તો તેથી તે બાળક ઉધરસ, જઠરાગ્નિની મંદતા, ઉલટી, તંદ્રા, અરુચિ અને ભ્રમથી પીડાય છે, એનું પેટ મોટું થઇ જાય છે, તથા તે (બાળક) અંગે સૂકાઈ જાય છે. આ રોગને પારિગર્ભિક કિંવા પરિભવ (પારુધલો) કહે છે. એના પર અગ્નિદીપન ઔષધ આપવું.

**તાલુકંટકનાં લક્ષણો.**

**तालुमांसे कफः क्रुद्धः कुरुते तालुकण्टकम् ॥ १२ ॥**
**तेन तालुप्रदेशस्य निम्नता मूर्ध्नि जायते ॥**
**तालुपातः स्तनद्वेषः कृच्छ्रात्पानं शकृद्द्रवम् ॥ १३ ॥**
**तृडक्षिकण्ठास्यरुजा ग्रीवादुर्धरता वमिः ॥**

તાલવાના માંસમાં કફ કુપિત થવાથી તાલુકંટક રોગ થાય છે, તેથી તાળવામાં ખાડો પડે છે. આ વ્યાધિ થવાથી બાળક મુખમાં સ્તન લઈ શકતું નથી. મતલબ કે ધાવતું નથી અને કદાચિત્ ધાવે છે તો પણ કષ્ટથી ધાવે છે. તેને પાતળો દસ્ત થાય છે, તરશ લાગે છે, નેત્ર, ગળું અને મુખ દુ:ખે છે, માથું ઝુકી જાય છે અને ધાવણની ઉલટી થાય છે. લોકો આ રોગને ગળુ પડવું કહે છે.

**મહાપદ્મ વિસર્પનાં લક્ષણો.**

**विसर्पस्तु शिशोः प्राणनाशनो बस्तिशीर्षजः ॥ १४ ॥**
**पद्मवर्णो महापद्मो रोगो दोषत्रयोद्भवः ॥**
**शङ्खाभ्यां हृदयं याति हृदयाद्वा गुदं व्रजेत् ॥ १५ ॥**

બાળકના મસ્તક ઉપર કિંવા બસ્તિ ઉપર રતવા નિકળે છે, તેમાંથી ઘણુંકરી તે બચતું નથી. આ રતવા લાલ કમળની કળી જેવો રંગે લાલ હોય છે. આ મહાપદ્મ વિસર્પ ત્રિદોષજ છે અને તે લમણા ઉપર ઉત્પન્ન થઈ ફરતો છાતી સુધી અને કિંવા હૃદયપર થઇ [ ગુદ પર્યંત જાય છે.

**બાળકોને થનારા બીજા વિકાર**

**क्षुद्ररोगे च कथिते त्वजगल्ल्यहिपूतने ॥**
**ज्वराद्या व्याधयः सर्वे महतां ये पुरेरिताः ॥ १६ ॥**
**बालदेहेऽपि ते तद्वद्विज्ञेयाः कुशलैः सदा ॥**

બાળકને થતા અજગલ્લી અને અહિપૂતન રોગો ક્ષુદ્રરોગના નિદાનમાં કહ્યા છે. વળી પહેલાં કહેલા જ્વરાદિ સર્વ રોગો જે મોટા માણસોને થાય છે, તે આ બાળકોને પણ તેવીજ રીતે થાય છે, એમ સમજવું.

**સામાન્ય ગ્રહજુષ્ટનાં લક્ષણો**

**क्षणादुद्विजते बालः क्षणात्त्रस्यति रोदिति ॥ १७ ॥**
**नखैर्दन्तैर्दारयति धात्रीमात्मानमेव च ॥**
**ऊर्ध्वं निरीक्षते दन्तान् खादेत्कूजति जृम्भते ॥ १८ ॥**
**भ्रुवौ क्षिपति दन्तौष्ठं फेनं वमति चासकृत् ॥**
**क्षामोऽति निशि जागर्ति शूनाक्षो भिन्नविट्स्वरः ॥ १९ ॥**
**मांसशोणितगन्धिश्च न चाश्नाति तथा पुरा ॥**
**सामान्यं ग्रहजुष्टानां लक्षणं समुदाहृतम् ॥ २० ॥**

બાળકને ગ્રહની ઝપટ (વળગાડ) લાગવાથી સામાન્ય રીતે નીચેનાં લક્ષણો થાય છે. તે ક્ષણમાં ઉદ્વેગ પામે છે, ક્ષણમાં ત્રાસ પામે છે તથા ક્ષણમાં રડી પડે છે, પોતાના નખ તથા દાંતોથી પોતાને તથા ધાવને વીંખોડા ભરે છે, દાંત કકડાવે છે, ભમર ચડાવે છે, ચીસો પાડે છે, બગાસાં ખાય છે, તેના કપાળપર કરચલિયો પડે છે, તે દાંતથી ઓઠ પીસે છે, તેના મુખમાંથી વારંવાર ફીણ નીકળે છે; તે શરીરે દુર્બળ (કૃશ) થઇ જાય છે. રાત્રે ઉંઘતું નથી, શરીરપર થેથર આવે છે, દસ્ત પાતળો થાય છે, ગળું બેસી જાય છે, શરીરની વાસ રક્ત કે માંસની વાસ જેવી આવે છે, અને અગાઉની પેઠે તે ધાવતું કે ખાતું નથી.

**સ્કન્દગ્રહનાં લક્ષણો**

**एकनेत्रस्य गात्रस्य स्रावः स्पन्दनकम्पनम् ॥**
**ऊर्ध्वं दृष्ट्या निरीक्षेत वक्रास्यो रक्तगन्धिकः ॥ २१ ॥**
**दन्तान् खादति वित्रस्तः स्तन्यं नैवाभिनन्दति ॥**
**स्कन्दग्रहगृहीतानां रोदनं चाल्पमेव च ॥ २२ ॥**

સ્કન્દગ્રહનો વળગાડ જે બાળકને થયો હોય, તેને નીચેનાં લક્ષણો થાય છે. બાળકની એક આંખમાં પાણી ભરાઈ આવે છે, તેનાં અંગો ધ્રુજે છે, તે ઊંચી દૃષ્ટિથી જુએ છે, તેનું મુખ વક્ર થાય છે, રક્તના જેવી તેના શરીરમાંથી દુર્ગંધ આવે છે, તે ત્રાસ પામીને દાંત કકડાવે છે, ધાવતું નથી; અને થોડું રુદન કરે છે.

**સ્કન્દાપસ્મારનાં લક્ષણો.**

नष्टसंज्ञो वमेत् फेनं संज्ञावानतिरोदिति ॥
पूयशोणितगन्धित्वं स्कन्दापस्मारलक्षणम् ॥ २३ ॥

સ્કન્દાપસ્માર(સ્કન્દગ્રહને લીધે આવતી વાઇ)માં બાળક બેશુદ્ધ થઈ જાય છે, ફીણ ઓકે છે, સાવધ થતાં ઘણું રડે છે અને તેના શરીરમાંથી પરુ તથા રક્તની બદબો આવે છે.

**શકુનિગ્રહનાં લક્ષણો.**

त्रस्ताङ्गो भयचकितो विहङ्गगन्धिः
सास्रावव्रणपरिपीडितः समन्तात् ॥
स्फोटैश्च प्रचिततनुः सदाहपाकै-
र्विज्ञेयो भवति शिशुः क्षतः शकुन्या ॥ २४ ॥

શકુનિગ્રહથી પીડિત બાળકનું શરીર ગળી જાય છે, તે ભયથી ચોંકી જાય છે, પક્ષીના જેવી તેના અંગમાંથી દુર્ગંધ આવે છે, તેને ચારેકોર ગુંમડાં થઈ ઉઠે છે, જેમાંથી પરુ નીકળે છે. અથવા દાહ અને પાકવાળા ફોલ્લાથી બધું શરીર ભરાઈ જાય છે.

**રેવતીગ્રહનાં લક્ષણો.**

व्रणैः स्फोटैश्चितं गात्रं पङ्कगन्धमसृक् स्रवेत् ॥
भिन्नवर्चा ज्वरी दाही रेवतीग्रहलक्षणम् ॥ २५ ॥

રેવતીગ્રહના વળગાડથી બાળકનું શરીર વ્રણ અને ફોલ્લાથી છવાય છે, અને તેમાંથી જે રક્ત વહે છે, તેની બદબો કાદવના જેવી આવે છે. તેને ઝાડા થાય છે, તાવ આવે છે અને તેનું શરીર બળે છે.

**પૂતનાગ્રહનાં લક્ષણો.**

अतीसारो ज्वरस्तृष्णा तिर्यक्प्रेक्षणरोदनम् ॥
नष्टनिद्रस्तथोद्विग्नो ग्रस्तः पूतनया शिशुः ॥ २६ ॥

પૂતનાગ્રહની જે બાળકને પીડા થાય છે, તેને ઝાડા આવે છે, તાવ આવે છે, તૃષા લાગે છે, તે વાંકી દૃષ્ટિથી જુએ છે, રડે છે; તેની ઊંઘ ઉડી જાય છે અને તે આકુળવ્યાકુળ થાય છે.

**અંધપૂતનાગ્રહનાં લક્ષણો.**

छर्दिः कासो ज्वरस्तृष्णा वसागन्धोऽतिरोदनम् ॥
स्तन्यद्वेषोऽतिसारश्च अन्धपूतनया भवेत् ॥ २७ ॥

અંધપૂતનાગ્રહની પીડાથી બાળકને ઉલટી, ઉધરસ, તાવ અને તરશ સાથે એના શરીરમાં ચરબી જેવી ગંધ આવે છે અને એ બહુ રડ્યા કરે છે.

**શીતપૂતનાગ્રહનાં લક્ષણો.**

वेपते कासते क्षीणो नेत्ररोगो विगन्धिता ॥
छर्द्यतीसारयुक्तश्च शीतपूतनया शिशुः ॥ २८ ॥

શીતપૂતનાગ્રહની પીડાથી બાળક ધ્રુજે છે, ઉધરસનો ઠાંસો થઈ આવે છે, તે ક્ષીણ થઈ જાય છે, આંખમાં આંખો દુઃખવી વગેરે વિકારો થાય છે, શરીરમાંથી દુર્ગંધ છૂટે છે તથા ઉલટી અને ઝાડા થાય છે.

**મુખમંડિકાગ્રહનાં લક્ષણો.**

प्रसन्नवर्णवदनः शिराभिरिव संवृतः ॥
मूत्रगन्धी च बह्वाशी मुखमण्डिकया भवेत् ॥ २९ ॥

જે બાળકને મુખમંડિકાગ્રહની પીડા થાય છે, તેનું મોઢું ચળકતું દેખાય છે, તેના શરીરની કાંતિ સુંદર દેખાય છે, શરીર ઉપર નસો તરી આવે છે, તેના અંગમાંથી મૂત્રના જેવી વાસ આવે છે અને તે બાળક ઘણું ખાય છે.

નૈગમેયગ્રહનાં લક્ષણો

छर्दिस्पन्दनकण्ठास्यशोषमूर्च्छाविगन्धिताः ॥
ऊर्ध्वं पश्येद्दशेद्दन्तान्नैगमेयग्रहं वदेत् ॥ ३० ॥

નૈગમેય ગ્રહનો બાળકને વળગાડ હોય છે, ત્યારે તેને ઉલટી થાય છે; ધ્રુજારી છૂટે છે, ગળું અને મુખ સુકું પડી જાય છે, મૂર્ચ્છા આવે છે, તેનું અંગ વાસ મારે છે, તે ઉંચું જોયા કરે છે અને દાંત કકડાવે છે.

इति बालरोगनिदानम्

——:o:——

# विषनिदान

વિષની સંખ્યા

स्थावरं जङ्गमं चैव द्विविधं विषमुच्यते ॥
मूलात्मकं तदाद्यं स्यात्परं सर्पादिसंभवम् ॥ १ ॥

સ્થાવર અને જંગમ એવાં બે પ્રકારનાં વિષ થાય છે. મૂલાત્મક (ઝાડનાં મૂળ વગેરે ઝેરી હોય તે) અને ખનિજ તે સ્થાવર, અને સર્પાદિજન્ય જે ઝેર તે જંગમ વિષ જાણવું. (શરીરમાં ખેદ ઉત્પન્ન કરે છે, તેથી તે વિષ કહેવાય છે. દશ પ્રકારનાં, મૂલાત્મક અને સોળ પ્રકારનાં સર્પાદિ વિષ સુશ્રુતે નીચે પ્રમાણે ગણાવ્યાં છે. મૂળ, પત્ર, ફળ, ફુલ, છાલ, લાકડાની અંદરનો ગર, ગુંદર, ધાતુ, (ખનિજ પદાર્થ) અને કંદ એ દશ મૂલાદિ વિષ અને દષ્ટિ, શ્વાસોચ્છ્વાસ, દાંત, નખ, મૂત્ર, મળ, શુક્ર, લાળ, કેશ (વાળ), ચિમટા (ચોંટિયો), અપાનવાયુ, ગુદ, અસ્થિ, પિત્ત, શૂક (એ જાતના જન્તુઓ) અને શબ એ સોળ જંગમ વિષ છે.

જંગમ વિષનાં સામાન્ય લક્ષણો

निद्रां तन्द्रां क्लमं दाहमपाकं रोमहर्षणम् ॥
शोथं चैवातिसारं च कुरुते जङ्गमं विषम् ॥ २ ॥

જંગમ વિષની અસર થવાથી નિદ્રા ઘેન, થાક, (અનાયાસથી લાગતો શ્રમ, બળત્રા, અન્નનો અપચો, રોમાંચ, સોજો અતિસાર વગેરે ઉપદ્રવો થાય છે.

સ્થાવર વિષનાં સામાન્ય લક્ષણો

स्थावरं तु ज्वरं हिक्कां दन्तहर्षं गलग्रहम् ॥
फेनच्छर्द्यरुचिश्वासं मूर्च्छां च कुरुते भृशम् ॥ ३ ॥

સ્થાવર વિષની અસર થવાથી જવર, હેડકી, દાંતનું અંબાઈ જવું, ગળું પકડાઈ જવું, ફીણની ઉલટી, અરુચિ, શ્વાસ અને અત્યંત મૂર્ચ્છા, વગેરે વિકારો થાય છે.

રાજા જેવા મોટા માણસોને તેમના ચાકરો અન્નમાં ઝેર ખવરાવે છે, તે સમયે તે વિષ ખવરાવનારાઓને ઓળખવાનાં લક્ષણો

इङ्गितज्ञो मनुष्याणां वाक्चेष्टामुखवैकृतैः ॥
जानीयाद्विषदातारमेतैर्लिङ्गैश्च बुद्धिमान् ॥ ४ ॥
न ददात्युत्तरं पृष्टो विवक्षुर्मोहमेति च ॥
अपार्थं बहु सङ्कीर्णं भाषते चापि मूढवत् ॥ ५ ॥
हसत्यकस्मात्स्फोटयत्यङ्गुलीर्विलिखेन्महीम् ॥
वेपथुश्चास्य भवति त्रस्तश्चान्योन्यमीक्षते ॥ ६ ॥
विवर्णवक्त्रो ध्यामश्च नखैः किंचिच्छिनत्त्यपि ॥

૪ થી ૮ (અર્ધો શ્લોક) सु.क.अ. १ श्लो. ९.

**आलमेतासनं हीनः करेण च शिरोरुहम् ॥ ७ ॥**
**वर्तते विपरीतं च विषदाता विचेतनः ॥**

ઝેર ખવરાવનાર માણસના બોલવાચાલવાપરથી, તેમ તેની મુખચર્યાપરથી સુજ્ઞ વૈદ્ય નીચે વર્ણવેલાં લક્ષણો ધ્યાનમાં રાખી તેની પરીક્ષા કરવી. વિષ ખવરાવનાર માણુસને કંઈ પૂછતાં તે ઉત્તર આપતો નથી અને જો ઉત્તર આપે છે, તો શું કહેવું? તે તેને સૂઝતું નથી, તેથી બોલતાં વચ્ચે ખમચાઇને મૂઢ પેઠે ઉભો રહે, અથવા વગરઅર્થનું અને અસ્પષ્ટ, મૂઢ પેઠે લાંબું લાંબું બોલી જાય છે; તે એકદમ હસી પડે છે, આંગળીઓના કટાકા ફોડે છે; જમીનપર બેઠો બેઠો લીંટીઓ દોરે છે, ભયથી ધ્રુજે છે, સામું જોયા કરે છે, તેનું મોઢું ફીકું થઈ જાય છે; નખથી તણખલાં તોડે છે, રાંક પેઠે એક જગ્યાપર બેસે છે, પોતાના માથાપર હાથ ફેરવ્યા કરે છે, વારંવાર પાછો ફરીને બેસે છે અને તે ભાન વગરનો થઈ જાય છે.

મૂલાદિ વિષનાં લક્ષણો.

**उद्वेष्टनं मूलविषैः प्रलापो मोह एव च ॥ ८ ॥**
**जृम्भणं वेपनं श्वासो मोहः पत्रविषेण तु ॥**
**मुखशोथः फलविषैर्दाहोऽन्नद्वेष एव च ॥ ९ ॥**
**भवेत्पुष्पविषैश्छर्दिराध्मानं श्वास एव च ॥**
**त्वक्सारनिर्यासविषैरुपयुक्तैर्भवन्ति हि ॥ १० ॥**
**आस्यदौर्गन्ध्यपारुष्यशिरोरुक्कफसंस्रवाः ॥**
**फेनागमः क्षीरविषैर्विड्भेदो गुरुजिह्वता ॥ ११ ॥**
**हृत्पीडनं धातुविषैर्मूर्च्छा दाहश्च तालुनि ॥**
**प्रायेण कालघातीनि विषाण्येतानि निर्दिशेत् ॥ १२ ॥**

મૂળવિષથી હાથ પગમાં ગોટલાં ચઢે છે, રોગી લવરી કરે છે, અને મૂર્ચ્છા પામે છે. પત્રવિષથી બગાસાં આવે છે, ધ્રુજારી છૂટે છે, શ્વાસ ચઢે છે અને મૂર્ચ્છા આવે છે. ફળવિષથી મુખ સુજી જાય છે; બળત્રા થાય છે. અને અન્નપર અભાવો થાય છે. પુષ્પવિષથી ઉલટી થાય છે, પેટ ફૂલી આવે છે અને શ્વાસ ચઢે છે. છાલ, લાકડાનો સાર અને ગુંદરનાં ઝેરથી મુખ દુર્ગંધ મારે છે, શરીર ખડબચડું બને છે, માથું દુખે છે અને મુખમાર્ગે કફનો સ્રાવ થાય છે. ક્ષીરવિષથી મુખમાં ફીણ નીકળે છે, દસ્ત થાય છે અને જીભ જડ થઈ જાય છે. ધાતુવિષથી હૃદયમાં વેદના થાય છે, મૂર્ચ્છા આવે છે અને તાળવું બળે છે. આ બધાં વિષો મોટે ભાગે પ્રાણઘાતક છે.

વિષલિપ્ત શસ્ત્રપ્રહારનાં લક્ષણો.

**सद्यः क्षतं पच्यते यस्य जन्तोः स्रवेद्रक्तं पच्यते चाप्यभीक्ष्णम्**
**कृष्णीभूतं क्लिन्नमत्यर्थपूति क्षतान्मांसं शीर्यते यस्य चापि १३**
**तृष्णा मूर्च्छा ज्वरदाहौ च यस्य दिग्धाहतं मनुजं तं व्यवस्येत्**
**लिङ्गान्येतान्येव कुर्यादमित्रैर्व्रणे विषं यस्य दत्तं प्रमादात् १४**

---

८ थी १२ सु.क.अ.२ श्लो.५६.

જે માણસને હથિયારનો જખમ તરત પાકી આવે છે, તેમાંથી (જખમમાંથી) લોહી વહે છે, જખમ ફરી ફરી પાકી આવે છે, તેમાંથી કાળું, સડી ગયેલું અને દુર્ગંધયુક્ત માંસ ટૂટી પડે છે; વળી જે તૃષા, મૂર્ચ્છા, જ્વર અને બળત્રાથી પીડાય છે; તેને ઝેરપાયેલાં શસ્ત્રનો જખમ થયો છે એમ જાણવું. કપટ કરીને શત્રુએ જો કોઇના વ્રણમાં વિષ નંખાવ્યું હોય તો તે વ્રણનાં લક્ષણો પણ વિષલિપ્તશસ્ત્રના જખમનાં ઉપર વર્ણવેલાં લક્ષણો જેવાં જ થાય છે.

**જેણે ઝેર પીધું હોય તેનાં લક્ષણો**

**सपीतं गृहधूमाभं पुरीषं योऽतिसार्यते ॥**
**फेनमुद्वमते चापि विषपीतं तमादिशेत् ॥ १५ ॥**

જેને પીળા તથા ઘરના ધુંવાડા જેવા ઝાડા વારંવાર થાય તથા ફીણની ઉલટી થાય તે માણસે ઝેર પીધું છે, એમ જાણવું.

**સર્પવિષ**

**वातपित्तकफात्मानो भोगिमण्डलिराजिलाः ॥**
**यथाक्रमं समाख्याता व्यन्तरा द्वन्द्वरूपिणः ॥ १६ ॥**
**दंशो भोगिकृतः कृष्णः सर्ववातविकारकृत् ॥**
**पीतो मण्डलिजः शोथो मृदुः पित्तविकारवान् ॥ १७ ॥**
**राजिलोत्थो भवेद्दंशः स्थिरशोथश्च पिच्छिलः ॥**
**पाण्डुः स्निग्धोऽतिसान्द्रासृक् सर्वश्लेष्मविकारवान् ॥१८॥**

ભોગી, મંડલી અને રાજીલ, એ ત્રણ જાતના સર્પ અનુક્રમે વાત, પિત્ત અને કફપ્રકૃતિના છે; અને જે સર્પ દ્વ્યંતર, એટલે વાત અને પિત્ત પ્રકૃતિના બે સર્પના સંયોગમાંથી પેદા થાય છે, તેમાં તે બંને દોષોનાં લક્ષણો દષ્ટિએ પડે છે. (જેમ કે કૃષ્ણ સર્પ અને મંડલિનીથી (મંડલિની માદાથી) થયેલો સર્પ, વાત પિત્ત પ્રકૃતિનો જાણવો. આવી રીતે મિશ્ર જાતિના બીજા સર્પ કલ્પી લેવા. ફણાથી માંડીને રંગે કાળો હોય તે ભોગી, જેનાં શરીર ઉપર નોખી જાતનાં ચિહ્ન હોય તે મંડલી અને જેના શરીર ઉપર રંગ બેરંગી લિંટાઓ હોય તે રાજીલ.)

ભોગી સર્પનો કરેલો દંશ કાળા રંગનો અને બધી જાતના વાતવિકાર ઉત્પન્ન કરનારો હોય છે. મંડલી સાપનો દંશ પીળો, સોજાવાળો, પોચો અને પિત્તવિકાર કરનારો હોય છે; અને રાજીલ સાપના દંશથી સ્થિર, સફેદ રંગનો અને ચીકણો સોજો થાય છે. તેમાંથી (દંશમાંથી) જાડું રક્ત નીકળે છે અને તેને લીધે બધી જાતના કફવિકાર લાગુ પડે છે.

**જુદી જુદી જગ્યા-પર અને ભિન્નભિન્ન નક્ષત્રોમાં થયલા સર્પદંશનાં અસાધ્ય લક્ષણો**

**अश्वत्थदेवायतनश्मशानवल्मीकसन्ध्यासु चतुष्पथेषु ॥**
**याम्ये च दष्टाः परिवर्जनीया ऋक्षे शिरामर्मसु ये च दष्टाः**

પીપળાની પાસે, મંદિરોમાં, શ્મશાનમાં, રાફડા ઉપર, સંધ્યાકાળે, ચકલામાં, (જ્યાં ચાર રસ્તા એકઠા થતા હોય ત્યાં) ભરણીનક્ષત્રમાં (તથા આર્દ્રા, આશ્લેષા, મઘા, મૂળ અને કૃત્તિકામાં, અને શિરામર્મમાં—એટલે મોટી નાડીપર મર્મસ્થાનમાં જેને સર્પદંશ થયો હોય તે માણસનો વૈદ્યે ત્યાગ કરવો.

सर्पदंशनां असाध्य लक्षणो.

दर्वीकराणां विषमाशुघाति सर्वाणि चोष्णे द्विगुणीभवन्ति॥
अजीर्णपित्तातपपीडितेषु बालेषु वृद्धेषु बुभुक्षितेषु ॥ २० ॥
क्षीणक्षते मेहिनि कुष्ठदुष्टे रूक्षेऽबले गर्भवतीषु चापि ॥
शस्त्रक्षते यस्य न रक्तमेति राज्यो लताभिश्च न संभवन्ति॥
शीताभिरद्भिश्च न रोमहर्षो विषाभिभूतं परिवर्जयेत्तम् ॥
जिह्मं मुखं यस्य च केशशातो नासावसादश्च सकण्ठभङ्गः
रक्तः सकृष्णः श्वयथुश्च दंशे हन्वोः स्थिरत्वं च विवर्जनीयः
वर्तिर्घना यस्य निरेति वक्त्राद्रक्तं स्रवेदूर्ध्वमधश्च यस्य ।२३।
दंष्ट्राभिघाताश्चतुरश्च यस्य तं चापि वैद्यः परिवर्जयेत्तु ॥
उन्मत्तमत्यर्थमुपद्रुतं वा हीनस्वरं चाप्यथवा विवर्णम् ।२४।
सारिष्टमत्यर्थमवेगिनं च जह्यान्नरं तत्र न कर्म कुर्यात् ॥

દર્વીકર—ફણાવાળા—સર્પોનું ઝેર તત્કાળ જીવ લે છે, અને બધાં ઝેરાની અસર ઉષ્ણ પદાર્થોથી બમણી થાય છે.

અજીર્ણ, પિત્ત અને તડકાથી પીડા પામેલાને, બાળકને, વૃદ્ધને, ભૂખ્યાને, ક્ષતથી ક્ષીણ થયેલાને, પ્રમેહના દરદીને, કોઢીઆને, સૂકાયલાને, નબળાં માણસને અને ગર્ભિણીને સર્પદંશ થતાં તેમનો તત્કાળ જીવ જાય છે.

શસ્ત્રનો ઘા કરતાં જેના શરીરમાંથી રક્ત નીકળતું નથી, ચાબૂક મારતાં જેના અંગપર સોળ ઉઠતા નથી કિંવા ટાઢું પાણી નાંખતાં જેનાં રૂંવાટાં ઉભાં થતાં નથી, આવા માણસનું ઝેર ઉતારવાની નકામી ખટપટ કરવી નહિ.

જે માણસનું મુખ ઝેર ચઢવાથી વાંકું થઇ ગયું હોય, જેના વાળ ખેંચતાં વાળ મૂળમાંથી ઉપડી આવે, નાકની અણી વાંકી થઇ જાય, ડોકનો કાંટો ખડી જાય, ડંખની જગ્યાપર દાઢ બેસી કાળાશ પડતો રાતો સોજો આવ્યો હોય, તથા બન્ને જડબાં સજ્જડ થઇ જાય, તે માણસના જીવવાની આશા છોડી દેવી.

જેના મોઢામાંથી જાડી લાળની વાટ નીકળે છે અને નાક, મુખ અને ગુદામાંથી લોહી નીકળે છે, વળી જેને ચાર દાંત લાગ્યા હોય છે, તેના બચવાની આશા ન રાખવી. વળી જે માણસ ઝેરની અસરથી અત્યંત ગાંડો થઇ ગયો હોય, જેને તાવ, ઝાડા જેવા ઉપદ્રવો થયા હોય, જેનો અવાજ બેસી ગયો હોય, જેની ચામડીનો રંગ ફરી ગયો હોય, શરીર ઉપર બીજાં અરિષ્ટ ચિહ્નો દેખાતાં હોય તથા જેને ઝાડાપેશાબનો વેગ બીલકુલ થતો ન હોય તેના જીવવાની આશા છોડી દેવી. એના ઉપર ઝેર ઉતારવાના ઉપચારો ન કરવા.

દૂષી વિષ

जीर्णं विषघ्नौषधिभिर्हतं वा दावाग्निवातातपशोषितं वा ॥
स्वभावतो वा गुणविप्रहीनं विषं हि दूषीविषतामुपैति ॥

---

२५ थी ३२ सु.क.अ. २ श्लो. ९ थी ११.

જૂનું થયેલું, વિષઘ્ન (ઝેર મારવાવાળાં) ઔષધથી હતવીર્ય થયેલું, દાવાનળ, વાયરો કે તડકાથી સૂકાઈ ગયેલું, કિંવા સ્વભાવથી જ ઓછા ગુણવાળું (સ્થાવર જંગમાત્મક) વિષ, દૂષી વિષ ગણાય છે.

**દૂષી વિષનાં લક્ષણો.**

**वीर्याल्पभावान्न निपातयेत्तत्कफान्वितं वर्षगणानुबन्धि २६**
**तेनार्दितो भिन्नपुरीषवर्णो वैगन्ध्यवैरस्ययुतः पिपासी ॥**
**मूर्च्छां भ्रमं गद्गदवाग्वमिं च विचेष्टमानोऽरतिमाप्नुयाद्वा॥२७**

દૂષી વિષ અલ્પ ગુણવાળું હોવાને લીધે તથા કફયુક્ત હોવાથી જીવઘાતક થતું નથી, પણ એની અસર વર્ષોનાં વર્ષ સુધી વળગી રહે છે. તેવા વિષથી પીડિત માણસને ઝાડા થાય છે, તેનો રંગ બદલાઈ જાય છે, તેનું મુખ બદબો મારે છે, તથા સ્વાદ વગરનું થઈ જાય છે, તેને વારંવાર તરશ લાગે છે, મૂર્ચ્છા આવે છે; ભ્રમણા થાય છે, તે બોલતાં અચકાય છે, ઉલટી કરે છે, ચાળા કરે છે અને બેચેન રહ્યા કરે છે.

**સ્થાનભેદથી તેનાં જૂદાં જૂદાં લક્ષણો.**

**आमाशयस्थे कफवातरोगी पक्वाशयस्थेऽनिलपित्तरोगी ॥**
**भवेत्समुद्ध्वस्तशिरोरुहाङ्गो विलूनपक्षस्तु यथा विहङ्गः॥२८॥**

દૂષી વિષ જો આમાશયમાં હોય તો કફવાતજન્ય રોગ થાય છે, પકવાશયમાં (પેટમાં) ઉતરતાં વાતપિત્તજન્ય રોગ થાય છે અને તેના માથાપરના વાળ ખરી પડવાથી પાંખો તોડી નાંખેલા પક્ષીના જેવો તે દેખાય છે.

**રસાદિ ધાતુગત દૂષી વિષનાં લક્ષણો.**

**स्थितं रसादिष्वथवा यथोक्तान्करोति धातुप्रभवान्विकारान्**
**कोपं च शीतानिलदुर्दिनेषु यात्याशु पूर्वं शृणु तस्य लिङ्गम्**
**निद्रागुरुत्वं च विजृम्भणं च विश्लेषहर्षावथवाङ्गमर्दः ॥**
**ततः करोत्यन्नमदाविपाकावरोचकं मण्डलकोठजन्म ॥३०॥**
**मांसक्षयं पादकरप्रशोथं मूर्च्छां तथा छर्दिमथातिसारम् ॥**
**दूषीविषं श्वासतृषाज्वरांश्च कुर्यात्प्रवृद्धिं जठरस्य चापि३१**
**उन्मादमन्यज्जनयेत्तथान्यदानाहं तथान्यत्क्षपयेच्च शुक्रम् ॥**
**गाद्गद्यमन्यज्जनयेच्च कुष्ठं तांस्तान्विकारांश्च बहुप्रकारान् ३२**

રસાદિ ધાતુમાં આ વિષનો પ્રવેશ થતાં, તે તે ધાતુના વિકાર થાય છે. અને ટંડીમાં વાયુ (પવનના ઝપાટા)માં અને વાદળાં ચઢયાં હોય, તે સમયે તે જલદીથી કુપિત થાય છે, તેનાં લક્ષણો સાંભળો:—

દૂષી વિષની અસરથી પહેલાં નીચેનાં લક્ષણો થાય છેઃ ઉંઘ આવે છે, શરીર ભારે લાગે છે, બગાસાં આવે છે, રોમાંચ થાય છે, અને ડીલ ભાંગે છે. પછી જમ્યા પછી મદ થવો, અન્નનો અપચો થવો, અન્નપર અરુચિ થવી, શરીરપર ઢીમણાં ઉઠી આવવાં, માંસ ગળવું, હાથ પગ સૂજી આવવા, તથા મૂર્ચ્છા ઉલટી, ઝાડો, શ્વાસ, તૃષા, જ્વર, અને ઉદરરોગ વગેરે ઉપદ્રવો થાય છે. આ ઉપરાંત બીજા ઘણી જાતના વિકારો થાય છે. જેમકે

કોઇની અસરથી ઉન્માદરોગ થાય છે, કોઇથી બળત્રા થાય છે, કોઇથી નપુંસકપણું પ્રાપ્ત થાય છે, કોઇથી ઉચ્ચાર સ્પષ્ટ થતો નથી; તો કોઇની અસરથી કુષ્ઠ, વિસર્પ, તથા વિસ્ફોટકાદિ અનેક પ્રકારના રોગો થાય છે.

**દૂષી વિષની સમજ**

**दूषितं देशकालान्नदिवास्वप्नैरभीक्ष्णशः ॥**
**यस्मात्संदूषयेद्धातूंस्तस्माद्दूषीविषं स्मृतम् ॥ ३३ ॥**

દેશ, કાળ, અન્ન અને દિવસે સૂવાથી વારંવાર દૂષિત થયેલું વિષ ધાતુઓને દુષ્ટ કરે છે, માટે તેને દૂષી વિષ કહે છે.

**કૃત્રિમ ઝેરનાં લક્ષણો.**

**सौभाग्यार्थं स्त्रियः स्वेदं रजो नानाङ्गजान्मलान् ॥**
**शत्रुप्रयुक्तांश्च गरान्प्रयच्छन्त्यन्नमिश्रितान् ॥ ३४ ॥**
**तैः स्यात्पाण्डुः कृशोऽल्पाग्निर्ज्वरश्चास्योपजायते ॥**
**मर्मप्रधमनाध्मानं हस्तयोः शोथलक्षणम् ॥ ३५ ॥**
**जठरं ग्रहणीदोषो यक्ष्मगुल्मक्षयज्वराः ॥**
**एवंविधस्य चान्यस्य व्याधेर्लिङ्गानि दर्शयेत् ॥ ३६ ॥**

પોતાના હાથમાં સત્તા કિંવા માલમત્તા આવે, એવી ધારણાથી અથવા શત્રુઓની શીખવણીથી કેટલીક દુષ્ટ સ્ત્રીઓ પોતાના પતિને ઝેરી જન્તુઓનો પરસેવો, કોઈ ઝેરી દવાનું ચૂર્ણ અથવા પરસેવો, આર્તવ વગેરે પોતાના શરીરના જુદા જુદા ભાગનો મેલ અન્નમાં ખવરાવે છે, અથવા શત્રુએ આપેલાં ઝેરને પણ અન્નમાં મેળવીને ખવરાવે છે, આ ઝેરની અસરથી માણસ ફીકો થઈ જાય છે, સૂકાઈ જાય છે, તેનો જઠરાગ્નિ મંદ થાય છે, તેના મર્મસ્થાનોમાં દુઃખ થાય છે, તેનું પેટ ચઢે છે, હાથપગ ઉપર સોજા આવે છે તથા ઉદરરોગ, ક્ષય, ગુલ્મ, ક્ષયજન્ય જ્વર વગેરે રોગોના તથા એવી જાતના બીજા વ્યાધિઓનાં લક્ષણો થાય છે.

**ઝેરનાં સાધ્યાસાધ્ય લક્ષણો**

**साध्यमात्मवतः सद्यो याप्यं संवत्सरोषितम् ॥**
**दूषीविषमसाध्यं तु क्षीणस्याहितसेविनः ॥ ३७ ॥**

પથ્ય પાળનાર જીતેંદ્રિય માણસના પેટમાં ગયેલા દૂષી વિષ ઉપર તરત ઉપાય કરવામાં આવે તો એ સાધ્ય થાય છે; પણ ઝેર ખાધા પછી ઓષડના ઉપચાર વગર એક વર્ષ વહી જાય તો ઝેરની અસર યાપ્ય થઈ જાય છે. અને ક્ષીણ તથા પથ્ય નહિ રાખનારને તો તે અસાધ્ય થઈ પડે છે.

**લુતા (કાંમળા)ના વિષની ઉત્પત્તિ**

**यस्माल्लूनं तृणं प्राप्ता मुनेः प्रस्वेदबिन्दवः ॥**
**तस्माल्लूताः प्रभाष्यन्ते संख्यया तास्तु षोडश ॥ ३८ ॥**

વિશ્વામિત્ર રાજાએ વસિષ્ઠની કામધેનુ પરાણે લેઈ લેવા માંડ્યાથી વસિષ્ઠ ઋષિને ક્રોધ આવ્યો અને તેના ક્રોધથી તેમના કપાળપર પરસેવાનાં બિંદુઓ બાઝયાં. તે પાસે કાપેલા ઘાસપર પડ્યાં તેમાંથી લુતા (ઝેરી કરોળીયા) નામના ઝેરી જીવડાઓ થયા જેની બધી

---

३३ सु. क. अ. २ श्लो. १२. ३७ सु. क. अ. २ श्लो. १९. ३८ सु. क. अ. ८ श्लो. ४४.

મળી સોળ જાતો છે. (આ સોળ લૂતાઓનાં નામો નીચે પ્રમાણે છેઃ–ત્રિમંડલા, શ્વેતા, કપિલા, પીતકા, લાલાવિષા, મૂત્રવિષા, રક્તા, કર્દિના, સૌનેર્ણિકા, લાજવર્ણા, જાલિની, એકપદી, કૃષ્ણા, અગ્નિવક્ત્રા, કાણ્ડા અને માલાગુણી. सु.क.अ.૮).

લૂતાના દંશનાં સામાન્ય લક્ષણો.

**ताभिर्दष्टे दंशकोथः प्रवृत्तिः क्षतजस्य च ॥**
**ज्वरो दाहोऽतिसारश्च गदाः स्युश्च त्रिदोषजाः ॥ ३९ ॥**
**पिडका विविधाकारा मण्डलानि महान्ति च ॥**
**शोथा महान्तो मृदवो रक्ताः श्यावाश्चलास्तथा ॥ ४० ॥**
**सामान्यं सर्वलूतानामेतद्दंशस्य लक्षणम् ॥**

લૂતાનો દંશ થતાં તે ભાગ સડે છે અને તેમાંથી રક્ત વહે છે. જ્વર, દાહ, અતિસાર, બીજા ત્રિદોષજ રોગો અને ઘણી જાતના ફોલ્લા તથા મોટાં ચકદળો તેમ જ પોચો, રાતો, લીલો, આશમાની અને ચંચળ એવો મોટો સોજો વગેરે લક્ષણો થાય છે. બધી જાતની લૂતાના દંશનાં ઉપલાં સામાન્ય લક્ષણો જાણવાં.

દૂષીવિષ લૂતાના દંશનાં લક્ષણો.

**दंशमध्ये तु यत्कृष्णं श्यावं वा जालकावृतम् ॥ ४१ ॥**
**दग्धाकृति भृशं पाकं क्लेदकोथज्वरान्वितम् ॥**
**दूषीविषाभिर्लूताभिस्तद्दष्टमिति निर्दिशेत् ॥ ४२ ॥**

જે દંશની ( કરડેલા ભાગની ) વચ્ચેનો ભાગ કાળો કિંવા લીલો કે આસમાની તથા જાળાંથી વીંટાયલો અને બળ્યા જેવો હોય છે, જે જલદીથી પાકે છે અને જેમાંથી સડેલું ચીકણું પાણી વહે છે, વળી જેને લીધે તાવ આવે છે, તે દંશ દૂષીવિષ લૂતાનો છે એમ જાણવું.

પ્રાણહર લૂતાના દંશનાં લક્ષણો.

**शोथाः श्वेताःसिता रक्ताः पीताः सपिटिका ज्वराः ॥**
**प्राणान्तिकाभिर्जायन्ते दाहहिक्काशिरोग्रहाः ॥ ४३ ॥**

આઠ અસાધ્ય લૂતાઓ જે જીવલેણ છે તેના દંશથી ધોળો, કાળો, રાતો કે પીળો સોજો થાય છે, ફોડલા સાથે તાવ આવે છે તથા બળત્રા, હેડકી અને માથાના દુઃખાવાથી પીડાઇને એ રોગી મરી જાય છે.

ઉંદરના દૂષીવિષનાં લક્ષણો

**आदंशाच्छोणितं पाण्डुमण्डलानि ज्वरोऽरुचिः ॥**
**लोमहर्षश्च दाहश्चाप्याखुदूषीविषार्दिते ॥ ४४ ॥**

ઝેરી ઊંદર કરડતાં દંશમાંથી રક્ત વહે છે, દંશ તથા શરીરપર સફેદ કુંડાળાં ઉઠે છે, અન્નપર અરુચિ થાય છે, રુવાં ઉભાં થાય છે અને બળત્રા થાય છે.

પ્રાણહર ઉંદરના વિષનાં લક્ષણો

**मूर्च्छाङ्गशोथवैवर्ण्य क्लेदो मन्दश्रुतिर्ज्वरः ॥**
**शिरोगुरुत्वं लालासृक्छर्दिश्चासाध्यमूषिकैः ॥ ४५ ॥**

---

૩૯ થી ૪૧ सु.क.अ.૮ श्लो. ૪૯,૫૦. ૪૧ થી ૪૩ च.चि.अ.२५ श्लो. १४२ થી १४४. ૪૪ થી ૪૮ च.चि.अ. २५ श्लो. १४५ થી १४९.

પ્રાણહર ઝેરી ઉંદરના કરડવાથી મૂર્ચ્છા આવે છે. (ઉંદરના આકારનો) સોજો ચઢે છે, શરીરનો રંગ બગડે છે, દંશમાં સડો થાય છે, કાને થોડું સંભળાય છે, તાવ આવે છે; મસ્તક ભારે થાય છે અને લાળ અને લોહીની ઉલટી થાય છે.

**કૃકલાસ (કાકીડા)ના કરડનાં લક્ષણો**

**कार्ष्ण्यं श्यावत्वमथवा नानावर्णत्वमेव च ॥**
**व्यामोहो वर्चसो भेदो दष्टे स्यात्कृकलासकैः ॥ ४६ ॥**

કાકીડો કરડતાં શરીરનો વર્ણ કાળો, આશમાની કિંવા જૂદા જૂદા પ્રકારનો થાય છે. અને રોગીને ભ્રમ તથા ઝાડા થાય છે.

**વૃશ્ચિક (વીંછી)ના વિષનાં લક્ષણો**

**दहत्यग्निरिवादौ तु भिनत्तीवोर्ध्वमाशु वै ॥**
**वृश्चिकस्य विषं याति पश्चाद्दंशेऽवतिष्ठति ॥ ४७ ॥**

વિંછીનો આંકડો લાગતાંની સાથે જ દેવતાથી બળ્યા જેવી આગ ઉઠે છે, તે જગો ફાટી જતી હોય તેમ લાગે છે. પછી વેદના ઉપર ચઢે છે અને ડંખની જગ્યાએ ચણચણાટ રહે છે.

**અસાધ્ય લક્ષણો**

**दष्टोऽसाध्यस्तु हृद्घ्राणरसनोपहतो नरः ॥**
**मांसैः पतद्भिरत्यर्थं वेदनार्तो जहात्यसून् ॥ ४८ ॥**

હૃદય, નાક અને જીભ, એ જગ્યાએ વિંછીનો ચટકો થતાં માંસ ગળી જઈ અત્યંત વેદના ભોગવતાં માણસ પ્રાણમુક્ત થાય છે.

**કણભ (એક જાતના કીડાઓ)નાં કરડનાં લક્ષણો**

**विसर्पः श्वयथुः शूलं ज्वरश्छर्दिरथापि वा ॥**
**लक्षणं कणभैर्दष्टे दंशश्चैवावशीर्यते ॥ ४९ ॥**

કણભ નામની એક જાતની માંખી કરડવાથી રતવા, સોજો, શૂળ, તાવ અને ઉલટી વગેરે લક્ષણો થાય છે અને દંશ થયેલી જગ્યાએથી માંસ વગેરે છુટું પડી જાય છે.

**ઉચ્ચિટિંગ વિષનાં લક્ષણો**

**हृष्टरोमोच्चिटिङ्गेन स्तब्धलिङ्गो भृशार्तिमान् ॥**
**दष्टः शीतोदकेनैव सिक्तान्यङ्गानि मन्यते ॥ ५० ॥**

ઉચ્ચિટિંગનો દંશ થતા અંગપર રુંવાડાં ઉભાં થાય છે, શિશ્ન અક્કડ બની જાય છે, ઘણી વેદના થાય છે અને આખા શરીરપર શીતળ જળ રેડયું હોય એવું લાગે છે. ઉચ્ચિટિંગ (વિંછીની એક જાત)ને ઉષ્ટ્રધૂમ પણ કહે છે.

**દેડકાના વિષનાં લક્ષણો**

**एकदंष्ट्रार्दितः शूनः सरुजः पीतकः सतृट् ॥**
**छर्दिर्निद्रा च सविषैर्मण्डूकैर्दष्टलक्षणम् ॥ ५१ ॥**

ઝેરી દેડકું કરડતાં તેનો દાંત જે જગ્યાપર લાગે છે, તેપર પીળો સોજો આવે છે, તે દુઃખે છે અને તૃષા, ઉલટી અને ભ્રમ વગેરે ઉપદ્રવો થાય છે.

**સવિષ માછલાંના કરડનાં લક્ષણો**

**मत्स्यास्तु सविषाः कुर्युर्दाहं शोथं रुजं तथा ॥**

વિષવાળું માછલું કરડતાં દાહ, સોજો અને શૂળ થાય છે.

**ઝેરી જળોના કરડનાં લક્ષણો**

**कण्डूं शोथं ज्वरं मूर्च्छां सविषास्तु जलौकसः ॥ ५२ ॥**

વિષવાળી જળો વળગતાં વલૂર, સોજો, જ્વર અને મૂર્ચ્છા જેવ ઉપદ્રવો થાય છે.

**ગૃહગોધિકા (ઢેઢ-ગરોળી)ના વિષ-નાં લક્ષણો**

**विदाहं श्वयथुं तोदं स्वेदं च गृहगोधिका ॥**

ઢેઢ ગરોળીના ઝેરથી બળત્રા થાય છે, સોજો ચઢે છે, સોયો ભોંચ્યા જેવી પીડા થાય છે અને પરસેવો ઘણો આવે છે.

**શતપદી (કાન-ખજુરા)ના વિષ-નાં લક્ષણો**

**दंशे स्वेदं रुजं दाहं कुर्याच्छतपदीविषम् ॥ ५३ ॥**

કાનખજુરો કરડતાં દંશની જગ્યાપર પરસેવો વળે છે, પીડા થાય છે અને બળત્રા થાય છે.

**મશક (મચ્છર)ના દંશનાં લક્ષણો**

**कण्डूमान्मशकैरीषच्छोथः स्यान्मन्दवेदनः ॥**
**असाध्यकीटसदृशमसाध्यं मशकक्षतम् ॥ ५४ ॥**

મચ્છર ડંખતાં ડંખની જગ્યાપર જે સોજો આવે છે, તેમાં વલૂર આવે છે અને લગાર પીડા થાય છે.

પર્વતપર જે ઝેરી ડાંસ કિંવા મચ્છર થાય છે, તેનો કરેલો ડંખ અસાધ્ય કીડાના ડંખની પેઠે અસાધ્ય થાય છે.

**સવિષ માખીના દંશનાં લક્ષણો**

**सद्यः प्रस्राविणी श्यावा दाहमूर्च्छाज्वरान्विता ॥**
**पिटिका मक्षिकादंशे तासां तु स्थगिकाऽसुहृत् ॥ ५५ ॥**

ઝેરી માંખના ડંખની જગ્યાપર કાળી ફોલ્લી ઉઠે છે, તે તરત વહે છે, તે જગ્યાપર બળત્રા થાય છે તથા મૂર્ચ્છા અને તાવ આવે છે. તે માંખોમાં સ્થગિકા નામની મક્ષિકા જીવ લેનારી છે.

**નખ અને દાંતનાં સાધારણ વિષનાં લક્ષણો**

**चतुष्पद्भिर्द्विपद्भिर्वा नखदन्तविषं च यत् ॥**
**शूयते पच्यते चापि स्रवति ज्वरयत्यपि ॥ ५६ ॥**

ચાર પગવાળાં અને બે પગવાળાં પ્રાણીઓના નખ અને દાંતનાં ઝેરથી સોજો આવે છે, ક્ષત થયેલો ભાગ પાકે છે, તેમાંથી રસી વહે છે અને તાવ આવે છે.

**વિષ ઉતર્યાનાં લક્ષણો**

**प्रशान्तदोषं प्रकृतिस्थधातुमन्नाभिकांक्षं सममूत्रविट्कम् ॥**
**प्रसन्नवर्णेन्द्रियचित्तचेष्टं वैद्योऽवगच्छेदविषं मनुष्यम् ॥५७॥**

જ્યારે દોષો શાંત થઈ જાય, રસ રક્તાદિ ધાતુઓની સ્થિતિ નિરોગ અવસ્થામાં જેવી હતી તેવી પાછી થાય, અન્ન ઉપર રુચિ થાય. મળમૂત્રાદિ નિયમસર બરાબર થાય, શરીરનો રંગ, ઇંદ્રિયો અને મનનો વ્યાપાર (વિચાર) શુદ્ધ થાય, ત્યારે વૈદ્યે જાણવું કે ઝેર તદ્દન ઉતરી ગયું છે.

इति विषनिदानम्



## રોગની પરીક્ષા

**दर्शनस्पर्शनप्रश्नैः परीक्षा त्रिविधा मता ॥**
**वयोवर्णशरीराणामिन्द्रियाणां च दर्शनात् ॥ ५८ ॥**

દરદીને જોવાથી, અડવાથી અને પૂછવાથી એ રીતે ત્રણ પ્રકારની પરીક્ષા થાય છે. વળી ઉમ્મર, વર્ણ, શરીર અને ઇંદ્રિયોને જોઇને પણ પરીક્ષા થાય છે.

## ગ્રન્થકારનો આશીર્વાદ

**सुभाषितं यत्र यदस्ति किञ्चित् तत्सर्वमेकीकृतमत्र यत्नात् ॥**
**विनिश्चये सर्वरुजां नराणां श्रीमाधवेनेन्दुकरात्मजेन ॥५९॥**

મનુષ્યોના રોગોનો નિશ્ચય કરવામાં ઉપયોગી, જે જે જગાએ, કાંઇ પણ સુભાષિત જોવામાં આવ્યું, તે સર્વેનો આ જગોએ ઇંદુકરના પુત્ર શ્રીમાધવે યત્ન કરીને સંગ્રહ કર્યો છે.

**यत्कृतं सुकृतं किञ्चित्कृत्वैनं रुग्विनिश्चयम् ॥**
**मुञ्चन्तु जन्तवस्तेन नित्यमातङ्कसन्ततेः ॥ ६० ॥**

આ રુગ્વિનિશ્ચય નામનો ગ્રન્થ કરીને મેં જે કાંઇ સત્કૃત્ય કર્યું હોય તેથી મનુષ્યો નિરંતર રોગના સમૂહથી મુક્ત થાઓ, (એવો મારો આશીર્વાદ છે.)

**इति माधवनिदानं समाप्तम् ।**

———:o:———

## परिशिष्ट

**શ્રી માધવાચાર્યે** ન કહેલ એવાં લોકોપયોગી કેટલાંક નિદાનો છે; તે બીજા ગ્રંથોમાંથી લઇ અહીં લખ્યા છે.

## षांढ्य[1] (નપુંસકપણાનું) निदान

**આસેક્ય નપુંસકનાં લક્ષણો** — **पित्रोरत्यल्पबीजत्वादासेक्यः पुरुषो भवेत् ॥**
**स शुक्रं प्राश्य लभते ध्वजोच्छ्रायमसंशयम् ॥ १ ॥**

માબાપના થોડા બીજથી જે ગર્ભ રહે છે, તે ગર્ભથી ઉત્પન્ન થયેલો પુરુષ આસેક્ય નામનો ષંઢ થાય છે, તે ષંઢ જ્યારે પોતાના મોઢામાં બીજા પાસે મૈથુન કરાવી શુક્રને ગળે છે, ત્યારે તેનું ઉપસ્થ ઉભું થાય છે. આ ષંઢનું બીજું નામ મુખયોનિ છે.

**સૌગંધિક ષંઢ (નપુંસક)નાં લક્ષણો** — **यः पूतियोनौ जायेत स सौगन्धिकसंज्ञितः ॥**
**स योनिशेफसोर्गन्धमाघ्राय लभते बलम् ॥ २ ॥**

જે પુરુષ ગંધાતી યોનિથી ઉત્પન્ન થાય છે, તેનામાં યોનિ અથવા શિશ્ન સુંઘવાથી ચેતના ઉત્પન્ન થાય છે; તેને સૌગંધિક નપુંસક કહે છે. અને તેનું બીજું નામ નાસાયોનિ છે.

**કુંભિક ષંઢ (નપુંસક)નાં લક્ષણો** — **स्वे गुदेऽब्रह्मचर्याद्यः स्त्रीषु पुंवत्प्रवर्तते ॥**
**कुम्भीकः स न विज्ञेयः–**

---

1 षांढ्य=Sexual Debility. 1 થી ૩ સુ.શા.અ.૨ શ્લો.૨૫ થી ૨૭.

જે પુરુષ પોતાની ગુદામાં બીજા પાસે મૈથુન કરાવ્યાથી સ્ત્રી વિષે પુરુષત્વને પ્રાપ્ત કરે છે, તે કુંભિક નપુંસક કહેવાય છે, વળી તેનું બીજું નામ ગુદયોનિ છે.

**–ईर्ष्यकं शृणु चापरम् ॥ ३ ॥**

**ઈર્ષ્યક ષંઢ (નપુંસક) નાં લક્ષણો.**

**दृष्ट्वा व्यवायमन्येषां व्यवाये यः प्रवर्तते ॥**
**ईर्ष्यकः स तु विज्ञेयो– ॥ ४ ॥**

જે માણસ બીજાનું મૈથુન જોઈ પોતે કામાસક્ત થાય છે, તે ઈર્ષ્યક નપુંસક કહેવાય છે, તેનું બીજું નામ દૃગ્યોનિ છે.

**ષંઢ (નપુંસક)નાં લક્ષણો.**

**यो भार्यायामृतौ मोहादङ्गनेव प्रवर्तते ॥**
**तत्र स्त्रीचेष्टिताकारो जायते पण्ढसंज्ञितः ॥ ५ ॥**

જે પુરુષ ઋતુકાળ વખતે મોહથી પોતે નીચે પડી સ્ત્રી પાસે મૈથુન કરાવે છે, તેના વીર્યથી ઉત્પન્ન થયેલો પુરુષ સ્ત્રીના સરખી ચેષ્ટા કરે છે અને તેનો આકાર સ્ત્રીના સરખો હોય છે, તેને મહાષંઢ કહે છે. આ ષંઢને શિશ્ન હોવા છતાં તેનામાં બીલકુલ શક્તિ હોતી નથી.

**નારી ષંઢનાં લક્ષણો.**

**ऋतौ पुरुषवद्वापि प्रवर्तेताङ्गना यदि ॥**
**तत्र कन्या यदि भवेत्सा भवेन्नरचेष्टिता ॥ ६ ॥**

ઋતુ વખતે જો સ્ત્રી પુરુષ પ્રમાણે પ્રવૃત્ત થાય એટલે પુરુષને નીચે રાખી, પોતે ઉપર ચઢી, જો મૈથુન કરે તો તેનાથી ઉત્પન્ન થયેલી કન્યા પુરુષ સરખી ચેષ્ટા કરવાવાળી થાય છે એટલે પોતે બીજી સ્ત્રીના ઉપર સુઈને તેની યોનિ સાથે પોતાની યોનિનું ઘર્ષણ કરે છે.

इति षांढ्यनिदानम्

---

# अलर्कविषनिदानं[1]

## ( હડકાયા કુતરાના ઝેરનું નિદાન )

**शुनः श्लेष्मोल्वणा दोषाः संज्ञां संज्ञावहाश्रिताः ॥**
**मुष्णन्तः कुर्वते क्षोभं धातूनामतिदारुणम् ॥ १ ॥**
**लालावानन्धबधिरः सर्वतः सोऽभिधावति ॥**
**स्रस्तपुच्छहनुस्कन्धशिरो दुःखी नताननः ॥ २ ॥**

જ્ઞાનને વહનારી નાડીમાં રહેલા કુત્રાના કફાધિક દોષો સંજ્ઞાનો નાશ કરીને ધાતુઓમાં મહા ભયંકર ક્ષોભ ઉત્પન્ન કરે છે. તેથી કૂતરાના મોઢામાંથી લાળ ગળે છે. અને આંધળો કિંવા બહેરો થઇ તે દુ:ખી કૂતરો આણીકોર તેણીકોર દોડે છે અને તેનું પુછડું, હડપચી, કાંધ અને માથુ નીચું નમી જાય છે. આને હડકાયું કુતરું કહે છે.

---

१ अलर्कविष=जलसंत्रास=Hydrophobia. ४ थी ६ सु.शा.अ.२ श्लो. २८ थी ३०. १ वा.उ.अ.३८ श्लो.८. २थी ६ वा.उ.अ. ३८ श्लो. ८थी १२.

**કુતરાની દાઢના કરડનું લક્ષણ**

**दंशस्तेन विदष्टस्य सुप्तः कृष्णं क्षरत्यसृक् ॥**
**हृच्छिरोरुग्ज्वरःस्तम्भस्तृष्णामूर्च्छोद्भवो नु च ॥ ३ ॥**

હડકવાયું કુતરું જે જગાએ કરડે, તે જગા બેહેરી થઈ જાય છે; તેમાંથી કાળું લોહી પડે છે; તેથી દરદીના હૃદયમાં અને મસ્તકમાં દુઃખ થાય છે; તાવ આવે છે; તેનું અંગ જડ થાય છે; તરશ લાગે છે; અને મૂર્છા આવે છે.

**अनेनान्येपि बोद्धव्या व्याला दंष्ट्राप्रहारिणः ॥**

ઉપર કહેલાં લક્ષણોથી (સર્પ, શિઆળીયું, ખચ્ચર, ઘોડા, રીંછ, ચિત્રો, વાઘ, વરુ ઇત્યાદિક) દાઢથી પ્રહાર કરનારાં બીજાં પ્રાણીને હડકવા થયાનાં લક્ષણો સમજવાં.

**ઝેરવાળી કિંવા ઝેર વગરની દાઢનાં લક્ષણો.**

**कण्डूनिस्तोदवैवर्ण्यसुप्तिक्लेदज्वरभ्रमाः ॥**
**विदाहरागरुक्पाकशोफग्रन्थिविकुञ्चनम् ॥ ५ ॥**
**दंशावदरणं स्फोटः कर्णिका मण्डलानि च ॥**
**सर्वत्र सविषे लिङ्गं विपरीतं तु निर्विषे ॥ ६ ॥**

ખરજ, સોય ખોંચ્યા જેવી પીડા, શરીરના રંગનું બદલાઈ જવું, ચામડીનું બેહેર મારી જવું, દંશમાં સડા થવો, જ્વર, ભ્રમ, બળત્રા, રતાશ, વેદના, પાકવું, સોજો, ગાંઠ થવી, ફાટો પડી જવી, દંશની જગાએ ચામડી ફાટી જવી, ફોડલા થવા, માંસના લોંદા નિકળવાં અને ચકામાં પડવાં એટલાં લક્ષણો ઝેરવાળી દાઢના દંશનાં જાણવાં અને આનાથી ઉલટાં લક્ષણો નજરે પડે તો ઝેર વગરની દાઢનો દંશ છે એમ સમજવું.

**અસાધ્ય લક્ષણો.**

**दष्टो येन तु तच्चेष्टारुतं कुर्वन्विनश्यति ॥**
**पश्यंस्तमेव चाकस्मादादर्शसलिलादिषु ॥ ७ ॥**

ઉપર કહેલાં જનાવરોમાંથી જે જનાવરનો કરડ થયો હોય, તે પ્રાણીના સરખી જ ચેષ્ટા કરનાર, તેના જેવી ચીસો નાખનાર અને અરીસામાં તથા પાણીમાં જે કરડ્યું હોય તેનું જ પ્રતિબિંબ દેખનાર દરદી નાશ પામે છે.

**योऽद्भ्यस्त्रस्येददष्टोऽपि शब्दसंस्पर्शदर्शनैः ॥**
**जलसंत्रासनामानं दष्टं तमपि वर्जयेत् ॥ ८ ॥**

જે પુરુષને હડકાયું કુતરું ન કરડ્યું હોય તો પણ પાણીના સ્પર્શથી, શબ્દથી, અને જોવાથી બીહે છે;તે હડકવાના દરદીને વૈદ્યે છોડી દેવો.હડકવાના આ પ્રકારને જલસંત્રાસ કહે છે.

इति अलर्कविषनिदानम्



७, ८ वा उ. अ. ३८ श्लो. १४, १५.

## स्नायुकं[1] (વાળાનું) निदान (વૃન્દમાધવ પા. ૩૯૧.)

शाखासु कुपितो दोषः शोथं कृत्वा विसर्पवत् ॥
भित्त्वैव तत्क्षते तत्र सोष्मा मांसं विशोष्य च ॥ १ ॥
कुर्यात्तन्तुनिभं सूत्रं वृत्तं सितद्युतिं बहिः ॥
शनैः शनैः क्षताद्याति छेदात्कोपमुपैति च ॥ २ ॥
तत्पाताच्छोफशान्तिः स्यात्पुनः स्थानान्तरे भवेत् ॥
स स्नायुकेति विख्यातः क्रियोक्ता तु विसर्पवत् ॥ ३ ॥

હાથ અને પગમાં દોષ (વાત, પિત્ત કફ) કુપિત થઈ. વિસર્પ (રતવા)ના સરખો સોજો આણે છે અને તે સોજો ફુટી તેમાં ક્ષત પડે છે. તેમાં તીક્ષ્ણ આગ થાય છે, અને માંસ સુકાઈ જઈ સૂતરના સરખો ગોળ સફેદ દોરો બહાર આવે છે. તે ધીમે ધીમે ક્ષતમાંથી બહાર નીકળે છે પણ તૂટી જતાં ઘણું દુઃખ ઉત્પન્ન કરે છે. અને બધોય બહાર નીકળે તો સોજો ઉતરી જાય છે. તેનો જરા અંશ માત્ર અંદર રહ્યો હોય તો ફરીથી બીજે ઠેકાણે સોજો થાય છે. તે રોગને સ્નાયુક (વાળો) કહે છે. વાળાની ચિકિત્સા વિસર્પ (રતવા) પ્રમાણે [કરવા કહેલું છે.

इतिस्नायुकनिदानम्

## फिरङ्गरोगनिदानं[2]

फिरङ्गसंज्ञके देशे बाहुल्येनैव यद्भवेत् ॥
तस्मात्फिरङ्ग इत्युक्तो व्याधिर्व्याधिविशारदैः ॥ १ ॥
गन्धरोगः फिरङ्गोऽयं जायते देहिनां ध्रुवम् ॥
फिरङ्गिनोऽङ्गसंसर्गात्फिरङ्गिण्याः प्रसंगतः ॥ २ ॥
व्याधिरागन्तुजो ह्येष दोषाणामत्र संक्रमः ॥
भवेत्तल्लक्षयेत्तेषां लक्षणैर्भिषजां वरः ॥ ३ ॥
फिरङ्गस्त्रिविधो ज्ञेयो बाह्य आभ्यन्तरस्तथा ॥
बहिरन्तर्भवश्चाऽपि तेषां लिङ्गानि च ब्रुवे ॥ ४ ॥
तत्र बाह्यः फिरङ्गः स्याद्विस्फोटसदृशोऽल्परुक् ॥
स्फुटितो व्रणवद्वैद्यैः सुखसाध्योऽपि सो मतः ॥ ५ ॥
सन्धिष्वाभ्यन्तरः स स्यादामवात इव व्यथाम् ॥
शोफं च जनयेदेष कष्टसाध्यो बुधैः स्मृतः ॥ ६ ॥
कार्श्यं बलक्षयो नासाभङ्गो वह्नेश्च मन्दता ॥
अस्थिशोषोऽस्थिवक्रत्वं फिरङ्गोपद्रवा अमी ॥ ७ ॥

---

१ स्नायुक Guinea worm=વાળો. २ फिरङ्ग=ચાંદી=Syphilis.

**बहिर्भवो भवेत्साध्यो नवीनो निरुपद्रवः ॥**
**आभ्यन्तरस्तु कष्टेन साध्यः स्यादयमामयः ॥ ८ ॥**
**बहिरन्तर्भवश्चापि क्षीणस्योपद्रवैर्युतः ॥**
**व्याप्तो व्याधिरसाध्योऽयमित्याहुर्मुनयः पुरा ॥ ९ ॥**

આ રોગ ફિરંગ દેશમાં વધારે થાય છે, માટે વ્યાધિ જાણુનારાઓએ એને ફિરંગ રોગ કહ્યો છે. આ ફિરંગ રોગ ફિરંગ રોગવાળાના અંગ સંસર્ગથી અથવા ફિરંગીની સ્ત્રીઓના સંગથી થાય છે. આ આગન્તુક રોગ છે અને એમાં દોષોનાં લક્ષણો ઉપરથી વૈદ્યે કયા કયા દોષ છે તે કલ્પી લેવું.

ફિરંગ ત્રણ જાતનો છે. બાહ્ય, આભ્યન્તર અને બાહ્યાભ્યન્તર. હવે એનાં લક્ષણો કહું છું. બાહ્ય ફિરંગ વિસ્ફોટક જેવો દેખાય છે. એમાં પીડા થોડી થાય છે. એ વ્રણની પેઠે ફૂટે છે અને વૈદ્યો માટે એ મટાડવો સહેલો છે.

આભ્યન્તર ફિરંગ રોગ સાંધાઓમાં આમવાત, પીડા અને સોજો ઉત્પન્ન કરે છે. એ કષ્ટસાધ્ય છે. નબળાઈ, દુબળાપણું, નાક બેસી જવું, અગ્નિમાંદ્ય, હાંડકાં સૂકાઈ જવાં, અને હાડકાં વાંકાં વળી જવાં એટલા ઉપદ્રવો ફિરંગ રોગમાં થાય છે, નવો, ઉપદ્રવ વગરનો બાહ્ય ફિરંગ સાધ્ય છે. અને ઉપદ્રવવાળા નબળા માણસનો બાહ્યાભ્યન્તર ફિરંગ અસાધ્ય છે [એમ મુનિઓ કહે છે.

इति फिरङ्गरोगनिदानम्[1]

## सोमरोगनिदानं[2]

**स्त्रीणामतिप्रसङ्गेन शोकाच्चापि श्रमादपि ॥**
**अतिसारकयोगाद्वा गरयोगात्तथैव च ॥ १ ॥**
**आपः सर्वशरीरस्थाः क्षुभ्यन्ति प्रस्रवन्ति च ॥**
**तस्यास्ताः प्रच्युताः स्थानान्मूत्रमार्गं व्रजन्ति हि ॥ २ ॥**
**प्रसन्ना विमलाः शीता निर्गन्धा नीरुजः सिताः ॥**
**स्रवन्ति चातिमात्रं ताः सा न शक्नोति दुर्बला ॥ ३ ॥**
**वेगं धारयितुं तासां न विन्दति सुखं क्वचित् ॥**
**शिरःशिथिलता तस्या मुखं तालु च शुष्यति ॥ ४ ॥**
**मूर्च्छा जृम्भा प्रलापश्च त्वग्रूक्षा चातिमात्रतः ॥**
**भक्ष्यैर्भोज्यैश्च पेयैश्च न तृप्तिं लभते क्वचित् ॥ ५ ॥**
**संधारणाच्छरीरस्य ता आपः सोमसंज्ञिताः ॥**
**ततः सोमक्षयात् स्त्रीणां सोमरोग इति स्मृतः ॥ ६ ॥**

---

૧ ફિરંગ રોગનું લક્ષણ ભાવપ્રકાશમાંથી લીધું છે.
૨ भावप्रकाश स्त्रीरोगाधिकारमાંથી ઉપલો ઉતારો કર્યો છે.

અતિ મૈથુનથી, શોકથી, શ્રમથી, બહુ જુલાબો લેવાથી કે ઝેરની અસરથી, શરીરમાં રહેલું પાણી ક્ષોભ પામે છે અને આ રીતે પોતાના સ્થાનમાંથી સરી ગયેલું પાણી પેસાબના માર્ગ તરફ જાય છે. એટલે સ્વચ્છ, ટાઢું, ગન્ધ વગરનું, ધોળું ઘણું પાણી પીડા વગર મૂત્ર-માર્ગે નીકળ્યા કરે છે. અને દૂબળી રોગી સ્ત્રી એનો વેગ રોકી શકતી નથી. એને કયાંય ચેન પડતું નથી. માથું ઢીલું થઈ જાય છે, મોઢું અને તાળવું સૂકાય છે. મૂર્ચ્છા આવે છે, બગાસાં આવે છે, ચામડી અતિશય લૂખી થઈ જાય છે. સ્વાદિષ્ટ ખોરાકોથી કે પીવા યોગ્ય પીવાના પદાર્થોથી એને કોઈ દિવસ તૃપ્તિ થતી નથી. આ પાણી શરીરને ટકાવી રાખે છે માટે સોમ કહેવાય છે. અને સ્ત્રીઓમાંથી એ સોમનો આ રોગમાં ક્ષય થઈ જાય છે, માટે આ રોગ સોમરોગ કહેવાય છે.

इति सोमरोगनिदानं समाप्तम्

## इति परिशिष्टं समाप्तम्

## रोगानुक्रमणिका रोगनी અનુક્રમણિકા

ज्वरातिसारौ ग्रहणी चार्शोऽजीर्णं विषूचिका ॥
अलसश्च विलम्बी च कृमिरुक्पाण्डुकामलाः ॥ १ ॥
हलीमकं रक्तपित्तं राजयक्ष्मा उरःक्षतम् ॥
कासो हिक्का सह श्वासैः स्वरभेदस्त्वरोचकः ॥ २ ॥
छर्दिस्तृष्णा च मूर्च्छाद्या रोगाः पानात्ययादयः ॥
दाहोन्मादावपस्मारः कथितोऽथानिलामयः ॥ ३ ॥
वातरक्तमूरुस्तम्भ आमवातोऽथ शूलरुक् ॥
पंक्तिजं शूलमानाह उदावर्तोऽथ गुल्मरुक् ॥ ४ ॥
हृद्रोगो मूत्रकृच्छ्रं च मूत्राघातास्तथाऽश्मरी ॥
प्रमेहो मधुमेहश्च पिटिकाश्च प्रमेहजाः ॥ ५ ॥
मेदस्तथोदरं शोथो वृद्धिश्च गलगण्डकः ॥
गण्डमालाऽपची ग्रन्थिरर्बुदः श्लीपदं तथा ॥ ६ ॥
विद्रधिर्व्रणशोथश्च द्वौ व्रणौ भग्ननाडिके ॥
भगन्दरोपदंशौ च शूकदोषस्त्वगामयः ॥ ७ ॥
शीतपित्तमुदर्दश्च कोठश्चैवाम्लपित्तकम् ॥
विसर्पश्च सविस्फोटः सरोमान्त्यो मसूरिकाः ॥ ८ ॥
क्षुद्रास्यकर्णनासाक्षिशिरःस्त्रीबालकामयाः ॥
विषं चेत्ययमुद्दिष्टो रुग्विनिश्चयसंग्रहः ॥ ९ ॥

इतिश्री माधवकरविरचितं माधवनिदानं समाप्तम्।

ધી ન્યુસ પ્રિન્ટીંગ પ્રેસ, કાળાઘોડા, કોટ—મુંબઇ

૩૮ ઉંદર તથા હડકાયા કુતરાના વિષના ચિકિત્સા
૩૯ રસાયન અધ્યાય
૪૦ વાજીકરણ પ્રયોગો

ઉપર લખ્યા મુજબ (૪૦) અધ્યાયો ઉપરાંત અનેક વિષયો છે, આ તો અધ્યાયોજ આપ્યા છે પણ તેના વિષયાનુક્રમણિકા વાંચશો તો મનનું સમાધાન થશે. આ પુસ્તકમાં ૬૪૫ પેજ છે અને ગ્લેજ કાગળમાં છપાયેલો છે મજબુત પાકું સોનેરી નામવાળું પુઠું છતાં મૂલ્ય ફક્ત રૂપીયા ૪–૦–૦.

**२ अनंगरंग**–આ પુસ્તકમાં સંસ્કૃત ટીકા છે અને સરળતાથી સમજી શકાય એટલા માટે સમજુતીના પ્રમાણ આપેલાં છે શૃંગાર અને વૈદ્યક વિષય છે છતાં મૂલ્ય ફક્ત ... ... ... ... ... ... ... ૧– ૪–૦

**३ ईलाजुलगुर्बा**–વૈદ્યકનું યુનાની હિંદી પુસ્તક છે અને વૈદ્યકમાં આ પુસ્તક અત્યુત્તમ છે. ... ... ... ... ... ... ૨– ૦–૦

**४ कामसूत्र "वात्स्यायनप्रणीत"**–હિંદી ટીકાસહિત આ પુસ્તક ઉપર સરળતાથી સમજી શકાય તેવી સારી ટીકા થઇ છે અને ગ્લેજ કાગળમાં પાકું પુઠું છતાં મૂલ્ય ફક્ત ... ... ... ... ... ... ૫– ૦–૦

**૫** ,, **સંસ્કૃત** ટીકાવાળા ગ્રંથની કિંમત ... ... ૧૦– ૦–૦

**६ चिकित्सांजन वैद्यवल्लभ**–અગ્નિવેશ મુનિએ નિદાનાંજન નામક ગ્રન્થ કરેલો છે તેમાં રોગનાં નિદાન સંક્ષેપમાં બતાવ્યાં છે. પણ એ ગ્રંથમાં ચિકિત્સા કહી નથી. તે ઉપરથી ઉપાધ્યાય શ્રીવિદ્યાપતિના મનમાં એવો વિચાર ઉત્પન્ન થયો કે એ નિદાનની સાથે ચિકિત્સા પણ હોય તો ઠીક પડે અને એવા વિચારથી તેજ નિદાનને અનુસરીને તેમણે આ ચિકિત્સાંજન નામે ગ્રંથ લખ્યો છે. તથા કવિશ્રી હસ્તિરૂચિપ્રણીત વૈદ્યવલ્લભ ગ્રંથનું અનેક ગ્રંથોના પ્રમાણ સહિત ગુર્જર ભાષાંતર આ ગ્રંથ સાથે દાખલ કરવામાં આવેલ છે.

આ બન્ને ગ્રંથમાં ચરક, સુશ્રુત, અને બીજા નાના ગ્રંથોમાંથી પણ સારા સારા ઉપાય ચુંટી કાઢીને લખ્યા છે. આ ગ્રંથમાં લખેલા ઉપાય જરૂર ગુણ કરે એવા છે, કેટલાક ઉપાય તો ગ્રંથકારે પોતે અજમાવીને લખ્યા હોય એવા છે. તથા કેટલાક પ્રયોગ તો નવા છે.

આ બંને ગ્રંથનું મૂળ શ્લોક સહિત ગુર્જર ભાષાંતર લગભગ ૩૦૦) પૃષ્ઠના પુસ્તકના આકારમાં તૈયાર છે. (પોસ્ટેજ જાૂદું)... ... ... ૧– ૪ ૦

**७ तिब्बअकबर**–હિંદી યુનાની વૈદ્યકનું સારામાં સારૂં અને માનીતું ઉત્તમ પુસ્તક. આ પુસ્તક વીસ રૂપીયા ખર્ચતાં મળતું નહોતું તે પુસ્તકની હવે નવી આવૃત્તિ તૈયાર છે. મજબુત પાકુ પુઠું છતાં મૂલ્ય ફક્ત. ... ... ૭– ૦–૦

**८ त्रिशती (वैद्यक)**–વૈદ્યકના પુસ્તકોમાં શાર્ઙ્ગધર પંડિતનું બનાવેલું અતિ ઉત્તમ પુસ્તક છે અને મૂળ શ્લોક છે. પુસ્તક નાનું છે છતાં મોટા મોટા રોગોને નાશ કરનારૂં ઉમદા વસ્તુ છે. આમાં બધાં રોગોમાં પ્રધાનજ્વર અને સન્નિપાતના રોગોની ચિકિત્સા પણ ઘણી સારી છે છતાં મૂલ્ય ફક્ત... ... ... ૦– ૪–૦

**૯ निदानदीपिका**–વૈદ્યક વીષયમાં નિદાનના ગ્રંથોમાં આ પુસ્તક એક માનીતું ઉત્તમ પુસ્તક છે અને સંસ્કૃત ટીકા સાથે ઉત્તમોત્તમ ગ્રંથ છે આ પુસ્તકની જુજ કિંમત છે. મૂલ્ય રૂ. ૪–૦–૦ છે છતાં હાલ કિંમત... ... ... ૨– ૦–૦

**૧૦ बोपदेव शतक** અને દિનચર્યા. રાત્રિચર્યા, ઋતુચર્યા, ઉપલા નામનો દરેક કુટુંબમાં અવશ્ય સંઘરી રાખવા લાયક વૈદ્યક ગ્રંથ પૂર્વે "બોપદેવ" નામના મહાન્ પંડિતે રચ્યો છે. આ ગ્રંથમાં દરેક મનુષ્યથી સહેલાઇથી બની શકે તેવા દરેક રોગોપર અસરકારક થઇ પડનારા, આપણા પ્રાચીન વૃદ્ધત્રયી ગ્રંથોને આધારે ઔષધો આપવામાં આવેલાં છે.

આ ઉત્તમ ગ્રંથના મૂળસહિત શુદ્ધ ગુજરાતી ભાષાંતરની દ્વિતીયાવૃત્તિ દિનચર્યા, રાત્રિચર્યા તથા ઋતુચર્યા સહિત છપાઈ બહાર પડી છે. કિંમત ૦–૧૦–૦

**૧૧ बुद्धि वढानेका उपाय**–( आयुर्वेदमें ) આયુર્વેદશાસ્ત્રમાં અને આપણા ધાર્મિક પુસ્તકોમાં બુદ્ધિ વધવાના અનેક ઉપાયો લખ્યા છે પણ આ પુસ્તકમાં લખ્યા પ્રમાણે જો ઉપાયો કરવામાં આવે તો સહેલાઇથી માણસ બુદ્ધિનો વધારો કરી શકે તેમ છે.આયુર્વેદમાં આવું પુસ્તક આજ દિવસમાં એકે છપાયું નથી એટલું હમો ખાત્રીથી કહીશું. માટે આ પુસ્તક એક કલ્પવૃક્ષ જેવું છે, અને મુંબઇમાં નિર્ણય સાગર પ્રેસમાં ગ્લેજ કાગળમાં છપાયું છે છતાં મૂલ્ય ફક્ત રૂ. ૧– ૪–૦

**૧૨ भावप्रकाश**–(વૈદ્યકનું અણમૂલ રત્ન) આ પ્રખ્યાત વૈદ્યક ગ્રંથ 'ભાવમિશ્ર' નામના મહાન પંડિતે સંસ્કૃત ભાષામાં, દેશીવૈદ્યોની છેલ્લી શોધ પ્રમાણે તૈયાર કરેલ છે. તેના મૂળ સહિત શુદ્ધ ગુર્જર ભાષાંતરની નવી આવૃત્તિ અમારી તરફથી પુષ્કળ સુધારા સહિત છપાઇ તૈયાર થઈ છે. તેમાં ઉપયોગી વનસ્પતિના તથા મનુષ્યનાં હાડપિંજર અને શસ્ત્રક્રિયાને લગતા ચિત્રો આપવામાં આવ્યાં છે. વળી હિંદની વનસ્પતિની પંદર ભાષા (સંસ્કૃત, ગુજરાતી, મરાઠી, હિંદી, ફારસી, અરબી, લાટીન, ઇંગ્રેજી, બંગાલી, કર્ણાટકી, તેલંગી, કોંકણી, કાનડી, તામીલ, અને સિંધી)માં નામ તથા ગુણદોષ દાખલ કીધા છે. અને તેને વધારે ઉપયોગી બનાવવા માટે નીચે લખેલા પ્રાચીન તથા અર્વાચીન ગ્રંથો તથા યુનાની હકીમો અને ઇંગ્લાંડના પ્રખ્યાત ડોકટરોના મત મુખ્ય વનસ્પતિના ટીપ્પણમાં દાખલ કર્યા છે જેવાં કે:—

**સંસ્કૃત ગ્રથોમાં**–ચરક, વાગ્ભટ્ટ, સુશ્રુત, હારીત, ચક્રદત્ત, અને મદનપાળ તથા રાજનિઘંટ વગેરેના મત.

**ઉરદુ ગ્રંથોમાં**–મખજન–ઉલ–અદવીઆ, તાલીફ સરીફ, તોહફત ઉલ-મુઞાનીન તથા સફા ઉલ અસકમ વગેરેના મત.

**ઇંગ્રેજી ગ્રંથોમાં**–મેટ્રીયા મેડીકા, ફારમો કોપીઓ ઓફ ઇન્ડીકા, થીઓ-ફ્રેકસ રસ તથા ઇન્ડીયન એનેલ્સ ઓફ મેડીકલ સાયન્સ વગેરેના મત.

ટુંકામાં આ ગ્રંથ વૈદ્યકના તમામ શોખીનો અને અનુભવી ડૉકટરોને હમેશાંના મદદગાર થઈ પડવા માટે પૂરતી કાળજી રાખવામાં આવી છે.

આ ગ્રંથના **પૂર્વ**, **મધ્ય** અને **ઉત્તર** એમ ત્રણ **ખંડો** છે અને તેને બે ભાગમાં વહેંચવામાં આવ્યા છે. તેના પહેલા ભાગ (**પૂર્વખંડ**)નાં છ પ્રકરણો છે અને તેમાં નીચે લખેલી દરેક વૈદ્ય અને ગૃહસ્થને પ્રથમ અને અવશ્ય જાણવા લાયક બાબતો સમાયલી છે.

**પ્રકરણ ૧ લું**–સૃષ્ટિપ્રકરણ. **પ્રકરણ ૨ જું**–ગર્ભપ્રકરણ. **પ્રકરણ ૩ જું**–બાલપ્રકરણ. **પ્રકરણ ૪ થું**–દેશો વિશે, દિનચર્યા, રાત્રિચર્યા, ઋતુચર્યા. **પ્રકરણ ૫ મું**–મિશ્રવર્ગ, હરીતક્યાદિવર્ગ, કર્પૂરાદિવર્ગ, ગડુચ્યાદિવર્ગ, પુષ્પવર્ગ, વટાદિવર્ગ, આમ્રાદિવર્ગ, ધાતુપધાતુ–રસોપરસ–વિષોપવિષ વર્ગ, ધાન્ય વર્ગ, શાક વર્ગ, માંસ વર્ગ, કૃતાન્ન વર્ગ, વારી (પાણી) વર્ગ, દુગ્ધ (દૂધ) વર્ગ, દગ્નો (દહીં) વર્ગ, તક્ર (છાસ) વર્ગ, નવનીત (માખણ) વર્ગ, ઘૃત (ઘી) વર્ગ, મૂત્ર વર્ગ, તૈલ વર્ગ, સન્ધાન વર્ગ, મધુ (મધ) વર્ગ, ઇક્ષુ (સેરડી) વર્ગ, અનેકાર્થ નામ વર્ગ, માન પરિભાષા, ભેષજોનાં વિધાન ધાતુનાં શોધન મારણ વિધિ, ધાત્વાદિ મારણોપયુક્તાન પુટ પ્રકારાનાહ, ઉપધાતુનાં મારણ પ્રકારાનાહ, રસસ્ય શોધન વિધિ, ઉપરસાનાં શોધન વિધિ, રત્નાનાં શોધન મારણ વિધિ, વિષાનાં શોધન મારણ વિધિ, સ્નેહપાક વિધિ, વમન વિધિ, વિરેચન વિધિ, સ્નેહબસ્તિ વિધિ, ઉત્તરબસ્તિ વિધિ, ફલવર્ત્તિ વિધિ, નસ્યગ્રહણ વિધિ, ધૂમપાન વિધિ, ગણ્ડુશકબલપ્રસારણ વિધિ, સ્વેદ વિધિ, મૂર્ધ તૈલ વિધિ, કર્ણ વિધિ, લેપ વિધિ, શોણિત સ્રાવણ વિધિ, નેત્રપ્રસાદન કર્માણી, સેક વિધિ, આશ્ચ્યોતન વિધિ, પિણ્ડી વિધિ, બિડાલક વિધિ, તર્પણ વિધિ, પુટપાક વિધિ, ભૈષજ ભક્ષણ સમય. **પ્રકરણ ૬ ઠું**–ચિકિત્સાપ્રકરણ.

**ભાવપ્રકાશ** ગ્રંથના **બીજા ભાગ** (મધ્ય તથા ઉત્તર ખંડ) તમામ રોગોનું **નિદાન સંપ્રાપ્તિ અનેચિકિત્સા** (ઔષધોપચાર)નું સંપૂર્ણ વિસ્તારથી વિવેચન કરવામાં આવેલ છે અને તે ચાર ભાગમાં વહેંચાયલો છે.

**ભાગ ૧ લામાં**—જુદી જુદી પ્રકારના જ્વરો, તે ઉત્પન્ન થવાનાં કારણો, તેને ઓળખવાની રીત, તેપર જુદા જુદા પ્રાચીન ગ્રંથકારોના અભિપ્રાય અને તેનાપર અસરકારક અનુભવી ઔષધોનું વિસ્તારપૂર્વક વિવેચન કરવામાં આવ્યું છે.

**ભાગ ૨ જામાં**—અરશ, જઠરાગ્નિ સંબંધી વિકારો, કૃમિરોગ, કમળો, હલીમક, રક્તપિત્ત, અમ્લપિત્ત, શ્લેષ્મપિત્ત, ક્ષયરોગ, ઉધરસ, હેડકી, શ્વાસ, સ્વરભેદ, અરોચક, ઉલટી, તરશ, મૂર્ચ્છા, મદાત્યય, દાહ, ઉન્માદ, અપસ્માર, વાતવ્યાધિ, ઉરૂસ્તંભ, આમવાત, પિત્તવ્યાધિ, શ્લેષ્મવ્યાધિ, વાતરક્ત, વગેરે રોગોની તેના નિદાનપૂર્વક ચિકિત્સા આપવામાં આવી છે.

**ભાગ ૩ જામાં**—શૂળ, ઉદાવર્ત્ત, આનાહ, ગુલ્મ, પ્લીહ, યકૃત, હૃદ્રોગ મૂત્રકૃચ્છ, મૂત્રઘાત, અશ્મરી, પ્રમેહ, મેદવૃદ્ધિ, કાર્શ્ય, ઉદરરોગ, સોથ, વધરાવળ, બદ, ગલગંડ, ગંડમાળા, ગ્રંથી, અર્બુદ, શ્લીપદ, વિદ્રધિ, વ્રણ, અગ્નિદગ્ધ, ભગ્ન, વગેરે રોગોની તેના નિદાનપૂર્વક ચિકિત્સા આપવામાં આવી છે.

**ભાગ ૪ થામાં**—નાડીવ્રણ, ભગંદર, ઉપદંશ, લીંગના અર્શ, શુક્રદોષ, કોઢ, શિતપિત્ત. ઉદર્દ, કોઢ, ઉત્કોઠ, વિસર્પ, સ્નાયુ, વિસ્ફોટ, ફીરંગરોગ, મસુરિકા, શીતલા, ક્ષુદ્રરોગ, શિરોરોગ, નેત્રરોગ, કર્ણરોગ, નાસિકારોગ, મુખરોગ, ઝેર, પ્રદર, સોમરોગ, સ્ત્રીરોગ, બાળરોગ આદિ રોગોની તેનાં નિદાન સહિત ચિકિત્સા આપવામાં આવી છે.

એ પ્રમાણે આવા મોટા કદના ગ્રંથની સમાપ્તિની સાથે વૈદ્ય વિદ્યાની જાણવા જેવી સઘળી બાબતો સમાપ્ત થાય છે.

☞ આ ગ્રંથ કેવો તથા કેટલો ઉપયોગી છે તથા તેની યોગ્યતા વિષે અમારી તરફથી વધારે જણાવવું દુરસ્ત નથી તો પણ એટલું જણાવીએ છીએ કે આ ગ્રંથ જગપ્રસિદ્ધ છે. અને તેમાં લખેલાં ઔષધો સમયપરત્વે સમજીને યોજવામાં આવ્યાથી મૃત્યુની હદ સુધી પહોંચેલા રોગને પણ પાછો હઠાવી શકાય છે. વળી બધા વૈદ્યકના ગ્રંથમાં આ પહેલો દરજ્જો ધરાવે છે અને માત્ર આ ગ્રંથ એકલો જ ખરીદ કરવાથી વૈદ્યકના તમામ ગ્રંથોની ગરજ સરી શકે એવો વૈદ્યકના ભંડારરૂપ છે.

આપણી ગુર્જર ભાષામાં આવા રત્નસમાન વૈદ્યક ગ્રંથની પૂરી ખોટ હતી જે આ ગ્રંથથી ઘણે દરજ્જે પુરી પડશે, આ ગ્રંથનાં વિશેષ વખાણ ન કરતાં એટલું જ કહીએ છીએ કે દેશી વૈદ્યના "ચરક સુશ્રુત" વિગેરે ઉત્તમ ગ્રંથો પણ આ "ભાવપ્રકાશ" ગ્રંથ વાંચનારને ઘડીભર વિસારે પડશે.

**પહેલી આવૃત્તિની કિંમત રૂ. ૧૫)** હતી તેનો લાભ દરેક સ્થિતિના મનુષ્યથી લઇ શકાતો ન હોવાથી નફાપર નજર ન આપતાં આ નવી આવૃત્તિની કિંમત ઘટાડીને **ફકત રૂ. ૧૦)** કરવામાં આવી છે. આશા છે કે વૈદ્યવિદ્યાના શોખીનો પોતાના દેહ તથા કુટુંબના રક્ષણાર્થે આ ગ્રંથને ગમે તેમ મેળવી તેનો યોગ્ય ઉપયોગ કરશે.... ... ... ... ... ... ૧૦— ૦—૦

**૧૩ बूंटी प्रचार वैद्यक**—વૈદ્યકીય દરેક પુસ્તકોમાં આ પુસ્તક એક રત્ન મનાય છે; કારણ કે વનસ્પતિ ઔષધનો દરેકે દરેક ફુલ ઝાડ સાથે સચિત્ર ફોટાઓ છે. વનસ્પતિ ઓળખવાને માટે આ પુસ્તક ઘણું જ સારૂં છે અને ઉપચારો ઘણા જ સારા સહેલા આપેલા છે. આ પુસ્તકના (૩૫૦) પેજ છે છતાં મૂલ્ય ફક્ત ... ... ... ... ... ... ૧— ૦-૦

१४ **वङ्गसेनसंहिता** મૂળશ્લોક સહિત હિંદી ટીકામાં આ ગ્રંથ છપાયેલો છે અને વૈદ્યકના તમામ પુસ્તકોમાં એક શિરોમણિ ગ્રંથ મનાય છે. આ એક પુસ્તક વાંચવાથી સાધારણ માણસ પણ વૈદ્ય બની શકે છે. આ પુસ્તક ઘણું જ મોટું છે અને તેના પાના ગ્લેજ છે છતાં પેજ (૧૦૦૨) છે અને પાકું પુંઠું છતાં કિંમત ફક્ત... ... ... ... ... ... ... ૧૦– ૦–૦

१५ **भैषज्य रत्नावली**–વૈદ્યકીય ઉચમાં ઉચ્ચો અને સહેલો સારો ઉપાય ઉત્તમ ગ્રંથ હિન્દીમાં ... ... ... ... ... ૮– ૦–૦

१६ **भैषज्य रत्नावली**–ગુજરાતી ટીકામાં છપાય છે. ... ૮– ૦–૦

१७ **माधवनिदान-માધવનિદાન** મૂળ શ્લોક સહિત શુદ્ધ ગુજરાતી ભાષાંતર. આ નિદાન ગ્રંથ **માધવાચાર્ય** નામના પ્રાચીન આર્ય વિદ્વાને રચેલો છે, એમાં ઘણું કરીને દરેક રોગ થવાનાં કારણ, રોગનાં લક્ષણ, સાધ્યાસાધ્ય વિચાર વગેરે વૈદ્યોએ અને ગૃહસ્થોએ પ્રથમ અને અવશ્ય જાણવા-જોગ હકીકતનું ખુલાસાથી વર્ણન કરેલું છે. રોગ થવાનાં કારણ બરાબર સમજ્યા સિવાય અને થયેલા રોગની સ્થિતિ અવસ્થા યોગ્ય રીતે પારખ્યા સિવાય દવા કરવાથી કાર્યસિદ્ધિ ભાગ્યે જ થવાની. દરેક સખ્સે પ્રથમ નિદાન ભાગ અવશ્ય જાણવો જોઇએ. અને તે જાણવા સારૂ **આ પુસ્તક ઘણું ઉપયોગી થાય તેવું છે.** એમાં મૂળ સંસ્કૃત તથા તેની ગુજરાતી ટીકા સમજાય તેવી રીતે આપેલી છે. **ઔષધોના પુસ્તક કરતાં આવું પુસ્તક સાધારણ લોકોને પણ ઉપયોગી થાય;** કેમકે રોગ થવાનાં કારણ અને રોગની હાલત તેમના સમજવામાં આવે તો તેથી સાવચેત રહેવા પ્રયત્ન કરી શકાય અને એમ બને એટલે ઔષધની ગરજ ઘણી જ થોડી પડે. કાગળ અને છાપ સરસ છે.

વૈદ્યકના **શારીરશાસ્ત્ર, નિદાન** (રોગની ઉત્પત્તિ વગેરેનાં કારણો સમજવાં તે) અને **ચિકિત્સા** (ઔષધવિચાર) એવા ત્રણ મુખ્ય ભાગ છે. એમાં પણ **નિદાન સૌથી વધારે ઉપયોગી હોવું જોઇએ,** એમાં કાંઇ શક નથી. **નિદાન વિષે માધવનો આ ગ્રંથ પરમ પ્રમાણ ગણાય છે.** સંસ્કૃતમાં આવી એક કહાણી છે કે:–

**निदाने माधवः श्रेष्ठः सूत्रस्थाने तु वाग्भटः।**
**शारीरे सुश्रुतः प्रोक्तश्चरकस्तु चिकित्सिते ॥**

આ ગ્રંથનું મૂળસહિત ગુજરાતી ભાષાંતર ઘણે દરજ્જે શુદ્ધ તથા બધાથી સમજાય એવું છે.

આ ચોપડી વૈદ્યરાજોને ઘણી વાંચવા યોગ્ય છે. શરીરમાં કેવા કેવા પ્રકારના નાહાના મોટા રોગોની ઉત્પત્તિ થાય છે અને તે કેવે પ્રકારે થાય છે તે આદિ ઘણીક વાંચીને સમજવા યોગ્ય બાબતો આ ગ્રંથમાંથી મળી આવે છે. કેટલાક ઉંટવૈદ્યો રોગ થવાનાં કારણો વગેરે જાણ્યા સિવાય પોતાની કમ સમજ શકિતને આધિન થઇને ઉંટવૈદું કરી ઊંધું ચત્તું કરી નાખે છે તેઓને તો આ ગ્રંથ અવશ્ય કરીને વાંચવાની અમે ભલામણ કરીએ છીએ.

આ પુસ્તકનો સર્વ સજ્જનોએ અવશ્ય સંગ્રહ કરવોજ જોઇએ.

અતિશે વખાણ કરવા કરતાં એટલુંજ કહેવામાં આવે છે કે એક વખત પ્રસ્તુત પુસ્તક વાંચવામાં આવશે એટલે સાફ માલમ પડશે કે આ પુસ્તક માટે કરેલાં વખાણ નકામાં નથી. કિંમત ફક્ત ... ... ... ... ૨– ૦–૦

**૧૮ मैथुनी अने टांकीना रोगो**–આ પુસ્તક બધું ગુજરાતીમાં જ લખાયેલું છે. આ પુસ્તકમાં બે વિભાગ પાડવામાં આવ્યા છે તેમાં પહેલા વિભાગમાં સ્ત્રીસંયોગથી ઉત્પન્ન થતાં જે દરદો ખરી ટાંકીના વર્ગથી જૂદાં છે; તેનું અને બીજા વિભાગમાં ખરી ટાંકી અને તેને લગતા સર્વે દરદોનું વર્ણન કરવામાં આવ્યું છે. પ્રમેહ, બદ, ચાંદી, વીગેરે દરેક દરદોની સંપૂર્ણ હકીકત લખવામાં આવી છે પૃષ્ઠ (૩૬૪) મૂલ્ય રૂ. ૪–૦–૦ છે. છતાં હાલ કીંમત માત્ર રૂ. ૨– ૦–૦

**૧૯ रसप्रकाशसुधाकर**–સંસ્કૃત મૂળ શ્લોકોમાં આ પુસ્તકમાં રસાયણીક સંબંધી ઉપચારો લખવામાં આવ્યા છે છતાં મૂલ્ય રૂ. ... ... ૨– ૦–૦

**૨૦ वैद्यजीवन**–महाकविश्री लोलिंबराज प्रणीत श्લોક સહિત પદ્યાત્મક અને ગદ્યાત્મક શુદ્ધ સરળ ગુજરાતી ભાષાંતર. આ પુસ્તકમાં શ્રૃંગાર અને વૈદ્યક બંને વિષયો આપેલા છે આ પુસ્તકમાં લખેલા ઉપચારોથી ઘણા દરદીઓ સારા થયા છે. વૈદ્યકમાં આ પુસ્તક એક રત્નસમાન ગણાય છે.

રે રોગી! સુખ સાધવા કરવા દરદજ દૂર,
વૈદ્યજીવન ઔષધ સદા ભજ ભાવે ભરપુર,
વૈદ્યજીવન ભણવા વિષે જેને ઉર અતિ વ્હાલ,
કરવો તેનો સુગમપથ ટીકા રચી રસાળ,

ઉપર લખ્યા મુજબ ઉંચો વૈદ્યકનો ગ્રંથ છે; તેમાં ૩૫૫ ઉપર પાનાં છે ઉત્તમ છપાઈ ગ્લેજ કાગળ છે અને આ પુસ્તક દશ રૂપીઆ ખરચતાં પણ મળતું નહતું તે જ હાલમાં નવું છાપ્યું છે. છતાં કિંમત માત્ર રૂપીઓ ૧– ૦–૦

**૨૧ वाजीकरण कल्पद्रुम**–આ પુસ્તકમાં પુરૂષત્વ તથા સ્ત્રીત્વ વધારવાના અનેક ઉપાયો છે અને પુરૂષને વૃદ્ધાવસ્થા આવતી જ નથી એવા સહેલા સારા ઉપાયો છે છતાં મૂલ્ય ફક્ત રૂ ... ... ... ... ૧– ૦–૦

**૨૨ वैद्यकसारसंग्रह**–વૈદ્યકના દરેક ઉપયોગી ગ્રંથોમાંથી દોહન કરીને ચુંટી કાઢેલા અત્યુત્તમ નુકસાઓનો સંગ્રહ (ખજાનો બનાવ્યો છે) અને ગરીબ તથા તવંગર બંને માણસો આ પુસ્તકમાં બતાવેલા ઉપાયો કરી શકે તેવા હેતુથી શુદ્ધ સરળ ગુજરાતી અક્ષરમાં આ પુસ્તક લખવામાં આવ્યું છે અને મોટા મોટા ડોક્ટરો, વૈદ્યોની ગરજ સારે છે આ પુસ્તકમાં આવતાં વિષયો અતિસાર સંગ્રહણી, કાસશ્વાસ, આમવાત, ઉરૂસ્તંભ, વાયુરોગ, કમળો, પાંડુરોગ, ક્ષય રોગ, નાડી, વ્રણ, અસ્થિભંગ, ભગંદર, ઉપદંશ, શુક્ર રોગ, મેદોરોગ, વાતરક્ત, વિષૂચિકા, અરોચક શરદીનું કારણ, હીક્કા એટલે હેડકી, સ્વરભેદ, તૃષા, મુર્છા, દાહ, અપસ્માર, ઉન્માદ, ધાતીના રોગ, પાણવી અથવા પથરી શુક્રાસ્મરીનાં

---

ધી ન્યુસ પ્રિન્ટીંગ પ્રેસ, કાળાઘોડા–કોટ–મુંબઇ.